શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા નં.૩૯

। શ્રીકૃષ્ણ ।

# મહાભારત

( ગુજરાતી પદબન્ધ )

ગ્રન્થ ૪ થો

૬. દ્વિજકવિ વૈકુણ્ઠ-વિરચિત ભીષ્મપર્વ
૭. દ્વિજકવિ ભાઉ-વિરચિત દ્રોણપર્વ
૮. દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત કર્ણપર્વ

સમ્પાદક અને સંશોધક :
શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી

પ્રકાશક :
અમ્બાલાલ બુલાખીરામ જાની, બી. એ.
શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુમ્બઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા નં. ૩૯

। श्रीकृष्णः ।

# મહાભારત

(ગૂજરાતી પદબન્ધ)

ગ્રન્થ ૪ થો

૬. દ્વિજકવિ વૈકુણ્ઠ-વિરચિત ભીષ્મપર્વ
૭. દ્વિજકવિ ભાઉ-વિરચિત દ્રોણપર્વ
૮. દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત કર્ણપર્વ

સમ્પાદક અને સંશોધક:

રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી

પ્રકાશક:

રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ. સહાયકમંત્રી

શ્રી ફાર્બસ ગૂજરાતી સભા—મુંબઈ

વિ. સં. ૧૯૯૭ ] મૂલ્ય રૂ. ૧ ૮-૦ [ ઈ. સ. ૧૯૪૧

પ્રકાશક : રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ,
સહાયક મંત્રી, શ્રી ફૉર્બસ ગુજરાતી સભા,
સ્થળ : ૩૬૫, 'શ્રી ફૉર્બસ ગુજરાતી સભામન્દિર'
વિઠ્ઠલભાઈ પટેલ રોડ, કૉંગ્રેસ લેઈન–મુંબઈ નં. ૪



પૃ. ૧ થી ૩૦૪ના મુદ્રક રા. રા. શંકરરાય અમૃતરાય સૈયદ
મુદ્રણાલય : શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટિંગ પ્રેસ, રાયપુર, અમદાવાદ
બાકીનાં પૃષ્ઠોના મુદ્રક : રા. રા. મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

પ્રથમાવૃત્તિ – પ્રતિ ૩૦૦

મળવાનું ઠેકાણું : રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ. સહાયક
મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા : ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ,
કૉંગ્રેસ, લેઇન–મુંબઈ નં. ૨

# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સાહિત્યપ્રવૃત્તિનો પ્રથમ હેતુ આ છેઃ " ગુજરાતી ભાષામાં લખાયલાં સઘળાં તેમજ ગુજરાતને લગતાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો; અને તેમાંનાં મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષવા યોગ્ય લાગે તેવાં પુસ્તકો હોય તે પ્રસિદ્ધ કરવાં." આ હેતુથી સભા પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગ્રંથો વેચાતા લઈ, સારા પ્રમાણમાં અદ્યાપિ સંગ્રહે છે.

આ સંગ્રહમાંથી પ્રચલિત અને પ્રસિદ્ધ કરવા જેવા ગ્રંથો કીયા કીયા છે તે સમજી શકાય તે માટે સભાએ ૧૫૦ પુસ્તકોની માહિતી આપનારા, હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિ ભા. ૧ તથા ૨, આ પ્રકાશક પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલા છે. બાકીનાં ૨૫૦-૪૦૦ પુસ્તકોની એ જ ધોરણે સવિસ્તર નામાવલિ ભાગ ૩-૪ તૈયાર કરવાનું કામ પણ આ પ્રકાશકને સોંપેલું છે. ઉપરાન્ત ગ્રંથનું વસ્તુ, રચનાર, રચનસમય વગેરેની ઉપરચોટીયા માહિતી આપનાર એક યાદી પણ આ પ્રકાશક પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલી છે. તેમાંથી એક પાસ નામાવલિ ભાગ ૧-૨ માંથી પસંદ થયેલા ગ્રંથો તૈયાર કરાવી પ્રકટ કરવાનું કામ ચાલે છે. તેમ બીજી પાસ અન્યત્ર સાંપડતા પ્રસિદ્ધ કરવા યોગ્ય પ્રાચીન ગ્રંથો, કાવ્યો, આખ્યાનો, વાર્તાઓ પણ સંશોધાવી, સટિક પ્રકટ કરાવવામાં આવે છે.

આ પ્રવૃત્તિને અંગે અત્યાર સુધીમાં નીચેના પ્રાચીન આખ્યાન, કાવ્યાદિ સંશોધાવી પ્રકટ કરવાની, સભાના મોટાનાના ૧૫ ગ્રંથો પ્રકટ થયા છેઃ ૧ પ્રબોધબત્રીશી વા ઉખાણાસંગ્રહ અને રાવણ-મંદોદરીસંવાદ : સં. સ્વ. મણિલાલ બ. વ્યાસ. ૨ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧, સં. રા. છગનલાલ વિ. રાવળ. ૩ રસકલ્લોલ : સં. રા. છ. વિ. રાવળ. ૪ મહાભારત ભાગ ૧, આદિપર્વ અને સભાપર્વ સં. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ૫ શ્રી કૃષ્ણક્રીડાકાવ્ય ( પદબંધ દશમ સ્કંધ,

ર. સં. ૧૫૨૯ ) સં. રા. અંબાલાલ બુ. જાની. ૬ અભિમન્યુ આખ્યાનઃ સં. રા. મંજુલાલ ર. મજમુદાર. ૭ પંચદંડની વાર્તા : સં. રા. શંકરપ્રસાદ છ. રાવળ, ૮ મહાભારત ભાગ ૨–વનપર્વ : સં. રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ૯ રૂપસુન્દર કથા ( શ્લોકબદ્ધ કાવ્ય ) સં. રા. ભોગીલાલ જયચંદ સાંડેસરા. ૧૦ હંસાવતીની વાર્તા : સં. રા. શંકર-પ્રસાદ છ. રાવળ. ૧૧ મહાભારત ભાગ ૩–વિરાટપર્વ અને ઉદ્યોગ-પર્વ : સં. રા. કેશવરામ કા. શાસ્ત્રી. ઉપરાન્ત ૧૨ હારમાળા રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી ૧૩ વીરસિંહકૃત ઉષાહરણ રા. ભોગીલાલ જ. સાંડેસરા ૧૪ રાસ સહસ્રપદી (નરસિંહ) : રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી, ૧૫ કર્પૂરમંજરી : રા. રા. ભોગીલાલ જ. સાંડેસરા અને ૧૬મો મહાભારત ભાગ ૪ ભીષ્મપર્વ, દ્રોણપર્વ અને કર્ણપર્વ : રા. કેશવરામ કા. શાસ્ત્રીએ, સંશોધેલો હમણાં પ્રકટ થયો છે. ઉપરાંત અન્ય ગ્રંથો પણ તૈયાર કરાવવામાં આવે છે.

સભાએ મધ્યકાળની ગુજરાતી ભાષામાં રચાયલો, મહાભારતનો સળંગ પદબંધ ગ્રંથ પ્રકટ કરવાનું મહાભારત કાર્ય આદરેલું છે. શાસ્ત્રીજી કેશવરામ કાશીરામે વિનાવેતને પ્રીતિકાર્ય તરીકે એ કાર્ય માટે લીધું છે. સભા તે માટે તેમની ઋણી છે. એક કવિનાં બને તેટલાં પર્વો અને તે જ્યાં સંભવિત ન હોય ત્યાં એવા બીજા સમોવડીઆ પ્રાચીન કવિનાં પર્વો લેવાં, એવું ધોરણ રાખેલું છે. ચાલતી ભાષાની જૂનવટ તેમાં છે. પરંતુ મધ્યકાળના ગુજરાતને ગુજરાતી કવિઓએ કેવા સ્વરૂપમાં તેનો પદબંધ પૂરો પાડ્યો છે, એ જાણવાનું સાધન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ વિચારનાર અભ્યાસીઓને મળી રહેશે એ દષ્ટિ પ્રધાનપક્ષે આ પ્રબંધમાં પ્રવર્તેલી છે.

ગુર્જર સાહિત્યરસિક જનતાને એટલી મુશ્કેલી સહી લેવા વિનંતિ છે. આશા છે કે અભ્યાસી બંધુઓ અને સાહિત્યરસિક જનતા સભાની આ યોજનાને ઉત્તેજન આપશે અને તેનો લાભ પણ અવશ્યે લેશે.

શ્રાવણ વદિ ૬<br>સં. ૧૯૯૭<br>તા. ૧૩–૮–૪૧

**અંબાલાલ બુલાખીરામ જાની**<br>સહાયક મંત્રી–શ્રી ફાર્બસ ગુજરાતી સભા,<br>**મુંબઈ**

# પ્રાસ્તાવિક

જુદા જુદા કવિઓઓનાં મહાભારત-પર્વોના પ્રકાશનનું કાર્ય શરૂ કર્યા પછી આરંભથી ઉદ્યોગપર્વ સુધીનાં પર્વો ત્રણ ગ્રન્થમાં ૧૯૩૬ સુધીમાં છપાઈ ગયાં છે. એ ત્રણ ગ્રંથો પ્રસિદ્ધ થયા પછી તરતમાં જ ચોથા ગ્રન્થના મુદ્રણનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું, જે આજ પાંચ વર્ષના લાંબા ગાળા પછી પૂર્ણ થાય છે. અમદાવાદમાં આવી રહ્યા પછી પ્રવૃત્તિ વધી પડી હોવાથી આ ભાગના મુદ્રણને સમયસર પૂરું કરાવી શક્યો નથી, અને તેની ગુણજ્ઞ કવિતાપ્રિય જનતા ક્ષમા આપશે.

આ ચોથા ગ્રન્થમાં કુતિયાણાના સારસ્વત બ્રાહ્મણ કવિ વૈકુંઠનું ભીષ્મપર્વ, સૂરતના ઔદિચ્ય બ્રાહ્મણ કવિ ભાઉનું દ્રોણપર્વ અને ખંભાતના નાગર બ્રાહ્મણ કવિ વિષ્ણુદાસનું કર્ણપર્વ, એ ત્રણ પર્વો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. આ ત્રણે કવિઓના વિષયમાં યાવદુપલબ્ધ માહિતી ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલા "કવિ ચરિત-ભાગ રજો"માં તે તે કવિઓના મથાળે વીગતથી આપવામાં આવી છે. એનું એ અહીં છાપી પાનાંઓ નકામાં જાય એ વાજબી નથી લાગતું. જિજ્ઞાસુઓ અને અભ્યાસકો એનો જરૂર પૂરતો ઉપયોગ કરી શકશે.

આ ત્રણે પર્વના સંપાદનમાં નીતિ અગાઉના ત્રણ ગ્રન્થોના સંપાદનમાં રાખવામાં આવેલી તે જ છે. સંપાદનના વિષયમાં અખત્યાર કરવામાં આવતી નીતિના સંબંધમાં મારા છેવટના વિચારો ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલી "ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી"ની પ્રસ્તાવનામાં વ્યક્ત કર્યા છેઃ તે પહેલાં આ ગ્રન્થનું સંપાદન થઈ ચૂક્યું હતું અને ૧૯ ફૉર્મ જેટલો ભાગ છપાઇ ચૂક્યો હતો જ; થોડાં ફૉર્મ માટે નીતિ બદલી અભ્યાસકોને ભ્રાંતિમાં નાખવા એ યોગ્ય લાગ્યું નથી. હવે પછીના ભાગોના સંપાદનમાં પૂર્વના ભાગોની નીતિ જ કાયમ રાખવી કે મારા તરફથી હવે સ્વીકારવામાં આવેલી નીતિ અપનાવવી તે વિશે હજુ મેં નિશ્ચય કર્યો નથી.

આ ભાગ તૈયાર કરવામાં ત્રણ પર્વની નીચેની હાથપ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તત્કાલીન ભાષાસ્વરૂપનો પૂરતો ખ્યાલ રાખી વાચના સંસ્કારી લેવામાં આવી છે, એ અહીં સ્પષ્ટ સ્વરૂપે વ્યક્ત કરી દેવું જોઇયે.

## ૧. ભીષ્મપર્વ

क. મારા દાદા સ્વ. શ્રી કરશનજી આણંદજી બાંભણિયાના હાથની સં. ૧૯૨૭ની નકલ, જેમાં આરંભમાં માત્ર ૧ પાનું–૧૨ કડી પૂરતું નથી.

सो. ગૂજરાત વર્નાકયુલર સોસાયટીની નં. ૬૦૧ ની હાથપ્રત સં. ૮૬૪માં નકલ પૂર્ણ.

गू. ગૂજરાતી પ્રિન્ટિંગ પ્રેસ–મુંબઇની સં. ૧૯૨૬ની હાથપ્રત.

## ૨. દ્રોણપર્વ

ગૂજરાત વર્નાકયુલર સોસાસાયટીની નં. ૨૭૭ अ ની સં. ૧૮૬૪માં થયેલી નકલ. એક માત્ર.

## ૩. કર્ણપર્વ

૧. શ્રી ફા. ગૂજ. સભાની નં. ૧૩૩ क ની સં. ૧૭૧૩ની નકલ.

૨. ગૂજરાત વર્ના. સોસાયટીની નં. ૨૭૭ની સં. ૧૮૬૮ની નકલ જેમાં રચ્યાવર્ષ સં. ૧૬૮૪ હોવાનું લખ્યું છે.

૩. શ્રી ફાર્બસ ગૂ. સભા નં. ૬૬ त, ઉતાર્યા સં. ૧૮૬૯ની પ્રતનો ભાગ ઉપયુક્ત થયો છે, જ્યારે નં. ૮૫ ग ૨૬મે કડવે તૂટતી હોવાથી તેના અંતભાગનો ઉપયોગ કર્યો નથી.

છેલ્લા કર્ણપર્વની હાથપ્રત સં. ૧૭૧૩ જેટલી જૂની મળી આવવાથી એ પ્રતના જૂના પાઠોનો લાભ મળે છે. આ લહિયાએ વિક્રમના ૧૭મા શતકના અંત ભાગમાં કેટલીક હાથપ્રતો તૈયાર કરી છે. વિષ્ણુદાસના રામાયણની સં. ૧૬૯૮ની હાથપ્રત પણ તેના જ હાથની છે. અને પ્રતનું સ્વરૂપ જોતાં મધ્ય ગૂજ.ની ૪થી ભૂમિકાની મિશ્ર ભાષા લહિયાએ બરોબર સાચવી રાખી છે. વિષ્ણુદાસના સમયની લેખનની સાહિત્યકીય સ્વરૂપની એ ભૂમિકા મળી જવાથી

અને એથી વિષ્ણુદાસના મૂળ પાઠોને તે નજીક હોવાની પૂરતી સંભાવના હોવાથી ૨૬મા કડવાથી બીજી હાથપ્રતનાં પાઠાંતરો નોંધ્યાં નથી. માત્ર છેલ્લા કડવામાં રચનવર્ષના વિષયમાં મોડી પ્રતોમાં જે પાઠાંતરો મળે છે, તે નોંધવામાં આવ્યાં છે, અને એ સ્થળે આ સંપાદનમાં ઉપયોગમાં નહિ લીધેલી પછીની મોડી લખાયેલી હાથપ્રતોનો પણ નિર્દેશ કરવામાં આવ્યો છે.

આ ગ્રન્થની પાછળ ટીકા-ટિપ્પણ નથી આપવામાં આવ્યાં, અને એમ જણાયું છે કે હવેનાં પર્વોમાં શંકાસ્પદ સ્થાનો જેમ ભાષા આ બાજૂ આવે છે તેમ, ઓછાં જ આવે છે. ગૂજરાતી ભાષાના સારા અભ્યાસીઓને એ કાંઇ દુરૂહ નથી હોતાં. અને મારા તરફથી તો મોટે ભાગે ભાષાભૂમિકાની દૃષ્ટિએ જ રૂપોની નોંધો આપવામાં આવતી હતી. આમ ઓછા પ્રચારના ગ્રન્થમાં પાનાં નિરર્થક ભરવાં પણ વાજબી લાગ્યાં નથી; અન્ય વ્યાવૃત્તિ પણ રોકી રહી છે. આ ઊણપ અભ્યાસીઓને ઊણપરૂપે નહિ જ લાગે એવી મને ખાત્રી છે.

આ ગ્રન્થથી આમ ૧૮માંથી ૮ પર્વો **ગૂજરાતી પદબંધ મહાભારત**નાં રજૂ કરી શકાય છે. હજી ૧૦ પર્વો બાકી રહે છે. એ બાકીનાં પર્વોમાં ૧૨ શાંતિપર્વ ૧૩ અનુશાસન પર્વ અને ૧૫ આશ્રમવાસિક પર્વ કોઇ પણ કવિએ કર્યાં જાણમાં નથી. બાકી રહેતાં ૯ શલ્ય, ૧૦, સૌપ્તિક, ૧૧. સ્ત્રી, ૧૪. અશ્વમેધ, ૧૬. મૌશલ, ૧૭. મહાપ્રસ્થાન અને ૧૮. સ્વર્ગારોહણી એ ૭ પર્વોનું સંપાદન તૈયાર છે. સમયની અનુકૂળતાએ એ પ્રસિદ્ધ કરવાનો અભિલાષ છે, એ પરમકૃપાલુ પરમાત્મા પૂર્ણ કરશે જ. શ્રી. ફાર્બસ ગૂજરાતી સભાના સંચાલકોએ આ પાછળ નાણાં ખર્ચવાનો નિર્ધાર કર્યો છે; નિષ્કામ; એ માટે ગૂજરાત થોડું ઋણી નથી.

મહાભારત ગ્રન્થમાળાનો આ ચોથો પ્રયત્ન પરમ કૃપાળુ મહાભારત—સૂત્રધાર શ્રીકૃષ્ણચંદ્રજીના ચરણસરોજમાં અર્પી કૃતકૃત્યતા અનુભવું છું.

તા. ૩-૮-'૪૧

મીઠાખળી, અમદાવાદ

**કેશવરામ કા. શાસ્ત્રી**

# અનુક્રમણિકા



---

* "ભીષ્મપર્વ"માં પૂર્વછાયા પૂરા થતાં શરૂ થતી ચોપાઇથી જે ખંડ પાડવામાં આવ્યા છે, તે સંપાદકે વાચનમાં સરળતા થાય તે માટે પાડ્યા છે. કવિએ તો ખંડ આપ્યા વિના જ કવિતા આપી છે. પૂર્વછાયે પ્રસંગ એક પૂરો થાય અને નવી ચોપાઇથી નવો પ્રસંગ થાય, તે દૃષ્ટિએ પાડેલા ખંડો ઉપયોગી થઈ પડશે.

—સંપાદક.

# ભીષ્મપર્વ

( ૬ )

કુન્તલપુરવાસી

શ્રીવૈકુણ્ઠ-વિરચિત

श्रीकृष्ण : ।

કુન્તલપુરનિવાસી સારસ્વતજ્ઞાતીય દ્વિજકવિ વૈકુણ્ઠ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૬. ભીષ્મપર્વ

## ૧. ભૂમિપર્વ—

[૧] ચોપાઇ હાવટી

તવ નારાયણ કહે અર્જુનને, જેહ ભોમ્ય ભલી ભાવે,
તે માટે આંહ્ય યુદ્ધ કીજે, દયા મનમાં નાવે. ૧
દુષ્ટ ભોમ્ય સોધીને[1] અર્જુન, મનમાં થ્યા રલિયાત્ય;
વેગે રથ્ય બેશીને આવ્યા, જ્યહાં હસ્તિનાપુરનો નાથ. ૨
કુન્તાનો સુત ધર્મધુરન્ધર, જ્યુધિષ્ઠિર છે જ્યાંહ્ય,
આવીને પ્રણામ કીધો, અર્જુન લાગા પાય: ૩
"આપણે જૂધ કેણી પેરય કરશૂં? કૌરવજ્યોધ અપાર.
તમારે સેનાબલ થોડૂં," એમ કહે જુગદાધાર. ૪
ત્યારે ધર્મ કહે, "સ્વામ્ય! સુણો સાચૂં, મારે છો તમે સાહ્ય;
હૂં કેનો ગાંજ્યો નવ્ય જાઊં, જો પૃથ્વી શત્રુ થાય. ૫
જ્યહાં જોઊં ત્યહાં સકલ ધર્મ છે, અવરચ નહીં બીજૂં કોય;
નિરાલમ્બ, પરિગ્રહ, નિરઞ્જન, અભેદ અછેદ જ સોય. ૬
બ્રહ્મા શઙ્કર પાર ન પામે, અને વખાણે વેદ;
તૂં પાલણ ને તૂં સઙ્ઘારણ, તૂં અભેદ ને અછેદ; ૭

૧. જોઇ. સો.

જલ પાખાણ કાષ્ઠ સચરાચર, ઘટ ઘટ અન્તરચ વાસ;
અકલરૂપ તૂં, અતિ તૂં નિર્મલ, અનન્ત જ્યોત્ય–પ્રકાશ. ૮
તેં જુગ જાયા, વિશ્વ નીપાયાં, ભુવન ત્રણ્ય જે સાર;
સુરિજન મુનિજન અહર્નિશ સેવે, કાય ન પામે પાર.” ૯
એવી સ્તુતિ કીધી પ્રભુજીની, વિનયે થયા પ્રસન્ન;
પાંચેને મસ્તકચ કર મૂક્યો; સન્તોષ્યા ભગવન્ન. ૧૦
એવૂં નારાયણનૂં લક્ષણ, એક ચિત્ત્ય[2] જો ધ્યાય,
જન્મ કોટિનાં જો હોય પાતક, તત્ક્ષણ દૂરચ પલાય. ૧૧
જે જે જેવી જુક્તે ધાયો, તેને તેમ પ્રસન્ન;
વૈશમ્પાયન કહે, સુણ્ય રાજા! જનમેજે પાવન્ન! ૧૨
પાણ્ડવને શ્રીકૃષ્ણ કહે છે, “જૂધ્ધ કરવૂં નિરધાર,
કૌરવ કેરૂં દલ વસમૂં છે, મ્યલ્યૂં ક્ષોહણી અગ્યાર. ૧૩
તે માટે હવે આપણે, રચો કરવો ઉપાય?
સગાં સહોદર સૌ એહાં છે, શિખણ્ડી મચ્છરાય.” ૧૪
સર્વ ભૂપત્ય મ્યલીને બેઠા, વિચાર કીધો મન્ન્યઃ
‘એક વિષ્ટિ કીજિયે, જો માને દુર્યોધન્ન.’ ૧૫
વૈરાટ દ્રુપદ મ્યલીને બેઠા, બારોટ મોકલ્યો એકઃ
‘ગામ પાંચ પાણ્ડવને આપો,’ કેવરાવ્યૂં વિશેખ. ૧૬
ભાટ વલતો ચાલિયો, હસ્તિનાપુર મોઝારચ;
પ્રણામ કરીને બોલિયો: “દુર્યોધન! અવિધારચ. ૧૭
સભા સહૂ કો સાંભલો, માહરા મુખની વાણ્યઃ
આ કટક દેખી મન્ય મ આણીશ, પાણ્ડવના લેશૂં પ્રાણ. ૧૮
જેને પાસૂં પરિબ્રહ્મનૂં, ગાંજ્યા કેના નહીં જાય;
શિખણ્ડી વૈરાટ ને દ્રુપદ, સાથ છે બહુ રાય. ૧૯
ધૃષ્ટદ્યુમ્ન ને કાશી રાજા, અભિમન્ન કૂંઅર શૂર,
જૂધ કરતાં એણી પેરચ વાધે, જાણિયે સાગર–પૂર. ૨૦

---

૨. સમર્પણ થાય. સો. સ્મરણ થાય ક.

તે માટે તાં કહૂં તૂંને; માન્ય મારી વાત;
ગામ પાંચ પાણ્ડવને આપો, જ્યહાં રહે પાંચે ભ્રાત. ૨૧
વૈરાટ દ્રુપદે કહાવિયૂં, ને કહૂં તુઝને આજ:
ગામ પાંચ પાણ્ડવને રહેવા, આપિયે, મહારાજ!" ૨૨
ભાટનાં વાયક સાંભલી, ને મસ્તકચ ઊઠી ઝાલ્ય;
તિરસ્કાર કીધો દૂતને; મન્ય કોપિયો ભૂપાલ: ૨૩
"નામ પાણ્ડવ તણૂં લે તો ચઢે મુઝને રીસ;
**સૂચી-અગ્ર પૃથ્વી ન આપૂં**, કરૂં કટકા વીસ. ૨૪
અરે દુષ્ટ! હૂં તૂંને મારૂં, કે લહૂં તારા પ્રાણ;
દૂતને મારચે લાજ આવે; એમ વદે વેદપુરાણ." ૨૫
ભાટ વલતો બોલિયો: "સુણ્ય, દુર્યોધન ભૂપાલ!
પાણ્ડવરૂપિયો સીંચાણો તુઝ, મસ્તકચ [૩]આવ્યો કાલ. ૨૬
અરે કૌરવ! કહૂં તૂંને; પાણ્ડવશૂં નહીં પોંહૂચાય.
સત્યવાદી યુધિષ્ઠિરને લાગ્યને જૈ પાય. ૨૭
અર્જુને અજીરણ ભાજિયૂં વહ્નિ તણૂં અશ્વમેવ;
ઇન્દ્ર હારચ મનાવિયો; સુરપત્ય કરાવી સેવ. ૨૮
એ ઇન્દ્રસુત અર્જુન છે, અવતાર નરનો જાણ્ય;
શત તણાં મસ્તક છેદશે; ભેદશે એકે બાણ્ય. ૨૯
ભીમ ભડ વૈરાટ-ઘેરચ જૈ, મારચા કેચક વીર;
તારા કુલનો અન્ત જ આવ્યો; રૂઠો શ્યામશરીર. ૩૦
સેહૂદેવ વિદ્યા સકલ જાણે, આણે તારો અન્ત.
નિકુલ પાર ન પામિયે: મહા જોધ બલવન્ત. ૩૧
સાધવીમાં શ્રેષ્ઠ છે દ્રૌપદી; સાચૂં માને જેહ;
તેના શાપ થકી નથી જય તારે; સત્ય માનજે તેહ. ૩૨
ચ્યાદ ભુવન તણો સ્વામી, તે છે જેહને પાશ,
ચિન્તવે તે કરે નિશ્ચે; તૂં જાણ્ય, આવ્યો નાશ. ૩૩

---

૩. ભમે. ગૂ. ક.

અનેક રાજા સાથ છે; તું જાણજે નિરધાર;
પ્રાક્રમે પૂરા, ભલે શૂરા, કોય ન પામે પાર." ૩૪
વચન એહવાં સાંભલીને, કોપે ચઢ્યો ભૂપાલ:
"નામ પાણ્ડવ તણું લેતાં, ચઢે મુઝને કાલ. ૩૫
ભાટ! જારે આંહ્ય થકી, શું વખાણે આપ?
દૂત મારવા તણું મુઝને, મસ્તગ્ય લાગે પાપ." ૩૬
ભાટ વલતો બોલિયો: "વાત કહૂં, સુણ્ય રાય!
ગામ જો આપો નહીં તો જૂધ કરવા [4]સજ થાવ. ૩૭
પાંચ પાણ્ડવ દલ લેઇને, સર્વ [5]જાશે ત્યાંહ્ય,
વિશાલ સ્થાનક યૂધ અર્થે, દુષ્ટ ભોમ્ય છે જ્યાંહ્ય. ૩૮
તે માટે સર્વ દલ લેઇને, ચાલ્ય, [6]બોલ્યા ભૂપ!
ગજ રથ આયુધ સહૂ સજીને, આવ્યાં ત્યાં જૂધરૂપ." ૩૯
એમ કહીને નીસરયો; ભાટ આવ્યો ત્યાંહ્ય,
વૈરાટ દ્રુપદ કૃષ્ણશું,[7] પાણ્ડવ બેઠા જ્યાંહ્ય. ૪૦

[8]પૂર્વછાયો

પાણ્ડવ બેઠા [9]જ્યાંહ્ય રે, ભાટ વાણી ઇમ વદે;
વૈશમ્પાયન કહે, રાજા! **ભારથ**કથા ધરજો રુદે. ૪૧

---

[૨]　**ચોપાઇ દાવટી**

વૈશમ્પાયન બોલિયા, સુણ્ય, જનમેજે રાય!
હવે કથા કહૂં અતિ સુન્દર; સાંભલતાં સુખ થાય. ૪૨
ભાટ વલતો એણી પેરય બોલ્યો: "સુણ્ય, જુધિષ્ઠિર રાય!
દુષ્ટ દુર્જ્યોધન કાંઇ ન આપે; યુદ્ધ કરવા સજ થાય." ૪૩

૪. °વેલા તે થાય. ક. °ની સજ્યા થાયે. ગૂ. ૫. સાથે છે ગૂ. ૬. ચાલીયા તાં ભૂપાલ સો. ૭. સહૂ. ગૂ. ૮. વલણ ગૂ. ક. ઊથલો વા–ગૂ. ૯. °ઠા ત્યાંહિ આવી, ગૂ.

એવાં વચન ભાટનાં જાણી, કોપે ચઢ્યો મહાવીર,
દુષ્ટ ભોમ્ય સ્થાનકચ દલ ચાલે, શૂર શિરોમણ્ય ધીર. ૪૪
અનેક વીર સાથે છે પ્રૌઢા, વૈરાટ દ્રુપદ જેહ,
કાશીરાજા ધૃષ્ટદ્યુમન, શિખણ્ડી ભડ તેહ. ૪૫
અર્જુન-કુંઅર અભિમન્યુ બલિયો રહ્યો બેઉ કર જોડ્ય;
ભીમ તણો કુંઅર છે શૂરો, ગટોરગછ મહા પ્રૌઢ. ૪૬
કરસમ્પુટ કરી ચરણે લાગો; પ્રાક્રમનો નહીં પાર.
પાણ્ડવ મનમાં હર્ષ પામ્યા, દેખીને સુકુમાર. ૪૭
શૂરા સર્વે થયા સામટા, દલ ક્ષોહિણી સાત;
અનેક વસ્ત્ર આભરણ અત્ય ઓપે, શોભે [1]નવ નવેરી ભાત્ય. ૪૮
હયપાખર નાંખે અતિ પ્રૌઢા; કવચ ટોપ તે ધરિયાં;
સજી હથિયાર તે નાનાવિધનાં, અક્ષે ભાથા ભરિયા. ૪૯
હય ગજ રથ અત્ય શણગારચા; ધ્વજા પતાકા સાર;
ધમધમાટ ઘૂઘરી [2]શબ્દ વાજે; અમ્બાડીનો નહીં પાર. ૫૦
એ જુકતે દલ ત્યાંથી ચાલ્યૂં, આવ્યૂં દુષ્ટ ભોમ્ય છે જયાંહ્ય.
યૂધ કરવા ક્ષત્રી સપરાણા, રણથમ્ભ [3]રોપ્યો ત્યાંહ્ય. ૫૧
[4]દુર્જ્યોધન દ્વારામતી જૈને, લાવ્યો સેન અપાર;
સકલ વીર થયા છે પ્રૌઢા; પ્રાક્રમનો નહીં પાર. ૫૨
તવ દુર્જ્યોધન દલ સર્જ્જ કરીને, મહા વિકટ જે શૂર,
યૂધે સુભટ એણી પેરચ વાધે, જેમ સાગરનૂં પૂર. ૫૩
ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્જ્યોધન, શકુનિ, દુઃશાસન્ન,
ક્રિપાચારજ, અશ્વત્થામા, અવરચ બહુ રાજન્ન. ૫૪
અનેક ભડ બીજા છે બલિયા, તેનો ન જાણું પાર;
બહુ ગજ રથ નર શણગારચા; [5]સિહ્વાસન બહુ સાર; ૫૫

---

૧. નત્ય. ગૂ. ૨. સ્વર. ગૂ. ૩. રચ્યો ગૂ. ખોડ્યો ક. ૪. ગૂ.

અનેક આયુધ નાના-વિધનાં ગદા ખડ્ગ ને [૬]ગૂરચ;
ધનુષ બાણુને સાંગ્ય ઝલકે, જાણે કિરણુ સૂર્ય. ૫૬
ખપવા ખેડા વજ્ર લોહમે, સાંગ્ય હૂલ્ય તરુવારચ;
ઉપમા કેતી કહૂં શૂરની, અવરચ નહીં બીજા રાય! ૫૭
સજી આયુધ, દલ ત્યાંથી ચાલ્યૂં, યૂધ્ધ કરવાને આવે;
ઢોલ નીસાણ વાજે અતિ છન્દે; ભલી પેરચ તે ભાવે. ૫૮

સીંગા સાદ વાજે શરણાઇ, કંશાલા રણતૂરચ,
દુન્દ દદામા દડદડી, વાજતાં ચાલ્યા શૂર. ૫૯
રઙ્ગ રઙ્ગાઓલ્યે હથરોટા, મસ્તકચ ટોપ તે જડિયા;
કવચ સેના આયુધ ઝલકે; રવિ ઊગમતે ચઢિયા. ૬૦
સેનસહિત વીર સર્વે ચાલ્યા;[૭] મન્ય [૮]આનન્દ્યો રાજા;
આયુધ મનગમતાં વેચે છે; બમ્બારવ તે ઝાઝા. ૬૧

હય તણા હિંસારાવ વાજે; ગજ તણો નહીં પાર;
એણી પેરચ સેના અતિ શોભે, રાજા! સુણો વિચાર. ૬૨
રથ તણા અતિ પડ્ઘા વાજે, ધરા ધ્રૂજી તેહ;
થાવર જઙ્ગમ થરથર કાંપે; ગગને છાયો ખેહ. ૬૩
ભીષ્મ તણો રથ કેમ જાણિયે? નીલા પતાકા ઊંચ;
મહા મનોહર રથ કનકનો; પેરચ પેરચના પરપઞ્ચ. ૬૪

એવી સેનામાં શૂર* ઓપતા, જેમ ગગનમાં સૂર;
પ્રાક્રમ કેરો પાર ન પામૂં, જેમ સાગરનૂં પૂર. ૬૫
કહે રાયઃ "કરો સેન-સજાઈ, દેશ વિદેશના ભૂપ,
જે જે દેશ તણા છે રાજા, સુણજ્યો તેનાં રૂપ; ૬૬
મામો શકુનિ, શલ્ય, જયદ્રથ, [૯]બિન્દુબિદ (?) તે બલિયો;
સુદક્ષિણ, કમ્બોજ રાજા, અકલિત ન જાય કલિયો; ૬૭

૬. ગુરજ. ક. ૭. સાંચરા સો.—કમાં વિકલ્પ. ૮. થયો રલિયાત્ય. સો. * સૂરપત્ય. અગમગમ મહા સો. ત્ય, .. ગૂ. ૯. સત વીર તે ગૂ.

શૂરા શૂરયુદ્ધ, જયસેન ને [10]બૃહદ્દબલ બલવન્ત.
કલિઙ્ગ દેશનો રાજા મોટો, અરિનો આણે અન્ત. ૬૮
[11]દસ ક્ષોણી સેના મધ્યે, પિતામહ તાં પ્રૌઢ,
તેનો તાપ શ્રીકૃષ્ણજી માને, જે છે ગરુડારૂઢ. ૬૯
પિતામહે તાં પેલૂં પરઠ્યૂં, દસ દિવસ સઙ્ગ્રામ;
દસ સેનાપતિ સાથે પ્રૌઢા, ભીષ્મ પાસે વિશ્રામ.[12] ૭૦
શોભે ભીષ્મ તે સેના માંહેં, જેમ તારામાં ચન્દ્ર;
તેણે યુકતે ભીષ્મ ચઢિયા, સુણે સર્વ નરેન્દ્ર. ૭૧
શ્વેત અશ્વ ને શ્વેત રથ, શ્વેત સેના સોહે,
શ્વેત ધ્વજા ને શ્વેત પતાકા, શ્વેત મુગટે મોહે. ૭૨
સીંગી શબ્દ વાજે શરણાઇ, [13]કંશાલા રણતુરચ;
ઢોલ દદામા દડદડી, વાજે નફેરી ક્રૂર. ૭૩
મેઘાડમ્બર છત્ર શિર પરચ, વીજ ખડ્ગ ઝાટકાર;
ગાજે નીસાણ શબ્દ ઘન ગાજ્યો; બાણ તણા નહીં પાર; ૭૪
તેણે સમે દુર્વાસા આવ્યા: લાગા રાજા પાય;
અર્ઘપાદ્ય નીરાઞ્જન કીધી; પ્રેમે ઢોલે વાય. ૭૫
[14]દુર્વાસાને પૂછે રાજા: "પાણ્ડવે રચિયૂં યુદ્ધ;
તે માટે સન્દેહ મન્ય મારે, કશી દિયો છો બુદ્ધચ?" ૭૬

**ચોપાઇ**

ઋષિજી બોલ્યા કરી વિચાર, "રાય! જતન કરચ દિન અઢાર,
પછિ આયુશ પૂરણ ભોગવશો; કહ્યા દિવસ તે કુશલ હશો." ૭૭
દુર્વાસા થયા અન્તરધ્યાન; મન્ય ચમક્યો કૈરવ રાજાન;
મન્ત્રાણૂં મન્ત્રીશૂં કરી, 'દિવસ અઢાર લ્યો સેના વરી." ૭૮
તવ ગઙ્ગાસુત બોલ્યા એમ, "દસ દિવસનૂં મારે નેમ."
દ્રોણ કહે, "સેનાનો સઞ્ચ; વરી સેન મેં દિવસ પઞ્ચ" ૭૯

---

૧૦. કેહે સબલ. ક. ૧૧. અગ્યાર. ગૂ. ૧૨. વિરામ. સો. ક. ૧૩. સીંગાલા. ગૂ. ૧૪. ૭૬ મી કમાં નથી.

કર્ણ કહે, "અર્જુન [15]સમ ધરૂં; બે દિન પાણ્ડવસેના વરૂં."
શલ્ય કહે, "સાંભલ્ય, રાજન્ન! અર્ધ દિવસ હૂં [16]કરૂં જતન્ન." ૮૦
દુર્યોધન પામ્યો ઉલ્લાસ, "અર્ધ દિવસની મૂંને આશ."
એ વિધ વાત વિમાસણ કરી, ચાલી સેન્યા ત્યાં પરવરી. ૮૧

પૂર્વછાયો

અગ્યાર ક્ષોણી દલ કૌરવ તણૂં, પ્રૌઢા છે શત ભ્રાત;
પાણ્ડવ પાસે હરિ રહ્યા; સેના ક્ષોણી સાત. ૮૨

---

[૩] ચોપાઇ

વૈશમ્પાયન કહે સુણ્ય, રાય! સઙ્ખ્યા કહૂં ક્ષોણી-મહિમાય;
ગજ રથ નર અને તોખાર, સાંભલ્ય, પરીક્ષિતના કુમાર! ૮૩
દસ સહસ્ર દન્તી પરવરે; વીસ સહસ્ર તાં રથ સઞ્ચરે;
એક લાખ ઉધ્ધટ ઝૂઝાર; દસ લાખ તેના તોખાર; ૮૪
છત્રીસ લાખ પરવરે પાલ, તવ ક્ષોણી થાયે, ભૂપાલ!
અતિ બલિયો છે દુર્યોધન્ન, જેણે સાધ્યાં ચોરચાશી આસન્ન. ૮૫
વજ્ર દેહ માતાની દૃષ્ટિ, થાનક એક વિના થૈ પૃષ્ઠ.
તવ જનમેજે બોલે વાણ્ય; એ કથાનો કહો પ્રમાણ: ૮૬
માતાથી કેમ અમર થિયો; [1]વજ્ર થૈ કેમ મૃત્યુ પામિયો?
વૈશમ્પાયન થયા પ્રસન્ન, ધન્ય ધન્ય પાણ્ડવના તન્ન! ૮૭
એક સમે દુર્યોધન રાય, [2]યુધિષ્ઠિરને કહે મહિમાય;
"કહો ભાઇ! સત્યવાદી તમો; પ્રશ્ન એક પૂછૂં છૂં અમ્યો. ૮૮
[3]વજ્ર થયાનો છે કોઈ સઞ્ચ? સત્ય ભાખજ્યો હેત જ વચન;"
સુણી વચન[કહે]યુધિષ્ઠિર રાય, "સાંભલ્ય [4]સાચૂં ભાખૂં, ભાય! ૮૯

---

૧૫. સામો ગૂ. ૧૬. રાખૂં ગૂ. નૂં મારે ક. ૧. અરથી સો. યમ થૈ ક. ૨. ધર્મ પ્રત્યે પૂછે ગૂ. ૩. અમર સો. ક. ૪. વીર કહૂં સાચો ન્યાયે ગૂ. સાચો ભાખૂં ન્યાય સો.

પતિવ્રતા છે તારી માત, ગાન્ધારી નામે જે ખ્યાત,
'નેત્રહીણુ મારો ભરથાર, તે નવ્ય જુવે દૃષ્ટિ પરનારય; ૯૦
હું ક્યમ નિરખું પરપુરુખ?' પતિવ્રતા બાંધે છે ચક્ષ;
અમૃત્યુ એને નયણે વસે, સકલ અઙ્ગ જોશે રુદ્રશે (?) ૯૧
નેત્રે નિરખે તુઝ શરીર, થાઇશ વજ્ર[5] તૂં જાણ્ય, વીર!
નવસ્ત્ર જૈ ઊભો જનની પાસ, પોહ્ચે સર્વ તમારી આશ." ૯૨
હર્ષ ધરી રાજા ચાલિયો, ધર્મવચને રલિઆત્યજ થયો;
હર્ષ ભરચો તે ચાલ્યો જાય; વાટે મલિયા વૈકુણ્ઠરાય.[6] ૯૩
"ઊતાવલા ક્યમ ચાલ્યા રાય?" તવ સર્વે દાખ્યો મહિમાય.
યુધિષ્ટિરે કીધો ઉપકાર, તે નિવેદે તેણી વારય. ૯૪
સુણી વચન શ્રીજગદીશ, હાસે ઊભા હલાવે શીસ:
"પ્રજા સર્વ કહે છે ધર્મ; જો જો રે યુધિષ્ટિરનૂં કર્મ. ૯૫
કપટ તણી ક્યમ માની વાત? શત્રુવચને થ્યા રલિયાત્ય!
ક્યમ બોલે એ સાચૂં મુખ્ય? રાજવેધમાં મોટાં દુઃખ. ૯૬
હૂં કહૂં તે તમ્યો કરો ઉપાય, એ વાત યમ પૂરી થાય:
નવસ્ત્ર રૂપ માતાને પાશ, એ વાતે લજ્જાનો નાશ. ૯૭
મૃત્યુ થકા ક્યમ ક્ષત્રી ડરે? હોય સત્ય તો કેમ જ મરે?
પુષ્પ તણું વસ્ત્ર પેરી કરી, માતાપાશ ચાલો, કેશરી! ૯૮
પુરુષ તણો લજ્જા શણગાર; તેહ નહીં તો ધિક અવતાર.
અમે કહ્યૂં તમારે કાજ, સુણશે જે, અવનીના રાજ! ૯૯
તે હસશે તમને, ભૂપાલ! દુર્યોધનની મત્ય છે બાલ;
મૃત્યુ થકો બિયે છે મત્ય; નવસ્ત્રે માને દાખવ્યૂં તન." ૧૦૦
સુણી વચન પામ્યો આનન્દ, "મારી મત્ય થઈ છે મન્દ."
દેઇ આશિશ ને વિપ્ર વલ્યા, માતામન્દિરય રાજા પલ્યા. ૧
પેરચાં પુષ્પ, વલી ગયો પાશ, "માતા!" વચન કહ્યૂં પરકાશ;
"છોડો લોચન, મારી માત! ધર્મરાયે [7]કલ્પી છે વાત." ૨

૫. અમર સો. ક. ૬. યદુપતિ સો. ક. ૭. કહી ગૂ. ક.

"વસ્ત્ર મ રાખિશ, કૂંઅર! કશું, થાશે અંગ વજ્ર હોય જશું;"
તત્ક્ષણ લોચન છોડ્યાં માય, નિરખે સકલ પુત્રની કાય. ૩
[૮]"મૂર્ખ પુત્ર! કાં અપુષ્ય વરી? શે કારણ્ય મુઝ લજ્જા કરી?"
"મલ્યો હતો મારગમાં કોય, તેણે બૂધ્ય પ્રકાશી સોય." ૪
"પક્ષપાત પાણ્ડવના હરિ, તેણે તુઝને છલના કરી,
એ સ્થાનક, સુત! કાંચૂ રહ્યૂં; ત્યાંથી વિઘ્ન;" ગાન્ધારીયે કહ્યૂં. ૫
તે માટે જનમેજે રાય! હતા કૃષ્ણ પાણ્ડવને સાહ્ય;
દુર્યોધનનૂં વજ્ર શરીર, [૯]એ સ્થાનક રાખ્યૂં યદુવીર. ૬
મહાબલિયો છે એ રાજાન; પાણ્ડવને બલ શ્રીભગવાન,
કર્તા હર્તા કારણરૂપ, ભુવન ચૌદ કેરો જે ભૂપ. ૭
નિરાકાર અને સાકાર, વર્ણવ કોય ન પામે પાર.
પાંચે પાણ્ડવ બેઠા મલી, સહૂ અવનિપત્ય રાજા વલી. ૮

**ચોપાઇ દાવટી**

તવ નારાયણ બોલિયા, મુખે અમૃત વાણ્ય:
"અરે વીરો! તમેં શૂં બેઠા? ભોમ્ય ભાંગી જાણ્ય. ૯
વિચાર હવે કસ્યો કરવો? પ્રથમ યુદ્ધે કોણ જાય?"
વિચાર એવા અનુભવે, સુત–પવન આવ્યો ત્યાંહ્ય. ૧૦
ભીમસુત તિહાં આવિયો, સુણી વન્નમાં વાત,
"તાતની પક્ષે જાયજ્યો" એમ વદે વાણી માત; ૧૧
"ભીમ પાણ્ડવ તાત તારો, યુધિષ્ઠિરનો ભ્રાત;
કૌરવ સાથે યુદ્ધ કરવા, [૧૦]રચ્યૂં ભારત ખ્યાત." ૧૨
પુત્ર કહે, "માતા સુણો, જોવા જાશૂં અશ્વમેવ;
પ્રથમ કેની પક્ષ નહીં, જીત્યા હણું તત્ખેવ." ૧૩
ત્યાં થકો સુભટ સાંચર્યો, આવ્યો પાણ્ડવ–પાશ;
'વૃકોદરનો પૂત છે,' ધન્ય ધન્ય વદે અવિનાશ. ૧૪

---

૮. મત્ય તારી વભચરિ. ક. મત્ય તારી આવરી. **સો.** ૯. મૃત્યુ. **સો. ક.**
૧૦. રચાવ્યો (°એ ક) ભારથ **સો.** ક.

પાણ્ડવને પ્રણામ કીધો; [૧૧]હરિ તણા વન્દ્યા પાય;
"મલી સર્વે સ્થાનકચ બેઠા; ઓચરચા યદુરાય: ૧૫
"પ્રથમ યુદ્ધે કોણ જાશે?" એમ બોલ્યા ભગવાન;
"યુદ્ધને વિલમ્બ ન કીજિયે, હવે તમ્યો, મહારાજાન!" ૧૬
અર્જુન વાણી ઓચરે: "બલવન્ત ભીમકુમાર;
પરાક્રમી મહા વન વિશે, બલ તણો નહીં પાર. ૧૭
પુત્ર! પેલે ધાય જાયો, કૈરવશું સઙ્ગ્રામ્ય;
બલે પાક્રમે અતિ પ્રૌઢા, આજ આવ્યા કામ્ય." ૧૮
એવાં વાયક સાંભલીને, ભડ બોલ્યો મુખથી વાણ્ય:
"મેં તો મારા મન માંહેં, વિચાર કીધો જાણ્ય: ૧૯
[૧૨]અઢાર ક્ષોણી દલ મલ્યૂં છે, કૈરવ-પાણ્ડવ જેહ,
કુટુમ્બ સર્વે ત્યાં મલ્યૂં છે, યુદ્ધ કરવાને તેહ. ૨૦
તે માટે સાચૂં કહૂં, સ્વામી! પ્રથમ યુદ્ધ નવ્ય થાય;
મારા ગુરુની વાચા છે, જે 'હારચાની ગમ્ય જાય.' ૨૧
ક્ષત્રી કેરો ધર્મ છે; અનાથ-વારે ધાય;
યુદ્ધ કરતાં હારશે, કરવી તેહ્‌ની સાહ્ય." ૨૨

પૂર્વછાયો

"કરવી તેહ્‌ની સાહ્ય રે," એવી ભીમપુત્રની વાણ્ય સુણી,
વૈશમ્પાયન એમ કૂહે રે, કૃષ્ણ-ધર્મને ચિન્તા ઘણી. ૨૩

---

[૪] ચોપાઇ હાવટી

વૈશમ્પાયન કહે ભૂપત્યને, સુણ્ય, જનમેજે રાય!
ક્ષત્રી કેરાં વચન સાંભલી, આશ્ચર્ય મનમાં થાય. ૨૪
ભીમ અર્જુન એણી પેરચ બોલ્યા, "બબ્રિખ! સુણ્ય, કહૂં આજ;
કૈરવ સર્વે કરી પ્રાજે, [૧]આપ્ય અમને રાજ." ૨૫

---

૧૧. નમ્યો હરિને ગૂ. ૧૨. અનેક દલ સો. ૧૩. ઓસર્યે સો. ક.
૧. આલ્ય સો.

પિતા તણાં તે સુણી વાયક, બોલિયો તેણી વારઃ
"હમણાં પક્ષ નહીં કોની, બેશી રહૂં એક ઠારય. ૨૬
દલ જેનૂં અન્તે હારે, જાઇશ તેને પાશ;
રણ્ય યુદ્ધ કરતાં ઓસરે, પૂરૂં તેની આશ." ૨૭

તે વેલા શ્રીહરિ ઓચરયા; "આવડો શ્યો આણ્ય ગર્વ?
બલ લીર્ય જે હોય તારૂં, કહે મૂંને સર્વ. ૨૮
આયુધ નામે ત્રણ્ય શરિયાં, અવરય નહીં ત્યાં એક;
શત્રુ શી પેરય જીતશો? કારણ કહે વિશેખ." ૨૯

વૃકોદરસુત બોલિયો; "સાંભલો સાચૂં, સ્વામ્ય!
અર્થ શ્યો એ ત્રણ્યનો મારે? શરિયાં બેનૂં કામ. ૩૦
પ્રથમ બાણ જે મૂકૂં પેલૂં, તે મૃત્યુઠામ જોઇ આવે;
બીજૂં મૂકૂં તેહ ઊપરય, તત્ક્ષણ પ્રાણ જ લાવે. ૩૧
સ્વર્ગ મૃત્યુ પાતાલનો, મૃત્યુભેદ હૂં જાણૂં,
તમ પ્રતાપે બલ છે પૂરણ, હૂં શૂં આપ વખાણૂં?" ૩૨
એમ કહી ભાંજ્યો એક શરિયો, બે રાખ્યા તે પાશ;
એક બાણ મૃત્યુ જોઇ આવે, બીજે પામે નાશ. ૩૩

કૃષ્ણ કહે, "સુણો, અર્જુન! શ્યો કરવો પરપઞ્ચ?
[2]એ હોય ત્યાં આપણને, વાત ન આવે સઞ્ચ." ૩૪
ભીમપુત્ર પ્રાક્રમી જાણી, બોલ્યા શ્રીયદુવીરઃ
"જો હમણાં તૂં હણે મુઝને, તો તૂંને જાણૂં ધીર." ૩૫

ભીમસુત કહેઃ "હણૂં હમણાં, પણ મુઝને લાગે પાપ."
કૃષ્ણ કહેઃ "નહીં તે દોષણ, હૂં મૃત્યુ માગૂં આપ." ૩૬
એમ કહી વધાર્યૂં મણ્ડલ, પગ ઘાલ્યા [3]પૈયાલ.
"અરે વીર! વેગે ચાલો," બોલ્યા દીનદયાલ. ૩૭

---

૨. ધર્મ કેહે કૃષ્ણ અર્જુનને ક. જીત્ય જય કરે આપણશું. ક.
[3] પિઆલ્ય સો. પાતાલ ક.

ભીમસુત તવ થયો વિસ્મે, એક શરિયો નાંખ્યો ધરણ્ય;
અવનીતલ પડ સાત સોધી, લાગો હરિને ચરણ્ય. ૩૮
[4]વૈરાટ રૂપ જ તણે ચરણે, હતૂં પદ્મ જ્યાંહ્ય;
આલેખીને બાણ આવ્યૂં, પદ્મ ત્રીજે ત્યાંહ્ય. ૩૯
વૈરાટરૂપ જ સંવરી, બોલિયા સારંગપાણ્ય:
"અરે વીર! તે મેં માન્યૂં સાચૂં, એહ વાત નિરવાણ્ય." ૪૦

કૃષ્ણ કહે: "અર્જુન! સુણો, ભીમસુત બલવન્ત,
દુર્યોધનને સાહ્ય થઈને, આણશે સહૂનો અન્ત. ૪૧
તે માટે આપણ એમ કરો, તે પ્રથમ મારો એહ;
તો તમે જે પામ્યશો, નહીંતર તજશો દેહ." ૪૨
વૈરાટદ્રુપદ[5] એમ ઓચરે, "જો એ પામે મરણ,
શત્રુ કૌરવદલ જીતીને, ભોગવશો તમે ધરણ્ય." ૪૩

વિચાર એવો કરી મનમાં, ભીમસુત તેડ્યો તે વાર;
"વાણી સહૂ કો સાંભલો, કરવો છે વિચાર. ૪૪
અનેક દલ મલ્યૂં છે આંહ્ય, નાનાવિધની રીત્ય;
જો બત્રીસો મુખે હોય તો, તેહ પુરુષની જીત. ૪૫
લક્ષણ બત્રીશ શ્રીકૃષ્ણને, કાંઇ વલી અર્જુન વીર;
ત્રીજો ત્યાં બબ્રિખ બલિયો, શૂર સમરથ ધીર." ૪૬

કૃષ્ણ કહે: "તમે સુણો, પાણ્ડવ! સિધ્ય હોય તમ કાજ,
હૂં ભક્તને અર્થે અવતર્યો, મારે નથી તેની લાજ." ૪૭
[6]અર્જુન કહે: "હરિ! સાંભલો, એ શૂં બોલ્યા વાણ્ય?[7]
આધાર સહૂને એટલો, કેમ જીવિયે, ભગવાન?" ૪૮

અર્જુન કહે: "હરિ! સાંભલો; ધર્મનાં કરજ્યો કાજ;
વેગે અમને વેધિયે, કારજ્ય કરો, મહારાજ!" ૪૯

---

૪. ગૂ.ના હાંસિયામાં વધારાનૂં. ૫. રૂપ. ગૂ. ૬. સામાંનૂં હાંસિયામાં. ૭. સ્વામ્ય. ગ.

સુણી વાણી કૃષ્ણ બોલ્યા: "તુઝ વિના નવ્ય સરે કામ:
કોણ કૈરવ જીતશે, સન્મુખ કરી સઙ્ગ્રામ?" ૫૦
સર્વ રાજા બોલિયા: "અર્જુન! એ ક્યમ હોય?
વલી સર્વે ઘેરચ જાશે, રણસ્થમ્ભ્ય નહીં રહે કોય." ૫૧
બર્બ્રિખ બોલ્યો: "સુણો, શ્રીપત્ય! કરો મારો નાશ;
જીત્ય હોય જો તમ તણી, તો અમે છૂં ઉલ્લાસ. ૫૨
દેહી, કાકા! છે તમારી, જે કીજે મન્ય ભાવે;
સ્થિર નથી રેહ્વૂં નર કોણે, મૂંને દોષ નવ્ય આવે." ૫૩
ફરી વચન તવ હરિ બોલ્યા, "ધન્ય ભીમકુમાર!
પાણ્ડવ-અર્થે અઙ્ગ દેશે; જીતિયો સંસાર. ૫૪
પિતા-અર્થે અઙ્ગ આપે, તાતની કરે સેવ,
રઘુનાથ સરખે પાલિયૂં, તાતવચન અશ્વમેવ. ૫૫
હરિચન્દ્ર સુત એક સતવાદી, પાલતો તાતવચન્ન;
પિતા અર્થે દેહ જ વેચ્યો, વિપ્રઘેરચ તે તન્ન. ૫૬
ધ્રુવે [૮]તાતવચન પાલ્યૂં, વન્ય ગયો'તો વીર;
તેના પુણ્યપ્રતાપથી, તૂઠા શ્યામશરીર. ૫૭
આરુણિનો સુત ઋષિ મોટો, ઉદ્દાલક જેનૂં નામ,
તેનો તે સુત નાસિકેતા; તેણે સર્વ ડીઠાં ઠામ. ૫૮
પિતાવચને ગયો'તો, યમપુરી તે જાણ્ય;
નિરખી સ્વદેહે તે આવિયો, પછે પ્રસન્ન હુવા [૯]સારઙ્ગપાણ્ય." ૫૯
સુણી વાણી વદે દ્રુપદ, "સુણો શ્રીભગવાન!
એ કથા સર્વે સાંભલી, સુણો સર્વ રાજાન. ૬૦
[૧૦]વિચારીને વદે વિષ્ણુ, સાંભલે સર્વે રાય."
બર્બ્રિખ ઊઠી સભા માંહે, તવ શિર મૂકચૂં પાય: ૬૧

---

૮. માત—ગૂ. સો. ૯. નારાણ. ક. ૧૦. વિચારીને વદે વિષ્ણુ, સાભલે સર્વરાય; બર્બ્રિખ વલતું ઓચરે, સાંભલો સર્વરાય. ૬૦ સો. પછે કથા કૃષ્ણે વર્ણવી, તે ક. સો.

"વચન જો પાછું કરૂં તો, મને લાગે ખોડ્ય;
કૌરવપાણ્ડવ-વધ જોવાને, હૂતો મનમાં કોડ. ૬૨
અઢાર ક્ષોણી દલ મલ્યૂં [11]કૌરવ-પાણ્ડવ જેહ,
કોણ શીશે જસ આવશે, જોવાનૂં મન તેહ." ૬૩
વચન સુણી અર્જુન પ્રત્યે, વદે શ્રીજગદીશઃ
"યુદ્ધ જોવા વાન્છતા તો, અમૃત્ય કીજે શીસ." ૬૪
શ્રવણ ચક્ષુ ને મુખ જીભ, અમર કરે અવિનાશ;
અવશ્ય અઙ્ગનો ભઙ્ગ, ન હોય યુદ્ધ-અભ્યાસ. ૬૫
વિચાર એવો કરી કૃષ્ણે, અમૃત ખેવ મગાવ્યૂં;
યુધિષ્ઠિર આદિ દેઇ પાણ્ડવ, સર્વેને મન્ય ભાવ્યૂં. ૬૬
અમૃત તે બભ્રિખને, મુખ્ય મેલ્યૂં આપી;
કણ્ઠ લગે તે પરવરચૂં, તત્ક્ષણ નાખ્યૂં કાપી. ૬૭
ધડ પડ્યૂં પૃથ્વીતલ મધ્યે, મસ્તક રહ્યૂં સાવધાન;
મુખ બોલે ને ચક્ષુ દેખે, [12]શ્રવણે કરે પાન. ૬૮
એવી યુક્તિ તણું મસ્તક, શમી વૃક્ષે લૈ થાપ્યૂં:
"જા, પૃથ્વીતલ્ય પૂજા કરશે," એવૂં અભેપદ આપ્યૂં. ૬૯
મસ્તક સજીવન થૈ બેઠું, જોવાને સઙ્ગ્રામ;
બભ્રિખ એવો શબ્દ ટાલીને, [13]શ્રીખણ્ડ પરઠ્યૂં નામ. ૭૦
વૈશમ્પાયન કહેઃ રાજા જનમેજે![14] કહૂં, રાય!
હવે [15]જ્યોધ પાણ્ડવ તણા, જુદ્ધે તત્પર થાય. ૭૧
યૂધ કરવા તે રહ્યા તરવરી; કરચ લિયે હથિયાર;
'વઢી આપણે દેહ તજિયે તો ઊતરિયે ભવપાર.' ૭૨
દલ કૌરવ મલ્યૂં સન્મુખ; વાજે છે નીસાણ;
અન્યોઅન્ય ભડ બોલે પ્રાક્રમે; હણુહણે કેકાણ. ૭૩

---

૧૧. નાના વિધ્યની રીત્ય. સો. ૧૨. સુણે સર્વ કાન્ય. ક. પ્રવણ વણે કાન્ય. સો. ૧૩. સહિંડ સો. સયડ ક. ૧૪. ને, સુણ્ય સો. ક. . કૌરવ અર્થે વીર સો.

[૧૧]વૈરાટ દ્રુપદ સર્વે સાથે બેઠા પાંચે વીર;
કાશીરાજા ને ધૃષ્ટદ્યુમન, અભિમન્યુ પુત્ર જે ધીર. ૭૪
શ્રોતાજન! તમે સાંભળો, હવે યુધ થાશે રૂઢ;
ભારથકથા સુણતાં થકાં, મળે ગરુડારૂઢ. ૭૫
તે માટે, રાય! સાંભળો, પિતામહ-પ્રાક્રમ્મ;
વિપ્રહત્યા ઊતરે; પ્રસન્ન હોય પરબ્રહ્મ. ૭૬

## ૨. ભગવદ્ગીતાપર્વ—

### ચોપાઇ

વૈશમ્પાયન કહે, સુણ્ય રાય! પૂર્વજ તારાનો મહિમાય;
બેઠા કૃષ્ણ યુધિષ્ઠિર જેહ, વૈરાટ દ્રુપદ કહિયે તેહ. ૭૭
કાશીરાજા, અભિમન વીર, બેઠા શિખણ્ડી બલવન્ત ધીર;
વલી વીર બીજા બલવન્ત; બલ પ્રાક્રમ નવ્ય જાણું અન્ત. ૭૮
વિચાર કીધો કૃષ્ણ-અર્જુન્ય: "સર્વે સજ્જે આપણું સૈન્ય;
એહ વિષ્યે રચો ભૂપાલ, જ્યમ કૌરવનો આવે કાલ." ૭૯
સુણી વચન શ્રીકૃષ્ણ તણું, ઊઠ્યા સર્વે હરખ્યા ઘણું;
સકલ સેનાપત્ય ધરે શણગાર; કવચ આયુધનો ન લાભે પાર. ૮૦
સુન્દર પેહેરયા રણના વેષ; છત્રીસ આયુધ જે વિશેષ;
સ્નાન કરી શૃંગાર જ ધરે; આયુધ છત્રીશે પરવરે. ૮૧
આપે દાન અનેક પ્રકાર, બન્દીજન કહે જેજેકાર:
'આપે દાન, આરણ્યે ચડો;' દલ સર્વેમાં ફેરવે પડો. ૮૨
'જેને દાન તણી છે આશ, તે આવો પાણ્ડવને પાશ.'
ઉત્તમ હીરા રત્ન પટકોલ, કરે દાન સહુ ઝાકમઝોલ. ૮૩
મુક્તાફલની મૂઠ્ય ભરી, વધાવે આનન્દે શ્રીહરિ;
રકું રત્નના ખોલા ભરે; પિત્તલ નહીં, તે સોનૂં સરે. ૮૪

---

૧૧. ક.-ગૂમાં ૭૨ પ્હેલાં.

એમ સર્વ રાજા આપે દાન; જેજેકાર તે મેઘ સમાન.
ખડ્ગ-ધાર, ખેડાં ખડ્‌ખડે; આયુધ બાંધી રથે ચડે. ૮૫
રથમાં આયુધ ભરે અનેક, વાવરતાં નવ્ય આવે છેક;
કણ્ઠે મુક્તાફલના હાર, સુન્દર શોભે રાજકુમાર. ૮૬
વસ્ત્ર છાંટણાં કેસર કરી, સ્વર્ગવાઞ્છના મનમાં ધરી;
'ધન્ય વેલા, દિવસ ધન્ય આજ, પાસે બેઠા શ્રીમહારાજ.' ૮૭
બાજૂબન્ધ ધરચાં બહુ છત્ર, અતિ વિશરાં વાજે વાજિત્ર;
શરણાઇ ને શઙ્ખજ-નાદ, ભેરચ નફેરી કેરા સાદ. ૮૮
રણકંશાલા, સીંગી, તૂરચ; વિવિધ દલમાં સુણિયા સૂર;
શૂરવદન સૂરજની કલા, શોભે છે તે મહા નિર્મલાં. ૮૯
સકલ રાય રોમાઞ્ચિત થાય; અતિ શૂરાતન ચડિયાં કાય;
મૂંછે આંકડા અવલા વલ્યા; રથ્ય બેશીને રણમાં પલ્યા. ૯૦
નિજ પાસે જૈ રાખ્યા રથ, આયુધ કરમાં છે સમરથ;
સાંઢિવર[૧૭] ગઙ્ગોદક-ભરચા સજી સેન પાણ્ડવ સાંચરચા. ૯૧
સાંકલ ખલકે ગજને પાય, મદમાતા રણ ઊપરચ જાય;
સાંઢિવર[૧૭] [૧૮]મોહમાતા તણૂં, તાલૂઅવાલ્ય પોહ્તા ઘણૂં.(?) ૯૨
રથચક્ર વાજે રણકાર, ત્ર્યમ્બકત્રાટિક શૂર હોકાર;
ઉજ્જ્વલ રથ્ય બેઠા અર્જુન: દેવદત્ત પઞ્ચાયણ ધન્ય. ૯૩
અશ્વ ધોલા, નેજા શ્વેત, પવનસુત બેઠા ધ્વજા કેત;
સમરચો અંજનિ તણો કુમાર; ધ્વજા ઊપરચ કરે હોકાર. ૯૪
પીતામ્બર હરિ કીધાં પરિધાન, સુન્દર શોભે ઘન સમાન.
કિરીટ, કુણ્ડલ મકરાકાર, ચૌદ લોક કેરો આધાર. ૯૫
અર્જુન ઊઠી લાગા પાય, મસ્તક્ય કર મૂક્યો જદુરાય.
"સ્વામી! અમને કરચા સનાથ; સેવક જનને સાહ્યો હાથ." ૯૬
વાજે બોહુતેર ગત્ય નીસાણ; ચાલ્યા સર્વે રાણોરાણ્ય;
થમ્ભ પાશ આવ્યા પરવરી, સાત ક્ષોહિણી સાથે હરિ. ૯૭

---

૧૭. ૨૨ ગૂ ૧૮. મેહમંતા ઘણૂં, તાહ્લુવાતા પોતાણૂં. ગૂ.

દર્શન્ય દુઃખનો કાપે પાશ; રાય સહૂ નિરખે અવિનાશ;
નયણે કરતાં અમૃતપાન, સુધાદષ્ટિ જોવે ભગવાન. ૯૮
થમ્ભ પાશ આવી ઊતરયા; પૃથક શોભતા ડેરા કરયા.
સભા રચી બેઠા ભૂપાલ, આયુધ છત્રીસે સમ્ભાલ. ૯૯

પૂર્વછાયો

પાણ્ડવ–વાજાં સાંભલી, કૌરવ થ્યા મનભઙ્ગ;
સેન સજ્જ થૈ આવિયૂં; પાણ્ડવ વર્ત્યો રઙ્ગ. ૨૦૦
વૈશમ્પાયન ઓચરેઃ સુણ્ય, જનમેજે રાય!
દુર્યોધન સેના રચી, આવ્યો થમ્ભ છે જ્યાંય. ૧

[૫] ચોપાઈ ચાલતી

બોલ્યો દુર્યોધન ભૂપાલ, "આવ્યા પાણ્ડવ ને ગોપાલ;
સજી સેન આવ્યા અર્જુન; સજો આપણું સર્વે સૈન્ય." ૨
તેડ્યા કર્ણ ને દુઃશાસન, તેડ્યો શકુનિ દુર્યોધન્ય;
મન્ત્રાણૂં મન્ત્રીશૂં કરી, ઊઠે રાજા આદર ધરી. ૩
સકલ રાયને કહાવી વાતઃ 'રચો સૈન્ય, અવનીના નાથ!
સકટવોહ રમવા છે શૂર; ચઢો [1]શૂર! થાય છે અસૂર. ૪
સૌ શણગાર ધરો, નરપત્ય! છત્ર ધરે, શોભે છત્રપત્ય,
વિવિધ આયુધ[2] ધરિયાં અઙ્ગ્યઃ આયુધ છત્રીસ ધરે અભઙ્ગઃ ૫
શલ્ય રાજા ને ભગદત્ત, ખેમધર્મા મોટો બલવન્ત;
ભીષ્મ, દ્રોણ, કૃપા મહામતિ, અશ્વત્થામા ઋષિના પતિ. ૬
દુઃશાસન, શકુનિ ને કર્ણ, સુશર્માને ભયે ધ્રૂજે ધરણ્ય.
જયદ્રથ ને નારાયણ જોધ, સજિયા સમર્થ આણે ક્રોધ. ૭
છત્રીસ વિધનાં આયુધ ધરી, હય ગજ રથે સેના પાખરી;
સાંઢિવરનો ન લહૂં પાર; હસ્તી–ગ્રીવ–ઘણ્ટા–ધમકાર. ૮

૧. ચોત્ર. સો. ૨. આભ્રણ. સો. ક.

ભલા ભલા જોધા ભૂપાલ, સજી સૈન્ય આવ્યા તત્કાલ્ય:
એકાદશ ક્ષોણી વિસ્તાર; શત ભ્રાત કૈરવના સાર. ૯
રણસ્થમ્ભની પૂજા કીધ; વિપ્રે તવ આશીસ જ દીધ,
'**ધર્મે જય**' નૂં વચન પ્રમાણ, વિપ્ર બોલિયા એણી વાણ્ય. ૧૦
થમ્ભ પૂજિયો દુર્યોધન્ય; રાય અતિ હરખ્યો છે મન્ય;
મન્દ શુકન પતાકા તણાં પેરચ પેરચનાં થાય ઘણાં. ૧૧
મસ્તકચ બોલે કપોત ને કાગ; જાયે સેન પામ્યૂં અનુરાગ;
સર્વે રાય થયા મનભઙ્ગ; દુર્યોધનનો ભાગો રઙ્ગ. ૧૨
તવ ભીષ્મ તે બોલ્યા વાત: "રાજા! કશી ચ્યન્તા વિખ્યાત?
કિરતાર કરે તે હોય નિર્વાણ, નવ્ય [3]મૂકે, નવ્ય જોવો જાણ્ય. ૧૩
આ સમે જોતાં, રાય! સાર, હરિ–વાંચ્યૂં થાશે નિરધાર."
ભીષ્મ પ્રત્યે એમ બોલે ભૂપ: "મત્યૂં સેન સાયરગતિરૂપ. ૧૪
મહારથીના કહો મહિમાય, કોણ કોણ આપણમાં રાય?"
બોલ્યા ભીષ્મ વિચારી વાત: "સાંભળ્ય, હસ્તિનાપુરના નાથ! ૧૫
પેહલો મહારથી ગુરુ ઉત્તમ; જયદ્રથ બીજો રાજન;
ત્રીજો મહારથી દ્રોણકુમાર, અતિરથી શન્તનસુત સાર; ૧૬
પાંચમો ક્ષેમધર્મા રાજન્ન; છઠ્ઠો ભડ છે દુઃશાસન;
ભડ સાતમો દુર્યોધન્ન; આઠમો છે શલ્ય રાજન; ૧૭
કર્ણ પારથી જાણો રાય, ગર્વ થકી ઘટિયો મહિમાય:
પારથી જો તુઝને કહ્યો, ઓછો ઓછૂં બોલ્યે થયો: ૧૮
અન્ન જમ્યા છૂં તારૂં રહી, તે માટે યુદ્ધચ જાશૂં સહી.
પાણ્ડવને તેં નહીં જીતાય, જેને મસ્તકચ ત્રિભુવનરાય. ૧૯
અમેં આપશૂં છૂટી પ્રાણ, પૃથ્વીપત્ય પાણ્ડવ નિર્વાણ;
દસ દિવસ તાં ચિન્તા નથી, પછેં કર્તા પુરુષ છે કમલાપતિ. ૨૦
'**ધર્મે જય,**' એમ સહૂ કો વદે, કરશે વાત જે કૃષ્ણને રુદે,
અન્તરજામી કમલાપતિ; જોગ જગ્ન ને સ્વપને નથી. ૨૧

---

૩. મૂખ. સો., મૂર્ખ. ગૂ.

અસુર મારવાને અવતાર; હરશે એહ ભૂતલનો ભાર;"
કહી ભીષ્મ રહ્યા છે મુન્ય. રાજા સકલ કહેઃ 'ધન્ય ધન્ય.' ૨૨
દુર્યોધન મન્ય આણે રોષ; ચ્યારચ વિના કોમાં નહીં હોશ;
સર્વે કાયરની ગત્ય ધરે; પાણ્ડવશૂં પુરુષાતન કરે. ૨૩

ભીષ્મ વરિયા છે દસ દિન; કોય નથી થયા કાયર મન્ય.
બોલ્યો દુર્યોધન મુખ્યથી વાણ્યઃ "પાણ્ડવ કેરા હરૂં હૂં પ્રાણ. ૨૪
તમ પ્રતાપે ઇચ્છૂં હૂં કાજ; સાહ્યપણું કરવૂં, મહારાજ!"
સુણી ભીષ્મે દીધો સન્તોખઃ "મ કરો, રાજા! મનમાં ધોખ.[૪] ૨૫

અમ બેઠાં તૂં કરચ આનન્દ, પછે કર્તા પુરુષ છે ગોવ્યન્દ,
પાણ્ડવને મનાવૂં હારચ, તો જાણે શાન્તન-કુમાર." ૨૬
સુણી વચન આનન્દ્યો મન્ન્ય, હરખ્યો રાજા દુર્યોધન્ન;
જૈ ભીષ્મને કરચો પ્રણામઃ "સમર્થ તમે મારે, સ્વામ્ય!" ૨૭
વચને અત્ય સન્તોક જ થયો, તવ રાજા મનમાં હરખિયો.
થૈ રજની, ઊતરિયૂં સેન; થમ્ભ પાસે તમ્બૂનૂં વેન્ય. ૨૮
પાણ્ડવ વાત વિચારે એહ: 'પ્રાત-સમે વઢવૂં છે તેહ.'

બેઠા કૃષ્ણ, અર્જુન ને ભીમઃ "પ્રાત-સમે સઙ્ગ્રામજ-નીમ. ૨૯
શીખ સર્વની લે આવિયે, તો આપણ્ય નિર્દોષ થઇયે."
એમ કહી ઊઠ્યા ધર્મ ભૂપાલ, ભીમ, અર્જુન ને શ્રીગોપાલ; ૩૦
તજી આયુધ, ચાલ્યા પરવરી; સઙ્ઘાતે લીધા શ્રીહરિ,
આવે છે પાણ્ડવ જેટલે, કૌરવ વિચારે તેટલેઃ ૩૧

'પાણ્ડુના સુત આવે પલી, ધર્મ દ્વાર માગવા વલી.
સેના દીઠી જવ આપણી, પાણ્ડવને મન્ય ચ્યન્તા ઘણી. ૩૨
પાણ્ડવનૂં પુરુષાતન કશૂં, કમલતન્તુ-કાં હોય જશૂં.'
દુષ્ટ ચતુષ્ટો હરખ્યા ઘણું: 'અવિચલ રાજ થયૂં આપણું.' ૩૩

---

૪. ક્રોધ. સો.

ભીષ્મ કહેઃ "નવ્ય જાણો મર્મ; શીખ માગવા આવે ધર્મ.
પાણ્ડવપુત્ર નવ્ય ગાંજ્યા જાય; તુઝ આગલ્ય ક્યમ કાયર થાય?" ૩૪
એમ પુરુષ સર્વ કરે વિચાર, ત્યાં પાણ્ડવ આવ્યા સેન મોઝારય;
ગઙ્ગાસુતને પાસે ગયા; દણ્ડવત પ્રણામ જ કર્યા. ૩૫
ભીષ્મ તણે પદ્ય પડિયા એમ, જાણે જડિયા હીરા હેમ્ય,
અતિ ચરણે કીધો અભિષેક; ગઙ્ગાસુત જલ પૂરે નેત્ર. ૩૬
ઊઠાડે આદર અત્ય કરી; ઊઠતાં ઉરચ લીધા ધરીઃ
"તેર વરસના સન્ધે ટલ્યા, પિતામહ! અમે તમને મલ્યા." ૩૭
ભીષ્મે પૂછી કુશલ વારતાઃ "ભલે પુત્ર! તમે થિયા છતા.
પુત્ર! કહો અમ શરખૂં કાજ; રાખે કૃષ્ણ તમારી લાજ. ૩૮
ભલે પધારચા શ્રીભગવાન, અમને આપ્યૂં વૈકુણ્ઠદાન."
કૃષ્ણ કહેઃ "ધન્ય ધન્ય ગઙ્ગેવ! મનુષરૂપે પ્રગટ છો દેવ." ૩૯
બોલ્યા ધર્મઃ "સુણો, મહારાજ! હતો અભિલાષ તમ દર્શન કાજ્ય;
પૂછેવા તમને આવિયા; મનમાં સન્ધે મોટા રહ્યા. ૪૦
પ્રાતસમે કરવો સઙ્ગ્રામ, અમને આગ્ન્યા આપો, સ્વામ્ય!
આગ્ન્યા વન્યાં જો કારજ્ય કરૂં, તો રૌરો નરકય સઞ્ચરૂં." ૪૧

ચોપાઇઃ દાવટી

ભીષ્મ વલતા બોલિયાઃ "સાંભલો, ધર્મ જ! આપ;
જો આંહ્ય લગે આવ્યા નોત તો, દેત તમને શાપ. ૪૨
અર્થનૂં સહૂ આગલ્યૂં, અર્થનૂં સહૂ દાસ;
તમે આવ્યા આંહ્ય લગે તો, માગો વચન પ્રકાશ. ૪૩
દુર્યોધન વ્યનાં માગજો, આપૂં તે, સમરથ રાય!
અન્ન એનૂં જમ્યા માટે, અમે થ્યા છૂં સાહ્ય." ૪૪
ધર્મ વલતા બોલિયાઃ "તમ હાથ્ય નવ્ય હોય મરણ;
વચન એવૂં આપિયે, સ્વામી! રાખિયે શરણ." ૪૫
"કૃષ્ણ તહ્માનિ સાહ્ય છે તો, કશી ચિન્તા, ધર્મ?
જય તમારે હશે, પાણ્ડવ! ગોપ્ય વાતનો મર્મ. ૪૬

મનના મનોરથ પૂરિયા, પૂરણ પરમાનન્દ."
પદ–વન્દીને ઊઠિયા, હર્ષે મન્ય આનન્દ. ૪૭
દ્રોણાચાર્ય પાશ આવિયા; લીધાં આલિઙ્ગન.
આચારજ એમ ઓચરયાઃ "પાણ્ડવો! તમને ધન્ય." ૪૮
"સ્વામ્ય! અમે આજ્ઞા–કારણ્ય, આવિયા છૂં આજ;
પ્રાતસમે સઙ્ગ્રામ જ કરશું; વર દિયો, મહારાજ!" ૪૯

દ્રોણ વલતા બોલિયાઃ "સાંભલો, ધર્મ જ! આપ,
નવ્ય આવ્યા હત જો તમ્યો, તો દેત તમને શાપ. ૫૦
ધન્ય ધન્ય ધર્મ જ! તમને, આવિયા અમ પાશ;
માગવૂં હોય તે માગજ્યો, [૫]કૌરવ વણ પરકાશ. ૫૧

રાજ્ય વણ સર્વ માગજ્યો, નહીં આપિયે નિર્વાણ્ય;
અન્ન એનૂં જમ્યા ઝાઝૂં; એ આગલ્ય તજશૂં પ્રાણ; ૫૨
નાખ્યાં આયુધ નવ્ય ગ્રહૂં, એ છે પ્રત્યગ્ન્યા અઙ્ગ્ય.'
ચરણ વન્દીને ધર્મ ચાલ્યા, મન્ય આણીને રઙ્ગ. ૫૩
કૃપાચાર્યને પાસે આવ્યા, વન્દિયા તે ચરણઃ
"મનના મનોરથ પૂરવા, સ્વામી! આવ્યા તમારે શરણ્ય." ૫૪
"ભલે આવ્યા, પાણ્ડવ! તમે, સન્તોખ્યા અમે આપ;
જો ન આવ્યા હત તમે તો, દેત તમને શાપ. ૫૫
અર્થ વલ્લભ સર્વને, સહૂ અર્થને આધીન;
તમે આંહીં આવિયા તો, અમે થ્યા છૂં દીન. ૫૬
તમારી જય હશે, પાણ્ડવ! અમારી આશીસ;
જૂધ કરો તમે, ધર્મ રાજ્ય! સાહ્ય છે જગદીશ. ૫૭
અન્ન એહનૂં જમ્યા માટે, અમે આપશૂં પ્રાણ.
'ધર્મે જય'નૂં વચન પરગટ, વદે વેદ પુરાણ." ૫૮

---

૫. હ–ગૂ. ૫૧ d પ્હેલાંઃ–તે આપિયે નિરવાસ; ત્યારે દ્રોણે આશીસ આપી, સાંભલો ધર્મદાસ; માગવૂં હોય તે માગજ્યો,

પદ વન્દીને ચાલ્યા પાણ્ડવ અશ્વત્થામા પાશ;
પ્રણામ કીધો પાણ્ડવે; રુખિ પામિયા ઉલ્લાસઃ ૫૯
"ધન્ય ધન્ય સુત પાણ્ડુના! ભલે આવિયા આંહ્ય;
દુઃખ ભાગાં ભવ તણાં, આવિયા વૈકુણ્ઠરાય. ૬૦
તારી જય થાશે, પાણ્ડવ! કાલ્ય કરો સંગ્રામ;
અન્ન એનૂં જમ્યા માટે, કરશું રાયનૂં કામ." ૬૧
પગે લાગી વલ્યા પાણ્ડવ, જાય છે સ્વસ્થાન્ય;
કર્ણ પાસે હરિ પોતા; મલી દીધાં માન. ૬૨
ચરણ્ય લાગી વન્દિયા: "ધન્ય ધન્ય શ્રીમહારાજ!
કૃપા કીધી મુઝને: જે દર્શન પામ્યો આજ." ૬૩
કૃષ્ણ કહે છેઃ "રાધાસુત! સુણો, કહૂં વચન-વિચાર:
પાણ્ડવ-પક્ષે આવવૂં, તે ઘટે છે નિરધાર. ૬૪
કૌરવ હણીને રાજ લેશે, અર્ધ તારો ભાગ.
જે જોયે તે પાણ્ડવ-પાસે, વલી બીજૂં માગ્ય." ૬૫
કર્ણ કહે: "તમે કશૂં બોલો? નવ્ય ઘટે એહ, નાથ!
દુર્જ્યોધનને તજી આવૂં તો, લજ્જા પામે તાત. ૬૬
સાખ્ય તેની સદા [૬]સાચી, વિશ્વનો આધાર;
પિતા લાજે, નવ્ય ઊગે, તો કરે મુઝને તિરસ્કાર. ૬૭
અન્ન કૌરવ તણૂં જમિયા; જો જાયે પાણ્ડવ-પાશ;
સમુદ્ર મર્જાદા તજે, સાંભલો, અવિનાશ! ૬૮
ધરા શેષ ધરે નહીં; જલ વિન્યાં અમ્બુજ વન્ય;
ક્ષત્રી કુલને લાજ લાગે, જો તજૂં દુર્જ્યોધન્ન. ૬૯
પાણ્ડવ-પાસે જો આવૂં તો, તોએ ન પામે જીત;
[૭]સ્વામી મૂકયે નરકચ પડે, એ ક્ષત્રીની નહીં રીત્ય. ૭૦
શલ્યરાજા સત્યવાદી, એક દિવસ જમિયો અન્ન;
ભાણેજને તે પરહરીને, ગ્રહ્યો દુર્જ્યોધન્ન." ૭૧

૬. સાક્ષી સો. ૭. જુના જુના કોણ કરે, જેને હોય પૂરણ પ્રીત. ક.

કૃષ્ણ કહેઃ " તે કર્ણ ! સાચૂં, બોલિયા મુખ્ય વેદ;
ભીષ્મે કહ્યૂં તે સાંભલી, ક્યાંય વસ્યો મનમાં [८]ખેદ. ૭૨
દુર્જ્યોધને જૈ પુછિયૂં, મહારથી કેરાં નામ;
વખાણ્યા તવ સર્વને, જોવો ભીષ્મ કેરાં કામ. ૭૩
પારથી તુઝને કથો; કહેઃ 'ઓછૂં બોલ્યો માટચ.'
ભીષ્મ ભડે ત્યાં યુદ્ધનો, નથી તારે ઘાટ. ૭૪
નિભ્રાસ્યો નરપત્ય જોતાં, સુણજે તૂં, સમરથ્થ !
પ્રત્યગ્ન્યા લેઇ ખરી, આયુધ મ ધરચ હાથ્ય." ૭૫
કર્ણ કહે છેઃ " કૃપાસાગર ! ભલી કહી એ વાત;
ભીષ્મ ઊભા સેનમાં તો, ન ધરૂં આયુધ હાથ્ય. ૭૬
જાણૂં છૂં, જે કર્યૂં ભીષ્મે, કહે છે મોટા રાય.
ઘણૂં બોલ્યા ગઙ્ગાસુત તે, દુઃખ છે મન માંહ્ય. ૭૭
વૃદ્ધ સાચાં વચન બોલે, હોવે બૂધનો નાશ;
તે માટે જ્યાં ભીષ્મ ઊભા, ત્મ્હાં ન હોય જૂધ-અભ્યાસ." ૭૮
પ્રત્યગ્ન્યા આપી વલ્યા, આવ્યા પાણ્ડવ-પાશ:
સર્વે રાજાએ પ્રણમ્યા; વન્દિયા શ્રીઅવિનાશ. ૭૯
"કર્ણે લીધી પ્રત્યગ્ન્યા, તે નહીં કરે ત્યાં જૂધ;
ભીષ્મ જ્યાં આરોગ્ય ઊભા, ત્યાં નહીં ધરે આયુધ." ૮૦
સુણી વાણી કૃષ્ણની, સર્વ હરખ્યા રાજન.
પ્રાત થયૂં તવ પ્રગટિયો, કશ્યપ કેરો તન. ૮૧
'સજો સેના સર્વરાજા, ધરો રણના વેષ.'
કવચ અઙ્ગે ટોપ ધરિયા, સાંકલ્રા ગજની મેષ[૯] (?) ૮૨
ગર્જ-વ્યોહ ગોબ્યન્દ રચે છે, તે પાસે પ્રોઢો ભીમ;
ધૃષ્ટદ્યુમન એક પક્ષે, ધરે જોધા નીમ. ૮૩
પૃષ્ઠ ભાગે રિહ્યા ભાઇ, નિકુલ ને સહદેવ;
બીજા નેત્રે થાપિયા, દ્રુપદ-આદે એવ. ૮૪

---

૮. ભેદ. સો. ૯. રેષ સો.

ઘટોરગછ અભેમન્ય ભાઇ, રિણ્યા ચરણુ-વિભાગ્ય;
કૃષ્ણુ અર્જુન ફરે ફોજે, કઠણુ વેલા આજ. ૮૫
જીતવા છે જોધ વસમા, પિતામહ પરચણ્ડ;
દસ દિન સઙ્ગ્રામ કરશે; મરશે ન્યોધા ડણ્ડ. ૮૬
થરથર ધ્રૂજે પાંચે પાણ્ડવ, વલી ધૃષ્ટદ્યુમન્ન.
દ્રુપદ ને સાત્ત્વિક રાજા ચિન્તાતુર થ્યા મન્ય: ૮૭
"અવશ્ય વીર વિમાસતાં, કહો, કેમ પામૂં તાગ?
ભીષ્મ ઊભા સેનમાં ત્યાં આપણે નહીં લાગ. ૮૮
રથે એવા સુભટ દીસે, કોટિ સૂર્ય પ્રકાશ."
પાણ્ડવ સેના કરે ચ્યન્તા; કૈરવ મન્ય ઉલ્લાસ. ૮૯
નીસાણુના નિર્ઘોષ વાજે, શબ્દ સ્વર્ગે જાય.
પાણ્ડવ સેન્ય આવિયૂં, હવે કૈરવનૂં સજ થાય. ૯૦

પૂર્વછાયો

શઙ્ખ-શબ્દ તે સાંભલી, કહે દુર્યોધન રાય:
"ભીષ્મ-દ્રોણુને જૈ કહી, સજો સૈન્ય મહિમાય." ૯૧

---

[૧] ચોપાઇ

સજે સૈન્ય કૈરવનો રાય, સેનાપત્ય ગઙ્ગાસુત થાય.
નિર્મલ જલશૂં મર્જ્જન કીધ, દ્વાદશ તિલક મહામુદ્રા દીધ; ૯૨
ધરી કણ્ઠ્ય તુલસીની માલ, આયુધ સર્વે સજ્યાં તત્કાલ્ય;
છત્રીસે આયુધ કરચ ધરી[૧], મનમાં ચિન્તન કરતા હરિ. ૯૩
સકલ રાય કને કહાવ્યૂં સાર; સજી સેન્ય આવ્યા તે વાર.
મલ્યાં સેન જ્યમ સાગરપૂર, [૨]વિરલે શબ્દે વાગે તૂરય. ૯૪
આવી દલ મલ્યાં આરેણ્ય; પેરચ પેરચ પ્રાક્રમ માંડયાં[૩] તેણ્ય.
તે વેલા બોલ્યા અર્જુન: "સુણો વચન તે, જગજીવન! ૯૫

---

૧. ધરે...ફરે. ગૂ. ૨. વિશયે સો. ૩. બોલે. સો.

કૌરવસેના આવી ઠાઠય; દીસે હયરથ મેગલ ઘાટ.
હિંસારવ કરતા તોખાર; વાજે રથ તણા રણકાર. ૯૬
વિવિધ્ય રઙ્ગુ ધરે ધનુખ, આવીને તે થ્યા સન્મુખ;
એ કથા સુણો, અમ્બકુમાર! વ્યાસ–સુત સમ્ભલાવે સાર. ૯૭
ધૃતરાષ્ટ્ર કહેઃ જૂધ જોવા પલૂં, ત્યાં બેઠાં સર્વે સાંભલૂં.
વ્યાસ પધારચા તેણી વાર; સન્તોખ્યા તે અમ્બકુમાર. ૯૮
'વૃદ્ધ દેહ તમે પામો દુઃખ, સઞ્જે સર્વે કે'શે સન્મુખ.
દિવ્ય ચક્ષુ તવ આપી કરી, સઞ્જે બેઠા આદર કરી. ૯૯
'કુરુક્ષેત્રમાં જૂધ થશે, સઞ્જે ઇહાં બેઠા દેખશે;'
વરદાન વ્યાસજી આપી એવ, અન્તરધ્યાન થયા તત્ખેવ. ૩૦૦

### પૂર્વછાયો

'એકમને તમે સાંભલો, ગાન્ધારી તમે, માત!'
'સઞ્જે! તમે આવ્યા થકી, અમે થયાં રલિયાત્ય.' ૧
પેહૂલાં પિતામહે પરઠિયૂં, દસ દિવસ સઙ્ગ્રામ.
વિસ્તારીને કહો અહ્મને, ભલે આવ્યા, સ્વામ્ય!' ૨

---

[૭]

### ચોપાઇ

સઞ્જે કહેઃ સાંભલ્ય રાજન! મલિયા પાણ્ડવ દુર્જ્યોધન.
આવી સેન્ય ઊભાં છે જવે, અર્જુન હરિશૂં બોલ્યા તવે. ૩
મધ્ય ભાગ રથ થાપ્યો હરિ, અર્જુન્ય એમ વાણી ઓચરી;
"સગાં સમ્બન્ધી જોયા તણું, મારૂં મન થાયે છે ઘણૂં." ૪
અર્જુન કેરી વાણી સુણી, વલતા બોલ્યા ત્રિભુવન–ધણી;
ગીતાજ્ઞાન કહ્યૂં ગોવ્યન્દઃ "સાંભલ્ય, પાણ્ડુકુલના ચન્દ! ૫

### પૂર્વછાયો

અવિનાશી અવિગત્ય કલા, આદ્ય પુરૂષનૂં નામ.
ભગવદ્દગીતા બોલશૂં કેવલ બ્રહ્મજ્ઞાન. ૬

અર્જુન કેરે કારણે, જગત–હેત ઉપદેશ;
કર્મ માંહ્ય નિષ્કર્મ કહૂં; તેહનો હારદ લેશ. ૭
ઉપનિષદનો અર્થ છે, જોગ્ય શાસ્ત્રનૂં જ્ઞાન;"
અષ્ટાદશ અધ્યા વદે, તે પોતે શ્રીભગવાન. ૮
"કર્મમાં નીકર્મ કહૂં, તે ઊપરચ આક્યાન;
તેહ કથા સુણતાં થકાં, નાસે તિમિર અજ્ઞાન, ૯
હંસ તજે જેમ નીરને, આણે તેનો પાર."
ભટ્ટ નાને નિશ્ચે કરી, આપ્યા અક્ષર સાર. ૧૦
રામા ભટ્ટ ભાવે કરી, ચોપાઇ બન્ધ વિસ્તાર;
હર્ષ ધરીને વર્ણવિયા, આખ્યા એહ અઢાર. ૧૧
નિષ્કર્મ મારગ ગ્રન્થ છે, તે ઊપરચ સઙ્કેત;
બુદ્ધ્ય ભાગ થોડો કરી, કેશૂં કથા સમેત. ૧૨



[૮]　　　　　　ચોપાઇ

હસ્તનાપુર આવ્યા વિદુર વ્યાસ, ધૃતરાષ્ટ્ર કેરે તે પાશ.
રાયે પૂજા દીધી ઘણી, પૂછી વાત સઙ્ગ્રામ જ તણી. ૧૩
ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર મહીં, મહા જૂધ [તાં] થાશે સહી.
અઢાર ક્ષોહૂણી સજ્યા મલી. અર્જુન હરખ્યા બાણાવલિ. ૧૪
સ્વામી! તે જૂધ્ર કેમ દેખિયે? ઇચ્છા છે, પણ નહીં પેખિયે.
વ્યાસ કહેઃ રાજા! અવિધારચ, દૈવ–નેત્ર તે આપૂં સાર. ૧૫
તિહાં થકી સર્વ પેખશો, કૈરવ–પાણ્ડવ જૂધ દેખશો.
[૧]સ્વામ્ય! જન્મ લગે તાં અન્ધ જ રહ્યો,
　　　　ઘણે! કાલ તાં એણી પેરચ ગયો. ૧૬

---

૧ ગૂમાં ૧૬ થી ૨૫ ને બદલેઃ

વળી ફરી સન્જે પૂછિયો, પાણ્ડવ સેનામાં શૂં થયો?
તે તુજ કહૂં, ધૃતરાષ્ટ્ર રાય! સન્જે કહેઃ સાંભલ્ય મહિમાય. ૧૭

પુત્ર-મૃત્યુ જોવાને કાજ, દૈવ-નેત્ર [2]શૂં વાઞ્છૂં આજ?
વ્યાસ-શિષ્ય સઞ્જે છે જેહ, આપી નેત્ર બેસારચો તેહ. ૧૭
'કુરુક્ષેત્રમાં જે કાંઇ થશે, સઞ્જે ઇહાં બેઠા દેખશે;
એવૂં કહી વ્યાસ ચાલિયા, રાજા સઞ્જે પ્રતિ બોલિયાઃ ૧૮
સ્વામ્ય! હમણાં ત્યાં શૂં થાય? કોણ કોણ મલ્યા છે રાય?
સઞ્જે કહે: રાજા! અવિધારય, હમણાં દુર્યોધન કરે વિચાર. ૧૯

દ્રોણાચાર્યને વાણી કહી: "પાણ્ડવ સેન મલ્યૂં છે સહી;"
આચારજને પૂછે તેહ, "કોણ કોણ મલ્યા છે જેહ? ૨૦
દ્રુપદ શિષ્ય મારો કહે જેહ, ભીમ અર્જુન સરખા તેહ;
વૈરાટ, દ્રુપદ, યુયુધાન, ધૃષ્ટકેત, રાજા ચેકીતાન. ૨૧
કાશીરાજ, પુરુજિત જેહ, કુન્તીભોજ સહિત બલ તેહ;
તે યોધમાં ઉત્તમ અભિમન્ન, એવૂં છે પાણ્ડવનૂં સેન. ૨૨

હવે આપણું કહૂં તે જાણ્ય, અતિ બલવન્ત છે તારા પ્રાણ;
ભીષ્મ, દ્રોણ, કૃપાચારજ જેહ, અશ્વત્થામા, વિકર્ણ તેહ. ૨૩
સોમદત્ત, [3]શલ્ય મહારથી, એમાં ભીષ્મ છે સેનાપતિ."
એવૂં કહ્યે દુર્યોધન ગયા; સેનામાં જૈ ઊભા રહ્યા. ૨૪
રાજા અતિ રલિયાત્ય જ થયો, વલી કહી સમન્દ પૂછિયો;
હવે પાણ્ડવ સેનમાં શૂં થાય, તે તુઝને કહૂં, ધૃતરાષ્ટ્ર રાય! ૨૫

અર્જુન કવચ થયૂં શતખણ્ડ; જે શૂરવીર ધરચૂં બ્રહ્માણ્ડ.
અર્જુન કહે: "સુણો, સારઙ્ગપાણ્ય! બહુ સેનાને મધ્ય પ્રમાણ્ય. ૨૬
તિહાં રથ આપણો મેલ્યો જેહ, કોણ કોણ મલિયા છે તેહ?"
અર્જુન-વચન કૃષ્ણે સાંભલી, રથ હાંકચો જ્યાં સેના મલી. ૨૭

ભીષ્મ-દ્રોણ દીઠા તેણે ઠામ્ય, પિતા પિતામહ તેહ સમાન્ય;
પુત્ર પૌત્ર સર્વે તે વીર, દીઠૂં [4]કુટુમ્બ અને થયો ભીર. ૨૮

---

૨ ...મહા સો. ૩. સાલ્વ સારથી. સો. ૪. સ્વજન કુટુમ્બ દીઠાં થયો. સો.

અર્જુન કહેઃ "સુણો, યદુરાય! સ્વામી! મેં ત્યાં યુદ્ધ નવ્ય થાય;
શરીર મારૂં પલાયન થાય; કમ્પે દેહ ને નવ્ય રેહ્‌વાય." ૨૯
મુખશોષ, રોમાઞ્ચિત થયો, ગાઞ્જીવ [5]નાખી કાયર વળ્યો;
અર્જુન કહેઃ ધિક એહ રાજ, મારે નથી એહ્‌નૂં કાજ. ૩૦

સ્વામી! કુલનો ક્ષય કીજિયે, તે પાતક કયમ શિરચ લીજિયે?
તે માટે હૂં જૂધ નહીં કરૂં, [7]તે પાપ કો કેમ ઓધરૂં?" ૩૧
નાખ્યૂં ધનુપ ને કાયર થયો, તવ્ય અર્જુન મોર્છાકૃંત ગયો;
યોગશાસ્ત્ર બ્રહ્મવિદ્યાય, પૂર્ણ થયો પ્રથમો—અધ્યાય. ૩૨

સઞ્જે ધૃતરાષ્ટરને કહેઃ અર્જુન શોકસાગરમાં વહે.
કૃષ્ણ કહેઃ "અર્જુન! શૂં થયૂં? કોણ પાપ કોને આવિયૂં? ૩૩
નરક પમાડે કરે ઉપમાન, લોક હસારથ તેનો ઠામ;
છાંડો મોહ ને ધીરજ ધરો, અર્જુન! સમરણ હરિનૂં કરો." ૩૪
અર્જુન કહેઃ "સુણો, ભગવાન! ભીષ્મ દ્રોણ તે પિતા—સમાન;
જેહ ગુરુકાજ રાજ લીજિયે, તેહ ગુરુનો કયમ વધ કીજિયે?" ૩૫

કૃષ્ણ કહેઃ "જૂઠો એ વાદ; સાંભલ્ય, કથા કહૂં અનાદ્ય;
પૂર્વ પક્ષ છે બ્રહ્મજ્ઞાન, તેહ જોતાં સર્વે સમાન. ૩૬
ગુરુ શિષ્ય છે માત ને તાત, નથી કોહ કેહ્‌ને બાન્ધવ ભ્રાત.
જન્મમરણ આતમને નથી, [8]વ્યાપકને શૂં જોવૂં કથી? ૩૭
[9]આતમજ્ઞાન એમ જોયે કથી, અહમેવ બીજો કોય નથી.
જેમ ત્રણ્ય અવસ્થા આવે દેહ, પરમેશ્વરની ઇચ્છા તેહ. ૩૮

---

૫. ધનુષ નાખીને રહ્યો. સો. નાખીને કાં રહ્યો. ૬. આ પૂર્વે ક માં ગુરૂન્ હિ હત્વા શ્લોક. ૭. તથાપિ તા એમ સમ ઓચરૂં. સો. તથાપિ એહ કેમ ચરુ ક. ૮. આત્મજ્ઞાન એમ જોયે કથી ગૂ. ૯. વ્યાપકને શૂં જોયે કથી. ગૂ. ૩૮ પહેલાં ક માં અને ૩૮ a—b. બદલ—"રવિપૂંઠે રાતિ આવે જાય. ઉદય અસ્ત સૂર કહેવાય; અખંડ બિંબ જોત્ય છે તેહ, વ્યાપક રૂપ ભણીજે તેહ. શત્રુમિત્ર કેહતા નથી, આત્મજ્ઞાન એમ જોતાં કથી."

જલમધ્યે પરપોટા થાય, તે ભાંજે, તે માંહ્ય સમાય;
આત્મારામ ભણીજે તેહ, હર્ષશોકથી અલગો જેહ. ૩૯
સેજે ઊપજે, સેજે સમે, દુસ્તર માયા એણી પેરચ દમે;
'હું મારૂં, હું કર્તા જેહ,' અર્જુન! માયાનૂં બલ તેહ. ૪૦

પૂર્વછાયો

અનન્ત ઘડા પાણીભરચા, એક ચન્દ્રબિમ્બ પ્રકાશ;
ઘટ ઘટમાં પ્રતિબિમ્બ છે, એમ હરિ–વિશ્વાસ. ૪૧
ઘટ ફૂટચો, પાણી ઢલ્યૂં, જેનૂં તે ત્યાં જાય,
ચન્દ્ર નિરન્તર વેગલો, તેને દોષ નવ્ય થાય. ૪૨

[૯] ચોપાઇ

એ અર્જુન! તૂં એવૂં જાણ્ય, નિર્લેપણૂં તૂં હૈયે આણ્ય;
ક્ષત્રીને નવ્ય લાગે પાપ, સ્વર્ગ પમાડે, ટાલે તાપ. ૪૩
સ્વર્ગ–દ્વાર ઊઘાડૂં થયૂં, સકલ યોધનૂં પાતક ગયૂં;
રણસઙ્ગ્રામ્ય ક્ષત્રી જે મરે, સ્વધર્મ થકો દુસ્તરને તરે. ૪૪

પૂર્વછાયો

સુભટ સર્વે એમ બોલશેઃ 'ભય પામ્યો અર્જુન,
લોક માંહ્ય અપજશ, થશે,' સાંભલ્ય હેત–વચન. ૪૫
જશ અપજશ જાતાં નથી, સુખ શૂં હોયે ધર્મ?
જશ–અપજશ બન્ને નથી, હાણ્ય લાભ ને કર્મ. ૪૬

---

[૧૦] ચોપાઇ

કર્મ માંહ્ય નર ખૂતા જેહ, કૈયે મોક્ષ ન પામે તેહ."
"સ્વામી! વેદવન્દિત જે કર્મ, જાગ, દાન, જપ, તપ ને ધર્મ, ૪૭
ભક્તિ લખ્યાં છે વેદ વિચાર, સ્વામી! તેમાં શૂં નિરધાર?"
"હે અર્જુન! કહે તૂં સત્ય; વેદ વાણી છે દ્વિધા મત્ય; ૪૮
ત્રિગુણાતીત બુદ્ધિ એ આણ્ય; કર્મમાં નિષ્કર્મ કરી જાણ્ય;
જ્ઞાની પુરુષ જે કર્મ આચરે, જપ–તપ–જાગ-તીરથ જે કરે, ૪૯

સ્વધર્મ માંહે કરવૂં તેહ, ફલને ઇચ્છે તેહનો તેહ.
ઉદાર ધીર જે મનુષ્ય મર્મ, તેહ કર્મ જાણે નિષ્કર્મ. ૫૦
જ્ઞાનજોગે મન વશ થાય; કર્મ કરન્તો નવ્ય લેપાય.
હર્ષ, શોક ને લાભ ને હાણ્ય, પાપ-પુણ્ય સરખૂં કરી જાણ્ય. ૫૧
મોહસાગર તરીશ જેહ વાર, તત્ત્વજ્ઞાન તૂંને હશે તેહ વાર;
ત્યારે તૂંને શુદ્ધ્ય-બુદ્ધ્ય હશે; મોહસાગરની ભ્રાન્તિ જશે." ૫૨
"સ્વામી! એ બુદ્ધ્ય આવે કેમ? મોહસાગર [1]તરવાનો નેમ."
"મનના વેગ સર્વે છાંડિયે, અર્જુન! ઉદાસી થૈ હીંડિયે. ૫૩
મન, તન કેરૂં જ્યાં શોધન્ન, એ તાં સ્થિરબુદ્ધિ પાવન્ન.
[2]એવી બુદ્ધ્ય જ્યારે રાખશો, તો હરિપદ નિશ્ચે પામશો. ૫૪

પૂર્વછાયો

દુઃખ પડ્યે શોચે નહીં, સુખનો મદ નવ્ય થાય;
રાગ, દ્વેષ ને ક્રોધ તજે, મોહ મન થકી જાય; ૫૫
લક્ષણ એ સ્થિરબુદ્ધ્યનાં, એમ જીત્યે જીતાય.
ઇન્દ્રીને સઙ્કોચિયે, જેમ [3]કૂર્મ સઙ્કોચાય. ૫૬

[૧૧] ચોપાઇ

તૂં કહે, સેજે વિષયાવશ થાય, આહાર તજે તો સહૂ તજાય,
રસ-ઇન્દ્રી રસના નહીં તજે, ત્યાં લગે મન વિષયાને તજે. ૫૭
અર્જુન! એહ્નો કહૂં [4]ઉપાય; રસ-ઇન્દ્રી જ્ઞાને [5]વશ થાય;
જ્યાં લગી મન વિષયાને ભજે, તેને ગૃહના સઙ્ગ ઊપજે; ૫૮
સઙ્ગ થકી તો ઊપજે કામ; કામે ક્રોધ, લોભ, અભિમાન;
મોહ થકી હોય બુદ્ધ્યનો નાશ; બુદ્ધ્યનાશે હોય નરક-નિવાસ. ૫૯
તે માટે ઇન્દ્રી જીતવી; બુદ્ધ્ય જ્ઞાને વશ રાખવી;
સુધર્મનો કરવો વેવાર; હૂં મારૂં, તજવૂં, અહઙ્કાર. ૬૦

---

૧. તરિયે જેમ મૂ. ૨. મૂ. સો. માં રહી ગઇ છે. ૩. કમ મૂ.-ક. ૪. ઉપદેશ....જીતેશ. અ. ૫. ત્યાં યા નિજ્ઞા શ્લોક મૂ. માં.

### પૂર્વછાયો

[5]સવારે નિદ્રા હવી, જ્ઞાની મનીષી સોય;
જ્ઞાની જ્યાં નિદ્રા કરે, ત્યાં જાગે ગુરુ ને શિષ્ય.(!) ૬૧

[ ૧૨ ]

### ચોપાઇ

જે મારી ભક્તિ આચરે, કામ ક્રોધ તૃષ્ણા [1]વશ કરે,
ગૃહસ્થાધર્મથો ચાલે જેહ, સહી બ્રહ્મપદ પામે તેહ. ૬૨
યોગશાસ્ત્ર ને બ્રહ્મવિદ્યાય, સાઙ્ખ્ય યોગ તે દ્વિતીયો-ધ્યાય;"
અર્જુન કહે: "સુણજ્યો,ભગવાન ! દ્વિવા વચન બોલો છો વાણ્ય. ૬૩
ક્ષણ ક્ષણ એક પ્રતિપાદે કર્મ, વળી નિન્દે મોહ ને ભ્રમ;
સ્વામી ! વાત નિરધાર કરી, એમાં દીર્ઘ દેખાડો, હરિ !" ૬૪
કૃષ્ણ કહે: " અર્જુન ! મન્ય આણ્ય, એ મારગ સાચા કરી જાણ્ય,
બેહુ મલીને એકજ થાય, જ્ઞાની વન્યાં લહ્યા નવ્ય જાય. ૬૫
[2]બેહુ મલીને એકજ જાણ્ય, રાતદિવસ ને સૂર્ય પ્રમાણ્ય,
કર્મ માંહ્ય નિષ્કર્મ છે તેમ, કાષ્ઠમાં હુતાશન છે જેમ. ૬૬
એક ગૃહસ્થધર્મ મૂકી વન્ય જાય, વસ્ત્ર તજી સન્યાસી થાય,
તોય [3]એ મન્ય નવ્ય પામે સહી, સત્યજ્ઞાન જો ભાસે નહીં. ૬૭
બ્રહ્મ થકી ઊપનૂં છે કર્મ; સર્વ ભૂતમાં વ્યાપક [4]બ્રહ્મ;
કૃષ્ણાર્પણ બુદ્ધયે કીજિયે; નિર્ગુણ સગુણ માંહ્ય પૂજિયે. ૬૮
આગે જનકાદિક રાજાન, તેણે જાણ્યૂં બ્રહ્મજ્ઞાન;
તેણે કર્મ કૃષ્ણાર્પણ કરચાં; કર્મ વન્યાં તેને અનુસરચા. ૬૯
મોટા શ્રેષ્ઠ આચરે જેહ, લોક પ્રવર્તે મારગ્ય તેહ;"
અર્જુન પ્રત્યે બોલ્યા ભગવાનઃ "સંસારનૂં નથી મારે કામ. ૭૦
લેવૂં-દેવૂં મારે નથી, નથી તેને શૂં કહે કથી ?
તથાપિ હૂં કરૂં છૂં કર્મ, તે માટે જે લોકા-ધર્મ. ૭૧

૧. પરહરે ગૂ. ૨. રાત્યદિવસ જેમ સુર પ્રમાણ, કર્મ નિઃકર્મ તેજ મન્ય જાણ્ય. ગૂ. ૩. બ્રહ્મ ક. ૪. કર્મ ક. મન્ય ગૂ.

જો હૂં કર્મને નિન્દૂં વેદ, તો વર્ણવર્ણનો ભાગે ભેદ.
તે કર્મથી રાખીને મન્ય, કર્તા કર્મ નહીં લેપન. ૭૩
મેં કહ્યો તે મારગ્ય ચાલશે, તે પદ બ્રહ્મસહિત પામશે."
ગીતાજ્ઞાન કહ્યૂં ગોવ્યન્દ; અર્જુન મન્ય પામ્યા આનન્દ. ૭૨

## • ભીષ્મવધપર્વ—

કરચ ધરચાં તવ્ય ગાન્જીવ ને બાણ; ભડક્યા જ્યોધ અને કેકાણ;
[5]ધનુષ-ટંકારવ અર્જુને કરચો; તેનો શબ્દ સઘલે વિસ્તરચો. ૭૪
રથ–રાસ શ્રીહરિને હાથ્ય; સેવકજન કેરો એ નાથ.
ભીષ્મ સન્મુખ આવી રહ્યા; જૂધ કરવા સપરાણા થયા.

### પ્રથમદિન–પ્રવેશ

ભીષ્મદેવે તવ્ય સાધ્યાં બાણ; સેના સર્વે પડિયૂં ભઙ્ગાણ;
ખમે કોણ ભીષ્મના પ્રહાર, જેણે જીત્યો છટ્ઠો અવતાર ! ૭૬
ગઙ્ગાજીના સુત ગુણગ્રામ, આવ્યા કરવા રણસઙ્ગ્રામ.
[6]વાજે નીસાણ બોંત્યેર ગત્ય. શબ્દ સાંભલી હારચા નરપત્ય. ૭૭
ઘોર વૃષ્ટિ સેના પર થઈ; સેના પાછી નાઠી સહી.
કહે જ્યુધિષ્ઠિર: "કારણ કશૂં ? આવ્યા ભીષ્મ બલ સાગર જશૂં."૭૮
સુણી ધર્મ હરિ પાસે ગયા; "રાખ્ય, રાખ્ય," વચન બોલિયા.
કીધી સ્તુતિ ત્યાં ધર્મ રાજાનઃ "દિયો પાણ્ડવને જીવ્યત–દાન. ૭૯
આગે રાખ્યા છે અનેક; મુખે એક શો કહૂં વિવેક?
ઘણે કષ્ટે રે રાખ્યા તમે, હવે આજ પિતામહ દમે. ૮૦
ભીષ્મ–રૂપિયો સાગર જેહ, પાણ્ડવને ઊતારો તેહ.
સુદામાની કીધી સાર; આપ્યા વિપ્ર તણા કુમાર. ૮૧
વિભીક્ષણને આપ્યૂં રાજ; સુરિનર કેરાં કીધાં કાજ;
રાખ્યૂં અસુર તણૂં જે બાલ; [7]તેને મલિયા શ્રીગોપાલ. ૮૨

---

૫. સો. ક. માં નથી. ૬. સો. ક. માં ૭૭મી રહી ગઇ છે.
કાં મક્ષત મુંને ક–સો.

હિરણ્યાકંસને મારી કરી, ફાડ્યો થમ્ભ, પ્રગટ્યા હરિ.
ધ્રૂને અવિચલ પદ આપિયો, મેરુ તણે શૃંગ થાપિયો. ૮૩
બલિ રાજા ચાંપ્યો પાતાલ્ય, ઇન્દ્રાસન રાખ્યૂં ગોપાલ.
અનેક ભક્ત ઓધારચા હરિ; પાલ્યા દાસ; સપર્યા કરી. ૮૪
પાણ્ડવ જાતા રાખ્યા એવ, હવે દમે છે ભીષ્મદેવ.
ભીષ્મ થકા ઉગારો, હરિ!" એમ સ્તુતિ ધર્મે ઓચરી. ૮૫

બોલ્યા કૃષ્ણ: "સુણો, રાજન! 'ધર્મેજય'નૂં પ્રગટ વચન;
જય તમારી થાશે સહી; તે માટે દુઃખ ધરવૂં નહીં." ૮૬
સન્તોષી શિરચ મૂક્યો હાથ; યુદ્ધે પરવરિયા જુગનાથ;
ભીષ્મસમીપે રાખ્યો રથ; બાણ બહુ વલી સાહ્યાં હાથ્ય. ૮૭
ઘોર વૃષ્ટિ થૈ સેના માંહ્ય; સન્મુખ ચાલ્યા રાણારાય.
સેનાપતિ થયા ભીષ્મદેવ, [8]સર્વ જોધા આવ્યા તત્ખેવ. ૮૮

સમીપે આવ્યા કૃષ્ણ-અર્જુન; દેવદત્ત પઞ્ચાજન્ય-ધ્વન્ય;
[10]સઞ્યા માંહ્ય નીસાણ ગડે, શરાતન શરાને ચડે. ૮૯
ત્યાં ભગદત્ત આડો આવિયો, મારી અર્જુન વ્યાકુલ થયો.
મૂકે બાણ બહુ ભગદત્ત, પાણ્ડવસેનનો આણે અન્ત. ૯૦
શકુનિ દુઃશાસન [11]મદભરચા; પૃથક પૃથક જ્યોધાને વરચા;
સાગર સાત તણું જે પૂર, મારી સેના કીધી ચૂર. ૯૧
આપોપે તાં નાદા ભૂર; પડ્યા કોરઞાં વાતા સૂર.
શિખણ્ડી ને શલ્ય આથડ્યા; ભગદત્ત ને અર્જુન ભડ્યા; ૯૨
ધૃષ્ટદ્યુમન ને ક્ષેમજધર્મ; અભિમન્યુ-દ્રોણ પ્રાક્રમ;
અશ્વત્થામા-સાત્વિક જ્યોધ, કરે સઙ્ગ્રામ ધરીને ક્રોધ. ૯૩

---

૮. શરાતન વાહ્યાં અશ્વમેવ ક. ૯. ૮૮ મી પછી ક. માં એક લીટી વધારેઃ—

કટિપટકા તેડ્યા થાય, ચાલ્યા દેશદેશના રાય.

૧૦. ક. માં નથી. ૧૧. બલ સો. ક.

દ્રુપદ ને સુશર્મા રાય, આવ્યા બાણ તણે તે ધાય.
વૈરાટ ને નારાયણી વીર, કરે સંગ્રામ [૧૨]સાહસ ધીર. ૯૪
દુર્યોધન નિરખે સંગ્રામ. પૂરે ભીષ્મ સહુની હામ.
નદીના વેગ સમુદ્રે ભળે, તેમ ભીષ્મ સેનમાં ફરી વળે. ૯૫
પાંચે પાણ્ડવ રહ્યા એકઠા, ભીષ્મ-બલ માટે સામટા.
ચોયે પાસે થાય સઙ્ગ્રામ; શૂરા ધીર સમરે હરિનામ. ૯૬
કરે બાણ કેરી બહુ વૃષ્ટિ, સકલ યોધ દેવરાવે પૃષ્ટ.
હસ્તીશું હસ્તી આખડે; ગજ પાસે ગજ તિહાં ભડે; ૯૭
પાલાશું પાલા પરમાણ; બાણધાર સાથે તે બાણ;
મલ્લવિદ્યા સાથે મલ્લ-મન્ત્ર; ગદાયે ગદા સન્ધે છે જન્ત્ર. ૯૮
ભીષ્મભય પાણ્ડવને ઘણો; અનુભવ આવે જીત્યા તણો;
બ્રહ્મચારયના કરના પ્રહાર, કોણ સહે સમરથ ઝૂઝાર? ૯૯
"મારયા, મારયા" નર-મુખે થાય; મૂકી બાણ ને નાઠા જાય;
જાલાં ઝાંખર ઠેકે ઘણાં; બાણ વિકટ ગઙ્ગા-સુત તણાં. ૪૦૦
મૃગપત્ય વળે જયમ મૃગ પલે, તેમ નાસે જ્યાં ભીષ્મ વળે;
જેમ પાણ્ડવવનમાં હુતાશન, તેમ દહે દલ કેરાં તન. ૧
નાઠી સેના પાણ્ડવ તણી; બાણવૃષ્ટિ ગઙ્ગાસુત તણી,
તેણે સમે થયા મધ્યાહ્ન; ઊતારે વળિયા રાજાન. ૨
પઞ્ચાયણનો શબ્દ સાંભળી, પાણ્ડવ-સેના પાછી વળી;
સર્વ સર્વ સમ્ભાલે સાથ, એક એકને પૂછે વાત. ૩
આવ્યા તેહને હેતે મળ્યા, નાવ્યા તે રણ માંહ્ય ગળ્યા.
ઊતારે આવ્યા સૌ કોય; ઇચ્છાવર્તીક પાક જ હોય. ૪
રાજા સર્વ આરોગી કરી, વળી સર્વ ચાલ્યા પરવરી.
સેન તણો નવ્ય લાભે પાર; કરતા બાણ તણા ટઙ્કાર. ૫
ભલા ભલા કૌરવકુમાર, હર્ષભરયા વાહે હથિયાર.
કૌરવસજ્યા આવી મળી, પાલા રથ ગજ હય સાંકળી. ૬

---

૧૨. સબલ. ક.

સેન્યાપતિ સબળો વસુ-અઙ્ગ, સકલ સેનાનો કરતો ભઙ્ગ.
તેણે સમે વૃકોદર વીર, આવ્યો યુદ્ધ કરન્તો ધીર. ૭
ગદા કર મધ્યે ઓપતી, સેના ક્ષય કરતો મહામતિ;
મેઘનાદ કરે બલવન્ત; હય ગજ રથનો આણે અન્ત. ૮
હસ્તી ઊડાડે આકાશ્ય; તે પુનરપિ ન આવે પાશ.
ફોજે ફોજ વૃકોદર ફરચા; હય ગજ રથ કીધા સાથરા. ૯
ભીમ ભુજાબલે કુન્જર ધરે, ચરણ્ય સાહીને ચૂર્ણ કરે,
ભીમ તણું રૂપ વિપરીતઃ જોઇ યોધા થાય ભેભીત. ૧૦
પ્રોઢાં કર્મનો કર્તા ભીમ; કરે સર્વને ડાઢા હિમ.
તવ્ય ભીષ્મ આવિયા તાત; વૃકોદર વાવરતા હાથ. ૧૧
સાધ્યાં બાણ અસઙ્ખ્ય અપાર, જેમ કલ્પાન્ત કરે અઙ્ગાર.
ભીમ ઊપરય તે કીધી વૃષ્ટિ; મારીને લેવરાવી પૃષ્ટ. ૧૨
જેમ પન્નગ રાફડે પલે, તેમ ભીમ-અઙ્ગ બાણ ગલે;
અલગો જૈ માંડ્યો સઙ્ગ્રામ, ભગદત્ત યુદ્ધ કરે જે ઠામ્ય. ૧૩
ભગદત્તે દીઠો પવનકુમાર, ગદા ગ્રહી ચાલ્યો નિરધાર;[૧૩]
શોભે બે જેમ પર્વતરૂપ, ભગદત્ત ને વૃકોદર ભૂપ. ૧૪
ચાલી આવ્યા અણિયે અણી, પ્રૌઢ [૧૪]પુરુષ બે બલના ધણી.
ભીમે ચાલી કીધો ઘાય; ભગદત્ત કહેઃ 'ધન્ય પવનસુત રાય!' ૧૫
સેજે ગદા મારી ગુણવન્ત; 'જોજે તારો આણું અન્ત.'
મારી ગદા ભીમ લડથડે; પૃથ્વી ઊપરય જોધો પડે. ૧૬
સહદેવે આવી કીધી સાહ્ય; વકારિયો વૃકોદર રાય.
વકારિયો તવ વાધ્યો વીર; ગદા ગ્રહીને ચાલ્યો ધીર. ૧૭
ભગદત્ત મારચો ઝાઝો પ્રહાર; સેજે જોધ કરચો સઙ્ઘાર.
[૧૫]ગ્રહી ગદાનો કીધો ઘાય; ભગદત્ત પાડ્યો રણ માંહ્ય. ૧૮
વેગે તત્ક્ષણ આવ્યા બાથ, ભીમસેને વાવરિયા હાથ;
મારી મુષ્ટિ મસ્તક માંહ્ય; મુખની વાટે શોણિત જાય. ૧૯

---

૧૩. તેવાર. ગૂ. ૧૪. ગદા પ્રૌઢ ગૂ. ક. ૧૫. કશી સો.

પાડ્યો શર પૃથ્વી જેટલે, સેના સર્વ વળી તેટલે.
મળ્યા એકઠા ભીષ્મ પાશઃ 'પ્રૌઢ પુરુષનો આણ્યો નાશ.' ૨૦
ભગદત્ત મારી ભીમ જ વલ્યો; આવીને રાજાને મલ્યો:
"મારચો ભગદત્ત, ભડ રાજન! ધન્ય ધન્ય," બોલે રાય અર્જુન. ૨૧
વળી વિચારે પરમ સુજાણઃ 'રખે આવે ભીષ્મનાં બાણ!'
ભીષ્મ થકી ભય પામે સહૂ, પાણ્ડવ કેરા જોધા બહુ. ૨૨
ભીમે રણમાં કીધો સંહાર; બે ક્ષોણી મારચા નિરધાર;
ભગદત્તને મારી કરી, ગર્જ્યો જેમ ગાજે કેસરી. ૨૩
ભીમ ભયંકર પેલૂં યુદ્ધ, ગઈ સર્વ કૌરવની શુદ્ધ્ય.
તેણે સમે ત્યાં રજની થઈ; આવી ઊતારે સેના વહી. ૨૪
[16]અર્જુન કૃષ્ણે કીધા નાદ; શઙ્ખ શબ્દ સાંભલિયા સાદ;
આવ્યા ઊતારે સૌ જોધ. 'ભીષ્મ તણો કુણ સહશે ક્રોધ?' ૨૫
[17]એ ચ્યન્તા પાણ્ડવને મન્ન; 'ભીષ્મ જીતવા વસમા તન્ન;
એક દિવસમાં કીધૂં યુદ્ધ, ટાલી સર્વ યોધાની શુદ્ધ્ય. ૨૬
નવ દિન આપણ્ય કેમ જીવાય? બાણ ભીષ્મનાં નવ્ય સેહ્વાય.'
કૌરવને મન્ય અર્જુનની ચ્યન્તા, તેમ પાણ્ડવને ભીષ્મ પિતા. ૨૭
જે પાણ્ડવે મારચૂં'તૂં સેન; રુધિર નદીની ચાલી પરવેણ્ય;
[18]ગજહય માંસના કર્દમ થયા; કેતા યોધ તણાઇ ગિયા; ૨૮
નર-મસ્તક કચ્છપ-આકાર, અસ્થિ પાણત્રટ બન્ધ સાર;
નર આભરણ, વેલા વિસ્તાર, રથ તરે નાવને આકાર. ૨૯
કુઞ્જર કેરાં ખોખાં જેહ, રણપૂરે કૈં તાણ્યાં તેહ.
પાણ્ડવ બેઠા કરે વિચાર; સાંભલ્ય, પરીક્ષિત તણા કુમાર! ૩૦
કૃષ્ણપદ પ્રણમે કુલદીપઃ "પ્રભુ! અમે જીત્યા સપ્તદ્વીપ;
સકલ જોધ મારિયે સહી, ભીષ્મપિતા જીતાયે નહીં. ૩૧

---

૧૬. ૨૫a-b પછીઃ—આવે ઊતારે સેના વહી, જોઇ સર્વે સાંભલ્યૂં સહી. ગૂ. ૧૭. ૨૬ a-b પછીઃ—ભીમના મનમાં રીશજ ઘણી, ગદા પ્રહારે સેના હણી ગૂ. ૧૮. ૨૮ c-d અને ૨૯ a-b ક માં ઊ. પા.

એહ્‌ના ભયથી રાખો, સ્વામ્ય! તમે સાહ્ય થયાનૂં કામ."
એમ સન્તોખ્યા શ્રીભગવાન; "સુણો, વૃકોદર! બુદ્ધિ-નિધાન! ૩૨
તેહ પુરુષની જય ત્યાં થશે, જેહ્‌ના કુલમાં ધર્મજ હશે.
તેહ વાતનો સન્ધે નહીં; વેદપુરાણે એ વિધ કહી." ૩૩
કૃષ્ણે મસ્તકય મૂક્યો હાથ; વલી સ્વામીયે કરચા સનાથ.
"લાગાં'તાં ભીષ્મ તણાં બાણ, નિવૃત્ત કરો, સ્વામી નારાણ!" ૩૪
સેવકને દીધો [૧૯]સંલ્લોભઃ "જીતીશ, ભીમ! મ કરચ મન્ય ક્ષોભ."
રજની સમો ત્યાં વહીને ગયો; થયૂં પ્રાત; સૂર્જ ઉદયો. ૩૫

## દિન બીજો-પ્રવેશ

સજે સૈન્ય જોધા શણગાર; પેરે જીવરખી(ને) જણસાર;
વાગાં બોહ્‌તેર ગત્ય નીસાણ; શૂર સર્વને કીધાં જાણ. ૩૬
શઙ્ખનાદ કીધા સામટા; થિયા શૂર, મલિયા છે ઘટા;
ચાલ્યા સર્વ કરવા સઙ્ગ્રામ, ભીષ્મ-સેન હૂતાં જેહ ઠામ્ય. ૩૭
મહા ઘોર મેલે છે બાણ, કહીં યોધના હરતા પ્રાણ;
ગર્જે છે અતિ અખણ્ડ ધાર; પુરુષ કરન્તા મારોમાર. ૩૮
સાત્ત્વિક ને સુશર્મા ભડે; જયદ્રથ ધૃષ્ટદ્યુમ્ન આથડે;
ભડે શલ્ય ને સહદેવ; વચન બોલે મુખે તત્ખેવઃ ૩૯
"મામાજી! કરો છો પેરામણી, આ ટાણે ભલી ભાણજ તણી."
શલ્ય કરે સવલૂં જતન; ધીરા બાણ ધરે રાજન. ૪૦
સહદેવ કહેઃ "મામા! સાંભલો, ધરજ્યો બાણ, રુદયાથા ટલો;
આ ટાણે કયમ કીજે દયા? મારૂં, રાજા! તજવી મયા. ૪૧
ક્ષત્રી કુલનો એ છે ધર્મઃ રણ મધ્યે કરવૂં પ્રાક્રમ્મ.
સ્વજન સન્તોષ હોય ત્યાં લગે, ઊભા ન્હોય રણમાં જ્યાં લગે. ૪૨
જ્યોવન વૃદ્ધ અને જે બાલ, રણમાં ગણવો રઙ્કું ભૂપાલ.
તે માટે, મામાજી! સત્ય, કરો જુધ; મારૂં, ભૂપત્ય! ૪૩

---

૧૯. સન્તોક.....દોષ સો. ક.

ક્ષત્રીતનને કરુણા કશી ?" બોલ્યા શલ્ય વચન તવ હશી:
"સુણ્ય, ભાણેજ! ભલું તે કહૂં, એક દિન્ય અન્ન કૌરવનું ગ્રહ્યું. ૪૪
તે માટે તજવું થયું, ભાણેજ! નહીં તો કયમ ડૂબૂં તુજ દેહ ?"
એમ કહી આઘા ચાલિયા, જાણે મદમેગલ માલિયા! ૪૫
જ્યુધિષ્ઠિર ને દુર્જ્યોધન રાય, સન્મુખ ઊભા બોલે ત્યાંય.
ધર્મ કહે: "તું થયો કુલ-અઙ્ગાર, સગાં સર્વ કરાવ્યો સઙ્ઘાર. ૪૬
તારૂં દુ:ખ છે અમને ઘણું, વલી વિશેખે સગા તણું:
કપટ કરીને કાઢ્યાં વન્ન્ય, તે દુ:ખ અમને છે ત્યાં મન્ન્ય. ૪૭
પઞ્ચાલીનાં કાઢ્યાં ચીર; લાખાગ્રહમાં બાલ્યા વીર;
[20]વિષમોદિક દીધા તે સહી; તે વાતે દ્વેષ ધરતા નહીં. ૪૮
આજ દુ:ખ લાગે છે ઘણૂં, અહો દુ:ખ કુલ જાવા તણું,
મોકલિયા વિષ્ટિ મહારાજ, પઞ્ચ ગામ માગવાને કાજ. ૪૯
તૂં તેને ઊઠ્યો મારવા; કૃષ્ણ દૂવ્યા તેં કુલને ખોવા;
કુટુમ્બકાષ્ઠમાં તૂં ઘણ હુવો; ખાઇ સર્વને પોતે મુવો. ૫૦
તારા અવગણનો નહીં પાર; તેં ભરિયા પૂરા ભણ્ડાર;
હવે આજ એમાં [21]કોણ મરે ? હસ્તિનાપુરની ભોમ્ય જ ઠરે." ૫૧
દુર્યોધન કહે: "સુણો, ધર્મ ! ગઈ વાત નવ્ય બોલો મર્મ.
મુખે કહેતાં લાગે લાજ; યુદ્ધ વિના કયમ ભાગે દાઝ ? ૫૨
[22]ચોપાસે લાગે સઙ્ગ્રામ, દુ:શાસન દ્રુપદ એક ઠામ્ય;
વૈરાટ ને શકુનિ બે ભડે; શિખણ્ડી કૌન્તીભોજ આથડે. ૫૩
કૃપાચાર્ય ને સાત્ત્વિક જ્યોધ; અશ્વત્થામા નિકુલ વિરોધ;
શત પુત્ર કૈકૈ રાજાન, જુદ્ધે કોય નવ્ય મૂકે મામ. ૫૪
રથે રથ; પાલાશૂં પાલ; સૂંઢાલા સરસા સૂંઢાલ.
ક્ષત્રીવટ યુદ્ધાયુદ્ધ કરે; અન્ય મારગ્ય કોય ન આદરે. ૫૫
તે વેલા સકલ સઙ્ગ્રામ, પડિયૂં પાણ્ડવસેન વિરામ;
ક્ષોણી સેના કીધી હણૂં; પડિયૂં સેન તે પાણ્ડવ તણું. ૫૬

---

૨૦. °મદુ:ખ...દુ:ખ ક. ૨૧. કોય ક-ગૂ. ૨૨. આ કડી ગૂ. માં નથી.

દુર્યોધન કેરા જે ભ્રાત, અષ્ટાદશ તે પામ્યા પાત,
નારાયણી જ્યોધા બલવન્ત, ત્રણ્ય સહસ્રનો આણ્યો અન્ત. ૫૭
સુશર્માની સન્ન્યા ઘણી, હણ્યૂં પાણ્ડવે એ[૨૩] ક્ષોયણી;
ભીમે રણમાં પાડ્યો સેર; રણક્ષેત્રે વાધ્યાં અતિ વેર. ૫૮
અર્જુનને રોકે ભીષ્મ તાત; સન્મુખ બેઠા શ્રીયદુનાથ.
ભીષ્મદેવ કહેઃ "અર્જુન! સુણો, સદા જસ રે'શે તમ તણો. ૫૯
ભારથ ભલા કરો છો સાર; ધન્ય પાણ્ડવો છો સંસારય,
પ્રાણ આગમીને યુદ્ધ જ કરો; શત્રુસન્મુખ સદાયે મરો. ૬૦
જીવતાં જસ વાધે અત્ય; મરે તો નર પામે મુગત્ય.
ધન્ય અર્જુન! તારૂં સામર્થ્ય, દુરિજનને જોડાવ્યા હથ્થ. ૬૧
ધન્ય તમે હરિને વશ કર્યા. ભૂતલ્ય ભલે તમે અવતર્યા."
કૃષ્ણ કહેઃ "સુણજ્યો, ગાઙ્ગેવ! તમ અવતાર ઇચ્છે છે દેવ. ૬૨
પાણ્ડવ પુત્ર તમારા સહી. એહને મારતાં ઘટતૂં નહીં.
તમારે છે બે લોચનઃ પાણ્ડવ ને વલી દુર્યોધન. ૬૩
તમે વિકટ રચ્યૂં સઙ્ગ્રામ; પાણ્ડવને શૂં હણશો, સ્વામ્ય?"
ભીષ્મ બોલિયાઃ "સુણો વચન, અમે જમ્યા કૌરવનૂં અન્ન. ૬૪
એહને અર્થે દેશૂં પ્રાણ; હશે '**ધર્મની જય**' નિરવાણ,
અમે તો પ્રાણ આપી છૂટશૂં; એક વાતનૂં મનમાં વસૂં." ૬૫
કૃષ્ણ કહેઃ "તે કહોને તમો; જ્યમ રલિયાત્ય થાઊં અમો."
ભીષ્મ કહેઃ "સુણજ્યો, ભગવાન! એહ વાતનૂં મનમાં જ્ઞાનઃ ૬૬
દ્વારામતી પધાર્યા તમો; દુર્યોધન મોકલિયો અમો;
તમને તેડવા આવ્યા રાય, અર્જુન આવી બેઠા પાય. ૬૭
ધૂન્ય ભાગ રાજાને દીધ; તવ તમે પ્રત્યગ્ન્યા લીધઃ
'આયુધનો તજવો આરમ્ભ;' સુણી વાત અમે થ્યા વશમ્ભ. ૬૮
તમે મુખે બોલ્યા, ગોપાલ! દન્તવક્ત્રનો આણ્યો કાલ.
તે દિન પ્રત્યગ્ન્યા લીધા સહીઃ 'અઙ્ગે આયુધ ધરવૂં નહીં.' ૬૯

---

૨૩. પાએ **સો**. પાંચ ક.

તે માટે સુણુજ્યો, જગનાથ! મેં મનમાં કલી એક વાતઃ
'ધરાવૂં તમને આયુધ;' એહ્‌ની મેં વિચારી બુદ્ધ્ય. ૭૦
અનન્ત આયુધ ધરશો જદા, પાણ્ડવ તો ઊગરશે તદા.
ચક્ર ધરાવૂં તમને, નાથ! તો ગઙ્ગા જનની, શન્તન તાત. ૭૧
પાણ્ડવનો અન્ત લેશે તાત, જો ચક્ર ધરાવૂં ન, વૈકુણ્ઠનાથ!
ભાંજૂં રથ; પાડૂં કપિવીર; ધ્વજા સહિત છેદૂં શરીર. ૭૨
મુગટ પાડું મસ્તક સમેત; પાણ્ડવને કાઢૂં રણક્ષેત્ર,
જો ચક્ર ધરશો, ચત્રભુજ! તમો, તો પાણ્ડવને પ્રસન્ન છૂં અમો." ૭૩
કૃષ્ણ કહેઃ "ગઙ્ગાસુત! સુણો; વિચાર મન્ય અમારે ઘણો;
બોલ્યા બોલ તે કેમ ચૂકૂં? સત્ય અમારૂં કયમ મૂકૂં? ૭૪
પાણ્ડવના પિતા છો સહી, તમ જેટલે અમારે નહીં;
અમે વચન ઊચારયાં જેહ, કહો, "ભીષ્મ! કયમ મૂકૂં તેહ?" ૭૫
ભીષ્મ વદેઃ "ભલે ભગવાન! તમે તમારૂં રાખો માન,"
કરતાં વાદ થઈ શર્વરી, આવ્યા ઊતારે પરવરી. ૭૬
જમે ભોજન વિવિધ ભાત્ય; સૈન્ય સમ્ભાલ્યૂં ભીષ્મ જ તાત;
જણ જેહ્‌ના મુવા તે જોધ, તેહ સ્થાનકય જૈ દિયે પ્રતિબોધ. ૭૭
ભીષ્મદેવ બેઠા સ્વસ્થાન્ય, ત્યાં આવ્યા દુર્જ્યોધન રાજાન.
સાથે શકુનિ દુઃશાસન; મનમાં રોષ રવિનો તન. ૭૮
ભીષ્મ તણે પાસે આવિયા; દણ્ડવર્ત પ્રણામ જ કિયા,
બોલ્યા મુખ્ય દુર્જ્યોધન રાયઃ "પિતામહ! તમ લાગૂં પાય." ૭૯
પ્રણવી સર્વ બેઠા મલી, દિવસ-જુદ્ધ-વાર્તા સાંભલીઃ
"એક ક્ષોણ્ય પાણ્ડવના જોધ, સઙ્ગ્રામે પડિયા રણમધ્ય. ૮૦
આપણના શૂરા થિયા [24]સન્ત, કૈંક સેનાનો આણ્યો અન્ત.
હવે કહૂં: પિતામહ તાત! કરો કાલ્ય પાણ્ડવને ઘાત. ૮૧
તમ ટાલી તે કેને કહૂં? પાણ્ડવના પરિભવ કયમ સહૂં?"
વલતા બોલ્યા ગુરુ ગાઙ્ગેવઃ "સાંભલ્ય, કૌરવપતિ! તૂં ખેવ. ૮૨

૨૪. શાંત. સો. ગૂ.

પાણ્ડવ જીતાશે કયમ કરી, જેને પાસે સમરથ હરિ?
ધનુર્વિદ્યા તણો જે જાણ, અધિક એનૂં બલ પ્રમાણ. ૮૩
એ પાણ્ડવ જીત્યા કયમ જાય, જેને મસ્તકય [૨૫]ત્રિભુવનરાય?
વલી વિશેખે રાજા ધર્મ, સત્યવાદી પૂરણ પ્રાક્રમ્મ. ૮૪
અસત્ય [૨૬]કરી મનમાં આશ, તેહને કૃપા છે, ને વિશ્વાસ."
ભીષ્મ તણાં વચન નિરવાણ: "એ એક છે નર–નારાણ. ૮૫
અવનીનો ઊતારણ ભાર, તે કારણ્ય એનો અવતાર."
વૈશમ્પાયન કહેઃ સુણ્ય રાય! સઞ્જે ધૃતરાષ્ટ્રને કહે ત્યાંહ્ય. ૮૬

**પૂર્વછાયો**

ભીષ્મ–વચન તવ્ય સાંભલી, બોલ્યો દુર્જ્યોધનઃ
"પિતામહ કાયર થયા તે, સાંભલ્ય દિનકર–તન! ૮૭
જેને આદરચ આદરચા, આપણ્ય મહા સઙ્ગ્રામ,
તે બોલે છે પાંતરાં; આપણને કિહ્યો ઠામ?" ૮૮
કર્ણ કહે: "વૃદ્ધ જ થયા; વિચિત્ર છે તવ્ય મત્ય;
પ્રાક્રમ નિન્દે સર્વનાં. મોટા કહે તે સત્ય." ૮૯

---

[૧૩] **ચોપાઇ દાવટી**

વૈશમ્પાયન ઓચરેઃ સુણ્ય, [૧]જનમેજે રાય!
સઞ્જે–મુખથી સાંભલે, [૨]ધ્રૂતરાષ્ટર તે ત્યાંહ્ય. ૯૦
ભીષ્મ વાણી બોલિયા: "રાય! સુણો મારી વાત;
[૩]રજક તારૂં ખાધા માટે, કરીશ રણમાં ક્ષાત્ય. ૯૧
તારી આગલ્ય હરિ જે બોલ્યા, તેહ તજાવૂં બોલ;
ચક્ર ધરાવૂં ચતરભુજને, એમ મારો કોલ. ૯૨
કૃષ્ણ આયુધ નવ્ય ધરે તો, જીતવા જગદીશ.
અર્જુન મારૂં એકલો, બાણ સાધૂં વીસ." ૯૩

---

૨૫. વૈકુંઠ° સો. ક. ૨૬. કેરી જો વંચે વાસ. સો. ૧. પરીક્ષિતના તન. સો. ક. ૨. અમ્બાસુત રાજન. સો. ક. ૩. અન્ન તારૂં જમા માટે. ગૂ.

ગઙ્ગાસુત કહેઃ "કાલ્ય મારૂં, નિરખજે પ્રાક્રમ્મ;
અપત્ય-યુદ્ધ તો નહીં કરૂં, કરૂં ક્ષત્રી ધર્મ." ૯૪
પગે લાગી વલ્યા રાજા, ગયા ગુરુને પાશ;
ચરણ્ય લાગી જઈ બેઠો, મૂકતો નિઃશ્વાસઃ ૯૫
"ગુરુ! તમ વિના મુઝને કોણ રાખે? ચરણ્ય મેલૂં શીસ.
ભીષ્મવાયક સાંભલીને, મારા મનમાં રીસ. ૯૬

પાણ્ડવ-પ્રાક્રમ પ્રૌઢ છે; કૃષ્ણ કરે છે સાહ્ય;
સૈન્ય મારે આપણું; મારી દાઝ કેમ ઓલાય?" ૯૭
દ્રોણ વલતા બોલિયાઃ "દુર્ય્યોધન! કહૂં, સુણ્ય વાતઃ
પાણ્ડવ જીતાશે નહીં, જેને શીશ છે જદુનાથ. ૯૮

તેં અપત્ય કીધે જૂધ કીધૂં; હરચાં નારી-ચીર;
તારી વૃત્ત્ય ખાધે કરી, આ તમ તણૂં છે શરીર. ૯૯
દસ દિવસ ભીષ્મ પછેં, જોજો મુજ પ્રાક્રમ્મ.
જાણું છૂં તે જીતશે, જેને હશે ધર્મ." ૫૦૦

ગુરુવચન તવ સાંભલી, બોલિયો ભૂપાલ;
કર્ણ પ્રત્યે ઓચરચોઃ "સહૂ લવે આલપમ્પાલ." ૧
કર્ણ કહેઃ "કાયર થિયા, શૂં ધનુર્વિદ્યાના ધીર?
અર્જુન તમ વિદ્યારથી; તમે વદ્યા દાયક વીર. ૨

તે તમને ક્યમ જીતશે? એ કપટ કેરી વાત!
ધર્મ રાખો, શ્રીગુરુજી! રણમાં તે વાધે ખ્યાત." ૩
ગુરુદેવ વાણી ઓચરેઃ "દસ દિવસ પછી મુજ કામ;
પાંચ દિન રક્ષા કરૂં, હૂં કરીને સઙ્ગ્રામ. ૪

જીતવૂં જગદીશ હાથે, પણ કરશૂં તે પ્રાક્રમ્મ;
પાપી પરલે યે જાશે, પ્રગટ રે'શે ધર્મ." ૫
દ્રોણ-વાણી સાંભલીને, ગયા શલ્યને પાશઃ
"મારુ-રાજા! ચરણ્ય વન્દૂં, બલિયા બલપ્રકાશ! ૬

તમે મારે સાહ્ય છો, ત્યાં નથી ચ્યન્તા આજ;
પાણ્ડવ પ્રાજે કરીને, આપિયે અમને રાજ. ૭
સત્યવાદી છો તમે, અમ છત્ર છો, ભૂપાલ!"
વચન એવાં સાંભળી, શલ્લ બોલિયો તત્કાલ્ય: ૮

"અન્ન તમારૂં જમ્યા માટે, કરૂં મહા પ્રાક્રમ્મ;
જાણૂં છૂં તે જીતશે, જેહ્નના[4] કુલમાં ધર્મ. ૯
'ધર્મે જય'નૂં વચન વેદે, કર્યૂં છે પરમાણ;
તેહ્નની[5] જય સદા હોશે, એક નર–નારાણ." ૧૦

સુણી વાણી કર્ણ બોલ્યા: "સુણો વચન, મહારાજ!
અર્જુન મારૂં એકલો, મુજ મન્ય એવી દાઝ." ૧૧
શલ્ય કહે: "અર્જુન બલિયો, તેને કેમ જીતાય?
વૃદ્ધ વચન બોલિયા તો, જસ રહે જુગ માંહ્ય. ૧૨

અર્જુનનો અન્ત કોણે નથી, એમ વદે વેદ–વચન;
પ્રાક્રમ તે અમે દાખશૂં; તમે સંધ્ધારો, રાજન! ૧૩
અર્ધ દિન સઙ્ગ્રામનો તે, શિરચ અમારે ભાર;
તે વારે પગ પાછો ભરૂં, નહીં ક્ષત્રીનો અધિકાર. ૧૪

કશી ચ્યન્તા મ આણશો, અમે છૂં તમારા દાસ;
ભીષ્મ ઊભાં કશી ચ્યન્તા? ધરો મન્ય ઉલ્લાસ." ૧૫
આનન્દ પામી ઊઠિયો, સ્થાનકચ પોહ્તા રાય;
કર્ણ કહે: "આરોગ્ય હૂંતાં, [6]મન્ય કશી ચ્યન્તાય? ૧૬

અર્જુન મારા ભાગનો રાખજ્યો; સુણ્ય, રાજન!
પાંચને પ્રાજે કરૂં તો, નામ મારૂં કર્ણ." ૧૭
કર્ણ–વાયક સાંભલીને, "ધન્ય" વદે દુઃશાસન;
"પાણ્ડવને પ્રાજે કરીને, જીતશૂં જગજીવન." ૧૮

---

૪. °નો હશે સો. ૫. °તણો જસ. ગૂ. એ વચન ન° ગૂ. ૬. કશી ચ્યંન્તા મન માંહ્ય સો. ૬.

પરિયાણુ કરતાં ગઈ રજની, થયો પ્રાતરકાલ.
'સજો સજ્યા આપણી,' એમ બોલિયો ભૂપાલ. ૧૯

## દિન ત્રીજો-પ્રવેશ

'પ્રાતઃકાલે રચો સેના,' કરે નર તે સ્નાન;
હરિસેવા કરી હરખ્યા, આરોગ્યા રાજાન. ૨૦
આરોગીને વસ્ત્ર પેરચાં; ધરચા સકલ શણગાર;
કવચ બખ્તર કટી કસ્યાં; કરચ ધરચાં હથિયાર. ૨૧
શસ્ત્ર ધરિયાં વિવિધ પેરચનાં, કવચ [7]ભાલાં ટોપ;
શૂર એવા તે સોભિયા, સુન્દર શોભે જોપ. ૨૨
ડાબી કટે જમડાઢ ધરિયાં, કણ્ઠાવલી કરમાલ;
કોક બાણુ જે કહણુધારાં, સુરતવન્તા કાલ. ૨૩
મુખે બીડાં પાન ચાવે; દિયે વિધવિધ દાન;
સજી સેના થમ્ભ પાસે, આવિયા રાજાન. ૨૪
વિવિધ વાજિત્ર વાજિયાં; નીસાણુના નિર્ઘોષ;
દુર્યોધનની સેના કેરો, ગિયો સઘલો શોક. ૨૫
શૂર-વદને કલા ઓપે, રહું કે હો રાણુ.
પાણ્ડવ સેના સજે આયુધ, પરમ તે પચ્ચાણુ. ૨૬
ભીષ્મ ભારથ જીતવાને, વિચારે મન્ય તેહ;
પાણ્ડવ કેરી જય વચ્ચે છે, સંગ્રામ કહું હું તેહ; ૨૭
કૃષ્ણુ કેરી ભક્તિ કીધીઃ "સુણો સ્વામી! વાત;
ભીષ્મના ભય થકી અમને, રાખવા, યુગનાથ! ૨૮
ભીષ્મ ઊભા સેનમાં ત્યાં, આપણી જય નવ્ય હોય;
બ્રહ્મચારય ભારથ્ય આવશે, ઊભૂં રહે નવ્ય કોય. ૨૯
દુર્યોધને રાત્યે જઇને, પ્રણિપત્ય કીધી કોડ;
દ્રોણુ જઇને વીનવ્યા; વીનતી કરી કર જોડ્ય. ૩૦

૭. ભાથા સો. ક.

તે માટે સઙ્ગ્રામ કરશે; કેમ કરશું, નાથ?
પાણ્ડવ સેવક તાહ્‌રા છે, અહો અન્તરય હાથ. ૩૧
કષ્ટથી ઊગારિયા, આગે તે કૈંક વાર;
તેમ આજ ઊગારવા, સ્વામી શ્રીજુગદાધાર! ૩૨
ભભિક્ષણને રાજ આપ્યૂં; કરચો રાવણ–નાશ,
તેમ અમને આપિયે; સમરથ છો, અવિનાશ!" ૩૩

વિનય કરતાં પ્રસન્ન થયા, બોલિયા અશરણશરણ:
"ભીષ્મ ભારથ્થ આવિયા, આણશે જોધા મરણ. ૩૪
પિતામહ નૈં થાય પ્રાજે, જેણે જીતિયા ફરશરામ;
ઉપાય કરો હવે આપણે, જેમ જીતિયે સઙ્ગ્રામ. ૩૫

દ્રુપદીને તેડીને, ધરાવો શણગાર;
ભીષ્મ ભણી તે મોકલો, સેવા–અર્થે નારય. ૩૬
પઞ્ચાલીને ભીષ્મ કેહ્‌શે, મરણના ઉપાય;
થાશે કારજ આપણું;" ઓચરચા વૈકુણ્ઠરાય. ૩૭

સુણી વાણી કૃષ્ણની, પાણ્ડવ થયા રલિયાત્ય;
દ્રુપદીને સાદ કીધો, વદે વૈકુણ્ઠનાથ: ૩૮
"શૃઙ્ગાર ઉત્તમ ધરો, નારી! પલો પિતામહ પાશ;
ચરણ્ય લાગી આવજ્યો; પૂછશે તમ પરકાશ. ૩૯
આશીર્વચન જવ ઓચરે, તવ્ય બાંધજ્યો મુખ્ય વાત."
ભેદ દાખે શ્રીહરિ, વૈકુણ્ઠ કેરો નાથ. ૪૦

શણગાર સજીને પરવરચાં, જિહાં હતા ગુરુ ગાઙ્ગેવ;
કૃષ્ણા આવતાં નિરખિયાં, મુખ્ય બોલ્યા તાં તત્ખેવ. ૪૧

ભીષ્મને પરણામ કીધો, બોલિયા તત્કાલ્ય;
લજ્જા પામ્યાં મનમાં, જે કેશ છૂટે બાલ. ૪૨

ગઙ્ગાસુત મુખ્ય ઓચરે: "તમે સદા રહો સૌભાગ્ય;
આણે સમે તમે આવિયાં, કાંઇ વચન, વોવર! માગ્ય." ૪૩

દ્રુપદી વલતાં બોલિયાં: "તે[૮] થાશે કેમ નિરવાણુ?
કેમ પાણ્ડવ કુશલ રે'શે? તમે ધરી ઊભા બાણુ. ૪૪
સૌભાગ્યવાણી ઓચરચા, તે કેમ હશે, મહારાજ?
સઙ્ગ્રામ્ય ચડિયા છો તમે, પાણ્ડવ હણવા આજ." ૪૫

ભીષ્મ વલતા બોલિયા: "હું મુખ્ય બોલ્યો જેહ,
સમુદ્ર મર્જાદા તજે, પણ હું ન ચૂકું તેહ. ૪૬
પાણ્ડવ પ્રાજે નહીં થાયે, જેહ્‌ને સાહ્ય શ્રીભગવાન;
પાણ્ડવની ત્યાં જય હશે; વલી માગો કાંઇ વરદાન." ૪૭

દ્રુપદી વલતાં બોલિયાં: "તમ મૃત્યુ કેમ નિરવાણ્ય?"
બ્રહ્મચારય વાણી ઓચરચા: "મુજ મરણ: સુક્રિત બાણુ, ૪૮
હાથે રહે અર્જુન કેરે, તેણે અમારૂં મરણ."
કૃષ્ણા વલિયાં વેગે થૈને, ભીષ્મનાં વન્દી ચરણુ; ૪૯

પાણ્ડવ પાસે આવિયાં; લાવ્યાં મૃત્યુનો ભેદ:
'સુક્રિત બાણે મરણ છે,' એમ વચન કહ્યાં છે વેદ. ૫૦
સાંભલી સહૂ રલિયાત્ય થયાં: 'હવે અભેદાન જ દીધ;
વચન લાવ્યાં ભીષ્મનાં; હવે કાર્જ સઘલાં સીધ.' ૫૧

આનન્દ પામી ચડ્યા પાણ્ડવ; વાજે છે નીસાણુ;
શબ્દ તેના સાંભલી, થયૂં ભીષ્મને જાણુ. ૫૨
સજી સેન્યા આવિયા, પાણ્ડવ-સન્મુખ એવ;
બાણુ વિધવિધ કેરાં ધરચાં, જાણે પ્રગટ થયો કોપ દેવ! ૫૩

ઘોર વૃષ્ટિ કરી છે જેમ, મેઘ મુશલ-ધાર;
પાણ્ડવ સેના સબલ મારી, થયો હાહાકાર. ૫૪
[૯]તરણુ મૂકી વન્ય સઞ્ચરચા; થર થર ધ્રૂજે દેહ;
ચરણુ તાં ચાલે નહીં, થિર થમ્ભિયા છે તેહ. ૫૫

---

૮. એ બોલિયા સત્ય વાણ્ય. ક.—સો. માં નથી. ૯. ક. જૂ. માં
ઊ. પા. સો. ઊ. પા. છેકેલ છે.

ગમે ગમે જોધા પડ્યા; દલ્યૂં પાણ્ડવ-સેન;
જોધ નાઠા સબલ શૂરા, સિંહભયે જ્યમ ધેન. ૫૬
અર્જુન બાણે છાઈ લીધો; ઊંચી ન કરે દૃષ્ટિ;
અવરચ જોધા રણે જીતીને, તે દેવરાવી પૃષ્ટ. ૫૭
કરે કૃષ્ણની વીનતીઃ "ઊગારિયે, અનન્ત!
ભીષ્મ કેરાં બાણથી, આવશે અમ અન્ત." ૫૮
તવ કૃષ્ણ બોલ્યાઃ "સુણો, અર્જુન! કરો રથ-સમ્ભાલ;
રાસ ગ્રહો, હું યુદ્ધ કરૂં." ઓચરયા શ્રીગોપાલ. ૫૯
અર્જુન-હાથે રાસ સોંપી, ઊતરયા ભગવાન;
પ્રોણો લૈને પરવરયા, જ્યમ જુવે સર્વ રાજાન. ૬૦
આવતા દેખી કૃષ્ણને, તવ ભીષ્મ હરખ્યા મન્યઃ
"ભલે પ્રભુજી! પધારયા; ધન્ય આજનો દિન. ૬૧
જયેષ્ટિકાયે જયુદ્ધ ક્યમ થાશે? તમે સુણો, દીનદયાલ!"
અતિ [10]આનન્દે બાણ સાંધ્યૂં; ખીજવ્યા ગોપાલ. ૬૨
બાણ વાગ્યૂં અઙ્ગ સૂધૂં, તવ પરવરયા પરમાનન્દ;
શરાતન વાધ્યૂં ઘણું; તે ભીષ્મમન્ય આનન્દ. ૬૩
[11]"ચક્ર ધરજ્યો, ચતુરભુજ!" એમ બોલ્યા ભીષ્મ જ વાત;
"પાણ્ડવને તમે સાથ છો, શ્રીહરિ જગપતિ નાથ!" ૬૪
તેણે સમે તે બાણ સાંધ્યૂં, તે પડ્યો પવનકુમાર;
પતાકા ભાગી પડી; કપિ કરે હોહોકાર. ૬૫
તનમધ્ય બાણ જ ભેદિયૂં, તવ્ય કોપિયા હનુમન્ત;
કરે રીસે કલગલીઃ 'ભીષ્મનો આણૂં અન્ત.' ૬૬
પતાકાયે જઈ વલગ્યો, તે ભઞ્જી તત્કાલ;
હનુમાન આતુર થઈને બેઠો, હાકલ્યો ગોપાલઃ ૬૭
"અપત્ય કર માં, અઞ્જનીસુત!" વદે વિશ્વાધાર;
"જોધને સઙ્ગ્રામ મધ્યે, સદા કરવો પ્રહાર." ૬૮

---

૧૦. આદરે બાણ મૂકી. સો. ૧૧. સમાઇ રહેજ્યો. ગૂ.

હનુમાન બોલ્યાઃ "સુણો, હરિજી! જેહને વાગે બાણ,
પ્રોણો લૈને પરવરચા, તે કારણ કશ્યું, નારાણ? ૬૯
જેહને અઙ્ગે બાણ વાગે, તે સદા કાયર થાય;
ભીષ્મ-બાણે ભઙ્ગ મારો થાશે, વૈકુણ્ઠરાય!" ૭૦
હનુમાન બેઠા પતાકાયે; પરવરચા ભગવન્ત.
ભીષ્મ કહેઃ "પ્રભુ! ધરો આયુધ; ઊગારો અર્જુન. ૭૧
જ્યેષ્ટિકાયે યુદ્ધ નહીં; તે નહીં ક્ષત્રી-ધર્મ;
વૈકુણ્ઠવાસી ગયા નાસી, કાં ચક્ર ધરતાં કર્મ? ૭૨
ગોવિન્દ! હવે નુહિ ગૂઢકે; સમ્ભાલજ્યો મુજ બાણ;
પ્રત્યગન્યાને પરહરીને, ઊગારો પાણ્ડવ-પ્રાણ. ૭૩
અર્જુન-કાજે આપ ખોશો; છો તમે ભક્તાધીન;
[12]નહીં કાંઈ; સર્વ જોધને હૂં મનાવીશ મીન. ૭૪
ભલે, આવ્યા, ભૂધરજી! બેસો રથ, જદુ-ધીશ!
અર્જુનની રક્ષા કરો, જગતપતિ જગદીશ!" ૭૫
ભીષ્મ-વાણી સાંભલી, બોલિયા બુદ્ધિનિધાનઃ
"પાણ્ડવ પુત્ર તમારા છે, આપવૂં જીવ્યત-દાન." ૭૬
"તે તમારે હાથે કરી, રક્ષા કરો, રણછોડ!
પ્રત્યગન્યા મૂકાવવાનો, [13]છે અમારે કોડ." ૭૭
ગમોગમ્ય સઙ્ગ્રામ થાયે, કૃષ્ણ ભીષ્મનો વાદ;
સર્વ સન્ન્યા સાંભલીને, પામિયા ઉલ્લાદ. ૭૮
"ધન્ય શન્તનસુત!" વદે ત્યાં સર્વે રાણા રાય;
"કૃષ્ણ કમલાપતિશું, આ સમે ગોષ્ઠી થાય." ૭૯
ત્રણ દિવસ તો વહી ગયા, સઙ્ગ્રામ કરતાં શૂર;
તેણે સમે રજની થઈ, ને અસ્ત પામ્યો સૂર. ૮૦
જોધ સર્વે સ્થાનકય આવ્યા, વાજે તે નીસાણ;
રથે બેઠા, શ્રીહરિ, સહૂ આવિયા સ્વસ્થાન્ય. ૮૧

૧૨. નેકાને(?) ગૂ. ૧૩. વાંછના અમને ગૂ. ૧૪. નારા. ગૂ.

ક્ષત્રીવટ સઙ્ગ્રામ કીધૂં; કૈં યોધ પામ્યા હારચ.
તે દિવસે સંવ્વાદ્દ કીધો, ભીષ્મ [15]જુગદાધાર. ૮૨
પાણ્ડવ પૂરા પ્રાક્રમી, પણ્ય ભીષ્મ સમો નહીં કોય;
સતવાદી સબલ પૂરા; બલ સુરિ–નર સૌ જોય. ૮૩
રવિ રથ ખઞ્ચી જુવે, અન્તરિક્ષ દિવ્ય વિમાન;
ભીષ્મના ભય થકી ધ્રૂજે, અવરચ સહૂ રાજાન. ૮૪

કૃષ્ણ કહેઃ "પાણ્ડવ! પધારો, ભીષ્મ કેરે પાશ;
સેવા કરવાનો સમો; થાક્યા હશે પરકાશ." ૮૫
રજની વિશે પ્રસન્નગત્ય, પોતા પિતામહ પાશ;
ચરણ માંડ્યા ચાંપવા, મનમાં ધરી [16]ઉલ્લાસ. ૮૬
ભીષ્મ કહે છેઃ "ભલે આવ્યા, પુત્ર મારા! આજ;
ધર્મ! તારી જય હશે; તારે પાસ છે મહારાજ." ૮૭

ધર્મ કહેઃ "તે કયમ હશે? અસત્ય બોલ્યા વાત;
ક્રૂર દ્દષ્ટે યુદ્ધ કરો છો, અમને કરવા ઘાત. ૮૮
દુર્યોધનની જયને અર્થે, કરો છો સઙ્ગ્રામ.
અમને મુખે જય ઓચરચા, તે કેમ હશે, મુજ સ્વામ્ય?" ૮૯
ભીષ્મ કહે પાણ્ડવનેઃ "કૃષ્ણ છે તમ સાથ;
એ પ્રત્યગ્ન્યા મેં જ ધારીઃ જો ચક્ર ગ્રહશે નાથ, ૯૦

તો તમારી જય હોશે; સાંભલો, પાણ્ડુકુમાર!
તે માટે તમે વીનવો, જેને [17]તાં મોરારચ. ૯૧
જુવો વિચારી, ધર્મરાજા! જો ન કીજે સઙ્ગ્રામ;
ક્ષત્રીધર્મ થકા ટલિયે, રૌરો નરકનો ઠામ." ૯૨
કરી સેવા ઊઠિયા; આવ્યા છે સ્વસ્થાન્ય;
'ભીષ્મજીયે કશૂં ભાખ્યૂં?' પૂછતા ભગવાન. ૯૩

---

૧૫. ને અવિનાશ. ગૂ. ૧૬. હુલ્લાસ ગૂ. ૧૭. જુગદાધાર. ગૂ. ઓછવો નોં. ક. ૧૮. °હા–શ્રામ... °ન સ્વામ્ય! સો. ક.

ધર્મ વલતા બોલિયા: 'જો ચક્ર ધરે ગોપાલ,
તો તમારી જય હશે;' એમ ઓચરયા તત્કાલ્ય. ૯૪
જય અમારો તમારે હાથ; સુણો, ગરુડ-લાઞ્છન!
પાણ્ડવનું કુલ રાખવા, ધરો સુદર્શન. ૯૫
[19]ચક્ર ધરતાં, ચરણદાયક! કશી તમને ખોટચ?
પાણ્ડવ પ્રાજે થાશે, પ્રભુ! એ ભીષ્મ કેરી ચોટ. ૯૬
શન્તનસુત રવિ પ્રગટચો, તવ્ય તિમિર ત્રાઠું જાય;
ફરશરામ જેણે જીતિયા, તેને કોણ રાણારાય? ૯૭
કેસરી એક જ પ્રગટચો. ગજ યૂથ કોડાકોડચ;
દૃષ્ટિ દેખી ત્રાસ પામે; જાય મુખ મચકોડચ. ૯૮
ભીષ્મ જવ્ય ભારથ્ય ચડે, અગ્નિ દહે જેમ વન્ન્ય;
તે માટે, શ્રીકૃષ્ણજી! ચક્ર ધરો, જગજીવન્ન! ૯૯
શત્રુ હણવા કારણે, તમે ધરચૂં નરસિંહ-રૂપ;
વારાહ અવની રાખવાને, ભુવન ચૌદના ભૂપ! ૧૦૦
અમરિખ-કારણ્ય અવતરચા; ભક્તનાં કીધાં કાજ;
અમ અર્થે ચક્ર ધરતાં, નહીં લાગે લાજ." ૧
કૃષ્ણ વલતા ઓચરચા: "પાણ્ડવ! રાખો ધીર;
ભીષ્મભય નિવારશું;" એમ, ઓચરચા શામશરીર. ૨
દસ દિવસ મુખે બોલિયા, તે લહો સર્વે વાત;
સાતમે દિવસે વાધશે, પાણ્ડવો! તમારી ક્ષાત્ય. ૩
ઈશ બ્રહ્મા સુર મલીને, કરે જો સઙ્ગ્રામ,
ભીષ્મને જીતે નહીં; સાંભલો, ધર્મ રાજાન! ૪
અન્તે એવું મુખ્ય બોલ્યા, તે કરાવશે નિરધાર;
તેહ કરશું તમ અર્થે; સુણો, પાણ્ડુકુમાર!" ૫
સન્તોષ સેવકને થયો; સ્વામી કીધા સનાથ;
પાંચે બાન્ધવ તણે મસ્તક્ય, મૂકિયો છે હાથ. ૬

---

૧૯. આ કડી ગૂ. માં નથી.

તેણે સમે પ્રભાત થિયૂં; પાણ્ડવ હરખ્યા મન્ન્ય;
સાત દિન સઙ્ગ્રામ કરવૂં, તે ચ્યન્તા છે અર્જુન. ૭

પૂર્વછાયો

અર્જુનને ચ્યન્તા ઘણી; વદે વૃકોદર વીર:
"આજ સેનાની વરણી કરૂં; જોજ્યો પ્રાક્રમ ધીર. ૮
ગદાયે જૂધ કરતાં થકાં, સૈનો આણૂં અન્ત;
કૈરવ કેરા સેનમાં, રઙ્ગે રમૂં વસન્ત." ૯

—•—

## દિન ચોથો-પ્રવેશ

[૧૪] ચોપાઇ

પ્રાત થયૂં; આવ્યા સર્વે જોધ; વૈરાટ દ્રુપદ કરે વિરોધ;
વૃકોદરની પક્ષે ગિયા; [1]મલી જ્યોધ સૌ સામટા થિયા. ૧૦
'અર્જુનને વીસામો દિયો, જે જૂધ કરીને થાકી ગિયો.'
બિરદ શૂર બોલે અપાર, ઘટોરગચ્છ અભિમન કુમાર. ૧૧
સાત્ત્વિક જોધા છે સપરાણ, વિવિધ આયુધ ધરિયાં બાણ;
ગદા ગુર્જ કાતી કરમાલ; રઙ્ગે રણ્ય ચાલ્યા[2] ભૂપાલ. ૧૨
દેવ-ભોગ આરોગી કરી, સકલ સેન ચાલ્યૂં પરવરી,
સેનાપતિ વૃકોદર વીર; પાછલ્ય સર્વ રિહ્યા છે ધીર. ૧૩
ગદા ગ્રહી ચાલ્યો પરવરી; માલ્યો જેમ માલે કેસરી,
શઙ્ખનાદ કરચો સપરાણ; સેન સન્મુખ આવ્યા જાણ્ય. ૧૪
વિકટ વદન ઝૂઝની ઝાલ; કૈરવવંશ તણો તે કાલ,
પડિયો સેનામાં કેસરી; નાખે ગજને પૂછે ધરી. ૧૫
ઊડાડે ઝાલી આકાશ્ય; [3]તિહાં વચ્યમાં જાય છે શ્વાસ.
ભારથ ભીમ ભડ઼તો શૂર; રુધિરનદી ચાલી તે પૂર. ૧૬

૧. સૈન્ય તણું તાં મુખ ઝાલિયો. ક. સો. ૨. તત્કાલ્ય ગૂ.
૩. તાતા પૂરે વિરમે સ્વાસ. સો. ક.

"ધન્ય, ધન્ય," કહે કમલાપતિ, "તૂં સમો કોઇ શૂરો નથી."
ભૈરવ ભૂત ન લાભે પાર; કરે રિણ્ઠા આમિષનો આહાર. ૧૭
ભક્ષે ભૂત મલ્યાં અપાર; વૈમાન વ્યોમે નાવે પાર;
વરવાને આવે અપછરા, સુન્દર તે શણગારજ ધરચા. ૧૮
સુન્દર રૂપ સોધીને વરે; વણ મુવે રહી ચ્યન્તે ધરે;
પગ નેપુર કેરો ઝમકાર; સુન્દર ચીર પેરિયાં નારચ. ૧૯
જે જૈ મરશે સામે પગે, વેંચી લીધા વગોવગે;
સુન્દર તે સુન્દરીના સાદ; વાજે વિધવિધ તણા તે નાદ. ૨૦
દેવ સર્વ અન્તરચ પરવરે; પુષ્પવૃષ્ટિ ને જેજે કરે.
અવની હરખીઃ 'ટલશે ભાર;' ભાર–ઊતારણ હર્ખ્યા સાર. ૨૧
હર્ખ્યાં પક્ષી આમિષ યોગ; હર્ખ્યૂં ક્ષેત્ર લેવાને ભોગ;
હર્ષ ધરી ચાલ્યા સપરાણ; મેઘબિન્દુ છૂટે છે બાણ. ૨૨
ભીમસેન ચડિયા ભારથ્થ; એક ક્ષોહ્ણી મારચા સમરથ;
નર, કુન્જર ને હેમર હણ્યા; પાર ન આવે તેહજ તણા. ૨૩
ભીષ્મ આડા હૂતા જેહ, મર્દાને જૈ પોતો તેહ;
ભાગી સેના કૌરવ તણી; ભીમ આવિયા ભીષ્મજ ભણી. ૨૪
વિપરીત વેગ દીઠા છે જવે, પાછે પગે નાઠા છે તવે.
બાણવૃષ્ટિ પાછ્લ્યથી થાય; પ્રહાર ભીષ્મના નવ્ય સેવાય. ૨૫

### ચોપાઇ દોવટી

સન્જે કહેઃ રાજા ! સુણો, મધ્યાહ્ન યુદ્ધ જ એહ;
પછે રણમાં શું થયૂં, સાંભલો, રાજા ! તેહ. ૨૬

ક્ષત્રીવટ તે રાખતાં, પામે નહીં ઓસાર;
શોણિતની ત્યાં નદી વહે; બૂડે ગજ તોખાર. ૨૭

પછે અભિમન્ય આવિયો, પિતામહને સન્મુખ;
પાંચ પુત્ર દ્રુપદી કેરા, [૪]છે અતિબલ નિઃશઙ્ક. ૨૮

૪. તે સેનને મુખ. ક. 'તિ સન્મુખ. સો.

ભીષ્મ ઊપરે મેલતો, મન્ત્ર સાધીને બાણ;
ભાગી ધ્વજા મહા જોધની; સારથિ તજિયા પ્રાણ. ૨૯
ભીષ્મને તાં કોપ ચડિયો; આણી મનમાં રીસ;
અભેમુન્ય ઊપરે સાંધિયાં, બાણ તાં [પ]ચોવીસ. ૩૦

અશ્વ ચારે મારિયા; ધનુષ પડિયાં કોડ્ય;
અભિમન્યુ નાસી આવિયો, સ્તુતિ કરે કર જોડ્ય: ૩૧
"રહો, રહો, ગાઙ્ગેવ! ઊભા;" એહ્વી બોલ્યો વાણ્ય;
વલી અભિમન્યે મેલિયાં, બ્રહ્મચારય ઊપરય બાણ. ૩૨
પુનરપિ પતાકા પડી તે, કરી કટકા સાત;
સહસ્ર બાણે વેધવાને, તત્ક્ષણ ભીષ્મ જ તાત. ૩૩
કોપિયા ગઙ્ગેવ સૂધા; મેલિયાં છે અસ્ત્ર;
અભેમન્યને વિરથ કીધો; અઙ્ગે વાગાં શસ્ત્ર. ૩૪

અભિમન્યુ નાસી આવિયો, તે ભીમ પાસે રથ:
"કાકાજી! મને કરો ક્રિપા; તમે છો સમરથ." ૩૫
ભીમ આવ્યા ભીષ્મ ઊપરય, ગાંજિયો નવ્ય જાય;
સુરિનર અન્તરિક્ષથી જુવે; આશ્ચર્ય મોટૂં થાય. ૩૬
ભીષ્મને પાસે રહ્યા, પાંચ સેનાપત્ય;
નામ તેનાં સાંભલો; કહી દાખવૂં સત્ય; ૩૭
કૃતવર્મા ને શલ્ય રાજા; જયદ્રથ છે સુભટ;
દુર્મતિ બાન્ધવ બેહ, રણમાં ઊભા દૃઢ. ૩૮
ભીષ્મને પાસે રહ્યા, યૂધ કરાવા વીર;
શાન્તનસુત મહા સુભટ છે, ધનુર્વિદ્યાના ધીર. ૩૯
વલી અભેમન્ય આવિયો, જેમ અર્ક ઓપે કોટ્ય;
ઇન્દ્ર જેવો પ્રાક્રમી; વઢતાં ન લાગે ખોટ્ય. ૪૦

પં. ચાલીસં. સો. ક.

ભીષ્મની રક્ષા કરીને મોર્ચાવ્યા સર્વે જ્યોધ;
સુભદ્રાતન સજ્યા મારે, ધરીને મનમાં ક્રોધ. ૪૧
પાર ન લહૂં પિતામહનો, જેમ [૬]ઓપે કાલ;
પાણ્ડવ સન્મુખ પેખતાં, ભડકતા ભૂપાલ. ૪૨
ધૃષ્ટદ્યુમન તવ્ય આવિયો, અભિમન્ય કેરી સાથ;
પાંચ મહારથી ઊહિયા; તે વલી નાઠા જાય. ૪૩
તત્ક્ષણ નાસી આવિયા, ભીષ્મ કેરે પાશ;
"ગઙ્ગેવ! રાખો અમને, નહીં કાં થાશે નાશ." ૪૪
તે સમે ભીષ્મે બાણ સાધ્યાં; અશ્વ મારચા ચ્યાર;
સારથિ સોતો રથ ભાંગ્યો; કરે છે સંહાર. ૪૫
પછે ત્યાં ભાંગી ગયો, અભિમન કેરો રથ:
'રાખો અમને મારતા; રક્ષા કરો, પારથ!' ૪૬

## ચોપાઇ

અર્જુન પાસે અભિમન ગયો; સેન્યામાં વૃકોદર રહ્યો;
પાછો વલીને જોયૂં સહી: સુશર્મા યુદ્ધ કરે વહી. ૪૭
મારચા નરકુઞ્જર અપાર; ભીમસેન્ય માંડ્યો સંહાર;
કૌરવસેના કોરૂં થઇ; તત્ક્ષણ જયદ્રથ આવ્યા સહી: ૪૮
"ભલો વૃકોદર કાલ કૃતાન્ત, ઘણા પુરુષને આણે અન્ત;
તારી આગલ્ય કોણ ઊગરે? તૂંને દીઠે યોધા મરે." ૪૯
એમ કહીને સાંધ્યાં બાણ; ભીમચરણ્ય વાગૂં નિરવાણ;
ચાલ્યો ગદા લઇ જેટલે, જયદ્રથ નાઠો તેટલે. ૫૦
કુરૂંની પેરચ નાઠો જાય; આવ્યા ભીષ્મદેવ તે ત્યાંય;
દેખીને વૃકોદર વલ્યો; આવી કૃષ્ણ,-અર્જુનને મલ્યો: ૫૧
"સાંભલજ્યો, ભાઇયો! સમરથ, મારચા યોધ બહુ મેં હથ;
જે દિશ ઊપરચ જાઊં છૂં વલી, ભીષ્મ પિતામહ આવે વલી. ૫૨

---

૬. પરલે ગૂ.

દેખૂં ભીષ્મદેવનૂં રૂપ, ત્યાંથી નાખ્શૂં, વિશ્વસ્વરૂપ !
તે માટે સુણજ્યો, યદુપતિ ! સૈન્યાને રાખો, મહામતિ ! ૫૩
એ ઊભા ત્યાં જય નવ્ય હોય; ભીષ્મદેવ નવ્ય જીતે કોય."
તેણે સમે ત્યાં રજની થઈ; આવી ઊતારે સેના વહી. ૫૪
જણ જણને સમ્ભાલે સાથ; એક એકને પૂજે વાતઃ
આવ્યા તેને હેતે મલ્યા; નાવ્યા તે તો રણમાં ગલ્યા. ૫૫

### પૂર્વછાયો

રાત પડી; યુદ્ધ વિસમ્યૂં; સુણ્ય, જનમેજે રાય !
કૌરવ કેરા સેનમાં મન્ત્રાણું મન્ત્રાય. ૫૬
ચ્યાર દિવસ યુદ્ધે ગયા; સાંભલ્ય, કૌરવ નાથ !
હવે રણમાં શૂં થયૂં, રાજા ! સુણ્ય વિક્ષાત્ય. ૫૭

---

[૧૫]

### ચોપાઇ

રજની તો જાયે છે પલી; દુર્યોધનની નિદ્રા ટલી;
સર્વેના મનમાં સન્તોખ; મરણ–કાલ પામશે મોક્ષ. ૫૮
મરતાં શ્રીહરિનૂં દર્શન; એહ થકો રૂડો કિહો દિન ?
કાયર તે તાં જાયે ધામ્ય; શૂર કહેઃ 'કરશૂં સઙ્ગ્રામ.' ૫૯
'કુરુક્ષેત્રમાં પડશે તન. આ ક્ષેત્ર છે બહુ પાવન.
આજ છે અમૃતની ઘડી; પડશે પણ્ડ ગદાશૂં ભડી. ૬૦
સ્રી–પુરુષ ભોગવશે કર્મ; આપણ રાખો ક્ષત્રી–ધર્મ.
પાણ્ડવબાણ ગઙ્ગાસુત ગ્રહે; શ્રીહરિ સામા સન્મુખ રહે. ૬૧
ઘણૂં કીધા રાજવિલાસ; પાલ્યા પુત્ર એહ પ્રકાશ;'
એમ વિચારે રાણારાય; શૂરાતન વાધે મન માંહ્ય. ૬૨
એક કહેઃ 'દુર્યોધન ધન્ય, જે કૈં ઓધરશે રાજન;
મહા પાપના કર્તા જેહ, સ્વર્ગ પામવા સમરથ તેહ. ૬૩
છોડ્યા ચોરચાશીના ડણ્ડ; ઓધારચા પાપી પરચણ્ડ;
ભલે અવતરચા અવની માંય; આવો સમો નહીં આવે ક્યાંય.' ૬૪

સઞ્જે કહેઃ ધૃતરાષ્ટ્ર! સુણો, મહિમા કહૂં તમ પુત્ર જ તણો;
પ્રાત થયૂં; ઊઠ્યા રાજાન; પવિત્રપણે કીધાં છે સ્નાન. ૬૫

## દિન પાંચમો–પ્રવેશ

નાનાવિધનાં આપે દાન; મન્ય ધરે હરિ કેરૂં ધ્યાન;
સજી સૈન્ય તે પાણ્ડવ તણૂં, મન્ય હર્ષ યોધાને ઘણૂં. ૬૬
રણસ્થમ્ભ રોપ્યો છે જિહાં, સેના સહૂ આવિયૂં તિહાં;
ગમે ગમે ત્યાં થ્યા હલકાર; ગમે ગમે શૂરા હોકાર, ૬૭
ગમે ગમે કાંસાં ઝલકિયાં; ગમે ગમે શૂરા બોલિયા;
ગમે ગમે ભેરી શઙ્ખનાદ; ગમે ગમે સીંધૂડા સાદ; ૬૮
બે દલમાં વાગે નીસાણ; દ્રુમકયા ગિરિશિખર પાષાણ.
સજી સેન ભીષ્મ આવિયા; શીસ નામીને ઊભા રહ્યા. ૬૯
સર્વેને આપે સન્માન; રથ ચાલ્યા સોભે રાજાન.
વાજિત્ર વાજે મેઘસમાન્ય; બેઉ દલમાં વાગ્યાં નીસાણ. ૭૦
તારો પુત્ર મન્ય હરખ્યો ઘણું; 'હણશૂં દલ બહુ પાણ્ડવ તણૂં.'
૧અતલીબલિયા રણે ચડ્યા; જૈને રથે રથ આથડ્યા. ૭૧
દુર્યોધન–રથ્ય રેવન્ત ભલા; હેલામાં સૂધા હાંકલ્યા;
મારચા પેરચ પેરચ કેરા માર; સોંઢ્યા સર્વે રાજકુમાર. ૭૨
દુર્યોધન અતિ પ્રાક્રમ્મ, આયુધ-અણીયે છેદે શર્મ;
દુર્યોધન કોદણ્ડ કરચ લીધ; અઘોર મન્ત્ર ઉપાસન કીધ. ૭૩
સુભટ સાત શિરચ માંડો ખરા; અશ્વરથ કાઢ્યા સોંસરા;
સારથિ સેના સમેત, મારીને કાઢ્યા રણક્ષેત્ર. ૭૪
મોર્છાવ્યો અર્જુનનો સુત; ઘટોરગછ આવ્યો બલવન્ત;
દુર્જ્યોધન બોલાવ્યો વીર; લોમ ધનુષ કરચ લીધૂં ધીર. ૭૫
વિદ્યા વિકસાવી વિશેખ; દુષ્ટે આયુધ મૂકયૂં એક;
પાડ્યો ઘટોરગછ પેલે બાણ્ય; પાણ્ડવસૈન્ય પડ્યૂં ભઙ્ગાણ. ૭૬

---

૧. કઠણ ઘોર કોઠડ કટકા સો. ક.

રણક્ષેત્રમાં પડિયા વીર; અર્જુને કાને સુણી રીર;
કૃષ્ણ અર્જુન કરી વિચાર, ચાલ્યો રથ; હાંકયા તોખાર. ૭૭

**ચોપાઇ દાવટી**

યોધા કૈંક પડ્યા પછી, સુભટ મલિયા સરવ રે;
ત્રણ્ય ક્ષોણી સુભટ સાથે, યુદ્ધે અર્જુન પરવરે. ૭૮
પ્રાક્રમ કૌરવપતિનૂં, સાહેર શૂં જલબોલ!
યોધ પાણ્ડવ હારિયા થૈ ક્ષેત્રમાં નીટોલ. ૭૯
સઞ્જે વાણી સાંભલી, રાય હર્ષ પામ્યા મન્ન્ય;
પુત્રનૂં રૂડૂં બોલતાં, રાજી થિયો રાજન્ન. ૮૦
સિહ્વાસનથી હરખિયો; થિયો ગોહણ-ભેરય રાય;
ગાન્ધારી પણ હરખિયાં; સઞ્જેને લાગાં પાયઃ ૮૧
"પુત્ર મારો પ્રાક્રમી, પાણ્ડવ મનાવ્યા હારચ;
તે પછી શૂં થયૂં, સઞ્જે! તે કહો વારંવાર. ૮૨
પુત્ર મારા મરણ પામ્યા, કરતાં અતિ સઙ્ગ્રામ;
પાંચ કુશલ છે પાણ્ડુના; સમરથ એના શ્યામ." ૮૩
સઞ્જે કહે છેઃ "કેમ છૂટે, લખ્યા લેખ જ સોય?
શ્રીકૃષ્ણે જે નિર્મિયૂં, દષ્ટાન્તે સહી હોય." ૮૪
દુર્યોધન જિહાં યુદ્ધ કરે, તિહાં આવ્યો પવનકુમાર;
વલ્યો પાછો વેગશૂં; એ રખે ફેડે ઠાર! ૮૫
ભીમ સન્મુખ કોય નાવે, એક વિના ભીષ્મ જ તાત;
એક બાણુ લઈ બલવન્ત ઊઠચો; વાવરે છે હાથ. ૮૬
રણયોધ તાં મરતાં સહી, કરે રણસહ્વાર;
શોણિતની તાં નદી વહે છે; ખૂડે ગજ તોખાર. ૮૭
કૈં કૈં દેશના પડ્યા રાજા; પડ્યા કુન્તીભોજ;
ક્ષોણી એક સેના હણી; કીધો રણમાં ખોજ. ૮૮
અર્જુન રથ સમીપે આણ્યો; હરિયે ચલાવ્યો રથ;
'ભીષ્મ સામા હૂં ભડૂં; એહૂને દેખાડૂં તાં હથ.' ૮૯

કૃષ્ણે રથ ચલાવિયો છે, પિતામહને પાશ;
પગ પાછા નવ્ય કરે; 'હમણાં કરશું નાશ.' ૯૦

પછે પિતામહ કોપિયા; પાણ્ડવે દીધો પૃષ્ઠ;
ગડ્ડુવ કરતા ગર્જના: વક્ર કીધી દૃષ્ટિ. ૯૧

અર્જુન ઊપરચ બાણ સાધે; પિતામહના પ્રહાર;
ઘડી બે ચ્યાર વીર રહ્યો; પાણ્ડવે ખાધી હારચ. ૯૨

પાડ્યા પૃથ્વી તણા ભૂપત્ય; આભરણ રણ્ય ઉદ્યોત;
રણ જોતા વલ્યા પાણ્ડવ; રજની-સમો થયો [2]સત્ય. ૯૩

"દેશદેશના રાય પડિયા; [3]નિરખજ્યો, અર્જુન!"
[4]જોહને તવ બોલિયો: "સાંભલો, જુગજીવન!" ૯૪

સકલ રાજા અમે મારચા, પ્રભુ! ભરાણા રોષ;
પ્રવાહ એહ્નો કલકલે, પ્રભુ! કેને કહિયે દોષ?" ૯૫

કૃષ્ણ કહે છે: "જુવો: કરતાં, વીસરચૂં ગીતાજ્ઞાન!"
"હા," કહીને પ્રભુને પ્રણમે; "સત્ય કહ્યું, ભગવાન!" ૯૬

સેના આવી થાનકે; પાંચ દિન થયા નિરધાર;
પાણ્ડવ પાંચે આવિયા; વન્દિયા જુગદાધાર. ૯૭

ઊતારે તાં આવિયા; ધર્મ લાગે પાય;
પઞ્ચ સહસ્ર સહદેવે મારચા; સહસ્રસે અર્જુન રાય; ૯૮

ભીમે ભાંગી અધ ક્ષોણી; અતિ કીધૂં યુદ્ધ;
મહા પ્રાક્રમી જોધા હતા, તેહ્ની ગઈ છે બુદ્ધય. ૯૯

સુણીને રલિયાત્ય થ્યા; ત્યાં મધ્ય ગઈ છે રાત્ય;
ચ્યન્તા ઝાઝી મનમાં, જીતવા ભીષ્મ જ તાત. ૧૦૦

---

૨. છની (?) ગૂ. ૩. આ પાપ ઘણૂં થયૂં મન્ય સો. ૪. નિરખી અર્જુન બો૦ સો.

# દિન છઠ્ઠો-પ્રવેશ

પ્રાત થયું સજી સેના, ચાલ્યા છે અર્જુન,
કૌરવ કેરૂં સૈન્ય આવ્યું, સજીને દુર્યોધન. ૧
હાથ્ય ફરશી, ગદા, ગુર્જ, નાલચક્ર, ત્રિશૂલ;
રણમધ્ય કરતા ગર્જના, અનર્થ કેરૂં મૂલ. ૨
ઝલકતે ટોપે સન્ન્યા સજી, જેમ સાગર પૂર;
શકટ-વ્યોહ કૌરવે રચ્યો; સ્થાનકય થાપ્યા શૂર. ૩
આનન્દમાં રણતૂર વાજે; ગર્જના ગગને જાય;
પદેખી બીના દેવતાઃ 'આ કશું યુદ્ધ જ થાય? ૪
વૃત્રાસુરને ઇન્દ્ર વઢિયા; ત્રિપુર ને મહાદેવ;
તેહ થકી આ અધ્યકૂં, હોય છે અશ્વમેવ. ૫
ઇન્દ્રસુત અપાર બલિયો; કોણ જીતવા સમરથ?'
વિકરાલ વદને ચાલિયા, દાખવા પાણ્ડવ હથ. ૬
દિગ્મૂઢ થાશે દેવતા, ઇન્દ્ર મનમાં દુઃખઃ
'ભીષ્મ ઊભા સેનમાં તાં, નહીં પાણ્ડવ સુખ.' ૭
એકી મૂહચે ઊપડ્યા, પાણ્ડવ ઊપરચે જાય;
આવતા દેખી ભીષ્મને, કોરકું થયા સર્વ રાય. ૮
નાઠા જોધા ન જુવે ફરી; મટચો મનમાં રઙ્ગ;
અજા કેરા જૂથમાં, જેમ પડ્યો કેસરી સિંઘ. ૯
તજી આનન્દ સર્વ નાઠા; નહીં શસ્ત્ર-સમ્ભાલ;
જાલાં ઝાંખરાં ઠેકતાં: "નાશો, આવ્યો કાલ." ૧૦
પડખે નહીં કોય પ્રીતમ સુતને; સુત પડખે નહીં તાત;
પીઠીયે ગોલા વલિયા; મુખ્ય ન હોયે વાત. ૧૧
વિચલ્યે મને વિચલ્યું દેખે; 'રાખ્ય, રાખ્ય, ગાઙ્ગેવ!'
પડે નરને નર આથડી; આયુધ પડિયાં એવ. ૧૨

---

૫. અમર આકાશમાં કહે સો.

સાન કરતાં યોધા સલકે; રથ ભાંગે ભડવાય;
પગ ન ખેંચે મહારથીના; રણ્ય મૃગની પેરચે જાય. ૧૩
વસ્ત્ર વલગે ઝાંખરે; જાણે નર કોય સાંહ્ય!
મુખે બોલે: 'મૂક્ય રે; હૂં છૂં તારી ગાય.' ૧૪

પોતાના જે જોધા દેખે, જાણે કૈરવ-સાથ!
પાછસ્ય આવે પરવરચા, [૬]ભીષ્મ દીસે તાત. ૧૫
સેન ભાગ્યૂં ધર્મનૂં; રણસ્થમ્ભ મૂકી જાય;
વહી પાસે ભીમ આવ્યો: 'ક્યાં રે નાશો, રાય?' ૧૬

અર્જુન-રથ આડો ફરે; થમ્ભ્યૂં ન જાયે સેન;
જ્યમ જ્યમ રેવન્ત કૃષ્ણ હાંકે, ત્યમ ત્યમ ત્રાઠે ધેન. ૧૭
જ્યમ જ્યમ રથ આડો ફરે, ત્યમ ત્યમ નાસે વીર;
સર્પભારો ગયો છૂટી, તેમ નાઠા ધીર. ૧૮

અર્જુન્ય રથ રાખી કરીને, પાસે રાખ્યો ભીમ:
'ભીષ્મ સાથે યુદ્ધ કરશૂં;' ધરચાં એ વિધ નીમ. ૧૯
ભીમ અર્જુન પલ્યા આઘા, ભીષ્મ-સન્મુખ જાય;
રાજા જુવે તાં ભીમ દીઠો, કૈરવ-દલને ખાય. ૨૦

ભીમે તાં ગજ્ગેવ રોકયા; રચ્યો તાં પરપઞ્ચ;
ગદાયુદ્ધે ભીષ્મ સાથે; નહીં બીજો સઞ્ચ. ૨૧
હસ્તીનાં આયુધ કરચાં; પૂંછે ગ્રહે પરચણ્ડ:
સૈન્ય હણે કૈરવ તણૂં, શૂરને દેતો ડણ્ડ. ૨૨

જાતા હસ્તી ચીસ પાડે; ત્રાસે સઘલૂં સૈન્ય.
ફરી ભોમ્ય આવે નહીં; ઊડતા રહે ગગન્ન્ય. ૨૩
પ્રતાપ ભીમ તણો પેખીને, ભીષ્મ આવ્યા તાત.
અર્જુન કહે: 'હવે મારશે, [૭]જોગી ભીમને, જદુનાથ!' ૨૪

---

૬. દેખે ભીષ્મ જેવા હાથ. ગૂ. ૭. જો ગયા ભીષ્મજ હાથ. ગૂ. ભીમ જુગનાથ સો.

ભીમ-સખાયે અર્જુન આવ્યો; હાંકિયો હરિયે રથ;
હનુમાન-હાંક ધ્વજાયે, એમ ચાલિયા સમરથ. ૨૫
રાશ શોભે કૃષ્ણ-હાથે; ત્રાપડતા તોરઙ્ગ;
ભીષ્મ સન્મુખ અશ્વ પલતા; થાયે છે મનભઙ્ગ. ૨૬
હાંકે રથને હરિ ઘણો; અશ્વ ન ભરે પાય;
ટઙ્કારવ કરતા થકા, ભીષ્મજી આવ્યા ત્યાંય. ૨૭
સાથે સહૂ સેનાપતિ, તેને વારે છે ગાઙ્ગેવ:
'અર્જુન ઊપરચ બાણ તમે, મૂકશો માં એવ. ૨૮
ક્ષત્રીવટ સઙ્ગ્રામ કરવૂં; એહ છે મોટો ધર્મ.'
ભીમ વારચો અર્જુનેઃ 'તમે કરો માં પ્રાક્રમ્મ.' ૨૯
સર્વ સેના આવી ચાલી, જે પલી તે પરમાણ;
[*]ઠુઙ્ગ થૈને સેન ઊભાં, નિરખે વિદ્યા-બાણ. ૩૦
ભીષ્મ બોલ્યા મુખથીઃ "તૂં સાધ્ય, અર્જુન! બાણ."
અર્જુને ટઙ્કારવ કીધો; વલી કૃષ્ણને પરણામ. ૩૧
પ્રથમ બાણ તાં સાધયૂં, તેણે ચરણ પ્રણમ્યા એવ;
પગે લાગી વલ્યૂં પાછૂં, આવિયૂં તત્ખેવ. ૩૨
પછે અર્જુન્ય વિચારીને, અગ્ન્યસ્ત્ર કાઢ્યૂં બાણ;
વરુણાસ્ત્ર લીધૂં ભીષ્મજીયે, તે વારિયૂં નિરવાણ્ય. ૩૩
પવનાસ્ત્ર સાધ્યૂં અર્જુને; સ્થમ્ભાસ્ત્ર ભીષ્મજ તાત;
નાગાસ્ત્ર અર્જુને પેખિયૂં; ગરુડાસ્ત્ર ગાઙ્ગેવ-હાથ્ય. ૩૪
એમ અન્યોઅન્ય તાણિયાં; પ્રાક્રમ પેરચ પેરચ થાય;
એમાં કોઇ નવ્ય ઓસરે; બોલિયા છે વૈકુણ્ઠરાયઃ ૩૫
"ભીષ્મ! ભલ પ્રાક્રમ તમારૂં; દેવ હોય દિગ્મૂઢ;
અર્જુન કેરાં લાડ પાલો, ઉરચ હોયે આરૂઢ." ૩૬
ભીષ્મ કહેઃ "ભગવાન! મૂકો, વચનનો મર્જાદ;
શર્મ સહૂની રહે, સ્વામી! હોય સહૂ ઉલ્લાદ. ૩૭

[*] ... [illegible]

જરાસન્ધશું યુદ્ધ કીધું; તજ્યો રણનો ઠાય;
તે દિન્ય નાઠા, કૃષ્ણજી! અણવાણા હૂતા પાય. ૩૮
કાલજ્યવનની આગલે, ૯ગિરનાર ચડિયા, રાજ!
તે દિન્ય ક્ષત્રી-ધર્મ રાખ્યો; આજ થાશે ત્યાજ. ૩૯

ચક્ર ધરતાં, ચતુર્ભુજ! શું જાશે ક્ષત્રી-ધર્મ?
રથ ભાંગીશ તમ તણો; નિરખજ્યો મુજ પ્રાક્રમ." ૪૦
એમ કહીને બાણ સાધ્યું; રથ ભેદ્યો તેણી વાર;
અઞ્જનીનો સુત લડથડ્યો; અર્જુન ભય અપાર. ૪૧

કૃષ્ણ કહે: "રથ વાલો; અર્જુન! અસ્ત પામ્યો સૂર;
સર્વ સ્થાનકય સેના વલી, પ્રહાર પડિયા પૂર." ૪૨
પાઞ્ચાયણનો નિર્ઘોષ કીધો, વલ્યા પાણ્ડવ વીર;
ઊતારે કૈરવ ગયા; ભીષ્મ તે ધન્ય ધીર. ૪૩

આજનુ સઙ્ગ્રામ સારુ, કરયુ ગુરુ ગાઙ્ગેવ;
હર્ષ વાધો કૈરવને: 'દિન દિન ચડે ભીષ્મદેવ. ૪૪
સાગરજલનો પાર નહીં, તેમ સઙ્ગ્રામે બ્રહ્મચારય;
આજ સઙ્ગ્રામ જોઇને, તજી પાણ્ડવે ૧૧ધારય.' ૪૫

દુર્યોધન આવી કરી, ભીષ્મનાં ચાંપે ચરણ:
"આજ જેવા કાલ્ય વઢશો તો, આવ્યૂં પાણ્ડવ-મરણ. ૪૬
અમારી જય કરો, સ્વામી! આજ તમૂને ધન્ય;
યુદ્ધ સબલ આજ દીધૂં; માનિયૂં મુજ મન્ન. ૪૭

હસ્તિનાપુરનૂં રાજ મૂને, આપવૂં તમે, તાત!"
સુણી વાણી ભીષ્મ કોપ્યા: "ધિક કૈરવનાથ! ૪૮
કર્તાહર્તા છે હરિ; તેહનૂં વાઞ્છયૂં થાશે, વીર!
અન્ન તારૂં જમ્યા માટે, આપશું અમ શરીર. ૪૯

---

૯. રૈવતાચલ ગૂ. ૧૦. પંચાયણ ક. પંચાયેન ગૂ. ૧૧. ધીર્ય ક. સો.

નરનારાયણ બે મલી, એક છે સ્વરૂપ;
પાંચ પાણ્ડવ કૃષ્ણજી, ઊગરશે ખટ સ્વરૂપ. ૫૦
અવરચનો સહ્વાંર કરવા, ધરચો છે અવતાર;
નિમિત્ત આપે સર્વને; એનો છે એ વેવાર. ૫૧
જોધ સર્વે જૂધ કરશો; એ છે ભક્તાધીન;
સેવક કેરો ભાવ દેખી, કૃષ્ણ થાશે દીન. ૫૨
જૂધે બલ જો પૂર્ણ ધરે, એ ક્ષત્રીવટની રીસ;
કદાચિત સેવક-કારણે, પ્રાણ તજે બેભીત." ૫૩
એમ કહીને પ્રીછવ્યો, તે રાજા દુર્યોધન,
પગે લાગી પરવરચો તે, રીસમાં રાજન. ૫૪
એહ કથા એટલે રહી, પાણ્ડવ કેરી જાણ્ય;
"આપણી સેના આજ ભાગી;" ધર્મ બોલ્યા વાણ્ય. ૫૫
આપણે [૧૨]આશ્રમ્ય આવિયા; જોધ બેઠા પાશ;
પાંચ પાણ્ડવ બોલિયા: "તમે સુણો, શ્રીઅવિનાશ!" ૫૬
ધર્મ કરતા વીનતી: "સાંભલો, દીનદયાલ!
સૂર્ય ઊગ્યે ભીષ્મ મારે; આવશે તાં કાલ. ૫૭
ભીષ્મના ભય માટય, સ્વામી! અમે જાશૂં વન્ન્ય;
પ્રથમ રૂપ જ પાલટી, વલી તાપસ ધરશૂં તન્ન. ૫૮
કૃષ્ણ! કાંઇ પરપઞ્ચ દાખો; ઊગરિયે તાં કેમ!
ભીષ્મ ઊભા સેનમાં, ત્યાં કેમ રેશૂં એમ? ૫૯
અરુણ-ઉદયે આવી કરી, સન્યાનો કરશે ભઙ્ગ;
નથી ઊગરવૂં હવે, સ્વામી! સાંભલો, શ્રીરઙ્ગ! ૬૦
ભીષ્મરૂપિયા અગ્નિ માંહે, અમે કેમ થમ્ભાય?
રાખો, સ્વામી! અમને; સાંભલો, જાદવરાય! ૬૧
સિંહ આગલ્ય અજાબલ તે, કશૂં, અશરણશરણ?
ભીષ્મ-ભયે સર્વ ત્રાસે; ધ્રૂજતી દીસે ધરણ્ય. ૬૨

---

૧૨. આ સમે ગૂ.

દષ્ટે દેખી કેમ રે'શું ? સુણો, વિશ્વસ્વરૂપ !
ભીષ્મના ભય માટય, સ્વામી ! કમ્પતા છે ભૂપ. ૬૩

ઇન્દ્ર, ધર્મ, વરુણ ને રવિ, મનમાં આશ્ચર્ય થાય;
પિતામહ છે પ્રાક્રમી; અમે તે કયમ જીતાય ? ૬૪
અમારો ઓધાર છો; તમે વિના નહીં કોય;
રાખો; ભય હરો ભકતનો; તમે કરો કરુણા સોય. ૬૫

રથ મૂકી રાય પળિયા, ભીષ્મના ભય માટય;
ભીમે થમ્ભ્યું સેન-કૌરવ; કાં વાલત ભડ દાટ. ૬૬
અર્જુન-અર્થે આવિયો તો, કાંઇ રહી મર્જાદ;
ભીષ્મ સાથે ભુવન ત્રણમાં, કોણ કરશે વાદ ? ૬૭

માબાપની સેવા વિશે તે, કુશલ એહનૂં મન;
જિત-ઇન્દ્રી મુનિ મોટા બ્રહ્મચારય રાજન. ૬૮
સત્યવાદી શૂર સબલો, અવતરચો છે અંશ.
સેના તેજ પ્રતાપથી, રાખવા, શ્રીરંગ !" ૬૯

સ્તુતિ સેવકે એમ કરીઃ "તમે રાખજ્યો, ભગવાન !"
દ્રુપદી કહેઃ " કૃષ્ણજી ! આપવૂં જીવ્યત-દાન. ૭૦
ચક્ર ધરતાં, દીનાનાયક ! કશી લાગે લાજ ?
દુઃખ નાવે તમને, પાણ્ડવ કેરૂં, મહારાજ ?" ૭૧

દ્રુપદી-વાયક સાંભલી, પ્રસન્ન થયા ભગવાનઃ
"તમ ભ્રાતથી એહનૂં મૃત્યુ છે, જેનૂં શિખણ્ડી નામ." ૭૨
ધર્મરાયે પૂછિયૂંઃ " એ કશી બોલ્યા વાત ?
ભીષ્મનૂં કેમ મૃત્યુ હોય, શિખણ્ડીને હાથ્ય ?" ૭૩

કૃષ્ણ વાણી બોલિયાઃ " સુણો, રાજા ! વાતઃ
ભીષ્મે જે પ્રાક્રમ કરયૂં, તે કહૂં તમ વિખ્યાત. ૭૪
કાશીરાજા તણી પુત્રીઃ અમ્બે, અમ્બા નામ,
અમ્બાલિકા એ ત્રણ્ય જાણો; તે રૂપ સુન્દર ધામ. ૭૫

તેનો માંડ્યો સ્વયંવર; તેડિયા અવનીરાય;
તે જાણ થયૂં ભીષ્મને: 'પરણાવૂં મુજ ભાય.' ૭૬

રથે બેશી સઞ્ચરયા; મણ્ડપમાં ગયા જાણ્ય;
સર્વે રાજા દેખતાં, કન્યા હરી નિરવાણ્ય. ૭૭
અજા કેરૂં યૂથ હોય ને, કેસરી હોયે એક,
વેર કરીને જાય નાસી, તો વાંસે કોણ વિશેખ? ૭૮

સર્વ રાજા રિસા જોઈ; કોઈ ના સામો થાય;
ત્રણ્યને રથે ધરી ચાલ્યા, હસ્તિનાપુરી છે ત્યાંય. ૭૯
એક વાણી ઓચરેઃ 'મેં વરચો શલ્ય ભૂપાલ.'
વચન એવાં સાંભલી, ભીષ્મને ચડિયો કાલ. ૮૦

તિરસ્કાર કીધો નારયને: 'તૂં કિહાં ન પામિશ ઠામ.'
સુણી વાણી સાંચરી આવી શલ્યને ગામ્ય. ૮૧
શલ્ય કહેઃ 'સુણ્ય, સુન્દરી! હરી ગયા ભીષમદેવ;
કેમ આવી ઇહાં લગે?' તવ નારય બોલી એવઃ ૮૨

'તમે મારા મનમાંઃ તમને વરી, રાજન!'
સુણી વાણી શલ્ય મુખથી, બોલિયા તવ વચનઃ ૮૩
'પરપુરુષના હાથ અડચા, તે કેમ વરિયે, નારય?
ઉપમાન બોલે પ્રજા અમને; ઇહાંથી જા નિરધારય.' ૮૪

તિરસ્કાર પામી પરવરી, ગઈ છે રામને ચરણ્ય.
ઋષિયે ભીષ્મને કહાવ્યૂંઃ "શૂં કરચૂં આચરણ?‍ ૮૫
નારીને ગ્રહે, કાં જૂધ કરચ; સમર્થ થૈને આવ્ય.'
ભીષ્મ ચાલીને ગયાઃ 'અમ યુદ્ધ ઊપરેચ ભાવ.' ૮૬

સઙ્ગ્રામ કરીને જીતિયા; તવ નારી બોલી આપઃ
'ભીષ્મનૂં મૃત્યુ મુજ થકી, એમ દિયો, સ્વામી! શાપ.' ૮૭
તે નારી જે અવતરી, દ્રુપદઘેરય અવતારઃ
શિખણ્ડી છે નામ તેનૂં સુણ્ય, પાણ્ડુકુમાર! ૮૮

એ જ્યોધની ઉત્પત્ય ઇહાં, દ્રુપદી કેરો ભ્રાત;
એહપેં જૂધ કરાવિશૂં; ભીષ્મનો થાશે ઘાત. ૮૯
નર–રીત્યે અવતરચો તે, મારશે નિરવાણ્ય.
એહ આગલ્ય ભીષ્મજી, નાખશે આયુધ બાણ." ૯૦
વાત કહીને પ્રીછવ્યા; રલિયાત્ય થ્યા છે રાય;
તિવારે શ્રીકૃષ્ણજીને, પાણ્ડવ લાગ્યા પાય. ૯૧
વૈશમ્પાયન બોલિયા, સુણ્ય, જનમેજે રાય!
કહી સન્ધે ભાંગિયો; વન્દ્યા વૈકુણ્ઠરાય. ૯૨
સઞ્જે મુખથી સાંભલે; ધૃતરાષ્ટ્ર [13]ધૂણે શીસ;
ભીષ્મનો ત્યાં ભેદ દાખ્યો; શત્રુ થિયા જગદીશ. ૯૩
આધાર હૂતો એટલો, ભીષ્મ મહા બલવન્ત;
કૃષ્ણે દાખ્યો ભેદ તેનો; આણશે હવે અન્ત. ૯૪
કામ કપટી તણું જોજે, દાખિયો ઉપદેશ;
કૌરવ કેરો કાલ પ્રગટ્યો, યદુકુલ કેરો નરેશ. ૯૫
એમ કહીને કલકલ્યાં, ગાન્ધારી તાં માત;
ભીષ્મજીના બલ માટે, અર્જુનને કશી ઉપઘાત? ૯૬
કર્મકારણ સહૂ જાણે, અવિનાશી સ્વરૂપ;
અન્તરજ્યામી અવતરચા, ભુવન ચૌદનો ભૂપ. ૯૭
કહો, સઞ્જે! અમને, એક પ્રશ્ન પૂછૂં વાત:
પુત્ર દ્રુપદ તણો દારુણ, ભીષ્મનો જે ઘાત! ૯૮
સઞ્જે કહે: તે સાંભલો, પુત્ર નહીં, પુત્રીરૂપ;
નારી અમ્બે અવતરી, ભીષ્મ હણવા ભૂપ. ૯૯
પાણ્ડવ પ્રત્યે ઓચરચા, જે વૈકુણ્ઠનાથ વિચાર;
ફરી ધર્મે પૂછિયૂં: "સાંભલો, વિશ્વાધાર! ૮૦૦
નારી મરણ પામી થકી, કેમ ધરે નરદેહ?
જે જેમ તે તેમ સરજે, સાંભલ્યૂં છે તેહ. ૧

૧૩. સુણ્ય, ધીસ। ગૂ.

નારીથી નર ઊપજ્યો, તે [14]વસમે છે વાત:
સન્ધે મારા મન તણો, ભાંજિયે, વૈકુણ્ઠનાથ!" ૨
કૃષ્ણ વાણી ઓચરે: "સાંભલો, પાણ્ડુકુમાર!
નરરૂપે અવતરી, દ્રુપદને ઘેરજ સાર. ૩
અમ્બે આવી અવતરી, દ્રુપદના ઘરદ્વારજ;
પ્રજામાં એમ જણાવ્યૂં જે, આવિયો ત્યાં કુમાર. ૪
સન્તાન ન્હોતૂં રાયને; સુતા પ્રગટી એક;
પ્રેમ છે નર–નારજને; પુત્રનો રાખ્યો [15]વેખ. ૫
તે પેખતાં પ્રોઢો થયો; દિવ્ય શસ્ત્ર હથિયાર;
[16]સીમાડા સર્વે નમે, બલવન્ત રાજકુમાર. ૬
સિંહલદ્વીપનો રાય સમરથ, મહેવન્ત અભિધાન;
ચન્દ્રરૂપા સુતા તેહની, પરમરૂપ–નિધાન. ૭
દ્રુપદસુતને તેમ દીધી; કરયા વિવા–કાજ;
જાન લેને પરવરયો, પાઞ્ચાલ દેશના રાજ. ૮
સાથે સાજન અતિ ભલી, જે વડાવતો રાય;
અતિ મન્ય આનન્દે દ્રુપદ, સુત પરણાવા જાય. ૯
નાયકા–નગરે સર્વ પોતા; વરતિયો વિવાય;
પાંચ દિન રહી પરવરયા, આવિયા નિજ પુર માંય. ૧૦
ચન્દ્રરૂપા મન્ય વિચારે: 'જુવો કર્મની રેખ;
મારો ને ભરથારનો, આચાર દીસે એક.' ૧૧
તવ પત્ર લખિયૂં તાતને: 'આ કશૂં કીધૂં કર્મ?
અવતાર એળે જાય મારો, ભર્તા વિનાં તાં ધર્મ. ૧૨
જો કપટ કીધૂં દ્રુપદે; ન કરે નરપતિ કોય;
વિક્રિયા વાધે ઘણી, જો સમર્થ સન્મુખ હોય.' ૧૩
લેખ લખીને મોકલ્યો, વિપ્રને તત્કાલ્ય;
વેગે જઇને પોંચિયો, જ્યાં મહેવન્ત ભૂપાલ. ૧૪

૧૪. વિશાલી સો. ગૂ. ૧૫. વિશેખ ગૂ. ૧૬. સીમોટા સો.

પત્ર આપ્યૂં રાયને; વાંચતાં વાધ્યો ક્રોધ;
ઊઠીને દલ સર્જ્યં કીધૂં: મહા બલિયા જોધ. ૧૫
ઘન સમાન ગજ પાખરયા; હય તણો હિંસાર;
રથ તણા રણકાર વાજે; પાલા તણો નહીં પાર: ૧૬

છત્રીસ આયુધ અંગ્ય ધરિયાં; કવચ, જગાં, ટોપ;
ઓંતેર ગત્યે નીસાણુ વાજે; મહા જોધનો જોપ. ૧૭
મન્વન્તર પૂરણુ થયે, જેમ ધરે જલધર રૂપ,
તેમ સેન લૈને સાંચરયો, સર્વ્વલદ્વીપનો ભૂપ. ૧૮

ઘન પરે ગજઘટા ચાલે; આયુધ [17]વિદ્યુત-સાર;
પતાકા બહુ વિધવિધ રંગ, [18]ઇન્દ્ર ધનુખ–આકાર. ૧૯
પાઞ્ચાલ ઊપરય સેન્ય પલિયૂં, થિયૂં દ્રુપદને જાણ:
‘ કટક મારા માટે આવ્યૂં; મારશે નિરવાણ્ય. ૨૦

જૂધે પૂરૂં નવ્ય પડે; કર્ણ છે બલિયો રાય;
માન મૂકી નમૂં તો, ઊગરવાનો ઉપાય.’ ૨૧
સોવ્રણુ કેરાં શકટ ભરિયાં; અશ્વનો નહીં પાર;
વિવિધ પેરયની [19]વસ્તુ ઘણી, ભરી ચાલ્યો ભાર. ૨૨

આવીને ચરણે નમ્યો: ‘ કાંઈ નહીં મુજ અન્યાય;
દૈવની મત્ય દોહલી, કલી કાંહી નવ્ય જાય.’ ૨૩
તવ મહેવન્ત જ ઓચરયો: ‘ તેં કરયૂં કપટ અપાર;
શરણુ આવ્યો મારવો, ક્ષત્રીનો નહીં અધિકાર.’ ૨૪

તેડી લાવ્યો નગરમાં; દ્રુપદ કરે સન્માન;
[20]ઊતારીને આપિયાં, ભલાં ભોજન પાન. ૨૫
શિખણ્ડી મન્ય લાજિયો; તેહ ગયો શિવને દ્વારય;
આસન બાંધી, પવન રૂંધી, માંડિયૂં તપ અપાર. ૨૬

---

૧૭. ધનુષાકાર ગૂ. ૧૮. આયુધ બિન્દુસાર ગૂ. ૧૯. ॰નાં વસ્ત્ર વારૂ સો. ૨૦. ઊતારા સુભટ આપી. સો.

તવ પુત્રી તેડી ગયો સ્થાનક્ય, સિદ્ધંલદ્વીપનો રાય;
સુતાને ત્યાં દ્રવ્ય આપ્યૂં; સુખે બેઠી ખાય. ૨૭
શિખણ્ડીને તપ કરતાં, વહી ગયા ખટ માસ;
ગિરિજાપતિ પ્રસન્ન થૈ કહેઃ 'માગ્ય; પૂરૂં આશ.' ૨૮
વાત વગતે કહી દાખીઃ 'હૂં થયો છૂં ઉપમાન;
મહાતમ મારૂં રાખવાને, દિયો પુરુષ દેહીનૂં દાન.' ૨૯
કુબેરનો સુત તેડિયો, મહારુદ્ર બોલિયા વાણ્યઃ
'ઊછીતૂં તન આપ્ય મુજને, માસ ખટ પરમાણુ. ૩૦
પુનરપિ પાછૂં આપવૂં;' એમ કહે ઉમૈયાકન્થ;
'કૌરવ-પાણ્ડવ થાશે ભારથ, તિહાં એનો અન્ત. ૩૧
તે માટે અઙ્ગ આપને; સરે એહ્નાં કાજ;
સ્વજન સહૂ કો સન્તોક પામે; રહે દ્રુપદની લાજ.' ૩૨
પોતે સોંપ્યૂં જક્ષને; જક્ષનૂં લીધૂં અઙ્ગ;
પઞ્ચાલ મધ્યે પલી આવ્યો; મન્ય વરત્યો રઙ્ગ. ૩૩
સ્વજન સહૂ રલિયાત્ય થયાં; ઊલટચ અઙ્ગચ ન માય;
તપ કરીને પુત્ર આવ્યા; હર્ષ્યો હૈયે રાય. ૩૪
વાત પૂછી પુત્રને, તવ્ય કહ્યો સર્વ મહિમાય;
નિજ નારચને તેડવા માટે, સિદ્ધંલદ્વીપ પલાય. ૩૫

### ચોપાઇ

એક ક્ષોહ્ણી દલ સજ્જ કરી, ગજ રથ ને ચપલ તાં તુરી,
ચાલ્યો દ્રુપદ કેરો તન્ન; ગયો શોક ને હરખે મન્ન. ૩૬
વિવિધ પેરચ વાજે નીસાણુ; ચાલ્યા યોધા રાણોરાણુ;
ગદા, ગર્જ, કાંતી, કરમાલ; ઇમ ચાલ્યા સઙ્કે ભૂપાલ. ૩૭
નગર-છેહ કીધૂં પરિયાણુ; બોહ્‌તેર ગત્ય વાજે નીસાણુ;
જન મોકલ્યો નગર મોઝારચ; ચાલી આવ્યા રાજદ્વારચ. ૩૮
અદેવન્તને કીધૂં જાણુઃ 'દ્રુપદ-સુત આવ્યો નિરવાણ્ય.'
રાજ કહેઃ 'એનૂં શૂં કાજ? ક્ષત્રીને બેસારી લાજ!' ૩૯

સેવક કહેઃ 'રાજા! અવિધારચ; એને સાહ્ય થયા ત્રિપુરારચ;
પૂર્વજન્મનો હૂતો શાપ, તે શઙ્કરે નિવારચૂં પાપ.' ૪૦
સુણી રાય રલિયાત્ય થિયો; લઇ સેનને મલવા ગયો;
મલ્યો રાજા; મન્ય ધીરજ કરી; લૈ આવ્યો પોતાની પુરી. ૪૧
'કારણ કોણ પધારચા, રાજ? કહો કાંઈ અમ સરખૂં કાજ.'
[21]કહે શિખણ્ડીઃ 'સાંભલ્ય, રાય! મેટચૂં પાતક; શઙ્કર થ્યા સાહ્ય.' ૪૨
પઞ્ચ દિવસ રહી ચાલિયો; રાજાને મન્ય સન્ધે ગયો;
સ્રીને તેડી શિખણ્ડી વલ્યો; આવી માતપિતાને મલ્યો. ૪૩
[22]ચન્દ્રરૂપા રલિયાત્ય જ થઇ; કેતા દિવસ એમ વીતા વહી;
માતપિતા રલિયાત્ય જ થઇ; જન્મ સફ્લ થયો તે સહી. ૪૪
દિનદિન સુખ ને ભોગવિલાસ; વેગે પોહતા શઙ્કર પાસ;
ડણ્ડવત પરણામ જ કરી, શિખણ્ડીયે વાણી ઓચરીઃ ૪૫
'થઇ અવધ્ય પૂરણ, મહારાજ! લિયો શરીર; સરચાં બહુ કાજ.'
તેડી જક્ષ વદે શિવરાયઃ 'આવ્યો અવધ્યે; શ્યો ઉપાય? ૪૬
એક માસમાં ભારથ થશે; તાહ્‌રી દેહી તૂંને આપશે;
મારે શરણે આવ્યો જેહ, પુનરપિ શોક ન પામે તેહ. ૪૭
એ શરીરે એ પામે નાશ; તારૂં તન આવે તુજ પાશ.'
શિખણ્ડીને કહે ઈશાનઃ 'એહ શરીર કીધૂં તુજ દાન.' ૪૮
વચન સુણી મનમાં વલકલ્યો; પ્રણામ કરીને પાછો વલ્યો;
નારીમાંથી નર એમ થયો.'' પાણ્ડવ કેરો સન્ધે ગયો. ૪૯
વૈશમ્પાયન કહેઃ સુણ્ય, રાય! કહ્યો શિખણ્ડીનો મહિમાય;
કૃષ્ણે પાણ્ડવ પ્રત્યે કહ્યૂં, તે મેં તમને સર્વ ભાખિયૂં. ૫૦

---

૨૧. ૪૨ c d બદલે ગૂ. માંઃ—
મોટૂં પાતક હતૂં તે ગયૂં, શંકરથી તે સર્વે થયૂં.
શંકર અમને થ્યા તુષ્ટમાનઃ આપ્યું અમને વરદાન,
મૂક્યો હાથ અમારે શીષ, એમ પ્રસન્ન થયા છે ઇશ.

૨૨. ચન્દ્રરૂપાને આનન્દ અતિ, જાણે પુરુષ કામદેવ બની ગતિ. ગૂ.

### પૂર્વછાયો

આવી મલિયો તાતને, અમ્બોનો અવતાર.
શ્રીહરિ એણી પેરય ઓચરયા; સાંભલ્ય, પાણ્ડુ-કુમાર! ૫૧
ધૃતરાષ્ટર શોક જ ધરે: શત્રુ થિયા યુગનાથ;
દુર્યોધનબલ ભાંગશે, ભીષ્મનો થાશે ઘાત. ૫૨



### [૧૬] ચોપાઈ દાવટી

વૈશમ્પાયન ઓચરે; સુણ્ય, જનમેજે રાય!
સઞ્જે વાણી જે કહે, તે કહૂં તુજ મહિમાય. ૫૩
પાણ્ડવને ત્યાં પ્રીછવ્યા, જે હતા મન્ય સન્દેહ;
તેણે વચને સહૂ હરખ્યા, પાંચે પાણ્ડવ તેહ: ૫૪
"શિખણ્ડીનો મર્મ અમને, દાખવ્યો, ભગવાન!"
તેણે સમે રજની ગઈ, ઉઠિયા રાજાન. ૫૫

## * દિન સાતમો-પ્રવેશ

'સજો સેના આપણી, શત્રુ કરવા ઘાત.'
વિવિધ પેરચની રચી સેન્યા; ધરયાં આયુધ હાથ્ય. ૫૬
રણસ્થમ્ભ પાસે આવિયા, પાણ્ડવ જોધા વીર;
વૈરાટ, દ્રુપદ, કાશીરાજન, મહારણના ધીર. ૫૭
ધર્મ, અર્જુન, ભીમ પાસે, નિકુલ ને સહદેવ,
અર્જુન-સુત ને ભીમ-કૂંવર, આવિયા તત્ખેવ. ૫૮
ધૃષ્ટદ્યુમન આવિયો, મહાબલિયો વિખ્યાત;
શિખણ્ડી ને સાત્ત્વિક જાદવ, આવિયા તે સાથ્ય. ૫૯
ધૃષ્ટકેત જ રાય બલિયો, જયસેન મહારણશૂર;
અનેક રાજા એમ ચાલ્યા, જેમ સાગર પૂર. ૬૦

* અથદિન ૭ લખો છે સો.

દલ સર્વે સાથ્ય ચાલ્યૂં, ઓપતા બહુ નરેન્દ્ર;
કૃષ્ણ તે એમ ઓપતા, જેમ શરદ-પૂન્યમ-ચન્દ્ર. ૬૧
પઞ્ચાણનો નિર્ઘોષ કીધો; વાજિયાં નીસાણ;
ભૂપ સર્વ આનન્દ પામ્યા; ચાલ્યા રાણોરાણ. ૬૨
વાજિત્ર વાજે શોભતાં; શબ્દ સ્વર્ગે જાય;
પુષ્પવૃષ્ટિ સુર કરે; ઉલટચ અંગ્ય ન માય. ૬૩
પુત્ર-પ્રાક્રમ જુવે સુરપત્ય; અન્તરચ દેવ-વૈમાન;
અપછરાના હાઠ શોભા; વચ્ચે વર રાજાન. ૬૪
રણ મધ્યે આવી રિહ્યા; નીસાણના નિર્ઘોષ;
પાણ્ડવ કેરી સન્યાને તે, ગયો સઘલો શોક. ૬૫
કૌરવ-જોધા સાંભલે, પાણ્ડવ-દલ-ઘેઘાટ;
હાંકી ઊઠ્યા જોધ સર્વે; વાલ્યા પાણ્ડવ-ડાટ. ૬૬
ભીષ્મ ઊઠી રથે બેઠા, સકલ યોધા સાથ્ય;
વિવિધ પેરનાં ધરયાં આયુધ; બાણ ધારયાં હાથ્ય. ૬૭
રણતૂરચ વાજે રણ વિશે; ગર્જના મેઘ સમાન;
આરોગીને સર્વે ચાલ્યા, રજની વીતે રાજાન. ૬૮
મુખ ઢાલ દીધી કાલરૂપી; સઞ્ચરયા રણમધ્ય:
'હવણાં પાણ્ડવ મારશું; ઘોર રચવૂં યુદ્ધ.' ૬૯
દુન્દુભિ વાજે, ગગન ગાજે, નીસાણ ને રણતૂરચ;
એમ હર્ષ પામી ચાલિયા, જેમ સાગરપૂર. ૭૦
રણસ્થમ્ભ પાસે આવિયા તે, વૃષ્ટિ કરતાં બાણ;
સન્મુખ ઊભા રાય સર્વે, અર્જુન ને નારાણ. ૭૧
બાણ કેરી વૃષ્ટિ કીધી; કૌરવ પામ્યા ક્રોધ:
'દલ ચાલો; કીજિયે, પાણ્ડવ દલની શોધ.' ૭૨

**ચોપાઇ**

**ચાલ્યા યોધ યોધની ભણી; સમરથ યોધા આવ્યા અણી;**
**દ્રોણાચારચ ને ધૃષ્ટદ્યુમન્ન; અશ્વત્થામા અર્જુન-તન્ન;** ૭૩

કૃતવર્મા દ્રુપદ રાય; ભીમસેન ને શકુનિ ધાય;
કૃપાચાર્ય ને નિકુલ યોધ; શલ્ય સહદેવ કરે વિરોધ. ૭૪
ચિત્રયોધ શિખણ્ડી ભડે; કુઞ્જરશું કુઞ્જર આથડે;
ઘોડે ઘોડા; પાલે પાલ; સકલ યુદ્ધ થાયે ભૂપાલ. ૭૫
મારે બાણ તણા બહુ ઘાય; અશ્વ ગજ રથ ચૂરણ થાય;
વઢે વેગે લેવાને ધરા, રથ ખેંચી રહ્યા સૂર્ય ખરા. ૭૬
બાણ તણા અતિ ઘાયે હણે; ધન્ય ધન્ય તે મુખથી ભણે;
કરે ક્રોધ; આયુધ ફેરવે; ભીષ્મ પિતામહ આવ્યા તવે. ૭૭
બાણ તણો ટઙ્કારવ થિયો; સુણતાં સાસ સઞ્યાનો ગિયો;
હાથ થકાં તાં પડે આયુધ; રાય ફેફરાં દીસી મુખ–બુદ્ધય. ૭૮
જમ્બુક વિસરાં વાય ઘણું; "સેન ધાસ પામે આપણું;
સજ થૈ રેજ્યો સર્વે વીર; વસમી વેલા છે આ ધીર. ૭૯
ભીષ્મ સાથ્ય કરવુ સઙ્ગ્રામ; કોપ્યો પન્નગ; જો જો, સ્વામ્ય!
મારી સેના કરશે કેર; કરે કોણ એ સાથે વેર?" ૮૦
પાણ્ડવ કહે: "પુરુષોત્તમ! સુણો, ભય નિવારો ભીષ્મજ તણો."
હસી બોલ્યા કમલાનો નાથ: "જોધ થાવ; ગાણ્ડીવ લ્યો હાથ્ય. ૮૧
કાયરથાં નવ્ય સરે કાજ; ભીષ્મદેવને જીતો આજ;
કરો પુરુષાતન પ્રાક્રમ્મ; એમ રહેશે ક્ષત્રી–ધર્મ?" ૮૨
તવ ધર્મધોરિન્ધર ચાલ્યા યુદ્ધ; ધરિયાં વિધવિધ તણાં આયુધ;
પાસે અર્જુન ને નારાણ; ભીમપુત્ર પૃષ્ઠે નિરવાણ્ય. ૮૩
સહદેવ, નિકુલ રહ્યા છે પાશ; અવરઞ રાય મન્ય લીલવિલાસ,
'ધન્ય ધર્મ;' કૃષ્ણ ઓચરે; 'રાજા ચાલી જૂધ કરે.' ૮૪
આવ્યા પિતામહ કેરે પાશ; દેખી આયુધ લિયે પ્રકાશ:
"ધન્ય ધર્મ આવ્યા યુદ્ધ કાજ; વલ્લભ છે હસ્તિનાપુર–રાજ. ૮૫
ભાઇ! સર્વ છે આ બે–અણી; પાસે ઊભા વૈકુણ્ઠધણી;
લોભ વિશ્વનો લાગો ધર્મ; આવ્યા છે કરવા આક્રમ્મ. ૮૬

તમ સાથે સઙ્ગ્રામ જ કશ્યું? મારા મનમાં આશ્ચર્ય વશ્યૂં;
દેખી તમ દયા મુજ થાય; જાયો સ્થાનકચ, ધર્મજ રાય! ૮૭
જય તમારી હશે, ધર્મરાજ! જો તમ મિત્ર હશે મહારાજ.
ધર્મ ઊપરચ કયમ મૂકૂં બાણ? કેમ ચાલે કર, કિહાં નિરવાણ્ય? ૮૮
એટલ, રાય! તમારૂં તન્ન, બાણ સાધવા નહીં મુજ મન્ન.
તમે પ્રપઞ્ચ રચ્યો છે ઘણો, આરમ્ભ અમને જીત્યા તણો. ૮૯
અમને જીતશે શ્રીભગવાન; કામ તમારૂં નહીં, રાજાન!
તમે વાત વિમાશી હશેઃ 'દેખી ધર્મ દયા આણશે.' ૯૦
ભલે આવિયા; સાંભલ્ય વાત; તને દીઠે છૂં રલિયાત્ય,
કુલ રે'શે મારૂં તુજ થકી;" ભીષ્મદેવ વાણી ઇમ કથી. ૯૧
"મારે મન્ય તું–દુર્યોધન્ન. ડાબૂં ને દક્ષિણ લોચન્ન,
જો તૂં રાજ કરીશ, મુજ પુત્ર! એકોતેર ઓધારિશ સૂત્ર. ૯૨
તારે નામે નાસે પાપ; પ્રાણી તણા ટલશે સન્તાપ,
સ્થાનકય જા તૂં; મારા વીર! ધન્ય ધન્ય;" ભીષ્મ કહે રણધીર. ૯૩
"મારે વંશે તૂં પ્રગટ્યો; કુલને નરક તણો ભય મટ્યો;
કુલ–ઓધારણ ધર્મજ રાજ! ભોમ્ય અવતરચા ધર્મજ આજ. ૯૪
તારૂં મુખ દીઠે ફલ હોય, સકલ તીર્થ કીધાનૂં સોય.
વલો, ધર્મ! અમે થિયા પ્રસન્ન; હોશે જય તમારી, રાજન્ન! ૯૫
ફોગટ યુદ્ધ કરો શે માટ્ય? નથી યૂધ કરવાનો ઘાટ;
આવ્ય, ભીમ! કીજે સઙ્ગ્રામ; થાકયો અર્જુન; દે વિશ્રામ." ૯૬
એમ કરતાં મધ્યાહ્ન જ થિયા; શૂર યૂધમાં થાકી રિહ્યા;
કહીં રાજા વલી ચાલિયા, યૂધ કરવા તતપર થિયા. ૯૭
ધર્મ કહેઃ "જાવ, પવનકુમાર! કરો યૂધ તમે સારોધાર."
કૃષ્ણ કહેઃ "રાજા! સુણો વાત; તમે પરિયાણ રચ્યૂં છે ઘાત." ૯૮
ચાર મલી વિચ્યારી વાતઃ 'ભીમસેનને થાશે ઘાત;
કષ્ટ પડ્યે તિહાં આડો ધરચો; લઇ ભીમને આગલ્ય કરચો. ૯૯

પ્રથમ લાખ તણાં જે નગ્ર, લઇ ભીમને કીધો અગ્ર;
હેડમ્બ સાથે હવૂં સઙ્ગ્રામ, લઇ ભીમનો દીધો દામ. ૯૦૦
ચક્રવર્તી નગરીમાં ગયા, ભીમ દૈત્યમુખે મેલિયા:
જૈમત સાથ હવૂં સઙ્ગ્રામ, વૃકોદરે [1]તે કીધૂં કામ. ૧
કૈચક કૈચો મારયો જેહ, ભીમસેન [2]મહાપ્રાક્રમી તેહ;
રાજરધ્ય ભોગવશો તમો; ફોગટ ભીમને શાનો દમ્યો? ૨

તમે જાણો છોઃ કરે આહાર; પણ તેનો દાતા જુગદાધાર;
ખાતો નથી તમારૂં દ્રવ્ય; સાંભલજ્યો તમે, રાજા સર્વ!" ૩
કૃષ્ણ વચન સાંભલી જવે, રાય સર્વ ત્યાં હરખ્યા તવે;
હસ્યા ભીમ, ધર્મ ને અર્જુન; હસ્યા વૈરાટ દ્રુપદ રાજનઃ ૪
"ધન્ય ધન્ય સ્વામી, શ્રીહરિ! ભીમ તણી તેં સાચજ કરી."
ભીષ્મ કહેઃ "સુણો, કરુણાનાથ! સ્વામી! ભીમને કર્યો સનાથ." ૫

ભીમસેન તવ્ય લાગા પાયઃ "હૂં એહાં ધર્મ યુદ્ધ્ય કયમ જાય?
હૂં તો ધર્મ તણો છૂં દાસ; ધર્મકાજ તન તજૂં, અવિનાશ! ૬
જેષ્ઠ બાન્ધવ તાત સમાન; તે અર્થે આત્માનૂં દાન,
તે પામે હરિ કેરાં ચરણ, સેવક કેરા ઓધારણ. ૭

તમ પ્રતાપે કરૂં સઙ્ગ્રામ; જુવો, સ્વામી! મારૂં સઙ્ગ્રામ;
મન મનોરથ પૂરો, હરિ!" ચાલ્યા છે જૂધે [3]કેસરી. ૮
ભીમસેન આ રણે ચડ્યો, કૌરવ-દલમાં કેસરી પડ્યો;
ભીષ્મ સમીપે આવ્યો શૂર; માંડ્યો સેના [4]કેરો ચૂર. ૯

આવ્યા ભીષ્મ ચલાવી રથ; અતિ જૂધ્ધ માંડ્યૂં સમરથ્થ;
વાંસેથાં અર્જુનનાં બાણ; રક્ષા-ભીમ કરે નારાણ. ૧૦
ભીષ્મ દયા મન માંહ્ય કરેઃ ડાબાં જમણાં બાણ જ ધરે;
ભીમ તણી રક્ષા તવ કીધ, અભેદાન ગાઙ્ગેવે દીધ. ૧૧

---

૧. પૂરી તેની હામ. ગૂ. ૨. °નૂં પ્રાક્રમ તેહ ગૂ. ૩. પરવરી. સો. ૪. તણો ચકચૂર ગૂ.

"ધર્મ-આડચ[5] આવ્યા સઙ્ગ્રામ, તેણે વચને સમરથ સ્વામ્ય;
તેહ ભીમને દૂખૂં કેમ?" ગુરુ ગાઙ્ગેવ વિચારે એમ. ૧૨
તજી ભીમને રથ-પાંતરે, જોધ જોધને આડા ધરે;
તવ પાણ્ડવ વિચારે મન્યઃ 'ભીષ્મદેવ તો આજ પ્રસન્ન.' ૧૩
હર્ષ્યા પાણ્ડવ ને ભગવાનઃ 'હુવા ભીષ્મ આજ કૃપાનિધાન.'
ઝાંખા કૈરવ કરતા વાતઃ 'ભીષ્મદેવ છલ્યા જદુનાથ્ય. ૧૪
પાણ્ડવ કેરી [6]રક્ષા કરે; ડાબાં જમણાં બાણુ જ ધરે;
હવે ભીષ્મને કશું કહો? વાત મનમાં જાણી રહો. ૧૫
લજ્જા માટ્ય કરે સઙ્ગ્રામ; એહના મનમાં એવી હામ."
ઝાંખા કૈરવ થૈને રહ્યા; બોલ ફેરીને કર્ણે કહ્યાઃ ૧૬
"ચ્યન્તા કશી મ આણો, ભૂપ! જીતૂં અર્જુન-વિશ્વસ્વરૂપ;
જ્યાં હૂં ઊભો તાહરે સાથ્ય, ચ્યન્તા કશી મ આણો, નાથ! ૧૭
પાણ્ડવ મારી આપૂં રાજ; ભાંગૂં સર્વ તમારી દાઝ;
દસ બાણે સન્ધાને હણું; અવિચલ રાજ કરૂં તમ તણું. ૧૮
કશો શોક મન માંહે, ભૂપ? હૂં વહ્નિ, એ વનસ્વરૂપ.
ભીષ્મ ઊભા ત્યાં ન કરૂં જૂધ; જાણશે પછે સર્વેની શૂધ. ૧૯
ચ્યન્તા મન્ય કશી છે વાત? જીતીશ અર્જુન ને જુગનાથ;
[7]એક મરન્તાં સન્ધા મરે; અર્થ આપણો પૂરો સરે. ૨૦
પૂર્વનૂં એમ છે વચન્ન; સહદેવ જોગ્યણી જીતી એક દિન્ન;
દ્વારામતી ચાલ્યા સહદેવ; મલી જોગ્યણી મારગ્ય એવ. ૨૧
વસ્ત્ર સહદેવે લીધાં હરી; ઊભાં શક્તિ પૂંઠ જ ધરી.
તવ્ય સર્વે તે થઈ દયાલઃ 'માગ્ય, માગ્ય, વર આપૂં, ભૂપાલ!' ૨૨
સહદેવ કહેઃ 'વર આપો અશો, રક્તબીજ જ્યમ વાધ્યો જશો.'
તે શકતે આપ્યૂં વરદાન; તવ્ય મનમાં આણ્યૂં અભિમાન. ૨૩
દ્વારામતીયે આવી કરી, કૃષ્ણ સાથ્ય વાહી બાકરીઃ
'આવો. સ્વામી! જૂધે અનન્ત;' તેહની કૃષ્ણે પૂરી ખન્ત. ૨૪

---

૫. પસાઇ. ગૂ. ૬. કરુણા સો. ૭. એને કરતાં સર્વે. ગૂ.

માગ્યૂં વચન વૈકુણ્ઠને નાથ્યઃ 'એહૂનૂં નીમ લિયો ને, ભ્રાત!'
સહદેવ કહેઃ 'આપો, ભગવાન! તોહ તજૂં શક્તિ-વરદાન.' ૨૫
કૃષ્ણ કહેઃ 'માગો મન સિદ્ધ; તેહ વર આપૂં પરમ પ્રસિદ્ધ.'
પાણ્ડવ પાંચે હોય જ્યાં અમે, સદા નિરન્તર રે'વૂં તમે.' ૨૬
તેહ દિવસનૂં છે વરદાનઃ પાંચ તિહાં છટ્ઠા ભગવાન;
પાંચ માંહ્યથો હણવો એક, [૮]આસઙ્ગે મરશે વિશેક. ૨૭

તેહ્નો ભાર અમારે હાથ્ય; જીતૂં અર્જુન ને જુગનાથ;
મ કરિશ ભીષ્મ તણી વીનતી; એથી કારજ સરવૂં નથી. ૨૮
પૂર્ણ પક્ષ પાણ્ડવની કરે; આપણ સાથે કપટજ ધરે."
તત્ક્ષણ બોલ્યો દુઃશાસનઃ "સત્ય કહે છે કર્ણ વચન. ૨૯
કોય મ કે'શો ભીષ્મને કેણ; લખ્યૂં લાભશે; થાશે વેણ."
એમ વિચારે સર્વે મલીઃ "ભીષ્મથી જયની આશા ટલી." ૩૦

દુષ્ટ ચતુર્થીનૂં પરિયાણઃ "નથી ભીષ્મ દ્રોણને જાણ;
આપણ રાજ પામશૂં જદા, સેવાહીણ રાખશૂં તદા." ૩૧
એમ કૌરવે જ્યાં કહી વાત, તેણે સમે થૈ છે રાત્ય,
શૂર સર્વે તે સ્થાનકય ગિયા; ભીષ્મદેવ ઊતારે ગિયા. ૩૨

સ્થાનકય બેહૂ દલ આવિયૂં; રાત્ય પડી અન્ધારૂં થિયૂં.
[૯][આવ્યા તેને હેતે મલ્યા; નાવ્યા તે તો રણમાં ગલ્યા. ૩૩
ઉત્તમ અન્ન જમે છે જોધ; એક એકને દિયે પ્રતિબોધઃ
"આપણ તજશો મનનો શોક, તોજ પામશો સ્વર્ગજ લોક." ૩૪

શૂર સર્વ વાતૂં કરે એવઃ 'પરભાત્યે જૂધ કરશૂં બેવ.'
એમ વિચારે બેહૂના વીર; ભીષ્મ મહાજૂધે રણધીરઃ ૩૫
"સમરો આપણે હરિનૂં નામ; કરશૂં રણ્ય ક્ષત્રીનૂં કામ;
કાલ્ય રણતીર્થમાં સ્નાન; દેશૂં આપણે આતમદાન. ૩૬

૮. આશા ગેહે સો., સઙ્ગે ક. આશીંગે ગૂ. ૯. અહીંથી ૧૧૯૬ મી સુધી સો. ક. માં નથી; કવિયેજ કદાચ પાછળથી ઉમેર્યૂં હોય!

એહ વાતની કરો આખડી; જાયે સ્વર્ગ વિમાને ચડી.
કૃષ્ણે દયા કીધી છે ઘણી, જે છે વૈકુણ્ઠ કેરા ધણી. ૩૭

સત્ય આપણું રાખો, શૂરધીર! ક્ષત્રી કુલ્ય નૈં આવો, વીર!
ધર્મ આપણો રાખશે હરિ;" ઊઠ્યા વીર વિચાર જ કરી. ૩૮

સેજે પોઢ્યા શૂર સુધીર; કાયર મન નથી રે'વું ધીર;
ચાર પોહર તે રજની ગઈ; સેન એહ તે સજ્જ થઈ. ૩૯

પાણ્ડવ મનમાં હરખ્યા ઘણું: "કાલ્યે કાલજ કૌરવ તણું;
ત્યાં રજની વીતી પોર ચ્યાર, મુહૂર્ત એક પાછી નિરધારય. ૪૦

ત્યાં ઉત્તમ વીર વિમાસે મન્ય, ઘટોત્કચ ને અભિમન્ય:
'કાલ્ય સેન્યા વરશું આપણે; ભીષ્મજી સામા ચડશું રણે." ૪૧

એવી વાત મન્ય નિશ્ચે કરી, આવ્યા જ્યાં યુધિષ્ઠિર હરિ:
પારથને ચરણે જૈ પડ્યા, કાયાકાન્તિ જાણે હીરા જડ્યા! ૪૨

દણ્ડવત ત્રણ્યને કરી, અભિમન્યે વાણી ઓચરી;
કૃતાઞ્જલિ-કર નમિયો ચરણ્ય: "સુણો વીનતી, અશરણશરણ! ૪૩

બે બાન્ધવ કાલ્ય રણમાં પલૂં; કૌરવ સાથે જૂધે ભલૂં;
તમચરણ-પ્રતાપે ભાજૂં સર્વ; ઉતારૂં હૂં એનો ગર્વ. ૪૪

મામાજી! આપો આગન્યા, તો ભાંજૂં સર્વે ભીષ્મ જ વન્યાં;
પિતામહ રલિયાત્ય જ થશે, પુત્ર તણું જ્યારે યુદ્ધ પેખશે. ૪૫
તમે ભીષ્મ તણાં જાલવજ્યો બાણ, તો કૌરવ સર્વ કરૂં વૃન્દાણ;

પૂર્વછાયો

વૃન્દાણ કૌરવને કરી, પિતામહને મિશ શીસ;
ભીષ્મશૂં સન્મુખ રહૂં, જો કૃપા કરો, જુગદીશ! ૪૬

ના કે'શો માં, નાથજી! રમાપતિ રણછોડ!
પિતામહશૂં જુધ્ય પરવરૂં; ભડૂં ભીષ્મશૂં કોડ." ૪૭



[ ૧૭ ] ચોપાઇ

કૃષ્ણ કહેઃ "અર્જુન–ધર્મ ! સુણો; બે બાન્ધવનો હર્ષ જ ઘણો."
આજ્ઞા આપી દીનદયાલ; અન્તરચ ઓચ્છવ થિયા બે બાલ. ૪૮
ત્યારે હરિ કહેઃ "બાંધો હથિયાર વેગે; વીર ! મ લાવો વાર;
પૂરણ ભાથા ભીડો ઘટા; જુગમ ભ્રાત રેહજ્યો સામટા. ૪૯
એક એકનું ઉપરચ કરો; દુષ્ટ તણાં દૈવતને હરો."
પુનરપિ ચરણે નામ્યૂં શીસ; મુસ્તકે હાથ મૂક્યો જુગદીશ. ૫૦
તિહાં પ્રૌઢ વાસી; થિયૂં પ્રભાત; સૂર છતો થયો; વીતી રાત્ય.

## દિન આઠમો–પ્રવેશ

દાતણ સ્નાન કીધૂં અભિમન્ય; હેતે કરે હરિનું પૂજન; ૫૧
નૈવેદ નારાયણને ધરે; દક્ષિણા દાન વાડ્વને કરે,
પછે ભોજન આરોગ્યા આપ; સુધારૂપ પરહરિયાં પાપ. ૫૨
તામ્બુલ તિલક કીધાં તે વાર; વસ્ત્રવિભૂષણ ધરચા શણગાર;
આયુધ અઙ્ગચ સજ્યાં છત્રીસ; પછે પઞ્ચાલીને નામ્યૂં શીસ. ૫૩
વલતી સતી આપે આશીસઃ 'રક્ષા કરજ્યો શ્રીજુગદીશ.'
પછે ભીમકૂંવરને સાદ જ કરચો; ઊલટ આવ્યો આનન્દ ભરચો. ૫૪
ત્રયોદશ શત હસ્તી સજ કરચા; અયુત એક રેવન્ત પાખરચા;
પાંચ સહસ્ર તે રથ જોતરચા; વિવિધ આયુધ ઉપરચ ભરચાં. ૫૫
અર્જુનસુત શીશ ધરિયૂં છત્ર; ત્રણ્ય શત વાગ્યાં વાજિત્ર.
તેનો શબ્દ સુણી અમર એમ વદેઃ
'આજ સુભટ રણે કો ચડિયો મદે!' ૫૬
બે અયુત પાલા દલ રીત્ય, જે રણમાં નવ્ય પામે ભીત;
તે અરુણ ઊગ્યે થિયા સાબદા; પાસે ત્રિશૂલ કરચ શોભે ગદા. ૫૭
અભિમન્ય લાગો અર્જુન-શરણ્ય; ઓપતાં અઙ્ગ ઝલકે આભરણ;
પ્રણમ્યા છે યુધિષ્ઠિર હરિઃ "પુત્ર ! પધારો, આવો જય કરી." ૫૮

આજ્ઞા માગી ચડિયો રથ્ય; અદ્‌ભુત આયુધ સોભે હથ્ય;
શ્વેત ધજા ત્યાં બીંદી શ્યામ; સુખદાયક સારથિનૂં નામ. ૫૯
રણથમ્ભ રોપ્યો છે જ્યાંહ, ઊઘટ વેગે ચાલ્યાં ત્યાંહ.
તે સમે ભીષ્મજી રણને ભજે; પૂંઠ્યે લઘુ કૌરવદલ સજે. ૬૦
તેમાં બલિયા રાય અપાર, જયદ્રથ ને કર્ણકુમાર;
અવરચ તણી સઙ્ખ્યા નવ્ય લહૂં; કૌરવનાં બલ કેતાં કહૂં ? ૬૧

### પૂર્વછાયો

કૌરવદલ ઝાંખૂં થિયૂં; અભિમન શોભે ચન્દ;
અર્જુનસુતને પેખતાં, ગતિભઙ્ગ થિયા મતિમન્દ. ૬૨

---

### [૧૮] ચોપાઇ દાવટી

શુકનિ કહે: "સુણ્ય, દુઃશાસન ! હો રાય કેરા ભ્રાત !
મારા મનમાં ખટપટો; શી કહૂં તુજને વાત ? ૬૩
અર્જુન સરખો કોણ આવ્યો ? કપિધ્વજ નહીં સઙ્ગ્ય,
નહીં તેનો સારથિ ને, દર્પ ચમકે અઙ્ગ્ય. ૬૪
કાને મુક્તાફલ દવ્યાં; જાણે રતિનાથ જ આવ્યા !
પોતાનૂં દલ પ્રબલ લૈને, ત્રિપુરશત્રુ જગાવ્યા. ૬૫
જાણૂં ભૃગુસુત સૂરેજ, ચન્દ્રવદન ચતુર સુજાણ;
રવિજ્યોત તે અઙ્ગતેજ, દીસન્તો સપરાણ. ૬૬
ભુજાબલ એને અતિ ઘણૂં, તેને જોઇ હરખે શૂર;
સન્યા આપણીને એમ જાણે, ઊતર્યૂં તેહનૂં નૂર. ૬૭
શરાતન અઙ્ગમાં જ શોભે; રોમાઞ્ચિત છે ગાત્ર;
ભીષ્મજી વિન્યા અન્ય જોધા, તેને ગણે તૃણમાત્ર. ૬૮
ત્રયોભઙ્ગ રથ એહ્નો; અભઙ્ગ કૈયે સાર;
કનકમે તેડ્યો સઘળો; નહીં લોહ લગારય. ૬૯

ચઞ્ચલ તુરી ચાર તેહ્‌ના; ચોકડે જડિયાં રત્ન;
પચરઙ્ગ શોભે પૂંછડાં; તેને ઝાલવે ઘણું જત્ન." ૭૦

ત્યારે સુણી વાણી શુકનિ કેરી, દુઃશાસન કહે વાણ્ય;
"ભાણેજ છે ભગવાનનો, અર્જુનસુત એહ જાણ્ય. ૭૧
અભેમન્ય અભિધાન એનૂં, સુભદ્રાસુત સાર."
વચન એવાં સાંભલીને, ઝાંખા થ્યા ઝૂઝાર. ૭૨

સુશર્મા ને શલ્ય રાજા, તે મુખે એવી વાચ્ય:
'એનાં નેત્ર ઝાલી નવ્ય શકે, પાછા પડ્યાનાં પરિયાણ.' ૭૩
અભેમન્ય આવ્યો સાંભલી, કૌરવપત્ય બોલ્યો વાણ્ય:
"શૂં ઊભા છો સુભટ સર્વે? લિયો એના પ્રાણ." ૭૪

"ભડકી મરો માં, બાપ મારા!" એમ વદે ઋદયા-અન્ધ;
"નવઙ્ક તે જોને રે એની; નથી ગમતી ગન્ધ. ૭૫
તે માટે તમે કરો આજે, શર બલિયા સર્વ;
રથ ભાંગીને કરો ભૂકા; ઊતરે એહ્‌નો ગર્વ." ૭૬

કાકા કેરી સુણી વાણી: "મિથ્યા થ્યો રલિયાત્ય;
ભાંગી ભૂકા કરૂં, કૌરવ! પણ્ય સાંભલ્યે કહૂં વાત. ૭૭
જો નજરે દેખી નવ શકો, તો તમ ચક્ષુ ફોડો તેહ;
તુજ ઋદાની ફૂટી છે પણ્ય, કપોલે છે જેહ. ૭૮

નેત્રે અન્ધ છે તાત તાહ્‌રો; ઋદે અન્ધ તૂં, રાય!
મિત્ર ત્રણ્ય છે અન્ધ તારા, વલી અન્ધ તારી માય; ૭૯
અન્ધારામાં ગયૂં, કાકા! રાજ તારૂં સર્વ.
સાવધાન થૈને આવો સામા; હૂં ઊતારૂં આજ ગર્વ. ૮૦

કુમ્ભ પૂરો ભરચો પાપે, ઊણો નહીં અધવાલ;
સતીને તે સીદ દૂવી? તૂંને રૂઠા દીનદયાલ." ૮૧
એવી વજ્રવાણી સાંભલીને, કોપ્યા કૌરવ માત્ર;
સમુદ્ર-લોઢે પરવરચા, ને રોમાઞ્ચિત થ્યાં ગાત્ર. ૮૨

ત્યાં સુશર્મા ને શલ્ય આવ્યા, દુઃશાસન, જયદ્રથ;
બાણ શત શત સર્વે મૂક્યાં; ઢાંકી લીધો રથ. ૮૩

સુશર્મા સાયક ઘણાં નાંખે, વૃખાકાલ્ય જયમ બિન્દ;
પર્જન્ય પર્વત જેમ ઢાંકે, તેમ બાણે અભિમન-ચન્દ. ૮૪

ચન્દ્રવદનો તે થિયો; ત્રિધાર નાખ્યૂં બાણ;
તેણે સાયક સર્વ છેદ્યાં; જૈ કરચૂં વન્દાણ. ૮૫

એવૂં નિરખી આવિયો, તાં પવનવેગી વીર;
વપુ નિરખ્યૂં વાયુસુતનૂં; કૌરવ થ્યા તવ કીર. ૮૬

ત્યારે હિડમ્બાસુતે હાક મારી; રચ્યો નવલો રઙ્ગ;
હાક સુણતાં પ્રેયત પ્રગટ્યા; આવ્યા વીર અતઙ્ગ. ૮૭

તેનાં સ્વરૂપ હૂં શૂં કહૂં ? છે રાક્ષસરૂપ દેહ;
ભીમસુતની આશાયે, આવ્યા રણમાં તેહ. ૮૮

કેને નાક નવ ગજ જેવડાં, અને દાંત મોટા બારચ;
કોય સીસવોણા કરે ડોટા; તેને ચરણ દીસે ચાર. ૮૯

કેને ઉરે નેત્ર શોભતાં; વદન વાંસે કીધ;
કેને શત બાહુ શોભતા; પર્વત કરમાં લીધ. ૯૦

કોય ભસ્મ નાખે; કરે ભડકા; વલી જૈને વલગે દેહ;
કૌરવ માંડ્યા કરડવાને, જે હતા રણમાં તેહ. ૯૧

કેનાં તાં નૈવેદ કીધાં; શ્રોત્ર છાંટી લીધ;
કોની જીભ ઝોંટી બારચ કાઢી; મહારથ મૂંગા કીધ. ૯૨

વલી ગગન્ય જૈ ગડેડાટ કીધો; વૃખા સુશલધાર;
પવન ઊડે; વહે વાદલ; બિન્દુ તણો નહીં પાર. ૯૩

પર્વત થૈને પડે ઊપરચ, કૌરવદલ જે ઠામ્ય;
ગજ, રથ, હય ને યોધ ચાંપ્યા; તેનો ન મલે નામ. ૯૪

તે સમે અભેમન્યુ રણમાં, બાણ મૂક્યાં બાર;
તે પૂંઠચે વલી મૂકિયાં, તે એકાદશ ને ચાર. ૯૫

એ વીરે સહ્વાંર માંડચો, કૌરવદલનો ત્યાંહ;
ભાગી નાસી ત્યાં ગયા, સાગરજલ છે જ્યાંહ. ૯૬
કેસરીને પેખતાં કોરઙ્ઞ, નાસી જાય વલી જેમ,
વાયુસુત–પુત્રે ડાટ વાલ્યો, કૌરવ નાઠા તેમ. ૯૭
અલઙ્કુરણ કાઢી નાંખિયાં, કૈં ઊભા આયુધ છોડી;
'અમે પીપલા પાણ્ડવ તણા;' એમ કરગરે કર જોડી. ૯૮
વાયુવેગે વૃક્ષ હાલે, જાણે આવ્યાં બાણ!
ધર્મદ્વાર એ મગાવ્યો: 'પાણ્ડવો! મ કરશો વન્દાણ.' ૯૯
મોટા રાજા માણ મૂકી, જસ પલ્યા કૈં જોધ;
તેવે વૃષકેત આડો ફરીને, દિયે છે પ્રતિબોધ. ૧૦૦૦
કર્ણકુંવર આડો ફરી, કૌરવદલ થમ્ભ્યૂં ખરૂં;
"પૂઠે મારે પરવરો, હૂં અગ્ર જૂધે સઞ્ચરૂં. ૧

પૂર્વછાયો

ભાગે ક્ષત્રી ભૂંડા દીસે; પછે વન ગમાં કેમ જાય?
માતા પિતાને લાજ લાગે; નીચૂં નિહાલી બેસાય." ૨

---

[ ૧૯ ] ચોપાઇ

વૃષકેત કહે: "સુણજ્યો, શૂર! હવે રણ્ય જૂધ રચૂં પરિપૂર;
ગરુડ–દલને પ્રાજે કરૂં; બલ સઘલૂં રાક્ષસનૂં હરૂં; ૩
અભિમન્યને મૂકાવૂં ધાટ; રોકૂં હૂં જૈ રણની વાટ;
પણ્ય પાણ્ડવજય હૂં પેખૂં આજ, સદા મિત્ર જેને મહારાજ." ૪
દીન વચન કહે દિનકર–તન: 'ભક્તવછલ તમે, જુગજીવન!
સર્વ તણી શર્મ રાખો, હરિ!" હાંકયો રથ એ સ્તુત્ય જ કરી. ૫
રૂપ તણો નવ્ય લાભે પાર; અભિમન્યુ ને કર્ણકુમાર,
રથ ફેરવી સન્મુખ કરચા; ઊડણ અભઙ્ગ અશ્વ જોતરચા. ૬
"જય તમારી થાશે ખરી; પાણ્ડવ-સન્મુખ નિત્યે હરિ;
પણ્ય નાસૂં તો લાજે મુજ માત; કર્ણ પિતાનો લાજે તાત. ૭

ભક્ત–નાશે લાજે ભગવાન; નાશે નરકે જાય જ તન;
તે માટે કરિયે સઙ્ગ્રામ; આજ મ રાખિશ મનમાં હામ.” ૮
એ પોર વૂઢા તેણી વાર; ત્યાં દારુણ જૂધ રચ્યૂં નિરધાર;
વ્યોમે વિમાન ઊભાં ઘણાં; અપછરાની નાવે મણા. ૯
શૂરા ધીર વરવાનૂં મન; કાયર નર તાં તજશે તન;
જક્ષ, ભૂત, પિચાશ જ બહુ, જક્ષણી, શાકણી આવ્યાં સહૂ. ૧૦
રક્તપ્રિય રલિયાત્ય જ થશે, જે શિવ–ઉમયાની સેના હશે;
સીમલ, સકરા, વાયસ ઘણા; પાર ન આવે પંખી તણા. ૧૧
ઘોર દલમાં ભેરી વાદ; સરણાયોના વિસરચા સાદ;
સુણતાં સાદ શૂરાતન ચડે; કાયર–કરથાં આયુધ પડે. ૧૨
શૂરા ધીર ધડહડિયા ઘોમ; ચરણપ્રહારે ધ્રૂજી ભોમ્ય.
પ્રથમ બાણ મૂક્યાં વૃષકેત; હરિભક્ત છે ધર્મ સમેત. ૧૩
તે બાણને કાપ્યાં અભેમન્ય; કૌરવ પાણ્ડવ કહે: ‘ધન્ય, ધન્ય;’
‘ધન્ય,’ વદે ભીષ્મજી તાત; ‘ચન્દ્રવંશી કુલવિક્ષાત!’ ૧૪
અભેમન્ય વિચારી વાત, તીવ્ર બાણ તવ્ય મૂક્યાં સાત:
ચ્યારે ચક્ર છેદ્યાં ચ્યાર; હયે ચાર નાંખ્યાં નિરધાર; ૧૫
એકે ધજા કીધી લોપ; ધનુશ ભાંજ્યૂં ને પાડચો ટોપ;
રથ ભાંગ્યો ને મારચો સારથિ, ત્યારે કર્ણકૂંવર કોપ્યો મહારથી. ૧૬
ધનુષ તણો ટઙ્કારવ કરચો; ઉત્તમ બીજો રથ જોતરચો;
સારથિને કરચ સોંપી રાશ: ‘કહેની, વીર! હવે ક્યાં જાશ? ૧૭
ધ્વજ રોપી રથ અગ્રે ફરી, ટોપ ધરચો મન સમરથ કરી;
ધનુષ ધરચૂં કરમાં પરચણ્ડ; ઇન્દ્ર ધ્રૂજ્યો; કમ્પ્યો બ્રહ્માણ્ડ. ૧૮
“જાલવજે હવે, જોધા પ્રૌઢ! રથ ભાંજીને કરૂં દિગ્મૂઢ;
આટલાયે મેં આલસ કરચૂં, જે અર્જુનસુતને શ્યાને હરૂં? ૧૯
તેં નેહ ન આણ્યો મનમાં રતિ, આ પેખ્ય બાણ મેં તારી વતી.”
સાયક તાણી સાંધ્યાં વીસ, અભિમન્ય ઊપરચ આણી રીસ. ૨૦

સામાં તાણી છેદ્યાં અર્ધ; અચુત તણો રથ કીધો ગર્દ;
દસ પોહતાં જૈ રથને પાશ; ચારે હયનો કીધો નાશ. ૨૧
ચારે ચક્ર જ ચૂરણ કરચાં; ધનુષ ટોપ આયુધ જ હરચાં.
એકે સારથિ મારચો સહી; એકે અભિમન્યની ગત્ય ગઈ; ૨૨
મોર્છા પામ્યો મહાબલવન્ત, જેણે કૈરવ જોધા કીધા ચન્ત.
મોર્છા નિરખી બાન્ધવ તણી, ઘટોત્કચ્ય-મન્ય રીસ જ ઘણી. ૨૩
જૈ ગ્રહ્યો કર્ણસુતનો રથ; વ્યોમ વિશે ચાલ્યો સમરથ;
ઇન્દ્રાદિક આશ્ચર્ય પામિયા; સર્વ દેવ અલગા થૈ રહ્યા. ૨૪
દૈત તણું બલ દેખી ઘણું, કર્ણકૂંવર કોપ્યો; શૂં ભણું?
તેને જેમડ઼ ઝોલકી કીધો ધૂરચ; રણગર્વે કૈં ઘાણું શૂર. ૨૫
મુહૂર્ત માત્રમાં હેઠો ઊતરી, રણ રચવાને ચાલ્યો ફરી.
વ્યથા મટી અર્જુનસુત તણી; આયુધ ગ્રહ્યાં, જેની તીખી અણી; ૨૬
સાવધાન થૈ બેઠો રથ્ય; ધજ, ધનુષ ને ટોપ સમરથ;
ધનુષ ધરતો ચાલ્યો રણહેત; ત્યાં સામો ઊભો વૃષકેત. ૨૭
તે સામો અભિમન્યુ સાર; પૃષ્ઠ વિશે દૈતનો પ્રહાર;
બે પાસાથા મારે જોધ; વચ્ચે વૃષકેત કરે વિરોધ. ૨૮
દૈત તણો તવ્ય હણિયો બાણ; તવ અભિમન્યને થિયૂં જાણ:
ભીમકૂંવર પડ્યો પેખિયો, તવ્ય અર્જુનસુત તે રાતો થિયો. ૨૯
સાયક સાધ્યૂં સામ્પ્રત કરી; કાલહલ મૂકૂં કરચ શર ધરી;
વૃષકેતને વાગ્યૂં રુદે; મોર્છાગ઼ત થ્યો, નવ્ય વાણી વદે. ૩૦
રથ પાછો વાલ્યો રણધીર; વૃષકેત નયણે ચાલ્યાં નીર. ૩૧

પૂર્વછાયો

કર્ણકૂંવર રણમાં પડ્યો; મોર્છા થિયો મહાશૂર;
ભીષ્મ મનમાં કોપ્યા ઘણું; ચક્ષુ કીધી ક્રૂર. ૩૨
સઞ્જે કહે: રાય! સાંભલો, ગાન્ધારી સમેત;
કૈરવ કષ્ટ પામ્યા ઘણું; મોર્છાગ઼ત થ્યો વૃષકેત. ૩૩

ધૃતરાષ્ટ્ર એમ ઓચરે, દે મુસ્તકે હાથઃ
“આગલ્ય, સઞ્જે! શૂં થયૂં? તે કહો વિસ્તારી વાત.” ૩૪
ઋષિ કહેઃ “રાય! સાંભલો, પરીક્ષિત કેરા તન્ન!
**ભીષ્મપર્વ ભારથ**-કથા તે, સુણો ભાવ ધરીને મન્ન્ય.” ૩૫



[૨૦] **ચોપાઇ દાવટી**

ભીષ્મ મન્ય કોપ્યા ઘણું, પાણ્ડવ પામ્યા ત્રાસ;
ચરણે લાગ્યા ચતુર્ભુજને, વીનવ્યા અવિનાશઃ ૩૬
“બાલક એહ ઉગારજ્યો હો; સુણો, કમલાકન્ત!
ભીષ્મજીનાં બાણ ઉપરચ, તમે રાખજ્યો ચ્યન્ત.” ૩૭
ભીષ્મ કહે અભિમન્યુનેઃ “તૂં મેલ્ય પે'લાં બાણ;
હામ તારે હશે મનમાં; સાંભલ્ય વેણ, સુજાણ!” ૩૮
આજ્ઞા લઇને બાણ સાંધ્યૂં; પ્રણમ્યા જૈને પાય;
પ્રદક્ષિણા દૈ આવ્યૂં પાછૂં; કૌરવ વિસ્મે થાય. ૩૯
બીજૂં બાણ તાં સાંધિયૂં, તેણે કરચો ધજનો લોપ;
ભીષ્મ ભારથ્ય ચડ્યા ત્યારે, કીધો મનમાં કોપ. ૪૦
ત્રિભઙ્ગ કીધો ભ્રકુટી, ને રોમ ઉભાં થાય;
આંખ્યમાંથી ઝરે અગ્નિ; ઝાલ ચાલી જાય. ૪૧
ધજ પડતે મર્મ બોલ્યાઃ “સાંભલો હવે વાત;
બાલક તો બલિયો ઘણૂં; એને દેખાડૂં હાથ.” ૪૨
એમ કહીને બાણ સાંધ્યાં, ગઙ્ગાતન્ય તે વાર;
ધનુષ ભાંગ્યૂં, ધજા પાડી, હય હણ્યા નિરધાર. ૪૩
અશ્વ આણ્યા ચાર ઉત્તમ; ધનુષ સાહ્યૂં ધીર;
ધજા રોપી ધસ્યો સામો, વૃકોદર-સુત વીર. ૪૪
ધ્વજા તાં ફડેડાટ વાજે, રથ થકી આકાશ;
ગજ તણા ગડેડાટ ગાજે; સાંભલતાં જાય શ્વાસ. ૪૫

હય તણા હણેણાટ ત્યાં, દલ–મધ્ય સઘલે થાય;
તરુવરનો કડેડાટ કરતો, ઘટ્ટર ભીષ્મ સામો જાય. ૪૬
સન્મુખ આવી રિહ્યો ઊભો; હાંક મારી હદ;
ભીષ્મ કહે: "ભડકું નહીં; હું ઊતારૂં તુજ મદ." ૪૭
હાક–શબ્દે ધરા ધ્રૂજે; હિલોલ્યા સાહેર;
ઇન્દ્ર બ્રહ્મા થયા વ્યાકુલ; શૂર સઘલા સેર. ૪૮
હાંક પાડી સૈન્યમાં, તે બધિર કીધા સર્વ;
જોધા હતા ત્યાં જેટલા, ઊતરચા તેના ગર્વ. ૪૯
તાં ભીષ્મજીયે બાણ સાંધ્યાં, અસુર ઊપરચ સાર;
ત્યાં દૈત્યને દેખે નહીં; તવ કરે કોણ પ્રકાર? ૫૦
તાં ભત્રીજો આવ્યો ભીમનો; કરચૂં પિતામહને પ્રણામ;
અભેમન્યુ એવૂં ઓચરચાઃ "તમે છો અમારા સ્વામ્ય." ૫૧
સામસામાં બાણ સાંધ્યાં; કરે બેહૂ જણ ક્રોધ;
બાલક તાં બલિયો ઘણૂં, પણ્ય ભીષ્મ સાચા ભડજોધ. ૫૨
સાયક સાંધ્યાં ભીષ્મદેવે; રથ કરચો શતખણ્ડ;
અન્ય રથ તત્ક્ષણ આણ્યો, તે ચડાવ્યો બ્રહ્માણ્ડ. ૫૩
ત્રીજા રથમાં તે બેઠો, તે કરચો શત ચૂર;
ચોથો ચલાવી આણિયો, તે પણ ભાંગ્યો ભૂર. ૫૪
એમ રથ અભિમન્યુના તે, ભાંજિયા શત એક;
ભીષ્મજીયે ભાવ આણી, લીધો રણનો છેક. ૫૫
વલી અભેમન્ય રથ્ય બેઠો, સુન્દર આયુધ સજ;
ચલાવ્યો રથ રણ વિશે, તે આરોપીને ધજ. ૫૬
'શાન્તન–સુતશૂં જૂધ રચશૂં, તેની લોપશૂં નહીં લાજ.'
નિરખવા આવ્યા નાગ મોટા, વલી આકાશથી આજ. ૫૭
ઈશ આવ્યા ઉમગ્રૂ, તે હર્ષ આણી મજ્ય;
સહૂ એવી વાણ્ય ઓચરેઃ "ગગ્રૂવ! તમને ધન્ય." ૫૮

ગઙ્ગેવ સામાં બાણ સાંખ્યાં, તેણે સારથિ-છેદન;
દેખતાં મન્ય દુઃખ આણ્યૂં; બ્રહ્મચારય કોપ્યા મન્ય. ૫૯
ચોલ સરખી ચક્ષ કીધી; ધનુષ લીધૂં ધીર;
એવૂં મુખથી ઓચરયા: "જૂધ જાલવે તૂં, વીર!" ૬૦
સાયક શાન્તનસુતે સાંખ્યાં, બાર ને બત્રીસ;
મુગટ ઊડ્યો મહારથીનો, જે હતો સુન્દર શીશ. ૬૧
તેનો શોક નાણ્યો મન વિશે, ને ચાંપી સાંખ્યાં બાણ;
સામાં સાંખ્યાં શાન્તન-સુતે, કરચૂં બાણને વન્દાણ. ૬૨
અભેમન્યુ આશ્ચર્ય પામિયો; મન્ય વિચારચૂં એમ:
"પિતામહશૂં પ્રૌઢ જૂધ, હૂં આચરૂં આજ કેમ? ૬૩
પછે કૃતેનામા બાણ સાહ્યૂં, સુભદ્રાસુત્ય હાથ્ય;
ત્યારે એવૂં મુખ્યથી ઓચરયાઃ "હવે નાખો તમે, નાથ!" ૬૪
ગઙ્ગેવે ત્યારે પેખિયાં, તે નિરખતાં સહૂ લોક;
સામાં સાંધી સુભદ્રા-સુતે, કરચાં સવલાં ફોક. ૬૫
વલી ગઙ્ગેવે બાણ સાંખ્યાં, એકાદશ ને વીસ;
તે પણ સર્વે ભાંજિયાં છે, મન્ય આણી રીસ. ૬૬
ગઙ્ગાસુત જે બાણ નાંખે, તે તે ખણ્ડે જોધ;
પિતામહને પ્રભગ્યા; તવ્ય કીધો હદયા ક્રોધ. ૬૭
આંખ્ય તાં ઊંચી ચડી, તે કપોલે નિરધાર;
પિતામહ કહેઃ "કરૂં પ્રાજે; ચડી રીશ અપાર." ૬૮
કાલનામા બાણ સાહ્યૂં; આદરચૂં એમ મન્ય.
ધર્મ, અર્જુન વીનવે: "શ્રીકૃષ્ણ! તમને ધન્ય. ૬૯
ભીષ્મજીનાં બાણથી, તમે રાખજ્યો એ વીર."
શ્રીકૃષ્ણ વલતાં ઓચરેઃ "તમે, ધર્મ! રાખો ધીર. ૭૦
પાણ્ડવ કેરી જય થાશે; સાંભલો તમે, શૂર!
એને પિતામહે પતીજયા, જ્યારે યૂધ કીધૂં ક્રૂર." ૭૧

ત્યાં અભેમન્ય એવૂં ઓચરચો, તે પિતામહને મુખ્યઃ
"પુત્ર કેરા પ્રભવ માટે, રખે ધરતા દુઃખ! ૭૨

મોટા મનમાં ક્રોધ નાણે; ક્ષમા મનમાં અ્યન્ત;
અવગુણ મારા પરહરો, એવી તમારી મત્ય. ૭૩
હૂં તો કાષ્ટ કેરી પૂતલી, તે ઊછલૂં ઉત્પાત;
તમે ખેલાવો તેમ ખેલૂં છૂં, તેનો દોરડો તમ હાથ્ય. ૭૪

મારવો ઘટે તો મારજ્યો; તેનૂં દુઃખ નહીં, દયાલ!
હાંસૂં કરશે સર્વ રાજા; ભેસશે તમને ગાલ્ય. ૭૫
મૂંને મારચે લાજશો, વલી ઝાંખા થાશો, જ્યોધ!"
એવૂં વાયક સાંભલી, તવ્ય ગિયો ઘટયો ક્રોધ. ૭૬

વલી પિતામહ મન્ય વિચારેઃ "એ મૃત્યુ નહીં મુજ હાથ્ય;
અભેમન્યને મારશે, શતભ્રાત-ભગિની-નાથ; ૭૭
દુઃશીલા-ભરથાર કહાવે, જયદ્રથ તાં જેહ,
દ્રોણપર્વે ચક્ર-જૂધે, છેદશે શિર તેહ. ૭૮

પ્રભુ પરપઞ્ચ ઘણો કરશે; ત્યાં એ મરશે બાલ;
એ તો દૈહીત કેરો અંશ છે;" પછે છાંડચૂં સાયક-કાલ. ૭૯
સોક્ષમ સાયક કરચ ધરચૂં, ભીષ્મજીએ તેણી વાર;
તાં ગગન-મણ્ડલ ગાજિયો, તે ઘટોત્કચ નિરધાર. ૮૦

આવી હેઠો ઊતરચો; તજ્યૂં તે બ્રહ્માણ્ડ;
ભીષ્મ પાસે ધાઇ આવ્યો; રથ હલાવો ધજદણ્ડ. ૮૧
તવ ચક્ષુ તાણી દેત ઊપરચ; વેગલો થયો વીર;
વલી વાયુરૂપે વાંસે આવી, ઓચરચો સુખ્ય રીર. ૮૨

વલી સન્મુખ આવ્યો સૂઢ્ય થૈને; ખડખડ કાઢ્યા દન્ત;
વલી વદન વાંકૂં કરી ઊભો; તાં કોપ્યા ભીષ્મ કલ્પાન્ત. ૮૩
કોપ કરીને મન્ય ધારચૂં: "એ માયાવી છે સાર."
એમ કહીને ત્રણ્ય બાણ લીધાં: 'એને હણૂં હૂં નિરધાર.' ૮૪

ત્રણ્ય સાયક પોખિયાં, તેનૂં કહૂં અભિધાન;
એક દૈતદમની, બે અસુરમારણ; એ બાણનૂં અનુમાન. ૮૫
તે બાણ તાણી મૂકિયાં, તે દૈત વાંસે ધાય;
અભેમુન્યે બે ભાંજિયાં; એક દૈત વાંસે જાય. ૮૬
દૈત ગ્યો આકાશમાં, તિહાં બાણ પૂંઠે સત્ય;
ઇન્દ્ર બ્રહ્મા થિયા વ્યાકુલ; કે ગે સહૂની ગત્ય. ૮૭
તાંથી હેઠો ઊતર્યો; પાતાલ્ય પેઠો જોધ;
સાયક વાંસે ચડ્યડી તે, કરી મનમાં ક્રોધ. ૮૮
બાણ દેખી એમ બોલ્યો: "આ લાગ્યો લોહ ઝઞ્ઝાલ;"
નાગનામા ધારી નાઠા, ગિયા સાતમે પાતાલ્ય. ૮૯
દૈત્ય કહે: "નવ્ય ઊગરૂં, નવખણ્ડ પૃથ્વી મધ્ય;
હરિચરણે જાઊં તિહાં, રહે મારી શુદ્ધ્ય." ૯૦
ઉત્પતી ઊંચો ચડ્યો, આવ્યો કૃષ્ણને કદમ્મ્ય;
ત્યારે ભીષ્મે બાણ પાછું આણ્યું; હરિ હસિયા તેમ. ૯૧
કૃષ્ણ કહે: 'ધન્ય ભીષ્મજી! તમે વધારી કુલખ્યાત,"
જૂધ ત્યાંથી વિરમ્યૂં છે, જ્યારે થૈ છે રાત્ય. ૯૨
સહૂ સહૂને ગિયા થાનકે, મલી બેઠા સાથ;
કૈરવ કરે કલ્પના, પાણ્ડવને હરિ હાથ્ય. ૯૩
પરીક્ષિત સુતને કર્યો પાવન, વૈશમ્પાયન ધન્ય;
હેત આણી મન્ય ધર્જ્ય, જનમેજે રાજન! ૯૪

### ચોપાઈ

અભિમન્ય વાણી ઓચરે; શ્રીકૃષ્ણ ધર્મ બે શ્રવણે ધરે:
"સાર અમારી કીધી તમે, તો કુશલા હેરચ આવ્યા છૂં અમે." ૯૫
શ્રીકૃષ્ણ કહે: "ધન્ય તારી બુદ્ધ્ય, કોરવદલનો કીધો સોધ."
એમ કહીને આનન્દ પામિયા. અભેમન્ય ઊતારે ગિયા.
ચ્યાર પોહર તે રજની ગઈ; સેન્યા ત્યાં બેહૂની સજ થઈ. ૯૬]

# દિન નવમો-પ્રવેશ

પ્રાતસમે ચાલ્યા સઙ્ગ્રામ; સૈન્ય સજે સર્વે રાજાન,
ભીષ્મદેવની રક્ષા કાજ, રથે ચડી આવ્યા સૌ રાજ. ૯૭
સમરણ સારઙ્ગધરનૂં કરી, તુલસી-માંજર મસ્તકચ ધરી,
પરમ ભાગવત લીધૂં રૂપ; આજ જીતવા વિશ્વસ્વરૂપ. ૯૮
ઘણૂં દાન દીધૂં તે વાર; આપ્યા ગજ, રથ ને તોખાર;
વિવિધ દાન તે દીધાં બહુ; સજી જોધા ચાલ્યા સહૂ. ૯૯
મનમાં ધારચાં ચરણ-મોરારય; ભીષ્મદેવ ઊઠ્યા તે વાર;
કીધૂં સમરણ કૃષ્ણનૂં ઘણૂં, અન્તરજામી તેહ તણૂં. ૧૧૦૦
કૃષ્ણે જાણી વાત એવ; 'ધન્ય ભક્ત છે ભીષ્મ જ દેવ;
મારો ભક્ત પામે ઉલ્લાસ; પૂરણ એહને પદની આશ. ૧
અર્જુન! ઊઠો, સજો શણગાર; આવે ભીષ્મજી ક્રોધ અપાર;
એહના મનમાં એહવી હામઃ 'કાં મરવૂં, મારૂં સઙ્ગ્રામ.' ૨
આજના ભીષ્મ અજે કે'વાય; હર્ખ્યા સર્વે રાણારાય;
અર્જુન! આજ રાખજ્યો જતન; એનૂં છે મારવાનૂં મન. ૩
આજ ભીષ્મ પ્રલેનો રવિ; શોશે પાણ્ડવને ત્રિપુરના જવી;
આજના ભીષ્મ અજે અપાર, કરશે સેન્યાનો સઙ્હાર." ૪
કૃષ્ણ કહે ભીષ્મબલ ખ્યાત; અર્જુન કેરૂં ધ્રૂજે ગાત્ર;
મહા જીતવો અર્ણવ-રૂપ; નદી સમાન પાણ્ડવના ભૂપ. ૫
પાણ્ડવવન, એ હુતાશન; સમરથ કોણ યૂધે રાજન ?
પૃષ્ઠ થાબડી અર્જુન તણી; ચાલ્યા જોધા ભીષ્મજ ભણી. ૬
ભીમ, ધર્મ અને અર્જુન; તેહને સાથે જુગજીવન;
વૈરાટ રાય, દ્રુપદ રાજન; સાથ્ય શિખણ્ડી ધૃષ્ટદ્યુમન. ૭
ઘટોત્કચ્ચ ને નિકુલજ શૂર, અને અભેમન્યે આવ્યો પૂરચ;
સાત્ત્વિક જાદવ ને સહદેવ, કાશીરાજ [1]પુરઞ્જિત એવ. ૮

---

૧. આવે છે. ગૂ.

દ્રુપદી કેરા પઞ્ચે બાલ, રણ્ય ચાલ્યા સર્વે ભૂપાલ;
એમ દલ સજ્યૂં પાણ્ડવ તણૂં, ભીષ્મ-ભય પાણ્ડવને ઘણું. ૯
સઞ્જે કહેઃ સાંભલ્ય રાજન્ન! એણી વિધ્ય ચાલ્યો અર્જુન.
હવે આપણું કહૂં તે જાણ્યઃ દલ સાજ્યૂં કૈરવ નિરવાણ્ય. ૧૦
કર્ણ અને દુર્જોધન રાજન્ન, સાથે શકુનિ દુઃશાસન્ન;
જયદ્રથ, કૃતવર્મા સાર, કૃપાચાર્ય ને દ્રોણકુમાર, ૧૧
શતબાન્ધવ સુશર્મા તણા, [2]સંસપ્તક તાં આવ્યા ઘણા;
ખેમધર્મ ને વૃષકેત, કલિઙ્ગ વાલ્યા મહા રણક્ષેત્ર. ૧૨
ભૈરવ રાજા ને વિકર્ણ; ત્રિમોઘ રાય ને શલ્ય રાજન્ન;
ચિત્રસેન મહાબલવન્ત; દ્રોણાચાર્ય મહા મહન્ત.[3] ૧૩
ચિત્રકેત, લખમણાકુમાર, ચિત્રબ્રહ્મા મહા ઝૂઝાર;
ચિત્રદેવ આવ્યો મહારથી; તેમાં ભીષ્મ છે સેનાપતિ. ૧૪
ધૃતરાષ્ટ્ર કેરા શત બાલ, ચાલ્યા સર્વે રણ્ય ભૂપાલ;
કૈરવદલ ત્યાં [4]સાજ્યૂં એમ; સઞ્જે કહેઃ સાંભલ્ય, રાજન્ન! ૧૫
રણથમ્ભ પૂજ્યો તે ઘડી, મહારથી રથ્ય બેઠા ચડી;
આવ્યા કરવા રણસઙ્ગ્રામ, શૂર ધીર સમરે હરિનામ. ૧૬
મર્જન તન્ય કીધાં તત્કાલ્ય, આરોગી ચાલ્યા ભૂપાલ;
[5]દલ સન્મુખ આવ્યા ગાઙ્ગેય, સામા આવ્યા પૂરણ દેવ. ૧૭

## ચોપાઇ દાવટી

સન્મુખ આવ્યા કૃષ્ણ, અર્જુન, મેલતા બહુ બાણ;
"ધન્ય ભીષ્મજી, ધન્ય તમને;" એવી કૃષ્ણ બોલ્યા વાણ્ય. ૧૮
"ભલે ભારથ આવિયા, સઙ્ગ્રામ કરવા આજ."
બાણ સાંધી બોલિયાઃ "સાંભલો, શ્રીમહારાજ!" ૧૯

---

૨. વૃષ૦થી-રાય૦ નથી ક માં. ૩. વધારેઃ-બીજી અનેક સેના સજંત. ક. પંથ્ય આણે અન્ત. ગૂ. ૪. સજિયૂં જતંન. ગૂ. ૫. આ પહેલાં ક માંઃ—'દલ સર્વે આવ્યૂં છે વહી, કૌરવ જોધા ઊભા આવી.'

ઇમ કહીને બાણ સાંધ્યૂં, પ્રણમિયા હરિ–પાય.
ઉત્તમ અક્ષર શોભતા; 'જય ધર્મની તાં થાય.' ૨૦
સત્ય પુરુષે ભાખિયૂં, તે વચન ગુરુ ગાઙ્ગેવ;
બાણ પાછૂં આવિયૂં; થાપિયૂં અશ્વમેવ. ૨૧

[૬]તેણે જોયા સર્વ પલિયા; ન રહે ઊભો એક.
પાણ્ડવ–દલ તાં ત્રાસ પામ્યૂં; ભીષ્મ–તાપ વિશેખ. ૨૨
અન્તરિક્ષથી રવિરથ ખઞ્ચ્યો; શૂર સર્વે જોય;
તેત્રીસ કોટિ દેવતા, થરથર કમ્પ્યા હોય. ૨૩

અપૂછરા આનન્દ પામી; વલી થઈ મનભઙ્ગ;
[૭]હર્ષ થયો વરવા તણો, [૮]પણ બ્રહ્મચારી–અઙ્ગ. ૨૪
મૃત્યુલોકમાં જે તજી તે, કેમ વઞ્ચવો આપણ ભોગ?
એણે પૂરણ સાધિયા, વૈકુણ્ઠ કેરા જોગ. ૨૫

હરિચરણથી અલગા રહે, તે નથી ભીષ્મ જ વાત;
એને વૈકુણ્ઠ આપશે, સન્મુખ ત્રૈલોકનાથ. ૨૬
આશા વસુ વરવા તણી, અપછરા થૈ મનભઙ્ગ;
વિચારી આશાસ દીધી, રહે વરસ્યો રઙ્ગ. ૨૭

ઇન્દ્ર કહે અપછરાને: "તમે પામિયાં ઉલ્લાસ;
ભીષ્મભેદ હૂં નવ્ય લહૂં, તો અવશ્ય કેહી આશ? ૨૮
વૈકુણ્ઠદાયક વિના ભીષ્મજી, ન રહે અલગા એવ."
પુષ્પની વૃષ્ટિ કરે, ધન્ય ધન્ય બોલે દેવ. ૨૯

દેવ વાજે દુન્દુભિ; સુર કરે જેજેકાર;
બાણવૃષ્ટિ ભીષ્મે માંડી; મેઘ મુશલધાર. ૩૦
અર્જુન આયુધ અતિ ધરે; પણ્ય કાંહીં ન પામે માગ;
ભીષ્મજીનાં બાણ આગલ્ય, લઈ નવ્ય સકે લાગ. ૩૧

૬. તે દેખી. ગૂ. ૭. ૨૪ c–d થી ૨૭ a–b સુધીનૂં સો. માં નથી; લખવી રહી ગઇ છે. ૮. બ્રહ્મચાર્ય એહનૂં અઙ્ગ. ગ.

જેણી દિશે અર્જુન વળે, તેણી દિશે ગાઙ્ગેવ;
અર્જુન કહે શ્રીકૃષ્ણને: "ઊગારિયે તમે, દેવ!" ૩૨
કરે કૃષ્ણની વીનતી, પાણ્ડવ પાંચે ભ્રાત:
"અર્જુનને રાખો, હરિ! વૈકુણ્ઠ કેરા નાથ! ૩૩
આગે સેવક ઘણા રાખ્યા; તે માટે તમ આશ;
પાણ્ડવ સેવક તમારા છે; રાખજ્યો, અવિનાશ!" ૩૪
"અમારો આધાર છો;" ભણે ભીમ સુજાણ;
"અર્જુન કેરી રક્ષા કરજ્યો, ભીષ્મ કેરે બાણ. ૩૫
જો ભીષ્મ તેને મારશે, લાગશે તમને લાજ;
દ્રુપદીની ભક્તિ માટે, પ્રસન્ન થાહો, મહારાજ! ૩૬
યૂધ કરતાં દિવસ [૯]ઊઠ્યો, પોહોર પૂરા ત્રણ્ય;
ભીષ્મ કેરા બાણથી, કાંઇ આવ્યૂં છે આજ મરણ." ૩૭
વ્યાકુલ થયા તવ દેવતા, રવિ અને સુરપત્ય;
કોપ સબલો ભીષ્મને, અર્જુન ઊપરચ અત્ય. ૩૮
[૧૦]મનમાં ભીષ્મે જાણિયૂં: 'હરિ છે સમરથ;
પ્રભુ ચક્ર નહીં ધરે તો, મારશૂં પારથ.' ૩૯
એવૂં જાણી બાણ સાંધ્યૂં, [૧૧]નાગાસ્ત્ર શસ્ત્ર નિર્વાણ;
દેવ થરથર કમ્પિયા: 'હવે લેશે અર્જુન-પ્રાણ.' ૪૦
તેત્રીસ કોડ્ય વ્યાકુલ થયા; થર થર ધ્રૂજે ધરણ્ય;
પાણ્ડવ [૧૨]ચ્યારે થયા વ્યાકુલ; [૧૩]હવે મારશે અર્જુન. ૪૧
ભીષ્મદેવના કોપથી, ત્રૈલોક્ય પામ્યૂં ત્રાસ,
પાણ્ડવ કરતા વીનતી: 'તમે રાખજ્યો, અવિનાશ!' ૪૨
પાણ્ડવે પ્રણમ્યા કૃષ્ણજી: "રાખજ્યો, રણછોડ!
દીનાનાયક ભક્તપાલણ!" વીનવે કર જોડ્ય. ૪૩

---

૯. વૂઠો ક. ગૂ. ૧૦. ભીષ્મજીયે એ મન્ય વિચાર્યૂં ગૂ. ૧૧. રીસરતુ ગૂ. ૧૨. પાંચ ક. ૧૩. અર્જુન આવ્યૂં મરણ ગૂ.

પડ઼ ચમ્મી આવિયા, દધિપૂર ગાર્ઙીવ;
કૃષ્ણ ક્રોધે ઊતરયા; રથ ગ્રહ્યો અર્જુન એવ. ૪૪
અશ્વ અર્જુન–હાથ્ય આપી, મુખ્ય થિયા [14]ભગવાન;
ભીષ્મ મનમાં હરખિયા; સન્તુષ્ટ થ્યા રાજાન. ૪૫

ભીષ્મ કહે: "પ્રભુજી! તમે, પાણ્ડવના પ્રતિપાલ."
કૌરવ સર્વે હર્ષિયા; અન્ધસુત ભૂપાલ: ૪૬
"આજ ભીષ્મે ભલૂં કીધૂં, આપણ્ય પામ્યા જીત્ય;
અર્જુનને તાં મારશે; આપણુ ઊપરચ પ્રીત્ય." ૪૭

વકારે છે વીર આવી: "જીત્યા ભીષ્મ જ તાત."
ગાર્ઙીવ મુખથા બોલિયા: "સાંભલો કૌરવ! વાત: ૪૮
ધર્મ કેરી જય હશે, જેહને પાસે છે અવિનાશ."
વચન સુણી પાણ્ડવ હર્ષ્યાં; પામિયા ઉલ્લાસ. ૪૯

કૃષ્ણ કહે છે: "ધન્ય તમને, શન્તન કેરા સુત!
મન માહરૂં પ્રસન્ન થયૂં; સઙ્ગ્રામ તે અદ્દભુત." ૫૦
ભીષ્મ કહે: "શ્રીકૃષ્ણજી! [15]સમ્ભાલો આ બાણ."
[16]તદા ચેતા શ્રીહરિ, પાલવી ભીષ્મની વાણ્ય. ૫૧

પલ વેગ માંહે કૃષ્ણજીએ, ચક્રનૂં [17]ચેતન;
ચક્ર રથનૂં ફેરવ્યૂં તે, હાથે જુગજીવન. ૫૨
ભીષ્મ વલતા બોલિયા: "વડા ભકતાધીન;
વેદવાણી સત્ય કીધી, હવે થયા છે દીન. ૫૩

ભકતવચ્છલ ભૂધરા! ધન્ય ધન્ય ક્રિપાલ!
પાણ્ડવ પાસે છો, હરિ! થાપો ધર્મ ભૂપાલ. ૫૪
વચન મારૂં રાખિયૂં; મોટા કરયો, મહારાજ!
પાપકર્તાને હણો; ધર્મનાં કરજ્યો કાજ. ૫૫

---

૧૪. નારાયન ગૂ. ૧૫. સબલ જોયાં બાણ. ગૂ. ૧૬. તેની ચ્યન્તા શ્રી હરિને ગૂ. ૧૭. ચિન્તવન ગૂ.

વૈકુણ્ઠવાસી વિશ્વપાલણ! વિશ્વનો [18]આધાર!
અમ સરખા પતિતને, રાખવા [19]ચરણ મોઝારય. ૫૬

કૃપાનાયક આગલ્યે, મેં નાખવાં હથિયાર;
યૂધનૂં કારણ નથી; સાંભલો, જુગદાધાર!" ૫૭

વીનતી વિશેષે કીધી; પ્રસન્ન કીધા દેવ;
કૃષ્ણજી મુખ્ય ઓચરયા: "તમે ધન્ય છો, ગાગ્ંેવ!" ૫૮

તેણે સમે રજની થઈ; સ્થાનકય આવ્યો સાથ;
પાણ્ડવ કરે છે વીનતી: "ધન્ય ધન્ય, જુગનાથ! ૫૯

[20]કૌરવરૂપી અસ્ત થિયો, ઊગ્યો પાણ્ડવ ભાણુ."
"કાલ્ય ભીષ્મને મારશૂં," એમ કૃષ્ણ બોલ્યા વાણ્ય. ૬૦

દ્રુપદિયે પ્રણામ કીધો; વન્દિયા હરિ–પાય:
"ધરયૂં ચક્ર ચતુર્ભુજે, [21]તો રહી પાણ્ડવ–સાથ. ૬૧

[22]કાલ્ય ગાગ્ંેવ આવશે, યૂધ કરવા ભગવાન;
હવે તેને જીતિયે; ભક્તને દીજે માન." ૬૨

[23]સન્તોક દીધો સર્વને: "હવે શિખણ્ડીનૂં કાજ;
ભીષ્મજીને જીતવા, મૂકશૂં;" કહે મહારાજ. ૬૩

રાત્ય પડી; જૂધ વિસર્મ્યૂં; કૌરવ કરે પરિયાણ:
"કાલ્ય પાણ્ડવને જીતશૂં;" એમ વદે રાય સુજાણ. ૬૪

હર્ષ પામી પરવરે, કૌરવ લોભી દુષ્ટ:
'ભીષ્મ કેરાં બાણની, હવે કોણ ખમશે વૃષ્ટ?' ૬૫

પ્રાત થયૂં; રવિ પ્રગટ્યો, ને ભીષ્મ વચ્ચે મરણ:
"દસ દિવસ પૂરા થયા, હવે રાખ્ય સ્વામી! શરણ." ૬૬

---

૧૮. ઓધારણ ગૂ. ૧૯. હરિચરણ ગૂ. ૨૦. ગૂ. માં ૬૦–૬૧ ઊ. પા. ૨૧. થિયા પાંડવને ગૂ. ૨૨. ગૂ માં ૬૨ મી નથી. ૨૩. ૬૪–૬૩ એમ ઊ. પા. ગૂ. માં.

## દિન દસમો–જૂધે પ્રવેશ

સમરણ કરતાં કૃષ્ણનૂં, આપિયાં દાન અપાર;
આશા જાચક તણી પૂરી છે, મનવાઞ્છિત નિરધાર. ૬૭
સ્નાન દાન દયા ધરી, ચિત્તમાં રાખ્યા સ્વામ્ય;
આયુધ ધરીને આવિયા; મુખે જપે હરિનૂં નામ. ૬૮
ભીષ્મસેન્યા મન્ય ધરી, પરવરયા કરવા યૂધ;
'ધન્ય, ધન્ય;' વદે ભૂપલઃ 'ભીષ્મ મોટી બુદ્ધય.' ૬૯
સજી રાજા સર્વ ચાલ્યા, શકુનિ દુઃશાસન;
ભીષ્મની દષ્ટે રિહ્યા છે, રાય દુર્યોધન. ૭૦
કર્ણ બેઠા સ્થાનકે; અવરચ ચડવા સાથ્ય;
થમ્ભ પાસે આવિયા; આયુધ લીધાં હાથ્ય. ૭૧
વાજિત્ર શબ્દ સાંભલી, આવિયા પાણ્ડવ પઞ્ચ;
પાંચ ક્ષોણી સાથ્ય સેના, આવિયા જૂધ–સઞ્ચ. ૭૨
ઘટોત્કચ, અભેમન્ય, દ્રુપદ, અને શિખણ્ડી છે સાથ્ય,
વૈરાટ–આદ્યે વીર ચાલ્યા, સાત્ત્વિક તે વિક્ષાત. ૭૩
વિવિધ પેરચનાં ધરચાં આયુધ, ગદા બાણ પ્રચણ્ડઃ
'આજ કૈરવ સેનને, આપણે દેશૂં ડણ્ડ.' ૭૪
પાણ્ડવ ચારે ચડી ચાલ્યા; ધર્મ રહ્યા સ્વસ્થાન્ય;
ભીષ્મ પડતા પેખે રાજા, તો આપે આત્માદાન. ૭૫
ધર્મ પાસે ન રાખિયા; ભીષ્મની ઊપજે દાઝ;
પડતા દેખે ધર્મરાજા, તો કરે આત્મા ત્યાજ. ૭૬
એવૂં જાણી રાખિયા, સ્થાનકે ધર્મરાય;
ભીષ્મ સન્મુખ આવિયા; દૂરચથા પ્રણમ્યા પાય. ૭૭
પરમ હેતે કૃષ્ણ બોલ્યા: "ભીષ્મ! ધરજ્યો બાણ;
સઙ્ગ્રામ્ય અર્જુન સાથ્ય આવો;" એમ વદે છે નારાણ. ૭૮

વચન માન્યૂં કૃષ્ણજીનૂં; શર સાંધિયાં ભીષ્મદેવ;
અર્જુન ઊપરચ ધરી ચાલ્યા, સેન્ય સહૂ તત્ખેવ. ૭૯
સર્દ્ધાર માંડ્યો સેન્યમાં; પાણ્ડવ થિયો ભયભીતઃ
'વચન મૂક્યૂં આપનૂં; આ કશી થૈ પર ચિન્ત્ય?' ૮૦
સેન્ય–પાણ્ડવ ઠેલિયૂં, તવ થયો હાહાકાર;
કૌરવ સર્વે હરખિયાઃ 'પાણ્ડવ ફેડ્યો હાર.' ૮૧
કૃષ્ણ કેરી સ્તુતિ કરી, તવ પ્રસન્ન થિયા ભગવાનઃ
"શાલો તમારો તેડિજિયો, વેગેશં, રે અર્જુન!" ૮૨
શિખણ્ડી તવ તેડિયો, આયુધ સુક્રિત બાણ;
આગલ્ય કીધો શિખણ્ડીને; ઓચરયા ભગવાનઃ ૮૩
"બાણ સાંધો ભીષ્મ ઊપરચ; સુણો, શિખણ્ડી વીર!"
સઉ સહૂ પાછા રિહ્યા, જે હતા મોટા ધીર. ૮૪
ભીષ્મ સામા કૃષ્ણ અર્જુન, શિખણ્ડી પરચણ્ડ;
તેહ નારી અવતરી, પૂર્વે દીધો ડણ્ડ. ૮૫
નારચ–રૂપે અવતરી તે, લહે છે વરતાન્ત;
તે વારે ભીષ્મજી કહેઃ "સાંભલો, કમલાનાથ! ૮૬
નારચ સાથે યુદ્ધ કશં? તમે રચ્યો અધર્મ ઉપાય;
એ સામૂં ક્યમ નિરખિયે? બ્રહ્મચારયનૂં [24]બરદ જાય. ૮૭
પૃષ્ઠ ફેરી રિહ્યા ઊભા; તજ્યાં કરથાં બાણ.
કૃષ્ણ કહેઃ "સુક્રિત સાધી, હરો પિતામહ–પ્રાણ." ૮૮
ક્રોધ અર્જુનને ચડ્યોઃ "એ કશી બોલ્યા વાત?
પ્રથમ તેહ્નને મારિયે, જે કરે ગાંડીવ–ઘાત. ૮૯
પિતામહને કેમ હણિયે? સુણો, શ્રીગોવ્યન્દ!"
અર્જુન અલગો લૈ કરી, પ્રીછવ્યો પરમાનન્દઃ ૯૦
'કોણ મારે કેહ્નને? તૂં, કયાં થયો મતિમન્દ?
જ્ઞાન ગીતા તણૂં કહ્યૂં, તે સમ્ભાલોને સમન્ધ. ૯૧

---

૨૪. વ્રત. સો.

જ્ઞાન તારૂં ક્યાં ગયૂં, જે પ્રબોધ્યૂં પ્રત્યક્ષ,
મુજ હણ્યાને હણે, અર્જુન! જે દાખિયૂં સુરચક્ષ? ૯૨
સભામધ્યે મારિયા; નારીનાં હરચાં ચીર;
કેશ દીઠા જેટલે, તવ મરણ પામ્યા ધીર." ૯૩
અર્જુનનો સન્ધે ટલ્યો; આનન્દ પામ્યો મન્ય:
"કર્તા કારણ તૂંય છે, શ્રીહરિ! તમને ધન્ય." ૯૪
શિખણ્ડીયે બાણ સાંધ્યૂં; વાગ્યૂં રદયા માંય;
ભીષ્મજી તવ પોઢિયા; સન્મુખ વૈકુણ્ઠરાય. ૯૫
કૌરવ કેરૂં સૈન્ય ભાગ્યૂં; થયો હોહોકાર;
સકલ જે પૃથ્વીપતિ, તે રુદન કરે અપાર. ૯૬
શન્તનસુત ભોમ્યે પડ્યા; હાવે કશૂં સઙ્ગ્રામ?
દુર્યોધન તે સાંભલીને, મૂર્છા પામ્યો ઠામ્ય. ૯૭
ઘડી એકે સૂધ્ય થઈ; કલકલે કૌરવ રાય;
શોક કરતો પલ્યો પાલો, ભીષ્મ સૂતા ત્યાંય. ૯૮
દુર્યોધનને સાથ્ય છે, પૃથ્વીપતિ રાય ક્રોડ્ય;
ચરણ વન્દી ભીષ્મનાં, તે રિહ્યા બેહૂ કર જોડ્ય. ૯૯
કૌરવે તાં રુદન માંડ્યૂં; [25]અવરચ જે રાજન;
"રાય! રુદન નવ્ય કીજિયે; આ ક્ષેત્ર છે પાવન." ૧૨૦૦
જલપાન ભીષ્મે માગિયૂં, તે લાવિયા રણ માંય;
બેઠા કીધા ભીષ્મને; અમૃતજલ લૈ પાય. ૧
કૌરવ રાજા મલી બેઠા: "ધન્ય ગઙ્ગાતન!
અમારે તમે હતા સ્વામી, કુટુમ્બનૂં જતન. ૨
તમ વિના અમે કેમ રે'શૂં? કોણ દેશે ધીર?"
મોર્છાઇ ભોમ્યે પડ્યો, તવ સન્તોષે સર્વે વીર. ૩
તેણે સમે ત્યાં અગમ આવ્યૂં, ભીષ્મ દેખે તાત:
"ઉત્તરાયણમાં આવજ્યો, કાં કરિશ તૂંને ઘાત. ૪

---

૨૫. રડે સર્વે ગૂ.

ઉત્તરાયણમાં મરણ ઉત્તમ, સ્વર્ગ ભેદી જાય."
દેખતાં પાછું વળ્યું, તે જુવે રાણારાય. ૫
"ધન્ય પિતામહ! તમને;" બોલિયા સર્વે જોધ.
કર્ણ આવી પાય લાગો: 'ફોગટ [26]કીધો ક્રોધ.' ૬

### પૂર્વછાયો

સઞ્જે–વાણી સાંભળી, રાજા લાગું દુઃખ;
આસનથી અવની પડ્યો; મલી ગયું છે મુખ. ૭
દસ દિવસ પૂરા થયા, સઞ્જે કહ્યાં વચન;
વૈશમ્પાયન બોલિયા: સાંભળો, પરીક્ષિતના તન! ૮

---

[૨૧]

### ચોપાઇ

પાસેથી ગાન્ધારી રડે; મૂર્છાઇને અવની પડે;
મુહૂર્ત માત્રમાં શુધ જ થઈ; સઞ્જે પ્રત્યે વાણી કહી; ૯
ભીષ્મદેવના ગુણ સાંભરે; હૃદયે હરિ અલગું કરે:
મારા સુતનું છત્ર જ પડ્યું; વણથમ્ભે હવે મન્દિર દડ્યું. ૧૦
અરે સઞ્જે! જૂનું દ્રવ્ય ગયું; કૌરવ–કુલ ઊઘાડું થયું;
સઞ્જે વારી દિયે છે ધીર: બાણસજ્યાયે પોઢ્યા વીર. ૧૧
આવ્યું અગમ પાછું વાલિયું; પિતાવચન પૂરું પાલિયું;
કહી વાત ને પ્રીછવ્યો રાય; ભીષ્મ તણા ગુણ કહ્યા નવ્ય જાય. ૧૨
ચાલ્યો ધર્મ, સમીપે જઈ; [27]ભીષ્મદેવ તાં [28]પોઢ્યા સહી;
સુણી ધર્મ મોર્છાણા અઁચ; ત્યાં પાસે આવ્યા શ્રીરઁગ. ૧૩
મૂરત–માત્રે થ્યા ચેતન; રુદન કરે ધર્મરાજન:
"કુલ્ય–અન્ધ કાં હું અવતરચો? અવની કેરો લોભ જ કરચો. ૧૪
હું કાં અવતરચો કુલઅઁગાર? સ્વજન કેરો કરચો સઁઘાર."
પાસે સન્તોષે સર્વે મલી; ધર્મ પડે અવનીમાં ઢલી. ૧૫

---

૨૬. રાખ્યો ગૂ. ૨૭. પિતામહ તાં પડિયા સો. ૨૮. પડિયા ક.

નયણે નીર નદીની ચાલ્ય; વ્યાકુલ થિયા ધર્મભૂપાલ:
"ભીષ્મ વિના કોણ બોલાવશે? લાડ અમારાં કોણ પાલશે?" ૧૬
"તાત, તાત," કરી કરે રુદન; પાસેથા તે રડે રાજન;
કૃષ્ણે પ્રબોધ્યા છે ધર્મરાય: "મ કરો શોક તમે મન માંય. ૧૭
આ સંસાર નહીં કો તણો; શોક ન કરવો એનો ઘણો.
કોણ માત ને તાત કહિયે? સર્વે પવનની ગત્ય દેખિયે. ૧૮
નિદ્રામાં મન ભોગવે વિલાસ; જાગ્યો ત્યાં નર થિયો નિરાશ;
તે ગત્ય જાણી તજવો શોક; દુઃખ ધરે અજ્ઞાની લોક. ૧૯
કર્તા પુરુષ, કોય કારણ્ય હોય; તેનો દોષ તમને નો'ય."
કૃષ્ણ કહે: "સાંભલ્ય, રાજન! શોક ન કરવો આણે દિન." ૨૦

પૂર્વછાયો

એમ કહીને પ્રીછવ્યા, ધર્મરાય ભગવાન;
સન્તોષ્યા સર્વે મલી; (પણ્ય) દુઃખ થયૂં મેર-સમાન. ૨૧

---

[ ૨૨ ] ચોપાઇ

ભીષ્મ ભણે: "સુણ્ય, કૌરવરાય! ઓસીસાનો કરો ઉપાય;
વિષમે મસ્તક ભોમ્ય મોઝારય." મલિયા કૌરવ તણા કુમાર; ૨૨
મન્ત્ર ભણીને મૂકે બાણ; નાવે મસ્તકને મેલાણ્ય;
અનેકવિધ કીધા ઉપાય; મસ્તક ભોમ્ય [1]સમીપે જાય. ૨૩
સર્વ મલી કીધા પરપઞ્ચ; કોય વાત ન આવે સઞ્ચ.
ભીષ્મ કહે: "તેડો પારથ, સેજદાયક જે સમરથ." ૨૪
વેગે કરીને મેલ્યા જન; અધવચને આવ્યા અર્જુન;
આવીને તે પ્રણમ્યા પાય; અર્જુન-નયણે નીર ન માય. ૨૫
ગદગદ કણ્ઠે ભીષ્મ જ થિયા; એમ અર્જુન પ્રત્યે બોલિયા:
"ઓસીસૂં આપો, અર્જુન! [2]અતિ વિષમે છે મારૂં તન." ૨૬

---

૧. સમી નવ્ય થાય. ગૂ. ૨. અન્ત વિષે તમે છો મારા તન. ગૂ.

અર્જુન્ય ઊઠી લીધાં બાણ; મન્ત્ર ભણી સાંધ્યાં નિરવાણ્ય;
ઉત્તમ સેજ્યા અતિ પાથરી; ભીષ્મ પોઢિયા આદર કરી. ૨૭
ભીષ્મ કહે: "સુણ્ય, દુર્યોધન! છે સમોવડ્ય કોય અર્જુન?"
"ધન્ય, ધન્ય," અર્જુનને કરે; નયણે નીર-સરોવર ભરે. ૨૮
અર્જુન વલિયા પ્રણમી પાય. ભીષ્મ કહે: "સુણ્ય, કૌરવરાય!
અર્ધ ભાગ પાણ્ડવને આપ્ય; બાન્ધવ સમાન કરીને થાપ્ય. ૨૯
અમે તમારૂં રણ છૂટા આજ; કરી યૂધ આવ્યા તુજ કાજ.
દ્રોણાચાર્ય! સુણો વચન: કહી પ્રીછવો દુર્યોધન." ૩૦
રાજા મન્ય નવ્ય આવે વાત; ખોલ્યજ બેસી, જાયે ક્ષાત્ય:
"તમ પડ્યે નમૂં હૂં આજ, તો લજ્જા જાયે, શ્રીમહારાજ! ૩૧
તમ મારીને છત્રજ લિયૂં, તો ધિક પડ્યૂં માઝું જીવિયૂં;
દ્રોણ, કર્ણ ને શલ્યજ પૂર, તે કરશે પાણ્ડવને દૂરય." ૩૨
દ્રોણ કહે: "તમે છૂટા ભાર; [3]સર્વે એહ છે એ વેહ્‌વાર;
પાણ્ડવ પાંચ હણ્યા નવ્ય જાય, જેને માથે વૈકુણ્ઠરાય. ૩૩
એ મારચા કેના નહીં મરે, જો દેવ દાણવ મલી યુદ્ધ કરે.
ભીષ્મ! તમારો ધન્ય અવતાર; મરણ સમે સન્મુખ મોરારય." ૩૪
દ્રોણાચાર્યનાં સુણી વચન, ઝાંખો થયો દુર્યોધન.
ભીષ્મ કહે: "જાવા દિયો વાત; રુચે નહીં હસ્તિનાપુર—નાથ." ૩૫
[4]બહુ સ્વાગત્ય ભીષ્મની આચરે; પુષ્પવૃષ્ટિ દેવ તાં કરે;
બાવના ચન્દન વરસે ખરા; પડિયા પુષ્પ તણા પાથરા. ૩૬
રણમાં ભીષ્મે કરચો નિવાસ; સૂતા ભીષ્મજી તાં કૈલાશ.
[5]ભીષ્મ અને દ્રોણ તણાં વચન, માને નૈં કાંઇ દુર્યોધન. ૩૭

**પૂર્વછાયો**

ભીષ્મ રાજા પ્રીછવ્યો; માને નહીં લગાર;
"પાણ્ડવ હ઼ સહજ અવતરચા, સતી શક્તિ—અવતાર. ૩૮

---

૩. સર્વેનો છે એ વાર. **ગૂ.** ૪. પાસે બહુ વધારો કરે **સો. ક.**
**૫. સો.** ક. બન્નેમાં આ લીટી રહી ગઇ છે.

જો તમને શાપે દ્રૌપદી, તો શીસ કરે શતખણ્ડ.
પાણ્ડવ અર્જુન અવતરચા, શત્રુને દેવા ડણ્ડ. ૩૯
ખપ્પર માંડ્યું દ્રુપદીયે; ભરવાની છે ખાંત્ય;
કરી વીનતી રાખશે, પાણ્ડવને ભગવન્ત. ૪૦
નરનારાયણુ એક છે; અન્તર મ લહો કોય;
જે વચ્ચે એ બે જણા, વેદ–વચન તે હોય.” ૪૧
અનેક જ્ઞાને તે પ્રીછવ્યો; માને નહીં ભૂપાલ;
કર્ણ પ્રત્યે રાજા કહે: “આ બોલે આલપમ્પાલ.” ૪૨
સેવાકારણ્ય મેલિયા, પાસે શકુનિ જોધ;
ઊઠી રાય સ્થાનકય ગયો; માન્યો નહીં પ્રતિબોધ. ૪૩
દ્રોણ પ્રત્યે બોલિયો: “કરો, તાત! અમ સાહ્ય;
ભીષ્મજી ભારથ્ય પડ્યા; રણ થમ્ભો તમે, રાય!” ૪૪

---

[ ૨૩ ]

## ચોપાઇ

દ્રોણ કહે: “કરશું સગ્રામ; ક્ષત્રીવટનાં કરશું કામ;
અમે જમ્યા છું તારૂં અન્ન; યૂધે જાશું, દુર્યોધન્ન! ૪૫
લખ્યા લેખ નવ્ય છૂટે કોય; વાંચ્યું તાં પ્રભુનું હોય;
ભડશું તાં પાણ્ડવને સાથ્ય; દર્શન થાશે વૈકુણ્ઠનાથ. ૪૬
વિદ્યાની પરીક્ષા લાધશે; અર્જુન સાથે યુદ્ધજ થશે;
વિદ્યા આજ થાશે પાધરી; રે'શે કોડ઼ જો જાશું મરી. ૪૭
તે માટે વઢશું સગ્રામ; કરશું, રાય! તમારૂં કામ;
પછે જેહ્નને નિર્મી હશે, તે નર તાં અવની પામશે.” ૪૮
ઇમ કરતાં થયૂં પ્રભાત; પાછલી રહી બે ઘડી રાત્ય;
સેન્ય સજાઇ સજે ખરી; દ્રોણાચાર્યે સેના વરી. ૪૯
વલી જે તહાંથી દલ ચાલશે, યૂધ પાણ્ડવ કરવા આવશે.
સેન્ય સર્વ સજે સર્વ સાથ; તે માંડી સમ્ભલાવી વાત. ૫૦
**ભીષ્મપર્વ** સમ્પૂરણ થિયૂં; ધૃતરાષ્ટ્રને સઞ્જેયે કહ્યું;
સઞ્જે કહે: હવે સાંભલ્ય, રાય! હવે દ્રોણ યૂધ કરવા જાય. ૫૧

દ્રોણ યુદ્ધ જે કરશે સાર, સાંભળજે, રાજા! વિચાર.
ભીષ્મદેવ પોઢ્યા જેટલે, **ભીષ્મપર્વ** [૬]પૂરૂં તેટલે. ૫૨
વૈશમ્પાયન કહેઃ સુણ્ય રાય! કહ્યો ભીષ્મ તણો મહિમાય;
ગઙ્ગાસુતની નિર્મલ ક્ષાત; વિસ્તારી ક્યમ આવે વાત? ૫૩
પૃથ્વીમાં પ્રાક્રમ એમ કરચાં; સન્મુખ કૃષ્ણે આયુધ ધરચાં.
તમ પૂર્વજનો મહિમા જેહ, વિસ્તારચો ક્યમ જાયે તેહ? ૫૪
બ્રહ્મહત્યાનો નાસે દોખ; પામે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ;
સ્રીહત્યા બ્રહ્મહત્યા બાલ, **ભારથ** સુણ્યે જાય, ભૂપાલ! ૫૫
અનેક પાપના કર્તા જન્ન, સુણતાં પામે સ્વર્ગભુવન્ન.
જનમેજે તવ વન્દ્યા પાયઃ ધન્ય ધન્ય તમે, વૈશમ્પાય! ૫૬
[૮]અનેક દાન દીધાં રાજન્ન; વૈશમ્પાયન થયા પરસન્ન;
**ભારથ** ગઙ્ગા-જલ-કલ્લોલ; ઝીલે સહૂકો ઝાકમઝોલ. ૫૭
જનમેજે થયા રલિયાત્ય; ધન્ય ભીષ્મની અવિચલ ખ્યાત.
વૈકુણ્ઠે વિસ્તારી કહી, જેહ પુરાણે સુણિયૂં સહી. ૫૮
શ્રોતા-વકતા પાતક જાય; વકતા-પૃચ્છક પાવન થાય;
[૯]**ભારથ** સાંભલે ભાવજ ધરી, સેજે જાશે ભવસાગર તરી. ૫૯
**ભારથ** માંહે ભીષ્મની કથા; પુરુપ [૧૦]ત્રણનાં પાતક વૃથા;
[૧૧]કરચાં કર્મ કાઢે થડ થકાં, વકતા, શ્રોતા ને પૃચ્છકાં. ૬૦

પૂર્વછાયો

**ભારથ**માં ભીષ્મજ-કથા, જેમ જલ માંહે ગઙ્ગ;
પ્રેમ ધરીને સાંભલે, તેને સાહ્ય થાય શ્રીરઙ્ગ. ૬૧
**ભીષ્મપર્વ** ઉત્તમ કથા, જનમેજે-ઓધાર;
શ્રોતાજન! તમે સાંભલો; તેહને વછપદ હોય સંસાર. ૬૨

---

૬. સોંપૂં સો. ક. ૭. કવિરાય. ગૂ. ૮. આ કડી પ્હેલાં સો. ક. માં ૧ લીટી વધારેઃ—પાવન મુજને કીધો સાર; વચન તમારે થ્યો ઓધાર. ૯. સો. ક. માં આ લીટી નથી. ૧૦. સ્રી. ગૂ. ૧૧. ૬૦મી પછી ગૂ માંઃ-
" મહોદધમાં સ્નાનજ કરી, દિયે દાન બહુ ભાવે કરી;
તેહ દાનથી હરિપદ મલે, ભારથ સાંભલ્યે હત્યા ટલે."

શ્રોતા જે કોય સાંભલે, વૃદ્ધ યૌવન બાલ.
મનોરથ–[12]સિદ્ધિ હશે; પૂરે શ્રીગોપાલ.　　　૬૩
**ભારથ**–કથા પવિત્ર છે, બ્રહ્મહત્યાદિક–છોડ;
શ્રોતાજન! શ્રવણે સાંભલો, બોલો જે રણછોડ.[13]　　　૧૨૬૪

## ઇતિશ્રીમન્મહાભારતે વૈકુણ્ઠવિરચિત ભીષ્મપર્વ સમ્પૂર્ણ

**ક** ની પુષ્પિકા:—

ઈતિ શ્રીમાહાભારથ ભિસપર્વણિ કથાયા ગિતા સંજુક્ત સંપુર્ણ ।। સવંત ૧૯૨૮ ના વર્ષે યાસ્વન મારો ક્રષ્ણ પક્ષે તિથૌ ૧૨ ભોમવાસરેઃ સુદામાપુર મધ્યે વાસ્તવ્ય । બાભણિયા ક્રષ્ણજિ વપર આણંદજિ લખંતંગ પઠનાથ ભાઈ વિરજિઃ મયા યદિ સુધ્યઃ મમ દોસ ન દિયતેઃ શ્રીરસ્તુ ।।
(પૃ. ૭૭–૧૨૩.)

**સો** ની પુષ્પિકા:—

ઇતિ શ્રીમહાભારતે ભીષ્મપર્વણી કથા સંપૂણઃ । શુભં ભવતુ કલ્યાણમસ્તુ સવત ૧૮૬૪ ના જેષ્ટ વદિ અષ્ટમી ગુરૂવાશરે શ્રી લીબડિ મધ્યે વાસ્તવ્યં લખિતંગ પંડા પીમજી ભેહેચરનુ પુસ્તક છે ।। જે વાચે તી ।।શ્રી।। ને નમસકા છે ।।શ્રી।।

શ્રી　　શ્રી
શ્રી　　શ્રી　　શ્રી
શ્રી　　શ્રી
શ્રી　　શ્રી　　શ્રી

(પૃ. ૧–૭૨)

**ગૂ.** ની પુષ્પિકા:—

તિઈ શ્રીમહાભારથેઃ ભિસ્મપર્વની કથા સંપુર્ણમસ્તુ ।। શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ ।। શુભં ભવસ્તુ ।। સવંત્ ૧૯૨૬ ના વૈશાખ વદ ।। ૮ ।। ને વાર રવીવારે સંપુર્ણ લખ્યું છે તે સમંજવું ।। ૧ ।। લખિતંગ મેહે જિવરામ જાદવજીના ।। આત્મ અર્થે લખ્યું છે ।। તેનો નિવાસ શ્રી લુણશી તથા હાથીગઢમાં છે જાણજ્યો ।। અદ્રશં પુસ્તકં દ્રષ્ટ્વા ।। તદ્રશં લષિતં મયા ।। યદી શુધ્યં નસુધ્યં ।। મમ દોશો ન દીયતે ।। ૧ ।। ઈતિ શ્લોકઃ જે વાંચે તેને અંમારા નમસ્કાર છે ।।　　(પૃ. ૧–૬૭)

---

૧૨. તેના સીધી સહી. ગૂ. ૧૩. કડીનો સરવાળો:—
૧૧૧૦ ક; ૧૧૦૩ સો; ૧૨૫૪ ગૂ.

# દ્રોણપર્વ



( ૭ )

સૂર્યપુરવાસી

શ્રીભાઉ-વિરચિત

श्रीकृष्ण:।

સૂર્યપુરવાસી કાશ્યપગોત્રોત્પન્ન દ્વિજકવિ ભાઉ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૭. દ્રોણપર્વ

## ૧. દ્રોણાભિષેકપર્વ—

### કડવું ૧ લું—રાગ કેદારો

પ્રથમે પ્રણમૂં શ્રીગણપતિ, જિમ પામીઇ રે શુભ મતિ;
સરસ્વતી! કૃપા કરુ મુઝ દીનનિ રે. ૧
આદિ શકિત અમ્બે માત! ભુવન ચઉદ માંહિ તાહરી ખ્યાતિ;
એક વાત મન માંહિ ધરુ સેવકની રે. ૨
દ્રોણપર્વ ભારથિ છિ એહ, કૃપા તમારીથી કહૂં તેહ;
રખિ છેહ દિઉ હૂં પતિત મૂઢનિ રે! ૩
**ઢાલ**—મૂઢમતિ છૂં બુદ્ધિ નથી, રતિપતિ પાવન થાઉં;
વેદવ્યાસકૃત કથા પાવનિક, આંહિ **ભારથ-રસ** ગાઉં. ૪
વલી વીનવૂં વિષ્ણુ-જનાર્નિ, યે અહનિંશ હરિગુણ ગાઇ;
શ્રવણપાન કીર્તિ-ગુણ સ્તવતાં, જનમકોટિ-દુઃખ જાઇ. ૫
દ્વિજવર દેવ દયા કરુ; દામોદર! દુઃખ ટાલુ;
ભાગ્યહીણ હૂં છૂં અપરાધી; પ્રભુ! તહ્મ્યો પ્રતિપાલુ. ૬
શ્રીગુરુચરણ પ્રણામ કરીનિ, શઙ્કરનિ નામૂં શીસ;
વાઘેશ્વરીની કૃપા થકી, હૂં ગાઉં ગુણ-જગદીશ. ૭

વૈશમ્પાઇન એણી પિરિ બોલ્યા: સુણિ, જન્મેજે રાઇ!
**ભીષ્મપર્વ** વિસ્તારી કહ્યૂં મિં, વિધિ–પૂર્વ મહિમાઇ. ૮

સુણી વચન જન્મેજે હરખ્યુ; કર જોડી લાગો પાઇ;
ત્યાહર પછિ યે કથા નીપની, તે મુઝનિ કુહુનિ, ઋષિરાઇ! ૯
(વલતા) વૈશમ્પાયિન એણી પિરિ બોલ્યા: સુણિ, પરીક્ષિત–તન્ન!
ભીષ્મદેવ સૂતા શરૂશય્યાં; દુ:ખી થયુ દુર્યોધન્ન. ૧૦

પાણ્ડવના યોધા સહૂ આવ્યા, સર્જ્જ થઈ સઙ્ગ્રામિ;
કૌરવ સાંતરા થઈ આવ્યા, ભીષ્મદેવ યેહ્નિ ઠામિ. ૧૧
કર જોડી કૌરવ કહિઃ "સ્વામી! યુદ્ધની આગ્ન્યા દીજે."
"કરુ યુદ્ધ ભવનૂં દુ:ખ કાપી; સ્વર્ગવાસ સહૂ કીજે. ૧૨

એ સંસાર સ્વપન કરી જાણુ, રાખુ ક્ષત્રી–ધર્મ;
ક્ષત્રવટ યુદ્ધ કરી દેહ તિજિ, તે છૂટિ ભવનાં કર્મ." ૧૩
સુણી વચન આગ્ન્યા કરી ચાલ્યા; આવ્યા યુદ્ધ–ભૂમિ યાંહિ;
તેણિ સમિ સહૂ કો ઇમ કિહિ: "કુહુ, કર્ણ સુભટ રહુ ક્યાંહિ? ૧૪

સેનાપતિ પાખિ કુણ રાખિ? ભીષ્મદેવ પડિઆ ધરણિ;
અનાથ થયા આપણનિ જાણી; રક્ષા કરશિ સહી કરણ. ૧૫
ભલો યોધ તાગી કરણ કહીઇ; વાદ કીધુ ભીષ્મ–સઙ્ઘાતિ;
જરાસન્ધ સાથિ યુદ્ધ કીધૂં; એ રવિસુત છિ વિખ્યાત." ૧૬

ઇમ સકલ યોધા સમ્ભારિ છિ ત્યાંહિ, તવ આવ્યુ રવિતન્ન;
કૌરવ સહૂ આનન્દ પામ્યા; દેખી બોલ્યુ મુખિ વચન્ન: ૧૭
"અભેદ એ પાણ્ડવ આપણનિ; રખિ ભ્રાન્તિ મનિ આણ!
ચઉદભુવનપતિ યેહ્નુ રથ હાંકિ, નર સહી અર્જુન જાણ. ૧૮

એહ સંસાર સ્વપનવત જાણી, વિષ્ણુ તણૂં કરુ સ્મરણ;
સ્વરગ પામશુ સહી સ્થાનકિ, ખત્રવટ યુદ્ધ કરી મરણ. ૧૯
મૂંહ્નિ આવડુ શૂં સમ્ભારુ? સાંભલુ માહ્રી વાત;
કરુ યુદ્ધ; રક્ષા અહ્મ્યો કરશૂં, અતિ પ્રાક્રમ વિખ્યાત. ૨૦

સહી મારૂં પાણ્ડવ અર્જુનનિ, કિ હૂં પામૂં મરણ."
એમ કહી રથિ આયુધ સજિઆં; તવ ઊતાવલુ વલ્યુ કરણ. ૨૧
ભાથા સોલ, ધનુષ, ગદા, ફરસી, ત્રિશૂલ, તોમર, બાણ,
સાંગિ એક વીરધ્વજિ, તોખાર અણાવ્યા સહી જાણિ. ૨૨
હેમકવચ પાણ્ડુ–અશ્વ શોભિ; સજ્જ થૈ (તેણિ) રથ ચલાવ્યા;
આગ્નયા યુદ્ધ તણી માગવા, ભીષ્મદેવ કહિ આવ્યા. ૨૩
કર જોડી નમસ્કાર કરિઉ; કર્ણ કિહિઃ 'યુદ્ધાગ્નયા દીજિ."
કિહિ ભીષ્મઃ "જાઉ રણક્ષત્રવટિ; સ્વર્ગવાસફલ કરિ લીજિ." ૨૪
કિહિ કર્ણનિઃ "તૂં છિ ભલુ;" એમ કહી આગ્નયા દીધી.
રણસ્થાનક ટોલિ મિલ્યા; કર્ણિ વાત રાયશૂં કીધીઃ ૨૫
"સેનાપતિ કુહુ કોહનિ કરિશૂં? સકલ યોધ છિ બલિઆ;
આપણી સેના માંહિ, સ્વામી! અનન્ત મહીપતિ મિલિઆ. ૨૬
દ્રોણાચારય કૃષ્ણસમ જોતાં, ઇન્દ્ર થકી અદકી ગતિ."
દુર્યોધન કિહિઃ "એહ તુ સાચૂં, તહ્મ્યો, કર્ણ! કુહુ તે સતિ. ૨૭
સેનાપતિ કરીઇ સહી;" એહવુ, મનિ કરયુ રે વિચાર;
દ્રોણાચારય આગલિ જૈયનિ, દુર્યોધનિ કરયુ નમસ્કારઃ ૨૮
"સ્વામી! તહ્મ્યો સેનાપતિ થૈયનિ, સેનાની કરવી રક્ષાઇ."
સુણી દ્રોણ કિહિ; "આજ એહ પાણ્ડવ, કુણિ નહીં જીતાઇ. ૨૯
ધૃષ્ટદ્યુમ્ન વેરી છિ માહરુ, મૃત્યુરૂપ તેહનિ જાણિ;
તેશૂં યુદ્ધ નહીં કરૂં રણ માંહિ, તુઝનિ પ્રથમ કહૂં છૂં વાણિ." ૩૦
સુણી કર્ણ કિહિઃ "એ સાચૂં, સ્વામી! આવુ; કરીઇ સઙ્ગ્રામ.
પ્રાણ આપવા સહી એ સ્થાનક, સ્વામી! દુર્યોધનનિ કામિ." ૩૧
સુણી દ્રોણ સેનાપતિ થયા, વજડાવ્યાં નીસાણ;
સર્વ સેના આગલિ કર્ણિ રાખી, સકુંટવુહ્ન કરુ જાણ. ૩૨
ક્રૂર વુહ પાણ્ડવિ કીધુ, તે આગલિ થ્યા અર્જુન.
સઞ્જે કિહિઃ શી કહૂં તેહની, શોભા તે, રાજન? ૩૩

ચ્યારિ પદારથ તેહ ધરિ છિ; તેહનુ સારથિ ભગવાન;
કરિ ગાન્ડીવ ધનુષ ધરિ છિ, ધ્વજાઇ છિ હનુમાન. ૩૪
આવ્યા વીર અન્યોન્યિ યુદ્ધિ; ગુરુ સાથિ છિ ધૃષ્ટદ્યુમ્ન;
વિસ્તારીનિ કહૂં તુઝનિ પ્રાક્રમ; સુણિ, ધૃત્રાષ્ટર રાજન! ૩૫
શ્રોતાજન સહૂ કો સાંભલજ્યો, દ્રોણ તણું પ્રાક્રમ.
ભાઉ કિહિઃ ભારથ-પદ સુણતાં, છૂટિ બ્રહ્મવધ-કર્મ. ૩૬

---

## કડવું ૨ જું—રાગ એજ

સન્જે કિહિઃ સાંભલીઇ, રાઇ! દ્રોણપર્વ તણુ કહૂં મહિમાઇ.
યદુરાઇ સાહિ પાણ્ડવ તણી રે. ૧
ઢાલ—સાહિ પાણ્ડવની કરિ રે, સમરથ સારઁગપાણિ;
દિવસ પાંચ યુદ્ધ કરીનિ, ગુરુ દ્રોણિ તિજિઆ પ્રાણ. ૨
સુણી અન્ધ ધરણી પડ્યુ; મૂર્છા વ્યાપી દેહિ;
પછે સચેત થૈયનિ બોલિઉ; સન્જિ પ્રત્તિ કિહિ તેહઃ ૩
અરે બાપડા દ્રોણ કિમ પડિઆ, વિસ્તારી કિહિ વાત,
યેણિ શસ્ત્રવિદ્યા પ્રગટ કીધી, ત્રિભુવન માંહિ વિખ્યાત. ૪
હાવિ મિં જાણ્યું સહી યે, શ્રીકૃષ્ણ વૈકુણ્ઠનાથ,
અર્જુન સહી જનિ તે માટિ, રથ હાંકિ રહી સાથિ. ૫
બાલપણિ એણિ શોષી પૂતના; શકટાસુર સહ્યારયુ;
બગ-વછાસુરનુ અન્ત આણી; કેશી-કંસ વિડારયુ; ૬
વરુણ કહિથી નન્દ મૂકાવ્યુ; ગોવર્ધન ગિરિ તોલ્યુ;
કાલિનાગ નાથ્યુ કરી પ્રાક્રમ; કાલયવનનિ રોલ્યુ; ૭
જરાસન્ધ ભીમ કહિ મરાવ્યુ; શિશુપાલ શમાવ્યુ;
ઇન્દ્ર તણૂં અભિમાન ઊતારી, પારિજાતક વ્રખ લ્યાવ્યુ; ૮
અર્જુનનિ ગાન્ડીવ અપાવ્યૂં, અગ્નિનૂં અજીરણ શમાવ્યા;
સદા ભીમનિ અપાવી સહસ્રમણી; દૈતને ગન્જાવ્યા. ૯

તેહ માટિ પાણ્ડવ છિ બલિઆ, યેહ્નુ રથ હાંકિ હરિચરણ;
સઞ્જે! મિં કૃત નિશ્ચે જાણ્યૂં: એ છિ અશરણ–શરણ. ૧૦

હજી લાજ આપણી રાખિ છિ; કરિ આયુધ નથી ધરતુ;
સાઠિ લાખ પુત્રનિ લ્યાવી, સ્વયિં યુદ્ધ નથી કરતુ. ૧૧
નહીંતુ એક દિવસ માંહિ મારિ; ક્ષણ માત્ર માંહિ કરિ લોપ;
ઇન્દ્રાસન ત્રૂટી પગિ-આગલિ, જુવે કદૃષ્ટિ કરીનિ કોપ. ૧૨

વૈરાટ રૂપ સભાઇ દેખાડ્યું; તવ જાણ્યા ભૂદેવ;
સુરિનર મુનિજન સેવિ સવિકો; પાર ન લહિ અશ્વમેવ. ૧૩
સાગર તણૂં જલ તોલાઇ, વલિ મેઘબિન્દુ કિહિવાઇ,
ભોમિ તણા તૃણની હોઇ સઞ્જ્ઞા, હરિગુણ કુણિ નવિ કલાઇ. ૧૪

એક તેજ માંહિથી ઉત્પત્તિ, નરનારાયણ–જોડિ;
તે હારવા કિમ દિઇ અર્જુનનિ? પૂરિ પાણ્ડુતનના કોડ. ૧૫
સહી પુત્ર મરણ થાશિ માહ્રરા; સઞ્જે! સાંભલિ વાત;
કિહિ કથા વિસ્તારી મુઝનિ, દ્રોણ તણી વિખ્યાતિ. ૧૬

સુણી વચન સઞ્જે કિહિ: સાંભલિ કથા તણુ વિસ્તાર;
દ્રોણાચારય સેનાપતિ કીધા; હરખ્યા ગુરુ તેણી વાર: ૧૭
"માગિ, માગિ, વર આપૂં, રાજા!" સુણી ગુરુનાં વચન્ન;
કર્ણ દુ:શાસન શકુનિ મિલી, વિચાર કરિ, રાજન્ન! ૧૮
"યુધિષ્ઠિરનિ જીવતા સાહી, આપુ અમનિ અશ્વમેવ;
ફરી દ્યૂત રમાડી રાજિ હરાવી, કાઢિઇ વનિ તતખેવ." ૧૯
એહ્વાં કપટ જાણી ગુરુ કિહિ: "મૂર્ખ! શૂં બોલુ વાણિ?
મિં જાણ્યૂં, ઘિરિ તેડી ધરમનિ, રાજિ અર્ધ અપાવેશ, જાણિ." ૨૦

તવ દ્રોણાચારય કપટ કરી બોલ્યા: "સહી વર આપૂં જાણિ;
અર્જુન નહીં હુઇ એહ્નિ પાશિ, તુ સાહેશ નિરવાણ." ૨૧
એમ કહી વર આપ્યુ દ્રાણિ, તે પાણ્ડવિ જાણી વાત;
આવીનિ દૂતિ સમ્ભલાવ્યૂં ધર્મનિ; બીધા મનિ સાક્ષાત. ૨૨

ધર્મિં અર્જુનનિ કહ્યૂં માંડી: "ગુરુઇ આપ્યૂં વરદાન;
સાહી જીવતુ મુઝનિ આપશિ, દુઃખ દેશિ દુર્યોધન રાજાન." ૨૩
સુણી અર્જુન કિહિ રાજાનિ: "તહ્મ્યો રાખુ મનિ વિશ્રામ;
જુ તમનિ દ્રોણ સાહવાનિ આવિ, તુ હૂં મારેશ ઠામિ. ૨૪
હૂં જીવતાં કુણ સાહિ તમનિ? સ્વર્ગ મૃત્યુ કરૂં એક;
કરૂં પ્રતિગ્ન્યા જુ તમનિ સાહિ, સુણિ, ધર્મરાઇ! વિશેખ. ૨૫
વલી પ્રતિગ્ન્યા એક કરૂં છૂં: 'અસત ભાખિ યેહ,
વલી ક્ષત્રી રણથુ પાછુ નાહ્સિ, સહી પાતક મુઝનિ તેહ.'" ૨૬
એહ્વી આશ્વાસના દીધી અર્જુનિ; વજડાવ્યાં નીસાણ:
કૌરવ સહૂ આવ્યા રણ-સન્મુખ; યુદ્ધ માંડચૂં વલિ નિરવાણ. ૨૭
દ્રોણાચાર્યિં બહુ બાણજ મૂકી, કીધુ દલ-સઙ્ઘાંર:
અર્જુનિ બહુ કૌરવ દલનૂં, દલન કરચૂં નિરવાણ. ૨૮
શકુનિશૂં સિહિદેવ ભિડિ છિ; મૂકચાં બાણ અનેક;
મૂકિ અસ્ત્ર તે છેદિ આવતાં, અન્યોન્યિ રહિ એકેક. ૨૯
રાય યુધષ્ઠિર મનિ વિમાશિ; "અનેક વીર છિ સાહિ;
તે છતાં મુઝનિ કિમ સાંસિ?" એમ કહી યુદ્ધિ જાઇ. ૩૦
આવી બાણ છ મારચાં ગુરુનિ, કરી યુદ્ધ રાજન:
કૌરવ એક રાજાશૂં આવ્યુ, યુદ્ધ કરવા અભિમન્ન. ૩૧
મારી અશ્વ, રથ ભાંજ્ય તેહ્ના; વિરથ કરયુ તે રાઇ.
લેઇ ખડ્ગ નિ કાપ્યૂં જૂસરૂં, અભિમન ઊપરિ ધાઇ. ૩૨
કાંપ્યુ પારથ-પુત્ર કર સાહી; અધર રહ્યુ મહી સાથિ;
"મૂકયુ મનથૂં જાણું નહીં, મારૂં એ સહી પૃથ્વીનાથ." ૩૩
એમ કહી આવ્યુ શલ્ય ઊપરિ, મારી એક લિઇ સાંગિ;
મહી પાછી નાંખી આવતી, અભિમનિ બિ કરી ભાગિ. ૩૪
"ભલુ, ભલુ," કરી શલ્ય કિહિ, 'એહ્રુ આવિ, કરીઇ સઙ્ગ્રામ.'"
તેણિ સમિ બાલક મનિ જાણિ, ભીમ આવ્યુ તેણિ ઠામિ. ૩૫

જોઇનિ કિહિ: "એ ક્યાંહૂથુ આવ્યુ, કાલરૂપ માહૂરિ કેડિ?
દેખી, ભૂપ! યુદ્ધ તિહાં કરવૂં; રથ-સારથિ માહૂરુ ખેડિ." ૩૬
સઞ્જે કિહિ: સાંભલિ, ધૃતરાષ્ટર! ભીમ તણુ મહિમાઇ.
ભાઉ કિહિ: સાયર-ગુણ હરિના, મિ મૂઢમતિ કિમ કિહિવાઇ? ૩૭
૭૩

## ૨. સંશપ્તકવધપર્વ—

### કડવું ૩ જું—રાગ સામગ્રી

ભીમ શલ્ય ભૂપતિ કરિ યુદ્ધ તતખેવ જી;
વીર થયા ગ્રહી ગદા અશ્વમેવ જી. ૧
ઢાલ—અશ્વમેવ બિહૂ કરિ ગદા ગ્રહીનિ, ભડિ વીર અભઙ્ગ;
ધાઇ ધાઇ મારિ નિ ધરા ધ્રૂજિ, આથડાએ બહુ અઙ્ગ. ૨
સમીપિ થયા બિહૂ પડ્યા પ્રથવી; કૃતવર્મા આવ્યુ તહીં;
રથ માંહિ ઘાલી શલ્યનિ તે, લેઇ ગયુ તિહાંથુ સહી. ૩
શતાનીક કર્ણકૂંઅર સુકુલતુ, વ્રખકેતુ સાહ્મૂં જાઇ.
બિહૂ સુભટ સરખા આવિઆ; સઙ્ગ્રામ સબલુ થાઇ. ૪
કર્ણકૂંઅરિ બાણ મૂકી, વિરથ કીધુ તે વીર;
તવ મિલી પાશિ આવિઆ, સુત દ્રુપદીના નરધીર. ૫
તેણિ સમિ ગુરુ વિચારી, ધરમ પાશિ જાઇ;
યોધા કો પાશિ નથી તવ, નથી કો તેહૂનિ સાહિ. ૬
એહૂવૂં વિચારી ધસ્યા તિહાં; પઞ્ચાલના તે યોધ,
રથ ચક્ર રાખી ધરમનાં, તેણિ બાણ મૂક્યાં ક્રોધિ. ૭
તેણિ આવતુ રાખ્યુ દ્રોણનિ, જિમ સિન્ધુ રિહિ મરજાદ;
સમીપિ આવ્યા ભીમ અર્જુન; ગાઢિ કરિ શઙ્ખનાદ. ૮
ફરી પાછુ દ્રોણ કિહિ: "સાંભલિ દુર્જોધન્ન!
ધરમનિ કિમ સાહૂં અહૂમ્યો? પાશિ ભીમ નિ અર્જુન્ન. ૯

તત્કાલ એ મૂકાવિ સહી, સો કરૂં આંહિ ઉપાય;
ભીમ અર્જુન અદષ્ટ થાઇ, તવ ગ્રહેશ હૂં રાઇ." ૧૦

તેણિ સમિ બોલ્યુ સુશર્મા, કચ્ચિત દેશનુ નાથઃ
"વૈરાટ કેરા નગરનૂં માહ્‌રી, વેર છિ એ સાથિ. ૧૧

(અહ્મ્યો) પાંચ ભ્રાત છૂં અતિ બલિઆ; કરૂં યુદ્ધ અર્જુન–સાથિ;
પ્રતિગ્યા પાલૂં ખરી હૂં; સુણિ તૂં, કૌરવ–નાથ!" ૧૨

ઇમ કહી દક્ષિણ દિશા અલગા, ગયા પાંચિ ભ્રાત;
પુન્યદાન કરી મોકલ્યુ એ, દૂત કિહિવા વાત. ૧૩

સુણી વાણી રાજા તણી, અર્જુન યુદ્ધિ જાઇ;
યુધિષ્ટિર કિહિઃ "માહ્‌રી હાવિ, કુણ કરશિ સાહિ!" ૧૪

અર્જુન કિહિ: "ધૃષ્ટદ્યુમ્ન છિ, તે કરશિ તેહ્‌નુ અન્ત;
અભિમન, સાત્ત્વિક, ગટોરગચ્છ, રાખશિ સહી બલવન્ત." ૧૫

ઇમ કહી અર્જુન સાહ્‌મુ, સુશર્મા ગયુ વીર;
હાસિ કરતુ અતિ ઘણૂં, શઙ્ખનાદ કીધુ ધારિ. ૧૬

કૃષ્ણ તે અર્જુનનિ કિહિ: "એ હસિ છિ શા કાજિ!
મિં તુ એહ્‌વૂં પ્રીછિઉં, હરખિ સ્વર્ગિ જાવા આજ. ૧૭

તમ ચરણ–સમીપિ માટિ, ઊલટશું કરિ હાસિ."
ઇમ કહી પૂરયુ દેવદત્ત, પાઞ્ચજન્ય; પડિઉ ત્રાસ. ૧૮

તેજ બલ સહૂઇ ગયાં; બાણ તણુ કીધુ પ્રહાર;
નદી ચાલી રુધિરની નીક; થયુ છિ બહુ સંહાર. ૧૯

તેણિ સમિ તિહાં દ્રોણ ધાયા; આવ્યા ધરમનિ પાશિ;
સમીપિ દીઠા યુધિષ્ઠિરિ, પામિઆ મનિ ત્રાસ. ૨૦

ધીરજ આણી ધરયા ધર્મરાઇ; ધરિઆં ધનુષ નિ બાણ;
એક જુગન્ધર રાજા હતુ તેણિ, કરયુ પ્રહાર અતિશે જાણિ. ૨૧

મર્યાદા રાખી દ્રોણની; પછિ ઊપનુ ક્રોધ;
દસ બાણ મારયાં શિખણ્ડીનિ; પાંચ અભિમન યોધ. ૨૨

વાઘ્રદન્ત નિ સીધસેન સાત્ત્વિક, યુધિષ્ઠિરનિ દસ જાણિ;
પછિ મૂક્યાં સકલ યોધિ તિહાં, દ્રોણ-ઊપરિ બાણ. ૨૩
વલી બાણ ત્રણશિ મૂકયાં, દ્રોણ ગુરુઇ આણી રીસ;
જુગન્ધર વાઘ્રદન્તની સેના, છેદ્યાં તેહ્‌નાં શીસ. ૨૪
તેણિ સમિ સુશર્માનિ જીતી, આવિઆ અર્જુન્ન;
કરિ દલ સહ્‌ઁાર જાતાં, પણિ યુધિષ્ઠિર–પાશિ મન્ન. ૨૫
ધર્મ આગલિ આવિઆ; આનન્દ અઙ્‌ગિ ન માઇ.
એહ્‌વિ સૂર્ય અસ્તાકૃંત થયુ; સહૂ યોધ મન્દિરિ જાઇ. ૨૬
અમિત નિદ્રાવશિ થયા; ગઇ રાતિ થયુ પરભાત;
સકલ દલ મિલી આવિઆં, બિહૂ રણભોમિ વિખ્યાત. ૨૭
અર્જુનિ આવી બાણ મૂકયાં: " કરૂં દલ–સહ્‌ઁાર."
તેણિ સમિ યોધ આવિઆ, બહુ ભૂપતિ તેણી વાર. ૨૮
સુધર્મા નિ વલી સુબાહુ, તેણિ કરયૂં યુદ્ધ અનન્ત;
પછિ બાણ મૂકી અર્જુનિ, તે બિહૂનુ આણ્યુ અન્ત. ૨૯
વલી ચેકિતાન યોધ હૂતા, સુશર્માના ચેહ,
તિહાં ગયા અર્જુન યુદ્ધ કરવા, દક્ષિણ દિશાઇ તેહ. ૩૦
દસસહસ્ર નારાયણી યે, મોકલ્યા કૌરવની સાહિ;
નારાયણના વીર ગયા, તિહાં યુદ્ધ સબલૂં થાઇ. ૩૧
પછિ ક્રોધ આણી અર્જુનિ, એક મૂકયૂં તીવ્રબાણ;
વિશ્વકર્માઇ આપેલૂં છિ, અછેદિ તે નિરવાણ. ૩૨
તેણિ યોધ બહુ સહ્‌ઁારિઆ; વિકલ કીધા જાણિ;
અશ્વ ગજ નિ મહારથી, ધરણિ પડ્યા તિજી પ્રાણ. ૩૩
વલી વાયુ કેરૂં અસ્ત્ર મૂકિઊં, તવ નાહ્‌ઠા સહૂ કો યોધ;
ગજ અશ્વ રથ ત્રૂટી પડિ રણિ; અર્જુન કીધુ ક્રોધ. ૩૪
એક દસ શત સહસ્રધા, લક્ષ આયુધ મૂકિ જોડિ;
આગલિ જાતાં વાધિ ઘણાં, દસ લાખ થાઇ કોડિ. ૩૫

ઇમ બાણ મૂકી અર્જુનિ, દલ કરયૂં તિહાં સઙ્ઘાર;
તેણિ સમિ ધર્મરાઇનિ ગ્રહવા, દ્રોણ કરિ છિ વિચાર. ૩૬

ઊથલુ

વિચાર દ્રોણિ કરી વેગિ, રથ તિહાં હાંકયુ સહી;
ભાઉ કિહિ: ધૃષ્ટદ્યુમ્ન તે સમિ, દ્રોણ આગલિ ગયા વહી. ૩૭
૧૧૦

---

કડ્વૂ ૪ થું—રાગ એજ

સઞ્જે કિહિ: સાંભલિ, રાઇ જી!
દ્રોણનિ દેખી ધૃષ્ટદ્યુમ્ન ધાઇ જી. ૧

ઢાલ—ધાઇ આવ્યુ ધૃષ્ટદ્યુમ્ન: બાણ મૂકયાં ચ્યારિ;
દુર્મુખ આવ્યુ તેણિ સમિ; તેણિ કરયૂં યુદ્ધ અપાર. ૨
તેણિ સમિ તિહાં આવિયા; દ્રોણિ વિચારયૂં મન્નિ;
"હાવિ સાહૂં હૂં ધર્મનિ; દૂર છિ ધૃષ્ટદ્યુમ્ન." ૩
પઞ્ચાલનુ એ ભૂપતિ, શતજિત એહવૂં નામ,
તેણિ બાણ મૂકી દ્રોણનિ, મર્યાદ રાખી ઠામિ. ૪
એહવૂં જોઇ પ્રાક્રમ બાણ મૂકયાં, દ્રોણિ આણી ખેદ;
શતજિત સાથિ ભૂપતિનુ, કરયુ તવ શિરચ્છેદ. ૫
વલી આવિઉ શતાનીક, વૈરાટનુ તે ભ્રાત;
ત્રણ બાણિ તેહનિ મારિઉ; પડ્યુ ધરણીપાત. ૬
પછિ હાંકયુ રથ ઊતાવલુ; આવ્યા યુધિષ્ઠિરની પાશિ;
અકસ્માત દ્રોણ આગલિ દેખી, ધર્મ પામ્યા ત્રાસ: ૭
"સાહિ ઇહાં કોઇ છિ નહીં, સારથિ! રથ હાંકિ તત્કાલ."
આવ્યા નાહસી અભિમન પાશિ, જિહાં ધૃષ્ટદ્યુમ્ન પઞ્ચાલ. ૮
નાસતા દેખી ધરમનિ, ભીમ નિ ગટોત્કચ ધાઇ;
દીઠુ વૃકોદર દુર્યોધનિ, દલ સર્વનિ લેઇ જાઇ. ૯

પુત્ર પિતા તિહાં બિહૂ વીંટિઆ, તિહાં યુદ્ધ કરિ પ્રચણ્ડ;
અશ્વ ગજ રથ બહુ મહારથી, ભીમિ કરયા શતખણ્ડ. ૧૦

તેણિ સમિ ગુરુ આવિઆ, ધર્મરાઇ છિ યાંહિ;
ધૃષ્ટદ્યુમ્ન-સાત્ત્વિક-સર્વ સેના, ધૃષ્ટસેન, અભિમન ત્યાંહિ, ૧૧
ધશ્યા તે સહૂ દ્રોણ-ઊપરિ; બાણ મૂકી ખેવ;
સાત્ત્વિક અભિમન બાણ મારિ, વલી ધૃષ્ટદ્યુમ્ન અશ્વમેવ. ૧૨

શત્રુસેન-ધૃષ્ટસેનિ પાંચ બાણિ, વ્યાકુલ કીધા દ્રોણ;
"અહ્મ્યો જીવતાં યુધિષ્ઠિરનિ, કુણ રે, સાહિ કોણ?" ૧૩
જોઇ પ્રાક્રમ દ્રોણ કોપ્યુ; બાણની કરી વૃષ્ટિ;
દઢસેન મારી પાડિઉ; યોધ નવિ દીસિ દષ્ટિ. ૧૪

એક ખેમરાજા મારિઉ, નવ બાણ મૂકી ખેવ;
એક છત્રજિતનુ કુંઅર આવિઉ, તે પાડ્યુ અશ્વમેવ. ૧૫
દલ નિકન્દન ઇમ કીધૂં બહુ, ગુરુ દ્રોણિ આણી રીસ;
શોણિતની સરિતા વહી, પ્રલે કરિ જિમ ઈશ. ૧૬

યોધ પામ્યા ભઙ્ગ બહુ; દસ દિશિ નાઠા જાઇ.
ધર્મ-આદિ દ્રોણ-આગલિ, કુણિ નવિ રહિવાઇ. ૧૭
પૂંઠ દેઇ સરવ પલિઆ; પાણ્ડુ-દલ થયાં ભઙ્ગ;
તવ શઙ્ખ પૂરયુ દ્રોણ ગુરુઇ; કૌરવ હરખ પામ્યા અઙ્ગિ. ૧૮

આનન્દ પામ્યુ દુર્યોધન; વજડાવ્યાં નીસાણ;
કરણ સુભટ આગલિ તિહાં, મુખ થિકુ ઉચ્ચરયુ વાણિ: ૧૯
"આજ પાણ્ડવનૂં સેન નાસિ, પમાડું યે હારિ;
આજ એહ્વા મારીઇ, નહીં આવિ બીજી વાર. ૨૦

ભીમ વીંટયુ ચુહુ દિશિ, આપણિ યોધ અનન્ત;
પુત્ર સાથિ વૃકોદરનુ, આણીઇ તાં અન્ત. ૨૧
જીત આપણી નિશ્ચે હોઇ," એમ કહિ દુર્યોધન.
કરણ કહિ: "એ આદિ છિ, ભીમ અનિ અર્જુન. ૨૨

અનેક વાઇક શું વદુ છુ? જુ જાણુશિ એ ભીમ,
તુ દામ ટાલશિ આપણું, વલી દ્રોણુ જીતવાનુ નીમ. ૨૩
પ્રભવ્યા, દુ:ખ દીધાં ઘણાં, તે વીસરિ કિમ આજ ?
રણથુ એ નવિ ઓસરિ, જ્હાં લગિ હોઇ પ્રાણુ સાજ. ૨૪
એ ફરી હવડાં આવશિ; દ્રોણનૂ કરશિ નાશ;
ચાલુ આપણુ સરવ જૈઇ, સાહિ ગુરુની પાશિ." ૨૫
એહ્વૂં સુણી કૌરવ આવિઆ, સકલ દલ લેઇ સઙ્ગિ;
પાણ્ડવ તિહાં સવિ આવિઆ; તે મિલ્યા અઙ્ગોઅઙ્ગિ. ૨૬
અન્ધ વલતુ બોલિઉ તિહાં: સાંભલુ. સઞ્જે! વાત;
દ્રોણિ પ્રાક્રમ બહુ કરચૂં; મહાયોધ બલિઆ ખ્યાતિ. ૨૭
દ્રોણુ-આગલિ કુણુ નાહા? રહ્યા કુણુ? કહિ, વીર!
અશ્વ એહ્નના કુણ વર્ણ તે? કુણુ સુભટ રણધીર? ૨૮
(સુણી) સઞ્જે કહિ: સાત્વિકના છિ, અશ્વ શ્વેત સુજાણ;
યુધિષ્ઠિરના પીત-વરણા, શ્યામકેશ સહૂનિ જાણ. ૨૯
ભીમ ગ્રહિ દસ સહસ્ર મણુની ગદા, અશ્વ ધૂખલ-રઙ્ગ;
ધનુષ આપ્યૂં વાયુઇ, તેહ્નિ, કુણુ કરી શકિ ભઙ્ગ ? ૩૦
ધનુષ રાવણુ-હસ્તનૂં છિ, ગટોરગછનિ હાથિ;
કેશ ઊભા; પીતવર્ણ અઙ્ગિ; રાતાં નેત્ર રાક્ષસનાથ. ૩૧
અશ્વ રઙ્ગ કરી નવા નવા, તેહ્નુ કોઇ ન જાણિ પાર;
મિલ્યાં દલ બિહૂ અન્યોન્યિ, તેહ્નુ કહૂં તુઝનિ વિસ્તાર. ૩૨
ભીમ નિ દ્રુમશરણુ ભડિ; મુનિ કૃપા નિ સાત્વિક;
ખત્રસેન આવ્યુ જયદ્રથ-સાહ્મુ; દ્રુપદ અનિ બાહ્લીક. ૩૩
બિદાનબિન્દુ વૈરાટશૂં વઢિ; વલી વઢિ ધરમ નિ શલ્ય;
અશ્વત્થામા નિ સુત અર્જુનનુ; ધૃષ્ટદ્યુમ્ન ગુરુ સમતુલ. ૩૪
શતાનીક પુત્ર ઊલક તણુ, ભૂતરાજિ કીધુ નાશ,
દ્રુપદીના પુત્ર છિ તિહાં, કરણુ આવ્યુ પાશિ. ૩૫

જય વિજય નિ ભૂષિત, એણિ ત્રણનુ આણ્યુ અન્ત;
એહ્‌નિ આગલિ રહી કો નવિ સકિ, એહ્‌વુ સૂર્યપુત્ર બલવન્ત. ૩૬
અલુમ્બુસ નિ ગટોરગછિ, પાડ્યુ રાજ શકુનિ સાથ;
એમ અન્યોન્યિ સઙ્ગ્રામ આવ્યા, સકલ પ્રથવી-નાથ. ૩૭
તેહ્‌વિ સમિ હસ્તી ચઢી આવ્યુ, રાય દુર્યોધન;
ભીમ ઉપરિ આવ્યુ ધશી; ઉરિ ગદા મારી તન્નિ. ૩૮

## ઊથલુ

ગદા મારી ભીમનિ ત્યાહ્‌રિ, વૃકોદર ક્રોધિ ભરયુ,
ભાઉ કિહિ: કૌરવપતિ; યુદ્ધ કરવા સઞ્ચરયુ. ૩૯
૧૪૯

## કડવું ૫ મું—રાગ ગુડી

વૈશમ્પાયિન કિહિ: સુણિ રાઇ! ભીમ સુભટ દુર્યોધન પ્રતિ જાઇ;
શીસ ફેરવી મારી ગદા; ધજા ધનુષ હસ્તી પાડ્યુ તદા. ૧
કૌરવ-પતિ તવ વ્યાકુલ થયુ, એક મ્લેચ્છપતિ આવિઉ;
વીર વૃકોદરિ એક મેહ્‌લ્યુ બાણ, છેદ્યૂ શીસ; મ્લેચ્છિ તજિઆ પ્રાણ. ૨
નાહ્‌ઠુ દલ; કૌરવ પામ્યા ત્રાસ; તવ ભગદત્ત આવ્યુ ભીમનિ પાશિ;
સુપ્રતીક હસ્તીનૂં નામ; ચઢી શૂર આવ્યુ સઙ્ગ્રામિ. ૩
ધસ્યુ હસ્તી રથિ મૂક્યુ પાગ; ભાંગી રથ અશ્વ કીધા બિ ભાગ;
સાહી સૂંઢિ કરી નાખ્યુ મહી; બહુ આંટા ભરી ગ્રીવા ગ્રહી. ૪
(તવ) કૌરવસેનિ થયુ જિજિકાર; (તવ) ભીમસેનિ મનિ કરયુ વિચાર;
ગ્રહી સૂંઢ, આંટા કાઢિઆ; ઉદર હેઠલિ તે પિશી ગયા. ૫
પ્રાગજિત એક દેશનુ રાઇ, હસ્તી ચઢી ભગદત્ત પ્રતિ જાઇ;
તેણિ આવી મૂક્યાં બાણ; ચઢ્યુ કોપ ભગદત્તનિ જાણિ. ૬
તોમર સાંગિ હસ્તી પાડિઉ; પ્રાગજિત રાજા મારિઉ;
આવ્યા ધરમ સબલ સેના લઈ; સાત્ત્વિક આગલિ ઊભુ જઈ. ૭

હસ્તીઇ રથ સૂંઢિ ગ્રહી, ઊડાડીનિ નાખ્યુ મહી;
યાદવ આગિ ઊભા રહ્યા; નાંખિ હસ્તી રથ નવિ જાઇ કિહાં. ૮
દન્તુસર પગનુ કરયુ પ્રહાર; બહુ પાણ્ડવ દલનુ કરયુ સંહાર;
મદગલિત મારિ ઉન્મત્ત; કરિ યુદ્ધ અદ્દ્ભુત ભગદત્ત. ૯
સુપર્વા એક રાજા નામ, અનિશિ તેણિ કરયુ સંગ્રામ;
ગજદન્તુસર રદિ ભેદિઉ, ભગદત્તિ મસ્તક છેદિઉં. ૧૦
તવ પાણ્ડવનિ પડિઉ ત્રાસ; સુહુ દિશાઇ થયુ નાશ;
તવ અર્જુનિ દીઠુ દલભઙ્ગ, સંસપતકનુ મૂકયુ સઙ્ગ. ૧૧
દક્ષિણ દિશા રણ જીતી કરી, તવ હાંકયુ રથ વેગિં નરહરિ;
આવ્યા ક્રોધ કરી મૂકયાં બાણ, ચઉદ ભગદત્તિ મારયાં નિરવાણ. ૧૨
તે શર અર્જુનિ કાપ્યાં આવતાં; બીજાં મૂકયાં મનભાવતાં;
પછિ પારથનિ ચઢિઉ કોપ: "હાવિ હૂં એહનુ કરૂં લોપ." ૧૩
ત્રણ બાણિ ભાંજ્યુ રથ–ધ્વજડણ્ડ; હસ્તી–પાખર કીધા શતખણ્ડ;
તવ કોપ્યુ ભગદત્ત મહાવીર, હસ્તી એક કાઢ્યુ મહાધીરિ. ૧૪
હસ્તી ઊપરિ ચલાવ્યુ સહી; મૂકયાં અર્જુન ઊપરિ બાણ રહી;
તવ દીઠૂં અસ્ત્ર તે આવતૂં હરિ; તે લીધૂં રદિ આવતૂં ધરી. ૧૫
તવ રહ્યૂં અસ્ત્ર થઈ નિર્માલ્ય; અર્જુનની કીધી સમ્ભાલ;
જોઇ પાર્થ મનિ વિસ્મિ થયુ, શ્રીકૃષ્ણશૂં વાઇક બોલિઉ: ૧૬
"સ્વામી! અણ્ણડતૂં કાં તહમ્યો કરુ? આવિ અસ્ત્ર તે પોતિ ધરુ;
હૂં કરિ નથી ધરતુ બાણ? સહી છેદત આવતૂં નિરવાણ. ૧૭
મિં યાહરિ કામ નીપજિ નહીં, તવ, પ્રભુ! રક્ષા કરજ્યો સહી.
કાં પ્રતિગ્ન્યાનુ કરુ છુ ભઙ્ગ?" તવ સુણી વચન બોલ્યા શ્રીરઙ્ગ: ૧૮
"અરે અર્જુન! તૂં જાણતુ નહીં, હૂં ચ્યારિ રૂપિ રહુ છૂં સહી;
એકાન્ત કારણ બીજૂં જૂઇ શ્રેષ્ટ, એક નિદ્રા નવિ જૂઇ દષ્ટિ (?); ૧૯
હૂં સાથિ સહી જાણિ ચ્યારિ, લીધૂં અસ્ત્ર, તેહનુ કહૂં વિસ્તાર:
નરકાસુર કહિ હૂતૂં એહ; પામ્યુ હૂં યાહરિ મારયુ તેહ. ૨૦

વૈષ્ણવ-અસ્ત્ર તૂં જાણિ સહી, એ સહિવા કો સમરથ નહીં;
તે તુ મિં લીધૂં સહી આજ, હવિ અર્જુન! કરિ એહનુ ત્યાજ." ૨૧
એહવાં વાક્ય શ્રીકૃષ્ણનાં સુણી, બાણવૃષ્ટિ નરિ કીધી ઘણી;
ઘણ્ટા યે વિશ્વકર્માની ઘડી, કટકા સાત થૈ પૃથવી પડી. ૨૨
તવ કોપ્યુ યુદ્ધ કરિ ભગદત્ત; પ્રેરયુ હસ્તી એક મહા ઉન્મત્ત;
તવ અર્જુનિ મૂકયૂં બાણ; પિંડૂં રુદિ શિર ભેદ્યૂં જાણિ. ૨૩
પાડિ ચીસ ચાલવાની નહીં ગત્તિ; ચાંપી પાગ પ્રેરિ ભગદત્ત;
થયુ વ્યાકુલ માનિ નહીં, દરિદ્રની સ્ત્રી પિરિ સહી. ૨૪
તે શરીર સહૂચી પડિઉ મહી, અરધચન્દ્ર અર્જુનિ ગ્રહી;
મારયૂં રુદિ ભેદ્યૂં સહી જાણિ; પડ્યુ ભગદત્ત તિજિઆ પ્રાણ. ૨૫
પછિ કૈરવસેના વ્યાકુલ થઈ; શકુનિના બિ પુત્ર આવ્યા સહી;
એક બાણ મારી અર્જુનિ, ભેદ્યૂં રુદિ; પમાડ્યુ પતન. ૨૬
વલી પાંચશિ આવ્યા યોધ; તે મારયા પાર્થિં મનિ ધરી ક્રોધ;
પછિ શકુનિ આવ્યુ તત્ખેવ; બહુ માયા કીધી અવશ્યમેવ. ૨૭
તવ બહુ આયુધની કીધી વૃષ્ટિ; અન્ધકાર માંહિ કો નવિ દીસિ દષ્ટિ;
જ્યોતિ-અસ્ત્ર મૂકયૂં તેણી વાર, અર્જુનિ તવ ટાલ્યુ અન્ધકાર. ૨૮
તવ જલ-અસ્ત્ર મૂકયૂં શકુનિ; સૂરય-અસ્ત્ર મૂકયૂં અર્જુનિ;
સૂકયૂં જલ; શકુનિ પડ્યુ દષ્ટિ; તવ અર્જુનિ કીધી બાણની વૃષ્ટિ. ૨૯
સહી ન શકયુ; નાહૂઠુ તત્ખેવ; દેવદત્ત પૂરયુ અવશ્યમેવ;
અર્જુનિ દલ કરયૂં સઙ્ઘાર; દ્રોણાચારય આવ્યા તેણી વાર. ૩૦
તવ ધૃષ્ટદ્યુમ્ન આવ્યુ રણધીર; કરિ યુદ્ધ અન્યોઅન્યિ વીર;
પઞ્ચાલનુ એક નીલક નામિ, કરિ દ્રોણસુત-સાથિ સઙ્ગ્રામ. ૩૧
અશ્વત્થામાઈ એક બાણ મૂકિઉં; નીલરાજાનૂં મસ્તક છેદિઉં;
ભીમસેન તવ ક્રોધે ભરયુ, રથ મૂકી રણ માંહિ પરવરયુ. ૩૨
પછિ કૌરવાતિઈ મૂકયાં પઞ્ચાસ, તવ કર્ણ સુભટ આવ્યુ ભીમ-પાશિ;
અ[illegible] બહુ મૂકિ અસ્ત્ર, નાનાવિધનાં તે તિહાં શસ્ત્ર. ૩૩

તવ દ્રોણાચારય આવ્યા અવશ્યમેવ, પછિ ધૃષ્ટદ્યુમ્ન ધાયુ તત્ખેવ;
ભૂતલ ભમિ તવ બિહૂ રાઇ, ધૃષ્ટદ્યુમ્ન ઊપરિ તે ધાઇ. ૩૪
દ્રુપદસુતિ મનિ આણિ રીસ; બિહૂ ભૂપતિનાં છેદ્યાં શીસ;
કર્ણ દ્રોણ—આદિ સહૂ મિલિ; કરિ યુદ્ધ સાત્ત્વિક ભીમશં વલી. ૩૫
દ્રોણિ પાણ્ડવ-દલ કીધૂં નાશ; ભીમપ્રહારિ કૌરવ સહૂ ત્રાસિ;
અન્યોઅન્યિ દલ પડિઊં મહી; સૂર્ય અસ્તાઁત પામ્યુ સહી. ૩૬
આપ—આપણિ મન્દિરિ જાઇ, સઞ્જે કિહિ: સુણિ, કૌરવરાઇ!
ભાઉ કિહિ: શ્રોતા સહૂ સુણ, અનન્ત મહિમા શ્રીહરિ તણ. ૩૭
૧૮૬

---

## ૩. અભિમન્યુવધપર્વ—

### કડવું ૬ ઠું—રાગ એજ

વૈશમ્પાયિન કિહિ: સુણિ, રાય! પૂરવ તાહરાનુ મહિમાઇ;
ગઈ રાતિ; હવુ પ્રાતરકાલ; દ્રોણ કહ્નિ ગયુ દુર્યોધન ભૂપાલ. ૧
નામી શીસ મુખિ ઇમ બોલિઉ;
"સ્વામી! તહ્મ્યો વર આપ્યુ, તે શુ થિઉ?
આવ્યુ હાથિ નિ મૂક્યુ ધર્મ? રાખ્યુ, તે મુઝ્નિ કુહુનિ મર્મ." ૨
સુણી વાઇક બોલ્યા ગુરુ દ્રોણ: "અર્જુન છતાં ધર્મનિ સાહિ કોણ!
એ સહી જાણુ નર-અવતાર, રથ હાંકિ ચેહ્નુ જગદાધાર. ૩
ઇન્દ્ર-ઈશિ એ નહીં જીતાઇ, તુ મિં કિમ સન્મુખ જોવાઇ?
જુ તૂં મુઝનિ કિહિ આજ, કરેશ યુદ્ધ અદ્ભુત, તાહ્રિ કાજિ." ૪
દુર્યોધન ચરણિ લાગી કિહિ: "સ્વામી! તૂં રાખ્રિ તુ રાજિ રિહિ;
કાલિ અર્જુનિ મારયુ ભગદત્ત, સેન સહૂનુ આણ્યુ અન્ત. ૫
તહ્મ્યો ચેહ્વાનિ કરયા મૂર્ચ્છાઇ, અભિમન ચે બાલક કિહિવાઇ."
એમ કહીનિ લાગ્યુ પાઇ; પછિ કિહિ દ્રોણ: "સુણિ, કૌરવરાઇ! ૬

અથવા આજ અભિમનનિ હણૂં, કારણ કહૂં વલી તેહજ તણૂં:
જુ અર્જુન કહીં વેગલુ જાઇ, એક વુહુ વિકટ કરૂં હૂં, રાઇ! ७
તો ભેદવા આંહિ કો સમરથ નથી, વિના અર્જુન માહરૂં, એક મહારથી."
દ્રોણિ પ્રતિગ્ન્યા લીધી નિરધાર; શલ્યસુત બોલ્યુ તેણી વાર: ८
" હૂં અર્જુનનિ જેશ લઇ, તહ્મ્યો વુહુ-યુદ્ધ કરજ્યો નિર્ભિ થઇ."
સુણી કૌરવપતિ હરખ્યુ સહી; ઇમ વાત સહૂ નિર્ભિ કહી. ૯
શલસુતનિ સુશર્માં સાથિ સગ્રાંમ; હરિ-અર્જુન ગયા તે ઠામિ;
ચક્રાવુ ગુરુઇ કીધુ સહી, મોટા યોધ મહારથી મધિ રહી. ૧૦
નાહ્નના વીર તે આગલિ થયા; વૃદ્ધ હૂતા તે પાછલિ રહ્યા;
દસ સહસ્ર યોધાનિ લઇ, આગલિ લખમણ ગયુ સજ્જ થઇ. ૧૧
શકુનિ, કર્ણ, શલ, દુર્યોધન, મધિ દ્રોણસુત નિ દુ:શાસન,
મુખિ દ્રોણિ રાખ્યુ જિદ્રથ, અચલી ભીમ જીતવા સમરથ. ૧૨
કરી વુહુ વજડાવ્યાં નીસાણ; દ્રોણિ વલતાં મૂક્યાં બાણ;
ઇચ્છા ધર્મ સાહ્નવાની ધરી, પાણ્ડવદલ માંહિ ખેડ્યા તુરી. ૧૩
સાત્ત્વિક ભીમ શિખણ્ડી ધૃષ્ટદ્યુમ્ન, પાંચ પુત્ર દ્રૂપદીનાશું અભિમન;
વૈરાટ દ્રુપદ-આદિ વલી, ધર્મ સહિત સવિ બિઠા મિલી. ૧૪
ચક્રાવાની જાણી વાત, દ્રોણાચારિ કીધુ ઉત્પાત.
(પછિ) ધરમરાઇ મનિ કરિ વિચાર, અભિમનશું બોલ્યા તેણી વાર: ૧૫
" ચક્રાવુહુ રચ્યુ ગુરુ દ્રોણિ, તૂં સમરથ વિના ભેદિ કોણ?
એક જાણિ અર્જુન-રણછોડ, તે આપણનિ દેશિ ખોડિ. ૧૬
તૂં તુ જાણિ સહી એ ભેદ, જીતિ કૌરવનિ, વુહુ એ છેદિ."
ધર્મ તણાં એહ્નવાં સુણી વચન, કર જોડી ઇમ કિહિ અભિમન: ૧૭
" હા સ્વામી! ભેદૂં, દલ હણું, પણિ નથી લહિતુ નીસરવા તણું;
પિશી સહૂ જાણું કરી છેદ; નીસરવા નવિ જાણૂં ભેદ" ૧૮
સુણી વચન ધરમ બોલ્યા વલી: " અહ્મ્યો રક્ષા કરશું સરવ મિલી;
પિઠા તણુ તૂં કરજ્યે ટાર; પછિ અહ્મ્યો ભાંજશું કરી માર." ૧૯

ભીમ કિહિઃ "સુણિ, પુત્ર ! સર્વદા, મારી ભઙ્ગ કરૂં મારી ગદા;
તૂં આગલિથી કરજ્યે દ્વાર; પૂંઠિ અહ્મ્યો કરશૂં સંહાર." ૨૦

સુણી ધરમ–ભીમ તણાં વચન્ન, નામી શીસ ઊઠયુ અભિમન્ન;
કોપ સહિત અઙ્ગ તિહાં કડકડિ, પ્રથવી–ભારિ શેષ આકુ પડિ ! ૨૧
ધનુષબાણ બહુ ભાથા ભરી, સેવક રથ લ્યાવ્યુ સજ કરી;
પિહિરી ટોપ થયુ આરૂઢ; જોઇ યોધા થયા દિગ્મૂઢ. ૨૨

શઙ્ખનાદ સ્વર વેગિ કરી; હાંકયુ રથ, તલિ આવ્યા તુરી;
અતિ બલ ગર્વિષ્ટ હરખિ ભરયુ, કૌરવદલ–વ્યુહ જૈ ભેલુ કરયુ. ૨૩
સૂરય–ઉદિ માંડયુ સઙ્ગ્રામ, શઙ્ખનાદ–સ્વરિ છાંડી હામ;
બાણવૃષ્ટિ અભિમન બહુ કરિ; પૂંઠલિ પાણ્ડવ–દલ પરવરિ. ૨૪

ભલુ વીર અભિમન ઇમ ભડિ; રૂંઢ–મૂંડ અવની રડવડિ;
રથા આગલિ તે કીધા ચૂર; કરી ધીર ગઢ માંહિ પિઠુ શૂર. ૨૫
વજડાવ્યાં વાજિત્ર કૌરવિ; નીકલવા સમરથ નહીં હવિ,
આવી દ્વારી ઊભુ દુષ્ટ જિદ્રથ; તિહાં પિસવા કો નહીં સમરથ. ૨૬

પિઠુ વીર અભિમન વ્યુહ માંહિ, અનન્ત દલ યોધા છિ ત્યાંહિ;
પાર્થપુત્રિ મનિ આણી કોપ, સકલ સેનનુ કીધુ લોપ. ૨૭
અભિમન મારિ આયુધ–ઘાઇ, ગજરથ હય બહુ કટકા થાઇ;
મેહૂલિ બાણ જૈયનિ ત્રિશૂલ, ફરશીં છેદિ કટકનાં મૂલ. ૨૮

સબલ સાંગિ લોહની તરવાર, મારી કટકનુ કીધુ સંહાર;
મસ્તક પડતાં દીસિ ઇમ્મ, તાડ તણાં ફલ મહી પડિ જિમ્મ. ૨૯
કાપી ધનુષ–ધજા પાડ્યા તુરી; કાપિ જોતર રથ ચક્ર જૂસરી;
ત્રૂટિ આભૂષણ રત્ન શોભા થૈ ઘણી; પાડ્યાં કુણ્ડલ મુગટ મહામણિ. ૩૦

પડિ અઙ્ગથી આયુધ આથડિ; પાડી ચીસ નિ યોધા પડિ;
અર્જુન–કુંઅરનિ ચઢિઊં શૂર, જિમ વાધિ સાગરનૂં પૂર. ૩૧

પડયુ ત્રાસ શ્રવણિ સાંભલી, આવ્યા કૌરવ યોધા મિલી;
કૃપાચાર્ય, કર્ણ, કૃતવર્મા, શલ્ય, વેરી વાયસ મિલ્યા સકલ. ૩૨

દ્રોણસુત સાથિ દુ:શાસન, શકુનિ સાથિ રાઇ દુર્યોધન;
આવ્યા યોધ સહૂ કૌરવ તણા, બાણ તણી વૃષ્ટિ કરતા ઘણા. ૩૩
અભિમનિ બાણ મૂકી છેદિઆં, વલી ત્રણ ત્રણ સહૂનિ ભેદિઆં;
દસ બાણિ મારિઉ કર્ણ; કમ્પારવ થૈ પડિઉ ધરણ્ય. ૩૪
અસ્વમેશ્વર, સુખણ્ડ, બલવન્ત, દિવ્યલોચનનુ આણ્યુ અન્ત;
મોટા ભૂપતિ ત્રણ કરિઆ નાશ, તવ શલ્ય મુદ્રેશ્વર આવ્યા પાશિ. ૩૫
તવ મૂકિઆં પારથપુત્રિ બાણ; છેદ્યા માદ્ર; મૂર્છા થૈ જાણિ;
જોઇ કૌરવ સહૂ નાશી ગયા; તિહાં દ્રોણાચાર્ય એકરથી થૈ રહ્યા. ૩૬
'જિ જિ' શબ્દ કરયુ સહૂ દેવિ, શઙ્ખનાદ કૂંઅરિ કીધુ તત્ખેવ;
તવ આવ્યુ શલ્યનુ યે ભ્રાત; એક બાણિ કીધુ મહીપાત. ૩૭
સગા ઇષ્ટ શલ્યના બિહૂ યેહ, અભિમનિ સહૂ મારયા તેહ.
પામ્યા ત્રાસ સહૂ અભિમન થકિ; તેહૂનિ પાશિ કો આવી ન સકિ. ૩૮
કૃપાચારય સુગુરુ ઉચ્ચરિઃ "જુયો, અભિમન યુદ્ધ કિહિવુ કરિ?
મહા યોધ અતલી-બલવન્ત, સહી આપણ આણિ અન્ત." ૩૯
સુણી દુર્યોધન વિરિમ થયુ; કર્ણ શલ્ય સાહ્મૂં જોઈ બોલિઉ;
"એ અર્જુન-સુત બલવન્ત સહી;
તહ્મ્યો મારુ; બાંધુ; ફરી મિલશિ નહીં." ૪૦
સુણી વચન કિહિ દુ:શાસન્ન; "હૂં હવડાં છેદેશ તેહૂનૂં તન્ન."
એમ કહી મૂક્યાં બહુ બાણ; છેદ્યાં કૂંઅરિ; મુખિ બોલ્યુ વાણિઃ ૪૧
"તિં દમી સાધ્વી; કાઢ્યાં ચીર; હવડાં, દુષ્ટ! તાહ્રૂં પાડૂં શીર."
પારથ-પુત્રિ મનિ આણી રીસ, તીવ્ર બાણ મૂક્યાં પઞ્ચવીસ. ૪૨
રુદિ ભેદી જિમ પિસિ કાલ, રથ-ઊપરિથુ પડ્યુ તત્કાલ,
સારથિ રથ લેઇનિ નાહૂ જાઇ; દેખી કૌરવ સહૂ વ્યાકુલ થાઇ. ૪૩
પાણ્ડવિ વજડાવ્યાં નીસાણ. શઙ્ખનાદ અભિમનિ કરયુ જાણિ;
ધર્મ ભીમ પામ્યા ઉલ્લાસ. કૌરવ-દલ માંહિ પડિઉ ત્રાસ. ૪૪
વૈશમ્પાયિન કિહિઃ સુણિ, રાઇ! અભિમનનુ તૂંહિ કહૂં મહિમાઇ;
ભાઉ કિહિઃ શ્રોતાજન! સુણ, શ્રીહરિ મહિમાનુ જસ ઘણ. ૪૫

## કડવું ૭ મૂં—રાગ એજ

સઞ્જે કહિઃ સાંભલિ, રાજન! યુદ્ધિ હારયુ છિ દુઃશાસન્ન;
તવ તિહાં આવ્યુ કર્ણ સુજાણ, અભિમન ઊપરિ મૂક્યાં બાણ. ૧
કીધી વૃષ્ટિ; સહી છયાહ્યુ ભાણ; પાર્થપુત્ર તવ બોલ્યુ વાણિઃ
"આવુ, કાકાજી! સેવા કરૂં; રણસઙ્ગ્રામિ હૂં નહીં ઉસરૂં." ૨
સિત્તેર સહસ્રનુ કીધુ પ્રહાર; ધજા ધનુષ કાપ્યૂં તેણી વાર;
ઢાંક્યુ કર્ણ; રથ દીસિ નહીં,
"ભલુ, ધન્ય, ધન્ય," સવિ કો કહિ સહી. ૩
કર્ણ કહિઃ "બાલક એ હોઇ, એહૂનિ શૂં મારૂં હૂં તે સોહિ?"
આપ કૂંઅરનિ કહૂં: "કર ઘાતિ. તવ કર્ણ તણુ સુત આવ્યુ ભ્રાત. ૪
કરયુ અભિમન સાથિ સઙ્ગ્રામ; સબલ યુદ્ધ કીધૂં તેણિ ઠામિ;
બિહૂ યોધિ મિલી મૂક્યાં બાણ; અભિમનિ છયાહ્યુ રથ-ભાણ. ૫
અર્જુન-કૂંઅરનિ ચઢિઉ કોપ; કાપી શસ્ત્ર નિ કીધુ લોપ;
એક તીવ્ર બાણ અભિમનિ મૂકિઉં; કર્ણસુતનૂં મસ્તક છેદિઉં. ૬
તવ તિહાં વર્ત્યું હાહાકાર; પાછુ રથ કર્ણિ વાલ્યુ તેણી વાર;
તેણિ અનન્ત દલ કરયુ સઙ્ઘાર; હય ગજ રથ નવિ જાણૂં પાર. ૭
છેદી અમ્બાડી; ચક્ર જૂસરી; દ્રોણિ મોકલ્યા ગજ બહુ ફરી;
તેણિ ચાંપી મારયા યોધજ બહુ; તેહ તણી સઙ્ખ્યા નવિ લહૂં. ૮
અભિમન મારિ આયુધ ઘાઇ, યોધ તણા શત કટકા થાઇ.
કૌરવદલ ફરી વલ્યૂં ચઉ પાશ, ધૂમજ્વાલા લાગી આકાશિ! ૯
એકી ગઢ માંહિ એકલુ અભિમન્ન; વુહુ માંહિ રહ્યા બહુ રાજન્ન;
અભિમન-શોભા કહી નવિ જાઇ, હસ્તિયૂથ માંહિ જિમ ભૃઙ્ગરાઇ! ૧૦
વૈશમ્પાયિન કહિઃ સુણિ રાઇ! સકલ યોધ પાણ્ડવના ધાઇ;
ધર્મ, ભીમ, નિકુલ, સિહિદેવ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્ત્વિક અશ્વમેવ. ૧૧
રક્ષા કરવા અભિમન તણી, આવ્યા યોધ સેના લેઇ ઘણી.
વુહુ તણુ કરવાનિ ભઙ્ગ, ગદા ભીમ ગ્રહી ઊભુ સઙ્ગિ. ૧૨

ત્રૂટી દલ પડિઉં ચઉ પાશિ; બહુ યોધાનુ કીધુ નાશ;
ધૃષ્ટદ્યુમ્ન સાત્વિક ઇમ ભિડિ, રૂંડમૂંડ અવની રડવડિ. ૧૩
અનન્ત દલ કીધૂં સંહાર; આવ્યા વ્યૂહ તણુ જહાં દ્વાર;
તિહાં જિદ્રથ ઊભુ વીર; એ સમોવડિ નહીં કો ધીર. ૧૪
બાણવૃષ્ટિ કીધી તેણિ ઘણી; છેદી સેના પાણ્ડવ તણી.
ભીમ-આદિ યોધ સવિ કોઇ, જિદ્રથિ હારિ મનાવ્યા સોઇ. ૧૫
અચલ મેરુ જિમ હાલિ નહીં, તિમ જિદ્રથ મુખિ રહ્યુ સહી;
કૂંઅર એકલુ છિ વ્યૂહ માંહિ; કો પામિ નહીં જાવા ત્યાંહિ. ૧૬
ધર્મ ભીમ બહુ કરિ ઉપાય, જિદ્રથ આગલિ નહીં જવાઇ;
"હાઇ, હાઇ, હાવિ શૂં થશિ ? એકલા કૂંઅરનિ અહીં મારશિ." ૧૭
ઇમ દુ:ખ ધરી ધર્મ આણીનિ ખેદ:
મુખ તણુ પુત્ર લિહિતુ નથી ભેદ;
હુંત અર્જુન તુ કાઢિ સહી; અહ્મો કોઇ જાવા સમરથ નહીં. ૧૮
રહ્યુ દુષ્ટ દ્વારિ જિદ્રથ; પિસવા દિઇ નહીં સમરથ."
ઇમ ધરી ક્રોધ ચાલ્યા શૂર, મારી કટક કીધૂં તે ચૂર. ૧૯
વલી આવી દ્વારિ લાગા સોઇ, પણિ પિસવા નવિ પામિ કોઇ;
સુણી અન્ધ કિહિ: સઞ્જે! સુણુ, એ સન્ધે મુઝનિ ઊપનુ ઘણુ. ૨૦
જિદ્રથનિ એવડૂં પ્રાક્રમ્મ, યેથા દૂર રહ્યા ભીમ નિ ધર્મ!
કુણ પુણ્ય-મહિમાઇ કરી; તે કારણ મુનિ કુહુ વિસ્તરી. ૨૧
સઞ્જે કિહિ: તૂં સાંભલિ, રાઇ! એ બલિઉ શિવનિ મહિમાઇ;
દ્રુપદીનિ છલ કરવા કાજ, અન્ન-ઉદક જિદ્રથિ કીધુ ત્યાજ. ૨૨
બિઠુ શિવનૂં ધરીનિ ધ્યાન; આવ્યા રુદ્ર કિહિ: "માગિ વરદાન."
જિદ્રથ કિહિ: "વર આપુ સહી: હૂં પ્રતિ પાણ્ડવ ચાલિ નહીં. ૨૩
કૃપા કરુ મૂંનિ, શિવરાઇ! મુઝથી પાણ્ડવ પ્રાજે થાઇ."
સુણી વચન શિવ બોલ્યા ઇમ્મ: "અર્જુન પ્રાજિ પામિ કિમ્મ ? ૨૪
હરિ વશિ, યેહનુ હાંકિ રથ, તેહૂંનિ જીતવા કોણ સમરથ ?
નરનૂં પ્રાક્રમ હૂં લહૂં નહીં; ચ્યારિ પાણ્ડવ! તૂં જીતિ સહી. ૨૫

અર્જુન છિ તિહાં નર–અવતાર, તેહનુ કો નવિ જાણિ પાર;
તે વિના જીતશુ પાણ્ડવ ચ્યારિ.”
શિવિ વર આપ્યુ સ્વપન–મુઝારિ. ૨૬
તે કારણ માટિ, સુણિ, રાઇ! પાણ્ડવ કુણિ નહીં તિહાં પિસાઇ;
રહ્યુ દ્વાર રાખી જેદ્રથ; કરિ યુદ્ધ ભીમશૂં સમરથ. ૨૭
તવ યુધિષ્ઠિર મેહ્લ્યાં બાણ; કાપી ધજા ધનુષ, તે નિશ્ચે જાણ;
ભીમિ રથ ભાંજી કરયુ ચૂર; પણિ પિસવા નવિ પામિ શૂર. ૨૮
વુહુ–મુખિ કરિ અભિમન્યુ જોઇ; પૂંઠિ સાહિ નવિ દીસિ કોઇ;
શ્રત મન જાણી આણ્યુ કોપ,
યે આગલિ આવી, કરિ તેહનુ લોપ. ૨૯

સૂંઢ અંકુશ અમ્બાડી ધજ, કાપિ બાણિ બહુ પાડિ ગજ;
કાપિ રથ પૈડાં જૂસરી; વાંસબન્ધ આંકડા નિ ધરી, ૩૦
થૈ કટકા ઊડિ આકાશિ; અશ્વ સારથિનુ કરિ નાશ;
રજૂંત કુણ્ડલ આભૂષણ સહી, તેણિ અતિ શોભા પામી મહી. ૩૧
વ્રખસેનનુ રથ ભાંજિઉ; અવન્તીનુ રાજા ગાજિઉ;
પાશિ આવી ન સકિ કોઇ; રહ્યા વેગલા ડગમગ જોઇ. ૩૨
યે આગલિ આવિ તેહનુ નાશ; વીંટી ચોપ રહ્યા ચુહુ પાશિ;
રુકમરથ કૂંઅર શલ તણુ, બોલ્યુ વચન: “ કૌરવપતિ! સુણ.” ૩૩
દીધી ધીર ઇમ કહીઃ “ રાજન્ન ! હૂં હવડાં હણૂં અભિમન્ન.”
ઇમ કહી બાણ મૂક્યાં અનેક; પછિ અભિમનિ મારયૂં બાણજ એક.૩૪
રુકમરથ મરણ પામ્યુ સહી; આવી સકલ સેના તેહની વહી;
કોટાનકોટિ આવ્યા બહુ ધીર; ચુહુગમ માંહિ વીંટયુ અભિમન વીર. ૩૫
દુર્યોધન દેખી તવ હસ્યુ; બહુ દલ જાણી આનન્દ વસ્યુ;
કૂંઅરિ અતિ મનિ આણી કોપ, ગાન્ધર્વાસ્ત્ર લીધું કરવા લોપ. ૩૬
તેણિ મારી તિહાં સેના બહુ; ગજરથ–અશ્વ બહુ; સઙ્ખ્યા નવિ લહૂં.
સાત મહીપતિનુ આણ્યુ અન્ત, કરી યુદ્ધ અતિ બલવન્ત. ૩૭

પામ્યા ત્રાસ યુદ્ધ પાશિ ભમિ. દુર્યોધન આવ્યુ તેણિ સમિ;
લખમણુ આવ્યુ રાયનુ તન્ન; તેનિ વ્યાકુલ કીધુ અભિમન્ન. ૩૮
નેત્રિ ક્રોધ, મુખિ બોલિ વાણિઃ "હવડાં હૂં તાહરા લેઉં પ્રાણ;
કહૂં છૂં તે તૂં ભ્રાતજ માટિ, સાંભલિ મોકલૂં સ્વર્ગજ-વાટ." ૩૯
મુક્યૂં બાણુ અભિમનિ ઇમ કહી; મુગટ સહિત મસ્તક પાડ્યૂં સહી;
હાહાકાર થયુ તવ ત્યાંહિ, અતિ આક્રન્દ કૌરવ-દલ માંહિ. ૪૦
સઞ્જે કહિઃ સાંભલિ, રાજન્ન! અતિ દુઃખ પામ્યુ દુર્યોધન્ન;
આણી ક્રોધ મૂક્યુ નિઃશ્વાસ; વલિ ચઉદ સહસ્ર યોધા કીધા નાશ. ૪૧
તે અભિમનિ મરણ પમાડ્યા મહી; તવ કૌરવ ભિ પામ્યા છિ સહી.
વલી યોધા આઠ સહસ્ર; હસ્તી સાતશિ આવ્યા મદમસ્ત; ૪૨
તે સરવિનિ છેદી પાડ્યા ધરણ્ય; યે આવ્યા તે પામ્યા છિ મરણ;
એકલુ યુદ્ધ કરિ; બહુ કીધા નાશ; હજી કોઇ સાહિ નહીં એહનિ પાશિ. ૪૩
જિદ્રથ યુદ્ધ કરી રહ્યા દ્વારિ; પિસવા કો નવિ પામિ નિરધાર;
તુહુ માંહિ અભિમન એકલુ ભડિ, દેખાઇ શીસ જિમ તાડફલ પડિ! ૪૪
બાહરિ ભીમ દલનુ કરિ અન્ત; ધર્મ સાત્વિક ધૃષ્ટદ્યુમ્ન બલવન્ત;
કરિ યુદ્ધ મનિ આણી ખેદ; શિવવચનિ જિદ્રથ થયુ અભેદિ. ૪૫
અર્જુન વિના કુણ કરિ નાશ? સુણી ધૃતરાષ્ટર થયુ ઉલ્હાસ.
ભાઉ કહિઃ શ્રોતા! સુણુ સહી, શ્રીહરિ વિના બીજુ કો નહીં. ૪૬
૨૭

## કડવું ૮ મૂં—રાગ સારંગ

સઞ્જે કહિઃ ધૃતરાષ્ટર! સુણુ; યુદ્ધિ આવ્યુ દુર્યોધન્ન;
તે સરવ સાથિ એકલુ, કરિ યુદ્ધ તે અભિમન્ન. ૧
બહુ બાણુ મારી પાર્થપુત્રિ, કરયા તે સહૂ ભઙ્ગ.
પછિ ક્રોધ કરી આવિઉ, જિદ્રથ તેહ અભઙ્ગ. ૨
ચુહુગમાં વીટયુ અભિમનનિ; ત્રૂટી પડયા અશ્વમેવ;
બહુ પારધિ મિલી ઘેરિઉ, મરઘનિ તત્ખેવ.

વન્દાર હણ્યુ એક ભૂપતિ; કૃતસુત આણ્યુ અન્ત;
પછિ ધસ્યુ બ્રેહદ્‌બલ દ્રોણનુ સુત; કૃપા કરણ બલવન્ત. ૪

એંહેંસી મારાં કૃપાચારયનિ; પચાસ બ્રેહદ્બલ-ધીશ;
દસ બાણ મારચાં અશ્વત્થામાનિ; કર્ણનિ એકવીસ. ૫

ઇમ બાણ આવિ દશોદિશિથી; પછી ચઢી કૂંઅરનિ રીસ;
કૃપા કીધુ વિરથ મારી, બાણ તે પચવીસ.

પછિ અશ્વત્થામાઇ મૂકિઆં, પચવીસ અન્યોઅન્ય;
વલિ સાઠિ મેહ્‌લ્યાં કૃતવર્માઇ, સિત્તેર તે અભિમન્નિ. ૭

પુત્ર-રક્ષાકારણિ વલિ સાત, દ્રોણિ મૂકયાં બાણ;
લઘુલાઘવી વિદ્યા કરી, નીફલ કરયાં નિરવાણ. ૮

એક અસ્ત્ર લેઇ દ્રોણ-ઊપરિ, કૂંઅરિ મૂકયૂં બાણ-કાલ;
તે અશ્વત્થામાઈ આવતૂં, છેદિઉં તત્કાલ. ૯

એક દેશ કોશલ તણુ ભૂપતિ, બ્રેહદ્બલ વિખ્યાત;
તેણિ યુદ્ધ કરયૂં અંત ઘણૂં, અદ્‌ભુત અભિમન સાથિ. ૧૦

ધજા ધનુપ કાપી વિરથ કીધુ, તવ ખડ્ગ લીધુ હાથિ;
ક્રોધ કરીનિ બાણ મૂકી મસ્તક છેદ્યૂં મુગટ સધાંતિ. ૧૧

પછિ આવ્યા યોધ તેહ્‌ના, સહસ્ર દસ સઙ્ગ્રામિ;
ક્ષણ એક માંહિ પાર્થપુત્રિ, હણ્યા તે સહૂ-ઠામિ. ૧૨

પછિ કર્ણિ મૂકિઆં, શર તિહાં પઞ્ચાસ;
તે દેહ વેધી નીસરયાં; તેણિ કૂંઅર પામ્યુ ત્રાસ. ૧૩

રગત ચાલ્યૂં શરીરિ બહુ, તેણિ થયૂં અતિશિ દુઃખ;
દૂરથી દૃષ્ટિ દેખીઇ, જાણિ, ફૂલ્યાં કેસૂ-વખ્ખ ! ૧૪

તવ ક્રોધ કરી અભિમનિ બાણ, મૂકયાં તીક્ષણ-માત્ર;
રુધિર ચાલ્યૂં દેહિ કર્ણનિ, હવૂં જાજરૂં ગાત્ર. ૧૫

રથ પાલા લેઇ નાઠા, તેહ તણુ, કૂંઅરિ આણ્યુ અન્ત;
એહ્‌વિ માગધપતિ વેગિ, આવિઉ તિહાં બલવન્ત. ૧૬

એક બાણ-પ્રહારિ થયુ વ્યાકુલ; પડયુ પૃથ્વી-મુઝારિ;
વલિ કેતિકા અશ્વ કુઞ્જર, તેહ્‌ના હણ્યા ત્રણિ વાર. ૧૭

પછિ પુત્ર આવ્યુ દુ:શાસનનુ, તેણિ કરયૂં યુદ્ધ અનન્ત.
"વસ્ત્ર કાઢયાં મુઝ માતનાં તાત તાહ્‌રિ; હાવિ આણું તાહ્‌રુ અન્ત. ૧૮
રખિ નાહ્‌સી જાતુ તૂં;" એમ કહી, કૂંઅરિ કીધુ લોપ;
પાંચ બાણ મારી અશ્વસારથિ, પાડિઆ કરીનિ કોપ. ૧૯

તેહ્‌ની સાહિ અનેક રથ આવ્યા, સજ થૈ શાલ્વ-ભૂપાલ;
નવ બાણ મૂકી કૂંઅરિ, વિરથ કીધુ તત્કાલ. ૨૦
યે કો આવિ દૃષ્ટિ આગલિ, કરિ તેહ્‌નુ નાશ;
ફેરવી રથ યુદ્ધગમાં મારિ; તેણિ સવિ પામ્યા ત્રાસ. ૨૧

બાણ મૂકિ વિવિધ પિરિનાં, વલિ ખડ્ગ નાખિ ધાઇ;
ધાઇ ધરિ નિ ધડ઼વડ઼િ, પાછો જાંગડ નાવિ પાઇ. ૨૨
રગતપાત વરતિ ખલભલ્યા, સહૂ યોધ નાહ્‌ઠા જાઇ,
તે દ્રોણ આગલિ જૈ રહ્યા, સહૂ મહારથી નિ રાઇ. ૨૩

પછિ દ્રોણ ગુરુ કિહિ કર્ણનિ; "કિમ પડિ એ બલવન્ત?
હાવિ આપણ સરવનુ એ, સહી આણુશિ અન્ત." ૨૪
કર્ણ કિહિ: "રે ગુરુ માહ્‌રા! થયાં, ગાત્ર જરજરૂ આજ;
પ્રાણ રાખી રહ્યુ છૂં યે, રખિ લાગિ મુઝ લાજ!" ૨૫

એહ્‌વી સુણી વાણી, વિચારિ, ગુરુ-ભૂપતિ-કર્ણ;
દ્રોણ કિહિ; "કર્ણ! હાવિ, પમાડ઼વુ સહી મરણ. ૨૬

વિરથ કરુ અશ્વસારથિ, એહ્‌નાં ધનુષ આયુધ છેદિ;
અર્જુન તે આવ્યા પછી, નહીં થાય આપણિ ભેદ. ૨૭

સમિ થયુ નર આવશિ ઇહાં, તુ વુહુ કરશિ નાશ;
એ જાઇ ઇહાંથુ જીવતુ તુ, થાઇ આપણનિ હાસિ. ૨૮

પ્રતિગ્ન્યા મિથ્યા જશિ માટિ, કરુ એક ઉપાય;
કાપુ આયુધ એહ્‌નાં તહ્‌મ્યો; પછી સહી જીતાઇ." ૨૯

તવ સુણી વાઇક દ્રોણનાં, કર્ણનિ ચડિઉ કોપ;
દસ બાણ મૂકી ધનુષ રથ અશ્વ, કવચ કીધાં લોપ. ૩૦
વિરથ થયુ, આયુધ નહીં પાશિ, તવ વિમાશિ અભિમન્ન:
"મૂંહિ મારવા ઉપદેશ કર્ણનિ, કહ્યાં ગુરુઇ વચન." ૩૧
ચિન્તાતુર મનિ વિચારી તવ, ઊડિઉ તે આકાશિ;
એક ખડ્ગ ખેડુ હસ્ત છિ, નથી અન્ય આયુધ પાશિ. ૩૨

અન્તિરક્ષ જ્યાહરિ ઉત્પતુ, સહૂ યોધ પામ્યા ત્રાસ;
'હાવિ ત્રુટી પડશિ કુણ ઊપરિ? કુહનુ કરશિ નાશ?" ૩૩
આકાશિ ઊંચૂં જોઇ રહ્યા, ભિ ત્રાસ પામ્યા યોધ;
તેણિ સમિ દ્રોણ-બાણિ, ખડ્ગ કાપ્યૂં ક્રોધિ. ૩૪

તવ એક બાણ મૂકી રવિસુતિ, ખેડૂં કીધૂં ચૂર;
તવ હેઠુ આવ્યુ કુંઅર વેગિ; રથચક્ર ગ્રહ્યૂં એક શૂરિ. ૩૫
જિમ કૃષ્ણ-હસ્તિ સોહિ સુદર્શન, તે રીતિઇ શોભિ વીર;
તે ફેરવિ ઊભુ ચૌગમાં; કુણ આગલિ આવિ ધીર? ૩૬

ધાઇ ધસિ નિ ધસમસિ, કોપિઉ અન્ત:કરણિ;
બહુ યોધ હયગજ મહારથી, કૂંઅરિ પમાડ્યા મરણ. ૩૭
જિમ શરત્કાલિ રવિ સોહિ, તારામણ્ડલ માંહિ ચન્દ્ર,
જિમ મેરુ શોભા ધરિ છિ જ્યાહરિ, મેહ આવિ ધરણ્ય, ૩૮

એહવૂં જોઇ પ્રાક્રમ, કરણ વીરિ, તવ ચક્ર છેદ્યૂં ખેવ;
તવ પાર્થપુત્રિ ગદા મહીથી, કરિ ગ્રહી અશ્વમેવ. ૩૯
અશ્વત્થામા તણુ રથ ભાજ્યુ, અશ્વ કરચા તેહના નાશ;
તવ કાલકેત રાજા આવિઉ; કરિ ગદા ગ્રહી રહ્યુ પાશિ. ૪૦

તેહનિ કૂંઅરિ પાડિઉ, સિતુતિર તેહના યોધ;
વલી કઇ એક દેશના મહારથી મારચા, અભિમનિ કરીનિ ક્રોધ. ૪૧
એહવૂં પ્રાક્રમ જોઇ મહારથીઇ, મિલી વીંટયુ વીર;
ગ્રહી ગદા આગલિ આવિઉ, સુત દુ:શાસનનુ ધીર. ૪૨

તવ અભિમનિ મારી કરયુ વ્યાકુલ, અનિ ચઢિઉ કોપ;
અશ્વ રથ ધજા ધનુષ ભાંજી, કરયો તેહ્નો લોપ. ૪૩
પછિ આવ્યા અઙ્ગિ અઙ્ગિ ભિહૂ, શરીરિ કરિ ગદાઘાઇ;
હાડ ભાંગ્યાં શરીરનાં; શોણિત; પડિ નિ બિહા થાય. ૪૪
વિષપાનની પિરિ થયા વ્યાકુલ; તવ ચઢિ છિ મનિ રીસ;
અન્યોઅન્યિ ભિહૂ છિ ફેરવી, કરગદા મારી શીશિ. ૪૫
તવ પડ્યુ પ્રથવી પારથ-પુત્ર; તિજ્યા તત્ક્ષણ પ્રાણ;
પછિ દુ:શાસનસુત તિજી મૂર્છા, ઊઠિઉ નિરવાણ. ૪૬
અભિમન તવ મરણ પામિઉ, પણિ સરવનિ મનિ ભ્રાન્તિ;
તવ પડ્યા ત્રુટી મહારથી, તે છઇ મિલી કીધી ઘાત. ૪૭
અશ્વત્થામા, દ્રોણ, જિદ્રથ, દુર્યોધન નિ કરણ,
દુ:શાસનના પુત્ર શૂં, એ છઇ, મિલી પમાડ્યુ મરણ. ૪૮
તિહાં શબ્દ થયુ બહુ બુમ્બારવ, વજડાવ્યાં નીસાણ;
તે વાત જાણી પાણ્ડવિ; સેના હવી ભઙ્ગાણ. ૪૯
તવ દુ:ખ પામ્યા યુધિષ્ઠિર; સહૂ યોધ દિઇ છિ ધીર:
'શૂરવીર અભિમન કહાવિ, બહુ હણ્યા કૌરવ-વીર.' ૫૦
તેણિ સમિ અસ્તાઙ્ગત થયુ રવિ, સહૂ સેના શિબિરિ જાઇ,
તવ વલ્યા કૌરવ વાજતિ; આનન્દ અઙ્ગિ નવિ માઇ. ૫૧
ધૃતરાષ્ટ્ર સન્તોષ પામ્યુ, સઞ્જેનિ લાગુ ચરણિ.
ભાઉ કિહિ: હૂં પતિતનિ, પ્રભુ! રાખિ તૂં નિજ શરણિ. ૫૨
૩૨૯

---

## કડ્વૂં ૯ મૂં—રાગ વેરાડી

સઞ્જે કિહિ: સાંભલિ, રાજન! અવસુકન થાઇ છિ અર્જુન;
પક્ષી આનન્દ પામ્યાં ઘણાં, માંસ ભક્ષ કરવા યોધ તણાં. ૧
તિહાં રુધિર તણી ચાલી નદી; યોગણીઇ તવ વાણી વદી.
પાણ્ડવ સહૂ કો શિબિરિ ગયા; સેના ઊતારી દુ:ખિઆ થયા. ૨

રાઇ યુધિષ્ઠિર બિઠા છિ જ્યાંહિ, સકલ યોધ મિલી આવ્યા ત્યાંહિ;
તવ રાઇ યુધિષ્ઠિર બોલ્યા સહી: "હૂં ઊકરુ કો પાપી નહીં: ૩
મિ મોટૂં કીધૂં દુષ્ટ કર્મ; કૂંઅર રણિ મોકલ્યુ તે અધર્મ;
દ્રોણરૂપી દાવાનલ માંહિ, બાલકનિ મોકલિઉ ત્યાંહિ. ૪
કરી યુદ્ધ પડિઉ અભિમન્ન; શુ ઉત્તર દેઇશૂં અર્જુન?
કૃષ્ણા, સુભદ્રા નિ દેવેશ, તે આગલિ શુ ઉત્તર દેશ?" ૫

ઇમ ધરિ દુઃખ, મૂકિ નિઃશ્વાસ; તવ તિહાં આવ્યા વેદવ્યાસ.
અર્ધ્યપાદ્ય પૂજા તે કરી, ધરમરાઇ વાણી ઉચ્ચરી: ૬
"કૃપાનાથ! સાંભલુ, કહૂં, વ્યાસ! છ રથી મિલી કરયુ કૂંઅરનુ નાશ;
કૌરવિ ક્ષત્રીનુ સહી લોપ્યુ ધર્મ, છ જણિ મિલી કીધૂં દુષ્ટ કર્મ. ૭
અભિમનનૂં શૂં કરૂં વિખાણ? બહુ ભૂપતિના તણિ લીધા પ્રાણ."
કરિ વાત નિ મૂકિ નિઃશ્વાસ; તવ તિહાં બોલ્યા વેદવ્યાસઃ ૮
"તૂં કાં દુઃખ ધરિ, ધર્મ ધાર! છાંડશિ ધીર બીજન તે, વીર!
બાંધી કેડિ કરિવા સંગ્રામ; કૂંઅર પામ્યુ અવિચલ ઠામ. ૯

તેહ તણૂં દુઃખ ધરવૂં ફોક; તેણિ ખ્યાતિ કીધી ત્રિલોકિ;
રણસંગ્રામિ પામ્યુ મરણ; વિષ્ણુલોક પામ્યુ હરિચરણ. ૧૦
તૂં સર્વગ્ન્યાની નાણિ સહી; મરણ તણુ ભિ એ આણીશ નહીં;
મિથ્યા ભવ એ સઘલી સૃષ્ટિ, શિવ બ્રહ્માદિક ઇન્દ્ર અદષ્ટ." ૧૧

સુણી વાઇક બોલ્યા ધર્મરાઇઃ "કુહુ એ સન્ધે માહરા મન માંહિ;
મ્રતલોક જ્યે ધરિઊં નામ, દેહ પડિ આત્મા જાઇ કુણિ ઠામિ? ૧૨
સુરિનર મુનિ મોટા હુઇ નાશ; મ્રત તે શૂં છિ? કુહુ, મુનિ વ્યાસ!"
વ્યાસ કિહિઃ "સુણિ, ધર્મ! એહ, એક વચન, નારદિ કહ્યૂં જ્યેહ; ૧૩

એકચિન્ત થૈ સાંભલજ્યો, ધર્મ! શ્રવણ કરિ છૂટિ સરવ કર્મ;
બ્રહ્માઇ સૃષ્ટિ કીધી મહીં, તિહાં લગિ મ્રત હતૂં નહીં. ૧૪

ભારાક્રાન્ત પૃથ્વી બહુ થઈ; બ્રહ્મા-આગલિ રડતી ગઈઃ
'સ્વામી! પિતા માહરુ છિ તૂંઅ; રસાતલિ હાવિ જૈશ હૂંઅ. ૧૫

મિ તુ નહીં સે'વાઇ છિ ભાર;' વચનિ બ્રહ્મા કોપ્યા તેણી વાર;
ચઢ્યુ ક્રોધ અદ્ભુત વિકરાલ; નેત્રવહ્નિ નીકલ્યુ તેણિ કાલિ; ૧૬
વ્યાપી અગ્નિ દશોદિશિ પાસિ; પ્રલિકાલ માંડ્યુ સહૂ નાશ,
તવ વિચારચૂં વિષ્ણુ–મહાદેવિ; બ્રહ્મા કહ્નિ આવ્યા તત્ખેવ; ૧૭
આશ્રિજ્ય પામી લાગુ પાઇ: 'કિમ પધારચા વિષ્ણુ–શિવરાઇ?
કુહુ કારય સેવક મનિ ધરિ.' તવ શઙ્કરિ વાણી ઉચ્ચરી: ૧૮
'નાભિકમલિ તાહરી ઉત્પત્તિ; તુઝ નિત્રિ પ્રગટ્યુ વહ્નિ સત્તિ;
તે સૃષ્ટિ કીધી છિ ભવ-ઘાટ; ભિ એહ કરુ છુ તે શા માટિ?' ૧૯
સુણી વચન બ્રહ્મા ઇમ કિહિ: 'ભારાક્રાન્ત પૃથ્વી કિમ રિહિ?
તેણિ આવી મુઝનિ કહ્યું; ચઢ્યુ કોપ; એહ તુ ઇમ રહ્યૂં.' ૨૦
શિવ કિહિ: 'બ્રહ્મા! સાંભલિ વાત; સઙ્ઘાર તણું કારણ મુઝ હાથિ;
તૂં બિઠુ સૃષ્ટિનૂં કરવા કાજ; પ્રતિપાલન કરશિ મહારાજ. ૨૧
તહ્મ્યો કોપ શમાવુ સહી; હૂં વિના કો અન્ય સઙ્ઘારિ નહીં.'
તવ તેડ્યુ વહ્નિ; શમાવ્યુ કોપ; બહુ સાગર વ્રક્ષ સમ કીધાં લોપ. ૨૨
તવ શિવ, બ્રહ્મા, વિષ્ણુ બિઠા મિલી, વિચાર મનિ કરી ધારચૂં વલી;
જિમ આવિ, મ્રત પામિ જિમ્મ, મ્રત ઊપજિ સહૂ કરીઇ તિમ્મ." ૨૩
એહવુ વિચાર કરિ જ્યેટલિ, એક સ્ત્રી ઊપજિ તેટલિ.
નેત્ર થકી પ્રગટી તે નારિ; મેહલિ ક્રોધિ તે નિરધાર. ૨૪
કૃષ્ણ વસ્ત્ર; લોચન રાતાં સહી; દક્ષિણ દિશિ જોઇ ઊભી રહી;
વિકલ દૃષ્ટિ દીસિ વિકરાલ. શિવ વલતા બોલ્યા તત્કાલ: ૨૫
'અરે અબલા! તાહરિ મ્રત નામ, સઙ્ઘારવાનૂં તુઝને સોંપૂં કામ;
તિહાં કુહુની નહીં ધરવી લાજ; અન્તરિ વહેરુ મા; કરેશ કાજ. ૨૬
રઙ્ક રાઇ મોટા મુનિ મહન્ત, અવધિ કરજે સહૂનુ અન્ત.'
એહવૂં વચન અબલાઇ સુણી, અતિ ચિન્તાતુર થૈ તે ધણી: ૨૭
'એ કારય શૂં મુઝનિ દીધ, બાપ! નિર્દિ દુ:ખ–કર્મ કરવૂં પાપ?
પામી દુ:ખ દેવા એ રડિ; બ્રહ્મા! કિહિ: 'રખિ આંસૂ પડિ!' ૨૮

જુ ભૂમિ ટીપૂં પડશિ એક, રસાતલ લગિ જાશિ શેખ.'
તવ આશ્વાસના બ્રહ્મા કરિ: 'અરે અબલા! તૂં દુ:ખ શિ ધરિ?' ૨૯
કર માંહિ ઝાલ્યા આંસૂપાત; અબલા વલતી કિહિ: 'સુણિ વાત;
એ નિદિં દુ:ખ–પાતકનૂં કામ; અબલાથી કિમ ચાલિ સામ? ૩૦
હાવિ મુહ્નિ આગ્ન્યા દીજિ, તાત! કરૂં તપ વન માંહિ વિખ્યાત.'
બ્રહ્મા કિહિ: 'સાંભલિ, મ્રત! આજ,
મિં તુ નિર્મી છિ તૂં એણિ કાજિ.' ૩૧
સુણી વચન નીચૂં જોઇ રહી; માગી શીખ તપ કરવા ગઈ;
દેહ કષ્ટ દમિ એક અંગુષ્ઠ–પગિ; ધરચૂં ધ્યાન ઉગણીસ પક્ષ લગિ. ૩૨
વલી તિહાંથી નન્દ નદીઇ ગઇ, શત પક્ષ તપ કરચુ તિહાં જઈ;
વલી તટ–ગઙ્ગા જૈ કરચૂં કષ્ટ, સહસ્ર કલ્પ લગિ એક અંગુષ્ઠિ. ૩૩
વલી મેરુ પરવતિ શત નિખર્વ, નૈમિષારણ્યિ ગૌતમીતટિ સર્વ;
થઈ નિષ્પાપ; પાતક સવિ ગયૂં; કાલ કેટલુ ઇમ કરતાં થયુ. ૩૪
તવ આવ્યા બ્રહ્મા વેગિ કરી, પ્રીતિઇ બોલાવી એ સુન્દરી:
'અરે અબલા! કિહિ મનની વાત.'
પછિ મ્રત વચન બોલી: 'સાંભલિ, તાત! ૩૫
દુષ્ટ કર્મનુ કરવુ નાશ; અપ્રેમથી પામૂં છૂં ત્રાસ.'
બ્રહ્મા કિહિ: 'તુઝનિ નહીં પાપ; કરિ સહ્વાર; કહૂં છૂં આજ. ૩૬
તુઝ શિર દોષ તે આવિ નહીં; જા; તુઝનિ સાથ કરી આપૂં સહી;
એક કાલ; બીજુ ધર્મ રાજ; ત્રીજી શિવ–આગ્ન્યા હૂતી આજ. ૩૭
વલિ વ્યાધિ અષ્ટોત્તર શત ચેહ, જા, તુઝ સાથિ સદા રિહિ તેહ.'
ઇમ કહી આંસૂ મૂક્યાં મહીં, તેહ્નની વ્યાધિ સકલ તે સહી. ૩૮
આંસૂપાત ઝાલ્યા હૂતા ચેહ, અન્ત્રિક્ષ લેઇ મૂક્યાં તિહાં તેહ;
તે લ્યાવી નાખ્યા પ્રથવી–મુઝારિ; તેહ્ના રોગ થયા સંસારિ. ૩૯
'એ લેઇ સહ્નિ કરુ સહ્વાર; તૂં નિષ્કલઙ્કૂં સદા હજ્યો, નારિ!'
સુણી વચન મ્રત કિહિ છિ વાતઃ 'એક વર માગૂં; આપુ, તાત! ૪૦

યે પાપી કરિ દુષ્ટ કર્મ, કામ ક્રોધ આચરિ અધર્મ,
પુણ્યદાન દયા ધરમ નહીં, તેહ્નુ નાશ શીઘ્રિ કરૂં સહી. ૪૧
યે હરિ કેરૂં ધરશિ ધ્યાન, તેહ્નિ શુભ દેઇશ હૂં માન;'
બ્રહ્મા કિહિ: 'જા, એ સતિ વાણિ.
વલી એક તૂંહ્નિ કહૂં, સતિ જાણિ. ૪૨
યે હરિભગતિથી વિમુખ હોઇ, તેહ્નુ નાશ શીઘ્રિ કરજ્યે સોઇ.
વિષ્ણુ–ભગતિ ધર્મ રાખિ નિતિ, તિહાં તૂં જાજ્યે તેહ્વી રીતિ.' ૪૩
ઇમ કહી પામ્યા અન્તરધાન; સાંભલ વાત; કિહિ: રાજન!
એ વ્રત કુહુનિ મૂકિ નહીં; બ્રહ્માની આગ્ન્યા એ સહી. ૪૪
કોઇ આજ, કોઇ કાલિ જશિ; આવાગમન સહૂ પ્રલિ થશિ;
અભિમન બિઠૂ ઇન્દ્રાસન્નિ; નથી મુઉ, જીવતુ જાણિ, રાજન! ૪૫
તે માટિ સાંભલિ કહૂં, રાજ! એ દુ:ખ મનથી તૂં કરિ ત્યાજ.
એહ કથા સાંભલશિ જેહ, જાઇ શોક, સુખ પામિ તેહ. ૪૬
સકલ વ્યાધિ દેહથી જુઇ નાશ, મનવઞ્છિત ફ્લ પામિ આશ."
**ભાઉ** કિહિ: કાંઇ હૂં નવિ લહૂં; શ્રીગુરુકૃપાથી આગલિ કહૂં. ૪૭

૩૭૬

---

## કડ્વૂં ૧૦ મૂં—રાગ સામેરી

વ્યાસ–વાઇક સાંભલી, ધર્મરાઇ બોલ્યા વાણિ:
"કથા એ સુન્દર ભલી, વલિ કુહુનિ, ચતુર સુજાણ!" ૧
વ્યાસ કિહિ: "ચૈતનનુ સુત, સંસારજ એહ્વૂં નામ;
પ્રીતિ જાણી આવિઆ, નારદ ઋષિ તેણિ ઠામિ. ૨
પૂજા કીધી પ્રેમશૂં, કુન્તાતન! તેહ્નિ આપ્યૂં ધન;
પ્રસન્ન થૈ નારદ કિહિ: 'રાઇ! માગિનિ વરદાન.' ૩
ચૈતન કિહિ: 'હૂં અપુત્રવન્ત નિ, આપીઇં મુઝ સન્તાન.'
'પુત્રસઞ્ઞા કરિ તેહ, સોવ્રણુ થાઇ વરદાન.' ૪

વચનિ નારદ તણિ વરથી, પુત્ર પામ્યુ સોઇ;
પુત્રી-શઙ્કા કરિ તેહ, જાજુલમાન સોવ્રણ હોઇ. ૫
તેણિ કરચાં મન્દિર હેમનાં; સ્થિતિ-પાત્ર સૌ સુવરણ;
વાત જાણિ ચોરિ આવી, પુત્ર કરિઉ તિહાં હરણ. ૬
જાણી દેવ સુવર્ણનુ તેહ, લેઇ ગયા વન માંહિ;
કરયુ વધ વિષ્હાનિ દેખી, નાખી દીધુ ત્યાંહિ. ૭
દુઃખ આણિ ભૂપતિ કિહિ: 'આ શુ થયુ ઉત્પાત?'
તેણિ સમિ નારદ આવિઆ; સર્વ કહ્યુ વૃત્તાન્તઃ ૮
'હાવિ શોક તિજિ તૂં મન તણુ; થિર નહીં કો સંસારિ;
અંત તુ છિ સર્વ કોઇનિ; જો તૂં, કોઇ રહ્યુ છિ નિરધાર? ૯
મરુત સરીખુ ભૂપતિ, જેણિ જગ્ન કીધા સોઇ;
અજીર્ણ વહ્નિનિ ઉપનૂં, પણિ ગયૂં તેહ સોઇ. ૧૦
વલી શાલિહોત્ર રાજા સતવાદી, અશ્વમેધ શત કીધા સાક્ષાત;
તેણિ વૃષ્ટિ કરાવી સરવ મહીઇ: હેમ તણુ વરસાદ; ૧૧
પણિ તેહ સરીખુ ગ્રસ્યુ કાલિ. પુરૂરવા એક રાઇ,
દસ સહસ્ર હસ્તી જગ્ન-દાનિ, બ્રહ્મભોજન પ્રણમી પાઇ; ૧૨
તેહ સરીખુ નવિ રહ્યુ; વલી, અન્ય કહૂં હૂં વાતઃ
ઉશીનરનુ સુત શિબિ ભૂપતિ; ત્રિભુવનિ તેહ્‌ની ખ્યાતિ. ૧૩
તેણિ અશ્વરથ હેમ ગાઇ આપ્યાં, મેઘ-બિન્દુ-સઙ્ખ્યાઇ;
બ્રહ્મભોજન બહુ દાન કરચાં; વલી, બહુ અસઙ્ખ્ય દક્ષિણાઇ; ૧૪
તેહ્‌ની દૂધ ઘ્રત મધુની નદી ચાલી; ખીર કર્દમ ખાંડ;
શર્કરાશૃં યુગતિ કરી, વિપ્ર ભોજન કરિ અખણ્ડ. ૧૫
ઇમ જગ્ન કીધા અતિ ઘણા, પણિ તુહિ આવ્યુ અન્ત.
વલી સુત દશરથ તણુ રઘુ, પ્રાક્રમી સતિવન્ત, ૧૬
યેહ્‌નૂં નામ લહિતાં અઘ જાઇ, તારણ યે ત્રિભુવનિ;
તેહ્‌ના નામના પરતાપથી, થાઇ પતિત પાવન; ૧૭

યેણિ રાવણ રોલિઉ, મારિઉ ઇન્દ્રજિત, કુમ્ભકર્ણ;
વચન પાલ્યાં માતપિતાનાં, જૈ વશિઆ એ અરણ્ય; ૧૮
ભાર ભોમિનુ યેણિ ઊતારયુ; સરવની પૂરી આશ;
અગિઆર સહસ્ર વરસ રાજિ કીધૂં; પુર સહિત ગયા વૈકુણ્ઠવાસ; ૧૯
તેહ સરીખા નવિ રહ્યા. ભગીરથ મહાવીર,
પૂર્વજ તારવા પોતાના, ગઙ્ગાજી લ્યાવ્યુ ધીર. ૨૦
દિલિપનિ ઘિરિ ગાન્ધર્વ સવિ, મિલી કરતા કાજ;
સહસ્ર અપછરા નાચ કરતી; નીતિં ચલાવિ રાજિ; ૨૧
પણિ તેહ સરીખા મ્રત પામ્યા. વલી માન્ધાતા મહીપતિ,
યૌવનાશ્વ દેહથી ઉપનુ; નહીં માત–ઉદરિં ઉત્પત્તિ. ૨૨
અઙ્ગુષ્ઠ ધાવ્યુ ઇન્દ્ર–અસુ તે, પુષ્ટ થયુ દિન બારિ;
ભગીરથ નવ ખણ્ડ મહી ફરયુ, દિવસ એક મુઝારિ. ૨૩
કહૂં પૃથવી માંહિ હારી, જીત્યુ સકલ સંસાર,
તેહ પણ અવધિઇ ચાલિઆ. વલી અન્ય મહીપતિ, નહીં પાર. ૨૪
વલી એક શશિબિન્દુ ભૂપતિ; એક લાખ ઘિરિ નારિ;
તેહનિ પુત્ર તિહાં બહુ ઊપના, અકેકીનિ એક હજાર. ૨૫
જગ્ન કરી હેમ રત્ન આપી દક્ષિણા; કરાવ્યાં ભાવતાં ભોજન;
એહવા ધર્મિષ્ટનિ ગ્રસ્યા કાલિ, તુ તૂં શું દુઃખ ધરિ, રાજન? ૨૬
વલી એક ભૂપતિ હવુ; કહૂં તેહનુ મહિમાઇ;
વીસ સહસ્ર વિદ્યારથી ભણિ; રાઇ–મન્દિરિ વેદધુનિ થાઇ. ૨૭
તે વિદ્યારથી ભણતા સાંભલી, પિત્રિદેવ થયા રલિઆતિ;
તે પુણ્ય થકી ચાલી નદી, તે ચરમવતી વિખ્યાત. ૨૮
વલી એક ધર્મિષ્ટ રાજા, હવુ ગોપાલ રાજન;
છત્રીસ જ્યોજન પોહલુ કરિઉ મણ્ડપ, લાંબુ શત જ્યોજન, ૨૯
વીસ જ્યોજન કેરી વેદી, કરી મધિ સોવરણ;
બ્રહ્મભોજનની સઙ્ખ્યા નહીં; દક્ષિણા આપી ધરણ. ૩૦

પચવીસ પર્વત અન્નના, તે રહ્યા આદ–અદાપ;
તિહાં નદી ચાલી ઘ્રત તણી; તે શ્રવણથી જાઈ પાપ. ૩૧

વસ્ત્ર આભરણ રહ્યાં તિહાં; જયક્ષ ઉદિ થયુ એક;
તેહ સરીખા નહીં રહ્યા; વલિ ગયા અન્ય અનેક. ૩૨

વેણુ રાજા તણુ સુત પે, ધર્મિષ્ઠ થયુ ભૂપાલ,
તેહનિ પ્રથવી ખેડાતી અન્ન, આપતી તત્કાલ; ૩૩

તેણિ દેવદાનવ જયક્ષ મિલી, અવની દોવરાવી જાણિ;
સોવ્રણની મહી કરી આપી, વિપ્રનિ નિરવાણ. ૩૪

સાઠિ સહસ્ર સાતશિ હસ્તી, કરિઆ તે સોવરણ;
કરી જગ્ન વિપ્રનિ દાન આપ્યાં, તુહી પામ્યા મરણ. ૩૫

જયમદગ્નિ–સુત ફરશુરામ, તેહની શી કહૂં તુઝનિ વાત?
નક્ષત્રી પ્રથવી કરી એક–વીસ વાર વિખ્યાત. ૩૬

સમુદ્ર ઠેલી કોંકણ માધ, કરિઉ જૈ વિશ્રામ;
અયુત ચોસઠ હણ્યા ક્ષત્રી; સહસ્રાર્જુનનુ ફેડ્યુ ઠામ. ૩૭

તૂં જોનિ, રાજા! વિચારી; દુઃખ ધરિ તે ફોક;
એહૂવા ગયા નિ બહુ જાશિ; કો સ્થિર નહીં ત્રૈલોકિ. ૩૮

આખ્યાન એ વંશાવલી, સાંભલિ પાતક જાઇ;
બાલ–સ્ત્રી–બ્રહ્મહત્યા, શ્રવણ થકી મૂકાઇ.' ૩૯

ઇમ કહી નારદ કથા, ગયા તે સ્વસ્થાનિ."
વ્યાસ કિહિઃ "સાંભલિ, ધર્મરાઇ! તૂં શૂં દુઃખ ધરિ, રાજાન? ૪૦

સુરનર જયોગી મહન્ત મુનિવર, યેહ પામિ ગતિ,
તેહ થકી અધિક તાહ્રુ કૂંઅર પામ્યુ સતિ. ૪૧

તૂં શોચ કુહુનુ કરિ છિ? તે ચન્દ્રનુ અવતાર;
કલા પામી પૂર્ણ જૈ મિલ્યુ, તે ઇન્દુનિ નિરધાર. ૪૨

તહ્મ્યો ધીરજ આણી કરુ યુદ્ધ નિ કૌરવ થશિ સહી નાશ."
ઇમ કહી શીખ માગી વલ્યા, નિજ સ્થાનકિ વેદવ્યાસ. ૪૩

## ઊથલુ

વ્યાસ તિહાં ચાલ્યા સહી, તદ્‌ન્મ્યો, શ્રોતા! સવિ શ્રવણિ ધરુ;
આનન્દ પામી એકચિત્તિ, અહર્નિશ હરિ–સમરણ કરુ. ૪૪
૪૨૦

---

## ૪. પ્રતિજ્ઞાપર્વ—

### કડવું ૧૧ મું—રાગ મલ્હાર

વૈશમ્પાયન બોલિઆ: સાંભલિ, જન્મેજે રાઇ રે!
સંસપતકનિ જીતી વલિઆ અર્જુન, સન્ધ્યા સમિ તવ થાઇ રે. ૧
વાલ્યુ રથ તવ વેગિ હરિઇ; અર્જુન કહિઃ "સુણ, નાથ રે!
કુશલ નથી આજ આપણિ, એહવૂં, જાણૂં છૂં મન સાથિ રે. ૨
અવશુકન હુઇ દેહનિ, મુખિ હોઠ સૂકિ, રુદિ ફાલ રે."
કૃષ્ણ કહિઃ "કલ્યાણ છિ." આવ્યા, સરવરિ સન્ધ્યાકાલિ રે. ૩
કરી સમરણ સન્ધ્યા તણું, બિશી રથિ શિબિરિ જાઇ રે;
"અરે નાથ! રણિ આપણિ, દુન્દુભિ શિ નવિ થાઇ રે? ૪
કુંઅર સન્મુખ આવતુ ધાહિ; આજ નહીં શા માટિ રે!
મૌન ધરી બિઠા સહૂ, શોક ધરિ ઊચાટ રે." ૫
ધર્મ–આદિ બિઠા મિલી તિહાં, આવિઆ અર્જુન્ન રે;
દેખી રાઇ કૃષ્ણ–પાર્થનિ, ગાઢિ કરિ રુદન્ન રે: ૬
"અરે દૈવ! તિં શ્યૂં કરયૂં? ત્રુટી મનિ માહરી આશ રે;
ચક્રાવુહ કીધુ ગુરુ દ્રોણિ; કિમ કરી કુંઅર થયુ નાશ રે? ૭
સુન્દર તન કોડામણુ; કાયા કોમલ ગાત્ર રે;
હૂં ઘર માંહિથી નવિ કાઢતુ; વીસરતુ નહીં ક્ષણ માત્ર રે. ૮
પ્રાક્રમ બલ જાણી રાખતુ; રખિ જાણૂં, કોઇ કરિ ઉત્પાત રે!
જુ બાણ મૂકિ ક્રોધશ્યું, તુ શેષ લગિ જાઇ ખ્યાતિ રે. ૯

કુણ પૂછશિ, ભૂખ્યુ, તરસ્યુ? કૂંઅર! ખૂંચતી હશિ ધરણ રે,
ચે સુખશય્યાઇ પોઢતુ, વાઇ વીંઝણા, તલાંસતા ચરણ રે; ૧૦
આગ્ન્યા માહરી વિના કિમ ગયુ? સુભદ્રા દ્રુપદી જુઇ વાટ રે;
વજ્રલોહમિ રુદિ માહરૂં, ફાટતૂં નથી શા માટિ રે? ૧૧
કૃષ્ણજી! તિહાં મુઝનિ તહ્મ્યો, શિ નવિ જણાવી વાત રે?
બાણ મૂકી તિહાં થકી વુહુ, કરતુ કૌરવ-ઘાત રે. ૧૨
નીસાણ વાજિ દુષ્ટ કૌરવનાં, રુદિ લાગિ માહરિ ઘાઇ રે;
હું અર્જુન જુ હણૂં હવડાં, કૌરવતુ પ્રલિ થાય રે." ૧૩
ઇમ કરિ છિ કલ્પાન્ત ત્યાહરિ, બોલ્યા પુરુષપુરાણ રે:
"જુ તૂં, અર્જુન! એમ કરિ છિ તુ, અન્ય તિજશિ પ્રાણ રે. ૧૪
હાવિ ધીરજ દિ સર્વ યોધનિ, ક્ષોભના પામિ છિ યે મન્નિ રે.
વીસરુ, શૂં અહ્મ્યો કહી તૂંહ્નિ, ગીતા તે, અર્જુન્ન રે! ૧૫
તેહ તુ પામ્યુ સ્વર્ગસદન; કરુ રણ તણુ બહુ સહાર રે.
તે સ્થાનકિ બિઠુ આપણિ; તે ચન્દ્રનુ અવતાર રે." ૧૬
સુણી અર્જુન ધર્મનિ કિહિ છિઃ "કૂંઅર કિમ થયુ નાશ રે?
કુણિ મારયુ કિમ કરી? કુહુ તહ્મ્યો, કુણ હતા પાશિ રે?" ૧૭
ધર્મ કિહિઃ "વુહુ રચ્યુ ગુરુઇ, ચક્રાવુહુ છિ યેહ રે;
ભેદવા કો સમરથ નહીં, કૂંઅર જાણતુ હતુ તેહ રે. ૧૮
તે નીસરવા નહીં લિહિ થાનક; કહૂં, કરશૂં સાહિ રે;
તવ જિદ્રથ આવી રહ્યુ દ્વારિ, અહ્મ્યો નવિ પિસાઇ રે. ૧૯
આગ્ન્યા કિમ લોપાઇ શિવની? તિહાં એકલુ અભિમન્ન રે;
મહારથી ખટ મિલી મારિઉ, તે દુઃશાસનનિ તન્નિ રે. ૨૦
જિદ્રથનિ નહીં દયા આવી; તવ કૂંઅર પામ્યુ મરણ રે."
અર્જુન એહવૂં સાંભલી તવ, મૂર્છાગત પડિઉ ધરણ રે. ૨૧
"હાઇ, હાઇ, પ્રભુ!" ઇમ કિહિ; અર્જુનનિ ચઢિઉ કોપ રે:
"સૂર્ય અસ્તાગત મધિ દિવસિ, જિદ્રથ કરવુ લોપ રે." ૨૨

સકલ યોધ શ્રીહરિ દેખતાં કહ્યૂ: "સતિ મારેશ સોઇ રે."
આવી ચરણિ લાગુ ધર્મ-કૃષ્ણનિ, તવ કહ્યું: "એ વધ નવિ હોઇ રે. ૨૩

ઇન્દ્ર-આદિ આવી કરિ, એહૂની રક્ષા સોઇ રે."
"પિહિલાં મારૂં તેહૂને પછિ, એહનિ મારૂં સોઇ રે. ૨૪
સૂરય-અસ્તાઽંત વિના નવિ હણૂં, તુ દેહ કરૂં માહ્રુ ત્યાજ રે."
પ્રતિગ્ન્યા દીધી ખરી: "કાષ્ટ-ભક્ષ તણૂં કરવૂં કાજ રે. ૨૫

માતપિતા બ્રહ્મઘાતકી, ગોબાલક સ્ત્રી આપ રે;
જુ જિદ્રથનિ મારૂં નહીં તુ, એ સહૂ માહ્‌રિ શિરિ પાપ રે. ૨૬
ગુરુસ્ત્રી-ગામી, મિથુન દિવાકરિ, દ્રોહી વિશ્વાસઘાત ચેહ રે,
કન્યા તણુ વિક્રિ કરિ, મહા-પાતક ઊપજિ તેહ રે; ૨૭

જુ દેહ રાખૂં એહૂનુ તુ, પાતક મુઝનિ સાર રે."
ઇમ કહી પ્રતગ્ન્યા અર્જુનિ; કરયુ ધનુષ તણુ ટઙ્કાર રે. ૨૮
પાઞ્ચજન્ય શઙ્ખ પૂરયુ શ્રીહરિઇ; દેવદત્ત પારથ-વીરિ રે;
સેના સહૂ શાંતરી કરી, યોધનિ આપી ધીર રે. ૨૯

ત્રિભુવનિ શબ્દ જૈ પુહુતુ; દેવ, દૈતિ, વરુણ, ઇન્દુ, સોઇ રે,
સમુદ્રિ તાં મરજાદા તિજી; 'શૂં થાશિ ?' કિહિ સવિ કોઇ રે. ૩૦
કૌરવ ત્રાસ તે પામિઆ; સુણી જિદ્રથનિ પડી ફાલ રે;
તવ દુર્યોધન-આગલિ જૈ કહ્યૂં: "હાવિ માહ્રુ ખૂટુ કાલ રે. ૩૧

કીધી પ્રતગ્ન્યા પારથિ, તે સહી, માહ્રુ કરશિ લોપ રે.
હાવિ હૂં તુ નાહ્‌સૂં સહી; પુત્રઘાતથી ચઢિઉ કોપ રે. ૩૨
તહ્મ્યો રક્ષા કરુ માહ્‌રી, કરણ-દ્રોણ મિલી સાહિ રે;
તહ્મ્યો સરવ રાખુ તુ રહૂં, નહીં તુ મિં કિમ કરી રિહિવાઇ રે ?" ૩૩

જિદ્રથનાં વાઇક સુણી શલ્ય કર્ણ કિહિ દુર્યોધન્ન રે:
"અહ્મ્યો રક્ષા કરીશૂં સહી, સરવ યોધ મિલી, રાજન્ન રે ! ૩૪
તૂં છિ અતિ ઘણુ પ્રાક્રમી; અર્જુન સમતોલ હોઇ રે."
જિદ્રથ કિહિ: "ગુરુ દ્રોણ કિહિ, તુ સતિ માનૂં સોઇ રે." ૩૫

પછિ દ્રોણ પાશિ સહૂ આવ્યા; વૃત્તાન્ત કિહિ જિદ્રથ રે;
કહ્યું: "હૂં છૂં સમતોલ તેણિ, બલવીરયિ પારથ રે? ૩૬
અર્જુન બીરૂ કરી શકૂં તુ રહૂં, તુ તહ્મ્યો કરુ સાહિ રે."
દ્રોણ કિહિ: "અર્જુન પ્રાક્રમી; તેહૂનિ સાહિ વૈકુણ્ઠરાઇ રે. ૩૭
અહ્મ્યો રક્ષા તાહ્‌રી કરૂં; તૂં પ્રાક્રમી છિ બલવન્ત રે;
તિં જયગ્ન–જ્યાગ કીધા ઘણા; હાવિ શૂં દુ:ખ અન્તિ રે? ૩૮
સ્થિર તિહાં કો રિહિશ નહીં; અતનૂં દુ:ખ ધરવૂં ફોક રે;
ક્ષત્રીવાટિ મરણ પામતાં સહી, સુખ પામેશ સ્વર્ગલોકિ રે. ૩૯
શકટ–વુહ, રક્ષા કરૂં;" એહ્‌વૂં, સાંભલી દ્રોણ–વચન્ન રે,
તવ મન વાલી જિદ્રથ વલિઉ; સહૂ શિબિર ગયા રાજન્ન રે. ૪૦
સઞ્જે કિહિ ધૃતરાષ્ટરનિ: શીઘ્રિ થાશિ વીર જિદ્રથ રે.
ભાઉ કિહિ: જીતશિ સહી, યેહ્‌નિ, સાહિ હરિ સમરથ રે. ૪૧

૪૬૧

## કડવું ૧૨ મૂં—રાગ મારૂ

વૈશમ્પાયન કિહિ ભૂપતિનિ; સુણિ, જન્મેજે! વાત;
વિચાર કરિ પાણ્ડવશૂં શ્રીહરિ, બિઠા પાંચિ ભ્રાત. ૧
ઇન્દુ, ઈશ, બ્રહ્મ, મુનિ સાહિ કરવા, ઉ[દ્યત] વરુણ સહૂ દેવ;
ધરિ દુ:ખ; ચિન્તા અર્જુનની: 'શૂં થાશિ અવસ્યમેવ?' ૨
આણી ખેદ હરિ કિહિ પારથનિ: "સાંભલિ સાચ્ચું, વીર!
જિદ્રથ બલિઉ કિમ પડશિ? સાહિ એહ્‌નિ બહુ ધીર. ૩
કિહિ, ભાઇ! પૂછ્યૂં નહીં અમનિ; તિં કરી પ્રતગ્ન્યા આજ:
'સૂરય અસ્ત મધ્ય દિવસિ,' તે કિમ થાશિ ત્યાજ? ૪
દ્રોણ–આદિ તિહાં મહારથી; છિ જિદ્રથ બલવન્ત;
શકટ–વુહ યેહૂનિ સાહિ સકલ દલ, કિમ થાઇ તેહૂનુ અન્ત?" ૫
સુણી વચન પારથ અતિ ક્રોધિ, કિહિ: "સાંભલુ, શ્રીરઙ્ગ!
એ કો સાહિ કરિ, તેહૂનિ જીતી, જિદ્રથનુ કરૂં ભઙ્ગ. ૬

ઇન્દ્ર, ઈશ, પાતાલ–શેષ રક્ષા, કરિ તેહૂની નિરવાણ,
તુ હૂં જીતેશ સહૂ કોનિ; જિદ્રથ માહરૂં પ્રમાણ. ૭
આવડૂં શૂં મુંહ્નિ તહ્મ્યો બીહાવુ? કુણ માત્ર છિ જિદ્રથ?
હૂં કિમ હાઇં? ચઉદ ભુવનપતિ! તૂં સાહિ છિ સમરથ ૮
યે કો સમરણ કરિ, રિપુ જીતિ, નામ તણિ મહિમાઇ,
તેહ તૂં, સ્વામી! સન્મુખ માહૂરિ; મુંહ્નિ કુણિ જીતાઇ?" ૯

સુણી કૃષ્ણ તે હરખ પામ્યા, કિહિઃ "ભલિ ધન, અર્જુન!
તૂંહ્નિ દૃઢ વિશ્વાસ છિ માહરુ, તુ સહી રિપુ થાશિ પતન. ૧૦
તૂંહ્નિ કોઇ જીતિ નહીં ત્રિભુવનિ; કુણ માત્ર એ? જાણિ."
શ્રીહરિનાં એહ્‌વાં વચન સાંભલી, અર્જુન બોલ્યા વાણિઃ ૧૧

"સ્વામી! તહ્મ્યો જાઉ ઉત્તરા કહ્નિ, વલિ દ્રુપદી સુભદ્રા–પાસિ;
રુદન કરતાં તેહ્નિ રાખુ; શોક કરુ તેહ્‌નુ નાશ." ૧૨
શિબિર વિપિ તવ આવ્યા સ્વામી, સુભદ્રાનિ કિહિ વાણિઃ
"અરે ભગિની! એ પુત્ર તણુ, નહીં શોક કરવુ, જાણિ. ૧૩

યે ગતિ સુરિનરનિ તાં હુઇ છિ, મુગત પામિ તેહ;
રણસંગ્રામિ અનન્ત ભડ મારચા; ખ્યાતિ ત્રિભુવનિ એહ. ૧૪
સતિ વચન કહૂં છૂં તુઝનિ; 'જિદ્રથનુ કરૂં અન્ત;'
પ્રતગ્ન્યા કરી છિ પારથિ; હણવુ તે બલવન્ત. ૧૫

ઉત્તરાનિ તૂં રાખિ રુદન કરતી; તૂં કરિ મનિ દુઃખ આજ;
મ્રત તુ છિ સરવ કોઇનિ, કો કાલિ, કો આજ." ૧૬
સુણી વચન સુભદ્રા પછી, દુઃખ ધરી કરિ વિલાપ;
"તહ્મ્યો, પાર્થ છતાં પુત્ર મરણ પામ્યુ, તેહ અહ્મારાં પાપ. ૧૭

ધિક યોધ પાઞ્ચાલ પામિ, રાખિ સક્યા નહીં પુત્ર;
હાવિ બલ છિ તે કામ શિ આવિ? માહૂરૂં ગયૂં ઘરસૂત્ર." ૧૮
ઇમ ધરિ દુઃખ; આંસૂ પાડિ; દ્રુપદી કરિ છિ વિલાપઃ
"હાઇ, હાઇ, પુત્ર! તિં શૂં કીધૂં? માહૂરિ પૂર્વજન્મનૂં પાપ." ૧૯

આલોટિ મહીં; આંગ પછાડિ; ઉત્તરા—દુઃખ અનન્ત;
ઊઠાડી તવ આંસૂ લોહ્યાં, આશ્વાસન કરિ ભગવન્તઃ ૨૦
“અરે એ હતુ સ્વર્ગ સ્થાનકિ આપણિ, બિહુ ઇન્દુ તણુ અવતાર;
યે ગતિ હુઇ ધર્મ-અર્જુનનિ, તે ગતિ પામ્યુ નિરધાર.” ૨૧
ઇમ આશ્વાસન દેઇનિ, રોતાં રાખ્યાં ભગવાનિ;
દર્ભ-સાથરિ નર સૂવાડી, ગયા સહૂ સ્વસ્થાનિ. ૨૨
ધર્મ-આદિ સહૂ કો આપણિ, શિબિરિ કરિ છિ વિચાર;
નિદ્રા તુ નવિ આવિ ચિન્તામિ, દુઃખ ધરિ છિ અપાર: ૨૩
“જિદ્રથ કિમ જીતાશિ અર્જુનિ? કિમ ઊગરશિ દેહ?
અહ્મ્યો પુણ્ય શાં કીધાં મહીસ્થલિ, યે જીતાશિ તેહ?” ૨૪
ઇમ ધરિ દુઃખ; શુભ વાઞ્છિ નરનિ; નિદ્રા થૈ સવિ ત્યાજ.
તેણિ સમિ મધિરાતિ સમિ, દારુક પ્રતિ કિહિ મહારાજ: ૨૫
“અરે સારથિ! સાંભલિ સાચૂં, મુઝનિ દુઃખ અતિ એહ;
અર્જુન દેહ તિજિ, તવ મિં કિમ, દેખી શકાશિ તેહ? ૨૬
તવ મિં આયુધ ધરવાં પડશિ, કરવા કૈરવ—અન્ત;
અર્જુન-ઊફરુ કો નહીં માહરિ, અર્ધ શરીર બલવન્ત. ૨૭
પ્રાણવલ્લભ એહ માહરુ; એહ પાખિ ઘડી નવિ રિહિવાઇ;
જિદ્રથ-વધ કરવાનિ અર્થિ, આયુધ વિના કિમ જીતાઇ? ૨૮
તેહ માટિ તૂં જૈ દ્વારકા લ્યાવિ, માહરાં આયુધ તત્ખેવ;
નામ કહૂં તે અશ્વ જોતરી, રથ લ્યાવિ તૂં અશ્વમેવ. ૨૯
ચક્ર સુદર્શન, સારઙ્ગ ધનુષ, અનેક અસ્ત્ર યે બાણ,
તુમર, ગદા કુમોદકી અન્ય, આયુધ સરવ તૂં જાણિ. ૩૦
કવચ ટોપ સહિત તે લ્યાવજ્યે, કરવા જાશૂં સઙ્ગ્રામ;
પાઞ્ચજન્ય પૂરૂં તવ શીઘ્રિ લ્યાવિ, રણ હુઇ યેણિ ઠામિ. ૩૧
સુખ પામિ પાણ્ડવ તે કરવૂં; સાંભલિ, સારથિ! સોઇ.”
કિહિ દારુક: “સ્વામી સાહિ યેહૂનિ, તેહૂનિ જિ નિશ્ચિ હોઇ.” ૩૨

ઇમ કહીનિ ચાલ્યુ તે વેગિ; તવ જાગિઆ અર્જુન:
"શૂં થાશિ ? જિદ્રથ કિમ જીતેશ ?" અતિચિન્તા-ધરચૂં મન્ન. ૩૩
તવ આવ્યા વેગે શ્રીહરિજી; પારથ લાગ્યુ ચરણિઃ
"સ્વામી ! પ્રતગ્ન્યા કિમ થાશિ પૂરણુ ? જિદ્રથનૂં કિમ મરણુ ? ૩૪
જાણી વાત કૈરવ સજ થયા, રક્ષા કરવા કાજિ;
દ્રોણાદિક જીતાશિ કિમ કરી, સેનાપતિ, મહારાજ ?" ૩૫
સેન તુ તિહાં બહુ મિલ્યૂં છિ, ચિન્તાતુર અર્જુન્ન.
ભાઉ કિહિ: ચિન્તા કશી, યેહૂનિ સાહિ જગજીવન્ન ? ૩૬

## ઊથલુ

સાહિ જગજીવન્ન રે, તેહૂનિ તુ ચિન્તા નહીં.
ભાઉ કિહિ, જિદ્રથનિ, પછિ કિમ જીત્યુ સહી. ૩૭

૪૯૮

---

## કડ્વૂં ૧૩ મૂં—રાગ આંદોલ

સ્વામી એણી પિરિ બોલ્યા અવિનાશ રે,
આસનાવાસના દીધી ઘણી [તાસ] રે. ૧
**ઢાલ**—આસનાવાસના દીધા હરિઇ: "સાંભલિ, રે અર્જુન !
ધીરજ રાખી ભજન કરિ તૂં, ભગવન્તનૂં એકિ મન્નિ. ૨
શોક કીધિ રૂપ બલ વર્ણ, તેજ તન્નનૂં જાઇ;
દુઃખ પામિ મિત્ર હોઇ યે; શત્રુનિ હસારથ થાઇ." ૩
ઇમ કહી આત્મગ્ન્યાન-દૃષ્ટિ, વિચારિ ભગવન્તઃ
"અરે અર્જુન ! એહ તણુ પશુપતિ-અસ્ત્ર થકી હુઇ અન્ત. ૪
તેહ તુ છિ મહાદેવ કહ્નિ, જૈ માગીઇં તુ હુઇ નાશ."
ઇમ કહી બિહૂઇ ધરચૂં ધ્યાન શિવનૂં; જૈ રહ્યા કૈલાસિ. ૫
અચલ મોટુ પરવત હેમ, પરવાલી તણા છિ શત રઙ્ગ;
વનસ્પતિ ભાર અઢાર ફૂલી, પુષ્પ છિ નાના રઙ્ગ; ૬

અમૃત સરોવર કમલ દેખી, હવા આશ્ચિર્જ્ય મન્નિ;
કૈલાસ પરવત તેજપુઞ્જ મહા; જ્યુગતિ જોઇ અર્જુન્નિ: ૭
મહાદેવ બિઠા જટા ધારી; ભસ્મલેપન અઙ્ગિ;
શિરિ સોહિ વિરાજતી, દેખી એ મધિ ગઙ્ગ; ૮
અર્ધાઙ્ગિ બિઠી આદિ માતા; નન્દી ભૃઙ્ગી ચેહ;
રુણ્ઢમાલા ગ્રીવાઇ ભુજઙ્ગમ, કપૂર ગૌરજ દેહ, ૯
અપચ્છરા નાચિ; વાઇ વેણા; હોઇ છિ જેજેકાર;
દીઠા શિવ બિહૂઇ પાશિ જઇનિ કરચુ તિહાં નમસ્કાર. ૧૦
દણ્ડવત કરીનિ સ્તુતિ કરિ: "કરતા નિ હરતા ચેહ,
કલ્યાણકારી સરવનિ, શિવરૂપ છિ તૂં તેહ." ૧૧

જોઇ શિવ આશ્ચિર્જ્ય થયા; હશી વચન કિહિ તેણી વાર;
થયા બિઠા નિ કુશલ કહ્યું: "કાંઇ આગ્ન્યા દીજિ નિરધાર." ૧૨
"વરદાન માગ્યૂં આપીઇ" સુણી, સ્તુતિ કરિ હરિ સોઇ.
વરદાન આપિ દુ:ખ કાપિ: "અન્ત નવિ લિહિ તાહરુ કોઇ." ૧૩

વલી સ્તુતિ તાં કરી અર્જુનિ. દણ્ડવત કરી કિહિ વાણિ:
"સ્વામી! અસ્ત્ર પાશુપત આપીઇ, જિદ્રથથા રિહિ મુઝ પ્રાણ." ૧૪
શિવ કિહિ: "મિં જાણિઉં; જાઉ, અમૃત સરોવર ચેહ,
તિહાં પાશુપતાસ્ત્ર છિ સહી; જૈ શીઘ્રિ લ્યાવુ તેહ." ૧૫

સુણી નરહરિ તિહાં આવિઆ, જલ અમૃત સરોવર ચેહ,
ભુજઙ્ગ અનન્ત તિહાં પ્રૌઢા દીઠા, સહસ્ર ફણીધર તેહ. ૧૬
અર્જુન કિહિ: "સહી શિવિ વાહ્યા, અસ્ત્ર દેખીઇ ન અશ્વમેવ."
એહૂવૂં જોઇ પારથિ સ્તુતિ કરી, તિહાં સર્પ તણી તત્ખેવ. ૧૭

ધનુષ તે વલતાં થૈ રહ્યાં; અર્જુનિ લીધૂં તેહ;
તે લેઇ પાછા આવિઆ, કૈલાસપુર માંહિ એહ. ૧૮
અર્જુન ધરી બિહૂ હસ્તિ આવ્યા, શમ્ભુ કેરિ પાશિ;
દેખાડ્યૂં તાણીનિ શિવિ; કહી મન્ત્રવિદ્યા પ્રકાશ. ૧૯

પુનરપિ પાછૂં સરોવર તણા, જલમદ્ધિ મૂકયૂં તેહ;
શિવ કિહિ: "જા તૂં સમરણ કરજે, તવ આવશિ અસ્ત્ર એહ. ૨૦

કૃપાલ થૈ શિવિ શીખવી વિદ્યા; પછિ શીખ માગી તત્ખેવ;
તિહાં કૃષ્ણ અર્જુન આવિઆ, શિબિર વિપિ અશ્વમેવ. ૨૧
ધર્મરાઇનિ ચરણિ નમીનિ, કહ્યું સર્વ વૃત્તાન્ત:
"પાશુપતાસ્ત્ર લ્યાવ્યા શિવ કન્હિથા; કૃપા તે ભગવન્ત." ૨૨

એહ્વૂં સુણી આનન્દ પામ્યા, યે જ્યોધ બિઠા છિ ભૂપ;
દણ્ડવત તિહાં શિવનિ કરયુ: "તૂં અકલ આદિ-સ્વરૂપ." ૨૩
ઇમ નિશા ગૈ; રવિ ઉદિ પામ્યુ; હવુ પ્રાતસ્કાલ;
નિતિ સ્નાન સન્ધ્યા હોમ કીધાં, યુધિષ્ઠિરિ ભૂપાલિ. ૨૪

ફ્લ આહાર આપ્યા વિપ્રનિ, વલિ વિવિધ દક્ષિણા દાનિ;
સોવ્રણ-મઢી શત ગાઇ કપિલા, દત્ત કરયાં રાઇ, જાણિ. ૨૫
નીસરયા બાહ્રિ સભા માંહિ આવ્યા; ભલાં રાઇ શુકન:
જલકુમ્ભ લેઇ સ્ત્રી સાહ્મી મિલી; ભલા વિપ્ર દિઇ આશીર્વચન. ૨૬

પ્રાશન કરી દાધ આવિઆં, સર્વતોભદ્ર આસન્ન;
સરવ જ્યોધા સભાં બિઠા તિહાં, આવિઆ જગજીવન. ૨૭
તવ અર્ધ્યપાદ્ય પૂજા કરી હરિની, જ્યુધિષ્ઠિર કિહિ વાણિ:
"કૃપાલ થઇનિ, પ્રભુજી! રાખવા અર્જુન-પ્રાણ. ૨૮

કૈરવ જલનિધિ બૂડતાં, તહ્મ્યો નાવરૂપ આધાર;
સાર કીધી, પ્રભુ! તહ્મ્યો, દુ:ખ પડિ કૈં વાર. ૨૯
લાજ રાખી તહ્મ્યો દ્રુપદીની; તહ્મ્યો સભા પૂરિઆં ચીર;
પ્રતગ્ન્યા પાલી કરી તહ્મ્યો, રાખીઇ, શ્રીયદુવીર!" ૩૦

શ્રીકૃષ્ણ કિહિ: "રાઇ! સાંભલુ, જિદ્રથ કરાવૂં નાશ;
નિરધાર મારૂં જાણજ્યો તહ્મ્યો; રાખુ દ્દઢ વિશ્વાસ." ૩૧
ઇમ કહી રથ બિઠા હરિ; સાત્ત્વિક લીધા સાથિ;
અર્જુન છિ તિહાં આવી રહ્યા, ચૌદ લોક કેરુ નાથ. ૩૨

સાવધાન ધજાઇ હનુમાન બિઠા; સર્જ્જ કરીનિ રથ,
બાણ-આયુધ ધરચાં અગ્નિ; સામ્પ્રત થયા પારથ. ૩૩
શીઘ્રિ રથ ચલાવ્યુ હરિઇ; સર્જ્જ કીધુ તેહ;
ચઢી બિઠા બિહૂ જણા, સાત્ત્વિક-સાથિ યેહ. ૩૪
સૂરય બિસિ ચન્દ્રનિ રથિ, તિમ આવ્યા તે ત્યાંહિ;
સહૂ સામ્પ્રત સજી સેના, આવ્યા જ્યુધિષ્ઠિર છિ યાંહિ. ૩૫
સઙ્ગ્રામિ સહુ દલ નીસરચું; વજડાવ્યાં નીસાણ;
અર્જુન કિહિ સાત્ત્વિકનિ; "તહ્મ્યો એક કરવૂં, જાણ: ૩૬
રક્ષા કરવી જ્યુધિષ્ઠિરની; તહ્મ્યો છુ બલવન્ત,
માહ્રરી ચિન્તા કરશુ નહીં; જિદ્રથનુ આણું અન્ત. ૩૭
જ્યુધિષ્ઠિરનિ ગ્રહવા તણુ, વર આપ્યુ છિ દ્રોણિ."
સાત્ત્વિક કિહિઃ "તહ્મ્યો છતાં, ધર્મનિ ગ્રહિ એહવુ કોણ?" ૩૮
ઇમ કહી પૂરચુ શઙ્ખ પાઞ્ચજન્ય; દેવદત્ત શઙ્ખ વિશાલ;
ગર્જના કરી આવિઆ ભડ, રણભોમિ ભૂપાલ. ૩૯

ધૃતરાષ્ટ્ર એહવૂં સાંભલી, સઞ્જે પ્રતિ કિહિ વાણિ:
માહ્રરિ પુત્રિ કહ્યૂં નવિ માન્યૂં; એ આવ્યા પુરુષ પુરાણ. ૪૦
અધર્મ કીધુ દુષ્ટ ચ્યારિ મિલી, તુ જિ કિહાંથી હોઇ?
ધર્મ તિહાં જિ જાણજ્યો; માહ્રરા પુત્ર મરણ થશિ સોઇ. ૪૧
સમરથ છિ એહ શ્રીહરિ; હાંકિ પારથનુ રથ;
લેઇ આયુધ ધરચૂં પોતિ, રાખવા પારથ. ૪૨
સઞ્જે કિહિઃ આવડૂં શૂં, ગ્ન્યાન આવ્યૂં આજ?
તે વાર બુદ્ધિ તાહ્રરી કિહાં ગઇ, હરિ આવ્યા વિષ્ટિ કાજિ? ૪૩
જલ ગયૂં સરોવર મધિથી, પછિ પાલ બાંધિ શૂં હોઇ?
ગ્રત આવિ ત્યાહ્રરિ કરિ શોચના; આગલિથી નવિ ચેતિ કોઇ. ૪૪
તમ પાસિ આવ્યા માગવા, તવ પાંચ નવિ આપ્યાં ગામ;
અકર્મ તુઝ શિરિ પાપ બિઠૂં, યે ક્ષત્રી પડિ સઙ્ગ્રામિ. ૪૫

હાવિ શી શોચના કરિ તૂં? સાંભલિનિ તૂં, રાઇ!
અર્જુનિ યે વિધિ મારિઆ, તે કહૂં જયુદ્ધ-મહિમાઇ. ૪૬
શ્રોતાજન! સહૂ સાંભલુ; હાવિ જયુદ્ધ થાશિ પ્રૌઢ;
ભાઉ કિહિ: સાંભલુ, સ્વામી રક્ષા કરિ ગરુડારૂઢ. ૪૭

૫૪૫

---

## ૫. જયદ્રથવધપર્વ—

### કડવું ૧૪ મૂં—રાગ આંદોલ

સ્વામી! એણી પિરિ બોલ્યા ઋષિરાઇ રે;
જાઇ યુદ્ધિ, નિ કૌરવ સજ થાઇ રે. ૧
**ઢાલ**-કૌરવ સજ થૈ આવિઆ, રણભોમિ થાનક યાંહિ;
જિદ્રથની રક્ષા-કારણિ ગુરુઇ, શકટવુહુ કરિઉ ત્યાંહિ. ૨
જિદ્રથ પ્રતિ કિહિઃ "અહ્મ્યો છૂં મહારથી; કરશૂં તાહ્‌રી સાહિ;
અશ્વત્થામા, કરણ, શલ, ગુરુ, કૃપા નિ વલી રાઇ. ૩
ચૌદ સહસ્ર સહસ્ર એક રથ, અશ્વ લાખ જ એક,
સાઠિ સહસ્ર જ્યોધા રાખવા, લાખ ડોઢ પાલા વિશેખ. ૪
દેવ ઇન્દ્ર આવિ તુ તુઝનિ, નહીં જીતાઇ કોઇ;
જિદ્રથના સાત સહસ્ર જ્યોધા, રહ્યા રક્ષા કરવા સોઇ. ૫
દોઢ સહસ્ર જ્યોધા ગજ સાથિ, રહ્યુ દ્રુમશરણ વીર;
દુઃશાસન વિકરણ આગલિ, દલ લેઇ આગલિ રહ્યા ધીર. ૬
વુહુ કરિઉ જ્યોજન બાર પોહ્‌લુ, શત ગાઉ ચોવીસ;
તે માંહિ રચના સુ રચાવુ; વુહુ પ્રગટવુ; ગુરુ રહિ શીશિ. ૭
તે મધિ રાખ્યુ તિહાં જિદ્રથ, સીંચી અગ્નિજલ સોઇ;
દુર્જ્યોધન પૂંઠિ રહ્યુ છિ, બહુ જલ આગલિ હોઇ. ૮
શકટમુખિ રહ્યા દ્રોણ ગુરુ, શ્વેત ધજ અશ્વરથ સાર;
પતાકા છત્ર મુગટ ઉજ્જ્વલ, પ્રલિ જિમ ત્રિપુરારિ. ૯

દ્રોણશોભા શી કહૂં ? જોઇ, હરખિઉ રાજન;
આકાશમારગિ રહ્યા જોવા, શંકર સુર મુનિજન. ૧૦
ગુણ ગાન્ધ્રવ કિન્નર જ્યક્ષ કિહિ; 'શું થશિ ?' પામ્યા ત્રાસ;
'જિદ્રથ તુ છિ પ્રાક્રમી, બહુ જ્યોધ રાખિ પાશિ.' ૧૧
સુરલોક સહૂ જોવા રહ્યા, તવ આવ્યા રણિ અર્જુન;
ધજાઇ ગરજિ કપિ વીર; રથ હાંકિ જગજીવન. ૧૨

દ્રુમશરણ રહ્યુ આગલિ, તિહાં આવ્યુ રણધીર;
દેવદત્ત પૂરયુ અર્જુનિ; પાઞ્ચજન્ય યદુવીરિ. ૧૩
ઘોર ગર્જિત શબ્દ-શંખિ, જ્યોધ પામ્યા ત્રાસ;
અશ્વ ગજ ઊપર થકી, મહી પડ્યા પામી નાશ. ૧૪
બલ વીરય લીધાં હરી કમ્પી, ચિત્કાર શબ્દિ સોઇ;
ભુતાવલીની ચીસથી, કૈરવ વ્યાકુલ હોઇ. ૧૫
અર્જુન કિહિ: "સ્વામી ! રથ ચલાવુ, દ્રુમશરણ-સેના માંહિ;
કૃપાલ થાવૂં, પ્રભુ ! જિદ્રથ, જિમ જીતાઇ ત્યાંહિ." ૧૬
એહવૂં સુણી હાંકયુ રથ હરિઇં; અર્જુનિ મૂક્યાં બાણ;
બહુ ગજ રથ મહારથી, ધરણી પડ્યા તિજી પ્રાણ. ૧૭
એક બાણિ કરી છેદ્યુ રથનિ; બીજિ હસ્તી પાડ્યુ ધરણિ;
સારથિ હણ્યુ ત્રીજી બાણિ; પછિ જ્યોધ પમાડ્યુ મરણ. ૧૮
બાણ મૂકી વિધવિધનાં, બહુ ધરી મન માંહિ કોપ;
તાડ ફલની પિરિં પડિ શિર, દ્રુમસેનનિ કરયુ લોપ. ૧૯
મસ્તક વિના ધડ ગ્રહી આયુધ, ફેરવિ ચૌપાશિ;
કેટલા કિહિ: "નરનારાયણ, કિહાં છિ રે કરીઇ નાશ. ૨૦
અર્જુન પ્રાક્રમ એમ વાધ્યૂં, જિમ્મ સાગરિ પૂર;
ભઙ્ગાણ દલમધિ પડ્યૂં; અશ્વ નર કરયા ચૂર. ૨૧
દલ પડ્યૂં જાણી આવિઉ, રણમધિ દુઃશાસન્ન;
બહુ હસ્તી સાથિ પરવરિઉ, યુદ્ધ-અર્થિં જિહાં અર્જુન્ન. ૨૨

આવતુ દેખી દેવદત્તનિ, પઞ્ચજનિ પૂરયુ અવિનાશિ,
તેણુ હસ્તી નાહૂઠા; સકલ દલ; રણમધિ પડિઉ ત્રાસ. ૨૩
ઊપરિ ઊપરિ જયોધ નાહૂઠા; દુઃશાસન થયુ ભઙ્ગ;
હાંકી રથ પછિ આવિઉ, ગુરુ દ્રોણુ કેરિ સઙ્ગિ. ૨૪
ઊપરિ મારિ બાણ પારથ, લક્ષધા કરિ વૃષ્ટિ;
લેઇ બાણ મૂકિ, અધર સૂકિ, દેખીઇ નવિ દષ્ટિ. ૨૫
શ્રીકૃષ્ણ કિહિઃ "એ દ્રોણ સાથિ, બલ તણૂં નહીં કામ;
દિન દસ લગિ નહીં થાઇ પ્રાજિ, સુભટ એ સઙ્ગ્રામિ. ૨૬
ગુણ સ્તુતિ વાણી નિર્મલ વદજ્યો, દ્રોણગુરુ-સઙ્ઘાતિ."
ઇમ કહી દીધી શીખ; ચાલ્યા, દ્રોણ જિહાં છિ વિખ્યાત. ૨૭
અર્જુન કિહિઃ "ગુરુજી! તહ્મ્યો, પાણ્ડુ પિતાનિ સ્થાન;
કૃપાલ થાવૂં; અશ્વત્થામા, તિમ હૂં છૂં સન્તાન. ૨૮
શ્રીકૃષ્ણજી નિ તહ્મ્યો મુઝનિ, પ્રીછવ્યૂં કલ્યાણ;
જિદ્રથનિ જીતૂં; પ્રાણ રિહિ, તિમ તહ્મ્યો કરવૂં જાણ." ૨૯
સુણી વાણી દ્રોણ કિહિઃ "સાંભલિ, અર્જુન! સોઇ;
મુંક્ષિ જીતી સુખિ જા તૂં; તુઝ સમોવડિ નહીં કોઇ. ૩૦
એટલે મુઝ શિરિ બોલ ન આવિ, દ્વેષ નવિ કરિ રાઇ."
ઇમ મૂકયાં બાણ બહુ; સઙ્ગ્રામ સબલુ થાય. ૩૧
નવ અસ્ત્ર મૂકી કૃષ્ણ અર્જુન; ચ્યારિ બાણિ હનુમન્ત;
ગાણ્ડીવ કાપી પ્રતિજ્ઞા છેદી; જુવે શ્રીભગવન્ત. ૩૨
નરનારાયણ ઢાંકયા શરિ; અર્જુન ચઢિઉ કોપ;
સાહિ બાણિ શર સહૂ છેદિઆં; સેન સકલ કરિઆં લોપ. ૩૩
પૂજા કીધી ગુરુ તણી, સાતશિ મૂકી અસ્ત્ર;
વલી મારચાં સહસ્ર લક્ષ કોટિ, અસઙ્ખ્ય જાતિ શસ્ત્ર. ૩૪
વધાવ્યા રે દ્રોણનિ, વલી જયોધ પામ્યા નાશ;
હય ગજ નાસે મોકલા, ચુહુગમ પામ્યા નાશ. ૩૫

કુહુના કાપ્યા પાગ શિર; કુહુનાં, નાસિકા નિ કરણ.
કુહુનાં છેદ્યાં રુદિ જઈ; તે ઢલી પડિઆ ધરણિ. ૩૬
ઊડિ રથ ચક્ર જૂસરી; કટકા થૈ ગૈ આકાશિ;
ગજ–સૂંઢિ છેદી અમ્બાડી; અશ્વ તણુ બહુ હુઇ નાશ. ૩૭
નાહ્નૂં દલ સહૂ દ્રોણ દેખી, બાણ મેહ્લ્યાં ક્રોધિ;
પાંચ મારયાં કૃષ્ણ–અર્જુનનિ, મારયાં ત્રણિ કપિ જ્યોધ. ૩૮
કરયા વ્યાકુલ નરહરિનિ; અર્જુનિ કરિ ધરયૂં બાણ.
તેણિ સમિ કિહિ હરિ અર્જુનનિઃ "મહાબાહુ એ ગુરુ જાણિ. ૩૯
અભઙ્ગ એ નહીં ઓસરિ, દિન દસ કરિ સઙ્ગ્રામ.
આપણિ જાવૂં આગલિ, જિદ્રથ કેરિ કામિ." ૪૦
અર્જુન કિહિઃ "સ્વામી! ભલૂં;" ઇમ કહી ચલાવ્યુ રથ;
મૂકી જયમણા દ્રોણનિ, ચાલિઆ હરિ પારથ. ૪૧
દ્રોણ કિહિ અર્જુનનિઃ "અરે, જીત્યા વિના જાઇ કિમ્મ?"
"અરે સ્વામિ! રમૂં છૂં તુઝ સાથિ પુત્ર હોઇ પિતાશૂં તિમ્મ. ૪૨
પિતા જાણી લાડ તમશૂં, અશ્વાત્થામાનિ હૂં ઠામિ."
ઇમ કહી ચાલ્યા તિહાં સ્થકી, આવ્યા ત્હાં, અનન્ત ભડ સઙ્ગ્રામ. ૪૩
કૃતવર્મા નિ કામ્બોજ છિ; સેના રહી છિ અનન્ત;
ધસ્યા તે ઊપરિ સહી; રથ હાંક્યુ શ્રીભગવન્તિ. ૪૪

## ઊથલુ

ભગવન્તિ રથ રણ–મધિ હાંક્યુ; યુદ્ધ તિહાં થાશિ ઘણૂં;
સઞ્જે કિહિઃ સાંભલિ, ધૃતરાષ્ટર! મહિમા કહૂં હાવિ તેહ તણૂ. ૪૫
૫૯૦

---

## કડવૂં ૧૫ મૂં—રાગ સારઙ્ગ

સઞ્જે વાણી બોલિઆઃ સુણિ, ધૃતરાષ્ટર રાઇ!
કૃતવર્માઇ યુદ્ધ કરયૂં રે; સાંભલિ, કહૂં મહિમાઇ. ૧

**ઢાલ**–મહિમા કહૂં હૂં તેહ તણુ, સાંભલિ, રે રાજન !
કૃતવર્માઇ બહુ બાણુ મૂકી, ઢાંકિઉ અર્જુન. ૨
રણસઙ્ગ્રામિ જ્યોધ પડિઆ; દલ પાણ્ડવનુ કીધુ અન્ત;
બ્રહ્માસ્ત્ર મૂક્યૂં પારથિ; તેજ ધરયૂં ભગવન્તિ. ૩
હવા આશ્રિજ્ય દ્રોણ–આદિ જ્યદ્રુપતિનૂં જોઇ રૂપ;
વલી સજ્જ થૈ એક આવિઉ, ભોજરાજ નામિ ભૂપ. ૪
તેણિ દસ બાણુ મારયાં પારથનિ, પચીશિ પૂજ્યા દેવ;
વલી સાત બાણુ મૂકી પારથનિ, વ્યાકુલ કીધુ તત્ખેવ. ૫
તેહ્નનિ સાહિ જ્યાદવ આવિઆ, યુદ્ધ હવૂં તિહાં અતિ પ્રૌઢ.
"ચાલુ ઇહાંથી શીઘ્રિ, અર્જુન!" ઇમ કિહિ ગરુડારૂઢ. ૬
મોહબાણુ મૂક્યૂં પારથિ; રથ હાંકયુ જગદાધારિ.
કૃતવર્માઇ જૈ ખાલિઉ, રથચક્રનુ રાખણહાર. ૭
ઉત્તમ–ઉજ્જાઇ ચ્યારિ મારયાં; ધૃષ્ટદ્યુમનનિ ત્રણિ;
બહુ બાણુ મારી જ્યાદવિ કાપી, ધજા ધનુષ પાડ્યાં ધરણિ. ૮
કમઠ પ્રોઢાં ગ્રહી તેણિ, બાણુની કીધી વૃષ્ટિ;
જ્યાદવ જાણી રાખિઉ, પણિ, કાંકયુ (?) નવિ દીસિ દષ્ટિ. ૯
એટલિ જૈ મિલ્યા પારથનિ, જાણિ સેન કરતા માર!
વરુણનુ સુત સન્તાઉલ, ધસ્યુ, ગદા લેઇ તેણી વાર. ૧૦
શ્રીકૃષ્ણ ઊપરિ નાખી છૂટી, હરિત વાગી સોઇ;
વલી પાછી, સન્તાઉલ–શિર, છેદિઉં સહૂ જોઇ. ૧૧
હાહાકાર થયુ; સહૂ ઇમ કિહિ: "આ અસમ્ભવ વાત;
તેહ્નનિ આયુધિ ફરી તેહ્નનિ વધિઉ, તે કહીઇ ઉત્પાત." ૧૨
ધૃતરાષ્ટ્ર કિહિ સઞ્જેનિ: મુઙ્ઝિ મોટુ સન્દે એહ;
ફરી પાછી સન્તાઉલનિ, કિમ વાગી તેહ? ૧૩
સઞ્જે કિહિ: રાઇ! સાંભલુ, એહ્નનુ વરણુ કહીઇ તાત;
વરુણા, સાંનદી, દક્ષ–મધિ, આદિ છિ એહ્નની માત; ૧૪

તેણિ વરુણ કહિ વર માગિઉ: "માહરુ પુત્ર નહીં હુઇ નાશ."
તેણિ ગદા આપી પુત્રનિ, ઇમ વાણી કહી પ્રકાશ: ૧૫
"યે કરિ યુદ્ધ તૂં સમોવડિ, કરિ ગ્રહી હથિઆર,
અન્ત પામિ તે સહી, એ ગદા કરિ પ્રહાર. ૧૬
યે કોઇ યુદ્ધ નહીં કરિ તુઝશૂં, આયુધ વિના હુઇ યેહ,
તે ઊપરિ જુ મૂકેશ તુ, ફરી પડશિ તાહ્‌રિ દેહિ." ૧૭
હરિઇ ભ્રાન્તિ કરી મોહ પમાડિઉ, વીસરયુ સહૂ તે આપ;
એહ્‌વુ શૂર રણ માંહિ પડ્યુ, તે કૃષ્ણજીનિ પ્રતાપિ. ૧૮
કામ્બોજના સુત સુદક્ખણિ, આવી મૂકિઆં દસ બાણ;
શ્રીકૃષ્ણનિ શિરિ ત્રણિ મારયાં; સાત અર્જુન જાણિ. ૧૯
પછિ સાંગિ મારી પૂંઠિથી, તે નરિ કરી કટકા વીસ;
ધ્વજ રથ ધનુપ તિલ તિલ કરયાં; અર્જુનિ ધરી તવ રીસ: ૨૦
તે મન્ત્રી સર ભેદ્યૂં રુદિ; સુદખ્ખણ પડ્યુ સહી ધરણિ;
યિમ કમલડાંડી પડિ ભાંગી, તિમ તે પામ્યુ મરણ. ૨૧
ચલવચલ થયૂં દલ; આવિઆ, દસ સહસ્ર તેહ્‌ના જ્યોધ;
તે આવતા પાડ્યા અર્જુનિ, ક્ષણ માત્ર માંહિ કરી ક્રોધ. ૨૨
દલ પડ્યૂં જાણી સુદખ્ખણનૂં, તેહ્‌નુ પુત્ર આવ્યુ ખેવ;
સન્તાઉલ ।ન વલી અચન્તિ. કરયૂં યુદ્ધ અશ્વમેવ. ૨૩
બહુ બાણ મૂક્યા પારથિ, તે મોહ પમાડ્યા જાણિ;
શ્રીકૃષ્ણ કિહિઃ "તૂં કિ મોહ કશુ? વેગિ હણ એહ્‌ના પ્રાણ." ૨૪
ઇન્દ્રાસ્ત્ર મૂકી અર્જુનિ, બિહૂનાં શીસ છેદ્યાં સોઇ;
વલી તેહ્‌ના જ્યોધ આવ્યા પાશિ, તે હણ્યા સર્વે કોઇ. ૨૫
માર માર કરતા તેહ ચાલ્યા, સહૂ કોનુ આણતા અન્ત;
પછિ તિહાંથી ચાલિઆ, રથ હાંકિઉ ભગવન્તિ. ૨૬
અઙ્ગ દેશનુ ભૂપતિ, તે આવ્યુ રણસઙ્ગ્રામિ;
તેહ પાડ્યુ અર્જુનિ; નદી રુધિરની વહી તે ઠામિ. ૨૭

વલી મ્લેચ્છ આવ્યા કેટલા, તેહ પમાડ્યા નાશ;
દેશદેશના ભૂપતિ બહુ, આવ્યા અર્જુન-પાશિ. ૨૮

પૂરવ, પશ્છમ, ઉત્તર, દખ્ખણ-દેશપતિ હૂતા ચેહ,
અર્જુન વીંટ્યુ બિહૂ ગમાં, ઢાંકિઉ સહી શરિ તેહ. ૨૯
પછિ ઇન્દ્રસુત કોપિ ચઢ્યુ; બહુ બાણ મૂકી વૃષ્ટિ;
સહૂ જ્યોધ નાહ્ઠા દસોદિશિ; રહી ન શક્યૂં કોઇ દષ્ટિ. ૩૦

નાઠા કો પડ્યા પ્રથવીઇ; કોનાં છેદ્યાં શીસ:
મોકલા દ્રોડિ અશ્વ ગજ; મહી પડિ પાડી ચીસ. ૩૧
રૂંઢમૂંડ રણ માંહિ રડવડિ; હસ્તી તણાયા જાઇ;
શોણિત-સરિતા પૂર ચાલી; શબ્દ શુ સહૂ થાઇ? ૩૨

ઇમ પ્રલિ કીધુ પારથિ; દિન પુહુર થયુ તેણી વાર;
ઇમ પ્રાજિ કીધા પારથિ. છસહસ્ર હણ્યા સરદાર. ૩૩
બાકી જ્યોધની સઙ્ખ્યા નહીં; પગ મેહ્લવા નહીં માગ;
અશ્વ, રથ મહા પ્રૌઢ કુઞ્જર. કરી કીધા બિ ભાગ. ૩૪

હાંક્યુ રથ તવ આવિઆ, જિદ્રથ કેરિ પાશિ;
આવતુ દેખી પારથનિ, કૌરવમતિ થયુ ત્રાસ. ૩૫
આવ્યુ આગલિ દ્રોણનિં; દુઃખિ ભરયુ કિહિ વાણિઃ
"જિદ્રથ તે આગલિ ગયુ અર્જુન, મૂકતુ તે બહુ બાણ." ૩૬

જિદ્રથ કિહિઃ "તહ્મ્યો દીધુ આવવા, માટિ કરુ માહ્રરી સાહિ;
પિસવા દીધુ; લાજ રાખુ સવિ; જાણુ સિદ્ધાન્ત, ગુરુરાઇ! ૩૭
વલી જ્યુધિષ્ઠિરનિ ગ્રહવા તણૂં, તહ્મ્યો આપિઊં વરદાન;
તુ ઇહાં કિમ આવવા દીધા, તહ્મ્યો અર્જુન નિ ભગવાન?" ૩૮

દુર્જ્યોધન કિહિઃ "અન્ન ખાધૂં અહ્મારૂં, જિ ઇચ્છુ પાણ્ડવની આજ;
ઇચ્છુ છુ શુભ પાણ્ડવ તણૂં, અહ્મનિ કરુ છુ લાજ. ૩૯
અપરાધ અહ્મારુ ક્ષમા કરજ્યો, દુઃખવશિ કહૂં વાણિ."
દ્રોણ કિહિઃ "તૂં જાણજે સતિ; તુઝ અર્થિ તિજવા પ્રાણ. ૪૦

પ્રાણ લગિ હૂં જયુદ્ધ કરૂં છૂં; સાંભલિ, રે તૂં રાઇ!
તહ્મ્યો જાઉ દલ સબલ લેઇ, અર્જુનશૂં જયુદ્ધ કરવાઇ. ૪૧
હૂં જાઊં ગ્રહવા જ્યુધિષ્ઠિરનિ, તે એકલુ જ્યુદ્ધિ હોઇ.
તુઝનિ આપૂં કવચ એક, તેહ્નિ નવિ ભેદિ કોઇ. ૪૨
બલ વૃદ્ધિ પામિ યિમ તૂં, તાહ્રુ કુણ કરી સકિ નાશ?
સાન્નિધિ થૈ જા જયુદ્ધ કરવા, અર્જુન કેરિ પાશિ." ૪૩
ઇમ કહી કવચ આપિઊં, રાઇ અઙ્ગિ ધરિઊં સોઇ;
અભિષેક કરી કિહિ કવચ—મહિમા:
"તૂંહિ નહીં જીતિ જયોધ કોઇ. ૪૪
ઇન્દ્રિ પિહિરચૂં કવચ એહ તુ, વૃત્રાસુરનુ કરયુ નાશ."
એહ્વૂં સુણી હરખ પામ્યુ દુર્જ્યોધન; થયુ તવ મનિ ઉલ્લાસ. ૪૫

## ઊથલુ

થયુ મનિ ઉલ્લાસ રે, અર્જુનશૂં યુદ્ધિ ગયુ;
સહૂ સેના તત્પર સઙ્ગિ લેઇ, રક્ષાઇ જિદ્રથની જૈ રહ્યુ. ૪૬
૬૩૬

## કડવું ૧૬ મૂં—રાગ સામેરી

વૈશમ્પાયન કિહિ ભૂપતિનિઃ સુણિ, જન્મેજે રાઇ!
જ્યુધિષ્ઠિર્નિ ગ્રહવાનિ અર્થિ, દ્રોણ સુભટ યુદ્ધિ જાઇ. ૧
આવી પાણ્ડવ સેના ધસમશી, સાત્ત્વિક નિ ધૃષ્ટદ્યુમન્ન;
ભીમ નિકુલ સિહિદેવ દ્રુપદ, મછ ધર્મ કાશી રાજન્ન. ૨
મૂકી બાણ ગુરુઇ સુહુગમાં, વીંટયુ ધૃષ્ટદ્યુમ્ન બલવન્ત;
જાણી દ્રોણ પછિ આવ્યા એકલા; કૌરવ જયોધ આવ્યા અનન્ત. ૩
મિલી દલ બહુ એક ભાવિ, યિમ પામિ જયમુના—ગઙ્ગ;
શલ્ય ધર્મ, દુઃશાસન સાત્ત્વિક; નિકુલ બલ-સિહિદે—સઙ્ગિ. ૪

આવ્યુ ભીમ ગ્રદા ગ્રહીનિ; કૈરવદલ કરયુ સંહાર.
ગુરુઇ બાણ મૂકી પાણ્ડવ-દલ, નાશ કરચૂં તેણી વાર. ૫
સામસાહ્મા જ્યોધ આવ્યા, ગટોરગચ્છ અલમ્બુસ વીર;
જિદ્રથ શકટવુહ-રક્ષાઇ, ગુરુઇ, રાખ્યા અશ્વત્થામા ધીર. ૬
દુઃશાસન સાત્વિક કરયુ પ્રાજિ; શકુનિ સિદ્ધ પલાઇ;
પ્રેરયુ રથ ધૃષ્ટદ્યુમ્ન સાથિ; જ્યુદ્ધ અદ્ભુત થાઇ. ૭
રથિ રથ આથડ્યા તવ કાંગમિ, ઊતરયુ દ્રુપદકુમાર;
ગ્રહી ખડ્ગ કાંગમિ રથ ગુરુનિ, બિહૂ જોઇ તેણી વાર. ૮
મારી અશ્વ રથ કટકા કીધા; જાણ્યૂં: "હાવિ મુનિ કરશિ લોપ."
જોઇ દ્રોણ આશ્રિજ્ય થૈ શાસ્ત્ર, કાપ્યૂં ખડ્ગ ધરી કોપ. ૯
નાખ્યુ રથ ઊપરિથી હેઠુ, અનિ વલિ મૂક્યાં બાણ;
આવતાં સાત્વિકિ સહી કાપ્યાં, નહીંતુ લહિતુ પ્રાણ. ૧૦
ચઢ્યુ કોપ ગુરુનિ યાદવ પરિ; અસ્ત્ર તણી કરિ વૃષ્ટિ;
'આવ્યૂં અંત, હાવિ આવિ ઢૂકડું;' સાત્વિક થયુ અદષ્ટ. ૧૧
કરિ યુદ્ધ સરખા બિહૂ પ્રાક્રમી, બાણવૃષ્ટિ કરિ અન્યોન્યિ;
વેધ્યાં શરીર શોભા ઇમ દીસિ, જાણૂં કેસૂ ફૂલ્યાં વનિ! ૧૨
ભલૂં યુદ્ધ જાણી જ્યક્ષ કિન્નર, વ્યોમિ રહી જુઇ દેવ;
વૈમાન આણ્યાં ઢૂકડાં, અપછરા ગણ-ગાન્ધ્રેવ. ૧૩
"અદ્ભુત યુદ્ધ મહા અનોપમ;" એહ્વી બોલિ વાણિ.
કાપ્યૂં ધનુપ ગુરુનૂં સાત્વિકિ, અનેક પૂંઠિ જાણિ. ૧૪
યે આયુધ મૂકિ તે કાપિ; ગુરુ મનિ કરિ વિચાર;
અગ્નયસ્ત્ર મૂક્યૂં જોઇ સાત્વિકિ, ગુરુઇ વારુણાસ્ત્ર તે વાર. ૧૫
જોઈ પ્રાક્રમ ગુરુ અતિ મનિ હરખ્યા: "ભલુ, ભલુ, સાત્વિક વીર!
આહ્વરા અસ્ત્ર કુણ સિહિ તુઝ પાખિ? મહા પ્રાક્રમી ખરુ ધીર." ૧૬
ધર્મ કિહિ: "સુણિ ધૃષ્ટદ્યુમ્ન! ભીમ! સાત્વિકની કરુ સાહિ;
વડી વારતુ યુદ્ધ કરિ દ્રોણશૂં; રખિ પ્રાજિ તવ થાઇ!" ૧૭

સુણી વચન ધાયા સહૂ જ્યોધા; આવ્યા દ્રોણનિ પાશિ;
તેહવિ વીર સહૂ આવ્યા કૌરવ; અન્યોઅન્યિ હુઇ દલ નાશ. ૧૮
ભીમસેન મોટુ મહા જ્યોધ; પાડ્યૂં દલ ભર્ઙ્ગાણ;
પામ્યા ત્રાસ નાહ્ઠા યુદ્ધપાશિ; કૌરવ–દલ થયૂં હાણિ. ૧૯
સઞ્જે કિહિ; સાંભલિ તૂં. રાજા! અર્જુનની વિખ્યાતિ;
કરિ વાટ, પારથ જાઇ ચાલ્યુ; રથ હાંકિ યુગતાત. ૨૦
લઘુલાઘવી વિદ્યા કરીનિ, મન–વેગિ રથ જાઇ;
સૂર્ય તણા રથથી ગતિ અદકી; ચૂકવિ બાણ જ્યદુરાઇ. ૨૧
તેણિ સમિ ભૂપતિ બિ આવ્યા, અવન્તીના સહી જાણિ;
મહાવિદાઘન મારયુ અર્જુનિ; દસ બાણિ તિજિઆ પ્રાણ. ૨૨
તેહનુ ભ્રાત લોહુડુ અનબિન્દુ, આવ્યુ મહા બલવન્ત;
શીશિ ગદા મારી હરિનિ પછિ, અર્જુનિ આણ્યુ તેહનુ અન્ત. ૨૩
પછિ આવ્યા જ્યોધ તેહના; વલી તેહનુ કીધુ નાશ;
તેણિ સમિ કૌરવ–દલ આવી, ફરી વલ્યૂં યુદ્ધપાશિ. ૨૪
તેણિ સમિ અર્જુન કિહિ હરિનિ; અશ્વ થાકયા અશ્વમેવ;
તૃષાવન્ત થયા; આ સરોવર છિ; જલપાન કરાવુ, દેવ! ૨૫
કાઢુ બાણ અશ્વદેહ–મધિથી, નહીંતર થાશિ નાશ;
હૂં ઇહાં રહી ગાઞ્જીવ ધરી ઊભૂં; આવવા નહી દિઊં કો પાશિ. ૨૬
તહ્મ્યો નિર્ભિ થૈ જલપાન કરાવુ." સુણી અશ્વ ધોયા જ્યદુવીરિ;
જલપાન કરાવી અસ્ત્રજ કાઢ્યાં, હરિત શ્યામશરીર. ૨૭
કૌરવદલ આવ્યૂં જોઇ વેલા, કરયુ અદ્‌ભુત સઙ્ગ્રામ;
કાપિ અસ્ત્ર, મારિ વલિ અર્જુન; બહુ દલ હણ્યૂં તેણિ ઠામિ. ૨૮
દેવઋપિ આશ્ચિર્ય થૈ જુઇ; અશ્વ હુઇ છિ સુન્દરશ્યામ;
ઋષીશ્વર સરોવર તપ છાંડી, આવ્યા જોવા તેણિ ઠામિ. ૨૯
કીધી ભીંત, ઠાઠ જોઇ કિહિ: 'ભલુ ધન અર્જુન!'
ઢાલી થાક અશ્વ સ્વસ્થ થયા; રથ ફેરવ્યુ જગજીવનિ. ૩૦

કાઢ્યાં સાલ બાહૂરિ આવી; જોતરિઉ રથ તેણી વાર;
બેઠા ચઢી; ચાલ્યા વાયુ-વેગિ, કરતા મારોમારિ. ૩૧
સકલ જ્યોધ ઊભા સહૂ ભાલિ, પણિ કો નવિ સાહમુ થાઇ;
તેણિ સમિ તિહાં દલ બહુ લેઇ; આવ્યુ દુર્યોધન રાઇ. ૩૨
વાત સાંભલી સરોવર કેરી, આશ્ચિર્જય થયુ રાજન્ન;
"દ્રોણ અર્જુનનિ આવવા નહીં દેસિ,
એહવી, આશ હૂતી (સહૂનિ) મન્નિ. ૩૩
તેહ્નિ તિહાં મૂકીનિ આવ્યા; હાવિ સહૂનુ કરશિ નાશ;
જિદ્રથનિ નાશ હાવિ કરિ સહી; આપણિ થયા નિરાશ." ૩૪
સુણી વચન કૃષ્ણ કિહિ અર્જુનનિઃ "આ શૂં કિહિ સહૂ વાણિ?
સહી તૂં જીતેશ જિદ્રથનિ: જિ આપણુ તૂં જાણિ." ૩૫
કહી રથ હાંક્યુ હરિ વેગિ; દૃષ્ટિ પડ્યુ જિદ્રથ;
તેહવિ ફ્રરી આગલિ આવ્યુ, દુર્યોધન સમરથ. ૩૬
પિહિરયૂં કવચ ગુરુનં આપિઊં, અનેક અસ્ત્ર ધરી બાણ;
દુર્યોધન દેખી અર્જુન પ્રતિ, કિહિ સારઙ્ગપાણિઃ ૩૭
"મારિ દુષ્ટનિ; કૌરવપતિ આવ્યુ, દ્રુપદીનુ દુઃખ દેનાર;
વનિ કાઢ્યાં તે કષ્ટ સમ્ભારી, કરિ એહનુ સંહાર." ૩૮
હાંક્યુ રથ; ધશી આવ્યુ કૌરવપતિ, મુખિ બોલતુ વાણિઃ
"અરે અર્જુન! હવડાં તૂંહિ મારેશ; હવડાં મૂકિ તાહરાં બાણ. ૩૯
વલી તાહરા કૃષ્ણનિ કિહિજે, કરવૂં હુઇ તે કરજે આજ."
ઇમ કહી સામ્પ્રત થૈ ઊભુ, યુદ્ધ કરવાનિ કાજિ. ૪૦
સઞ્જે કિહિઃ સાંભલિ તૂં, રાજા! યુદ્ધ તણુ મહિમાઇ.
ભાઉ કિહિઃ યુદ્ધિ જિ પામિ, સાહિ ચેહ્નિ વૈકુણ્ઠરાઇ. ૪૧

**ઊથલુ**

સાહિ ચેહ્નિ વૈકુણ્ઠરાઇ રે, જિ તે પામિ સહી;
સઞ્જે કિહિઃ સાંભલિ, રાજા! હાવિ યુદ્ધ કિમ થયૂં તહીં. ૪૨

———

૬૭૮

## કડવું ૧૭ મું—રાગ સારંગ

વૈશમ્પાયન કહિ ભૂપતિનિઃ સુણિ, જન્મેજે રાઇ!
દુર્યોધન અર્જુન યુદ્ધિ આવ્યા, કરયુ અન્યોઅન્યિ ઘાઇ. ૧
મૂકિ બાણ પારથ, તે નવિ વાગિ; પુષ્પ તણી પિરિ હોઇ;
પર્વત સરીખુ આગલિ ઊભુ, જોઇ આશ્ચિર્ય હરિ જોઇઃ ૨
"અરે અર્જુન! શું થયૂં? અસ્ત્ર નથી, ભેદતાં એહનૂં અંગ."
સુણી અર્જુન કહિ કારણઃ "સુણ, કહું, શ્રીરંગ! ૩
ગુરુઇ કવચ બન્ધાવ્યૂં એહનિ, તેણિ કરી એહ અભેદ્ય;
ઇન્દ્ર તણૂં યદ્યા વજ્ર ભાગિ. પણિ એહ અભેદ્ય [અછેદ્ય]. ૪
પણિ એહનિ પિહિરયૂં સ્ત્રીની પિરિ; નથી લહ્યુ પૂરણ ભેદ.
ઊતારી પિહિરયા પછી આપણિ, કરશૂં એહનુ છેદ." ૫
ઇમ કહી બાણ મારયાં ન ખમિ; હવુ વ્યાકુલ રાજન;
ધજા ધનુષ કાપ્યૂં, અશ્વ મારયા; શંખ પૂરયુ અર્જુનિ. ૬
પાઞ્ચજન્ય પૂરયુ અવિનાશિ; ગાજ્યુ અતિ હનૂમન્ત;
પામ્યા ત્રાસ નાઠા સહૂ જ્યોધા, પડ્યા તિજી પ્રાણ અનન્ત. ૭
શિખર પડિ પર્વતનાં; દધિ ઊલટિ; ચલ્યુ શેષ તવ ધરણિ;
હરયાં તેજ–બલ; અશ્વ ગજ ચલિઆ; બહુ ભડ પામ્યા મરણ. ૮
તેણિ સમિ પાણ્ડવના જ્યોધા, અર્જુનની કરવા સાહિ,
આવવાની મનસા કરિ, પણિ દ્રોણ–આગલિ નવિ પિસાઇ. ૯
ધર્મ ભીમ સાત્ત્વિક સિહદેવ, સાહિ નિકુલ તેણિ ઠામિ;
તેણિ સમિ અલમ્બુસિ આવી, ભીમ સાથિ માંડયુ સંગ્રામ. ૧૦
નેવૂં બાણ ગુરુનિ ધર્મિ મારયાં; દ્રોણિ મારયાં પચવીસ;
સાંગિ એક મારી પછિ ધર્મિ, અતિ મનિ આણી રીસ. ૧૧
વજ્રધાર કરતી સ્વર–ઘણટા, ગુરુઇ દીઠી આવતી પાસિ.
કહિ દ્રોણઃ "એ નવિ વલી પાછી, સહી કરિ એ માહરુ નાશ." ૧૨
ઇમ જાણી બ્રહ્માસ્ત્ર મૂકી, ભસ્મ કીધી આવતી તેહ.
દીઠું ધર્મિ અસ્ત્ર આવતૂં, અગ્નિ ઝરતૂં ચેહ. ૧૩

મૂક્યૂં બાણ બ્રહ્માસ્ત્ર ધર્મિં, સમાવવા અન્યોઅન્યિ;
કાપ્યૂં ધનુષ દ્રોણનૂં રાઇ, તવ ક્રોધ ઊપનુ અતિ મન્નિ. ૧૪

ગદા એક મારી ધર્મનિ, દ્રોણિ ફેરવી તે શીશિ;
વલી એક મૂકી ધર્મરાઇ, તે કટકા કરી વીસ. ૧૫

તે જોઇ ક્રોધ પામ્યા ગુરુ, લેઇ નવ બાણ મૂક્યાં ખેવ;
મારયા અશ્વ, ધજા ધનુષ કાપી, વિરથ કરયુ અવશ્યમેવ. ૧૬

તે જોઇ દ્રોણ ધાઇ ધર્મનિ ગ્રિહિવા; તવ આવ્યુ તિહાં સિહિદેવ;
તેહ્નિ રથિ બિશાનિ નાઠા, ધર્મરાઇ તત્ખેવ. ૧૭
બ્રેહત્ક્ષેત્ર આવ્યુ પાણ્ડવ ઊપરિ, ખેમધુરત સુજાણ;
નેઉ બાણ મારી મહીઇ પાડ્યુ; ખેમધુરતિ તિજિઆ પ્રાણ. ૧૮

પડ્યુ ભઙ્ગ; કૌરવદલ નાઠૂં ચુહુદિશિ; પામ્યા ત્રાસ;
વીરધન્વા આવ્યુ એક યોધુ, ધૃષ્ટકેતનિ પાશિ. ૧૯
કરયૂં જયુદ્ધ અદ્દ્ભુત અન્યોઅન્યિ; ધૃષ્ટકેતિ ધરીનિ ક્રોધ,
વીરધન્વાનિ પાડ્યુ પ્રથવીઇ, તિલ તિલ કરી તે જ્યોધ. ૨૦

દુર્મુખ ભઙ્ગ થૈયનિ નાઠુ, સિહિદેવશૂં સઙ્ગ્રામ;
નિર્મિત સુત વીરન્ધવા કેરુ, મરણ પામ્યુ તેણિ ઠામિ.: ૨૧
સોમદત્ત આવ્યુ સઙ્ગ્રામિ, દ્રુપદીના સુત સઙ્ઘાતિ;
પાંચ બાણ પાંચિ તે મારયાં; પડ્યા મૂર્છાઇ તે ભ્રાત. ૨૨

તવ જાગ્યા વીર ઊઠયા અતિ ક્રોધિ, મિલી મૂકિ બહુ બાણ;
રથ છેદ્યુ કૂંઅરિ અર્જુનનિ; ધર્મપુત્રિ ધજા, જાણિ; ૨૩
પાડ્યુ સારથિ નિકુલ તણિ સુતિ; સિહિદેવ સુતિ છેદ્યૂં શીસ;
સોમદત્ત પડ્યુ મહી જાણી, અલમ્બુસ આવ્યુ ધરી રીસ. ૨૪

ભીમસેન સાથિ જયુદ્ધ માંડ્યૂં; બાણ તણી કરી વૃષ્ટિ;
નવ બાણિ વીંધ્યુ સહી રાખસ; ચઢ્યુ ક્રોધ, રગત-દ્દષ્ટિ. ૨૫
ભીમ તણા ત્રણિ સારથિ હૂતા, તેહ્નુ આણ્યુ અન્ત;
પાલા ચ્યારશિ મારયા તેહ તણા, અસુર મહા બલવન્ત. ૨૬

ભીમસેન મૂર્છા મહીઈ પડ્યુ; હવુ રણ માંહિ હાહાકાર;
ધાયુ વીર ગટોરગચ્છ આવ્યુ, કરતુ મુખિ મારોમારિ. ૨૭

જાગ્યુ ભીમ ક્રોધ કરી ઊઠ્યુ; અલમ્બુસ હવુ અન્તરધાન;
બાણુ વીર ઊપરિથી નાખિ; ભિ પામ્યા રાજાન. ૨૮
અગોપિ થયુ આવિ વલિ જાઇ; ધરિ નાનાવિધનાં રૂપ;
કરિ ગર્જના શબ્દ ભયંકર; પામ્યા ત્રાસ સુર-ભૂપ. ૨૯

પડ્યા જ્યોધ અશ્વ ગજ રથ, નદી ચાલી, રુધિર તણી તેણી વાર;
વિષ્ણુ-અસ્ત્ર તવ ભીમિ મુક્યુ, તવ ટાલિ માયા નિરધાર. ૩૦
નાઠા દૈત્ય વ્યાકુલ થઇનિ; આવ્યા દ્રોણનિ પાશિ;
વલિ ચાલ્યુ તિહાંથી અન્ય પાશિ, પાણ્ડુ-દલ કરવા નાશ. ૩૧

સુણી શોર થયુ તવ વેગિ, ભીમપુત્ર બલવન્ત;
બહુ વીર રાક્ષસ સરીખિ સરીખા, જ્યુદ્ધ કરિ છિ અનન્ત. ૩૨
મૂકિ બાણ; માયા નવી નવી કરિ; ઊડિ અન્ત્રિક્ષિ; પડિ ધરણિ;
રાક્ષસ યુદ્ધ કરિ વલી બિહુ, કોઇ નવિ પામિ મરણ. ૩૩

મારિ બાણ એકલુ અલમ્બુસ; સહૂ જ્યોધ પમાડ્યા ત્રાસ;
નિકુલનિ ત્રણ, ધર્મનિ તિહુત્તિર, વલિ ગટોરગચ્છનિ પચાસ ૩૪
પાંચ પાંચ પાંચિ સુત કૃષ્ણાના, ભીમ ઊપરિ પચીસ;
મૂક્યાં બાણ સવિ પાણ્ડવ જ્યોધ પર, અતિ મનિ આણી રીસ. ૩૫

તવ કોપ્યુ ભીમપુત્ર કાલ મારી, ચઢ્યુ રથ ત્રિહિવા હાથિ;
શીસ ફેરવીનિ નાખ્યુ હેઠું, લેઇ અફાલ્યુ અવની-સાથિ. ૩૬
પરવત મારિ અતિ પ્રૌઢા; વ્રખ સમૂલાં લેઇ ધાઇ;
એહ માંહિ નવિ ઓસરિ, એકએકનિ કરિ ઘાઇ. ૩૭

ઊઠી બાજુ ગટોરગચ્છનિ; થયુ રૂપ પરચણ્ડ;
ગટોરગચ્છનિ બાથિ ઘાલી, કરચાં અસ્ત્ર તેહૂનાં ખણ્ડ. ૩૮
રાઢિ બહુ કીધી ઘણી, પાણ્ડવ-સેન કીધૂં ચૂર;
વઢારચુ વક્કરણ તે ધાઇ; અલમ્બુસ વાધ્યૂં શૂર. ૩૯

રમતિ જોઇ ભીમસુતિ; પછી વછૂટયુ વીર;
અલમ્બુસ કીધુ આકલુ; તે ધરિ નવિ સકિ ધીર. ૪૦
ગટોરગછ મહા પ્રાક્રમી, તે સબલ પુહુતુ સઙ્ગિ;
હથિઆર સવિ હેઠાં કરીનિ, આવિઉ અઙ્ગોઅઙ્ગિ. ૪૧
એક એકનિ બાથિ ભીડિ, પાડ્યુ પડિ નહીં કોઇ;
કૌરવ પાણ્ડવ તણી સેના, સર્વ ઊભા જોઇ. ૪૨
ઘડી એક બલ જોઇ તેહનૂં, પછિ ગટોરગછિ ઊંચુ કીધુ;
શીસ ઊપરિ ફેરવીનિ, અવની ઊપરિ દીધુ. ૪૩
પછાડ્યુ તે પ્રથવી સાથિ, બલ કરીનિ બલવન્તિ;
અલમ્બુસનુ આણિઉ તિહાં, ગટોરગછિ તાં અન્તઃ ૪૪
પાકૂં ચીભડૂં યિમ જાઇ રેંહશા, તિમ ફાટી ગયુ સોઇ.
પામ્યા ત્રાસ કૌરવ; પડ્યુ રાખસ; પરવત સરખી કાયા હોઇ. ૪૫
જિ જિ શબ્દ હવુ રણિ પાણ્ડવનિ; પામ્યા અતિ આનન્દ.
ભાઉ કહિઃ જિ હોઇ તેહની, ગાઇ ગુણ શ્રીગોવિન્દ. ૪૬

ઊથલુ

ગાઇ ગુણ ગોવિન્દ રે, તેહનિ સદા સુખ રિદ્ધિ;
સાંભલિ, રે કૌરવપતિ! ઇમ સઞ્જે વાણી કિહિ. ૪૭
૭૨૫

## કડવૂં ૧૮ મૂં—રાગ દેશાખ

સઞ્જે કિહિઃ રાઇ! સાંભલુ, જિદ્રથ-યુદ્ધની વાત રે;
ખ્યાતિ તે કહૂં અર્જુન તણી રે. ૧
શઙ્ખ-શબ્દ કરિ છિ પ્રોઢા, વારોવારિ અવિનાશ રે;
ત્રાસ તે પામિ શબ્દ થકી રે. ૨
**ઢાલ**—નાશ કૌરવ પામવાનિ, શઙ્ખ પૂરયુ દેવિ;
તેણિ સમિ ધર્મ પાઞ્ચજન્ય સુણી, વ્યાકુલ હવા અશ્વમેવ. ૩

સાત્ત્વિક વેગિ તેડિઆ તિહાં, ગદગદ કહિ વાત;
બોલાઇ નહીં; વ્યાકુલ થયા; નેત્રિ વહિ આંસૂપાતઃ ૪

" અરે યાદવ! સાંભલુ, પાઞ્ચજન્યનુ થાઇ નાદ;
દેવદત્ત શિ નથી વાજતુ, અર્જુનના શઙ્ખનુ સાદ? ૫
મુઝનિ ચિન્તા ઊપની એ, જાણું, અર્જુનનુ હવુ છિ નાશ:
તેણિ ક્રોધ કરી આયુધ ગ્રહી, યુદ્ધ કરિ છિ અવિનાશ. ૬

શઙ્ખ જુ નથી વાજતુ તુ, કુશલ કિમ્મ અર્જુન?
એકલા યુદ્ધ કરતા હશિ તે, શત્રુ બહુ રાજન. ૭
તે માટિ ચિન્તા છિ ઘણી, સાત્ત્વિક! સાંભલિ સોઇ;
મિત્ર અર્જુન-ઊપરુ નહીં, અન્ય તાહરિ કોઇ. ૮

તે માટિ તહ્મ્યો જાઉ તિહાં, હૂં એટલું માગૂં માન;
વિપત-વેલા જાઇ છિ, અસ્ત થાવા આવ્યુ ભાણ. ૯
ઉદિ પામ્યુ સૂર્ય તવનુ, યુદ્ધ કરિ છિ સઙ્ગ્રામિ;
એકલુ; કો નથી પૂંઠિ સાહિ; જાઉ તહ્મ્યો તેણિ ઠામિ. ૧૦

કૌરવ રહ્યા છિ ગડગડી; શઙ્ખનાદ સ્વર કરિ તેહ;
સમરથ તરવા કો નહીં, રણ દ્રોણસાગર એહ. ૧૧
એકલુ શું કરતુ હશિ? માટિ, તહ્મ્યો જાઉ સઙ્ગ્રામિ."
સાત્ત્વિક કહિઃ "તહ્મ્યો સતિ જાણુ, તિજૂં પ્રાણ પાર્થનિ કામિ. ૧૨

પ્રાણવલ્લભ ભીમ અર્જુન સમો-વડિ નહીં માહરિ કોઇ;
તહ્મ્યો કહુ તે આજ હૂં, અગ્નિમાં પિસૂં સોઇ; ૧૩
પણિ કૃષ્ણ-અર્જુનિ કહ્યું છિ મુઝનિઃ 'રક્ષા કરજ્યો રાઇ.'
કદાપિ ગુરુ આવી ગ્રહિ તુ, શ્રમ માહરુ મિથ્યા થાઇ. ૧૪
હૂં ગયા પૂંઠિ તહ્મારી રક્ષા, કુણ કરશિ ઇહાં ધીર?
તે દેખાડુ મુનિ, જાઊં પછિ, જ્યહાં પારથ નિ જયદુવીર." ૧૫

ધર્મ કહિઃ "હૂં રહેશ ઇહાં, માહરિ બલિ કરી સોઇ;
ધૃષ્ટદ્યુમન ભીમ શિખણ્ડી, એ પ્રાક્રમી સવિ કોઇ." ૧૬

સાત્ત્વિક કિહિ: "તહ્મારી આગ્ન્યા, કરિ કૃષ્ણ નિ અર્જુન,
તુ તિહાં મિ જાવૂં સહી, સાંભલીઇ, રાજન! ૧૭
તહ્મ્યો દુઃખ તિજુ; કલ્યાણ છિ, યેહ્નિ સાહિ વૈકુણ્ઠનાથ;
ઇહાંથી જ્યોજન ત્રણિ છિ; જૈ મિલૂં પાર્થનિ સાથિ. ૧૮
દ્રોણ ગુરુ તાં મુખિ રહ્યા છિ, વલિ જ્યોધ છિ સહસ્ર ચ્યારિ;
અન્ય હસ્તી-જ્યૂથ ઊપરિ, જયવન છિ નિરધાર. ૧૯
સકલ રથ સેના છિ બહુ સાથિ. વલિ ભલા ગજ શિસાત;
જાટ ઉત્તર દિશાના આવ્યા, નવશિ હસ્તી છિ સાથિ. ૨૦
પ્રૌઢ પાપી જયવન જાતિ, હિમાચલના રિહિનાર;
અર્જુન કહિ તુ જવાશિ જુ, એ સવિ થાઇ સંહાર." ૨૧
તવ રથ લ્યાવ્યુ સજ્જ કરીનિ સારથિ, દારુક તણુ લઘુ ભ્રાત;
પછિ રથાનક કરી શતસહસ્ર, સેત્રણ આપિઆં વિખ્યાત. ૨૨
ભીમનિ કિહિ: "તહ્મ્યો જ્યુધિષ્ઠિરની, સબલ કરજ્યો સાહિ."
આગ્ન્યા માગી ધર્મની પછિ, સાત્ત્વિક વેગિ જાઇ. ૨૩
રથ હાંકયુ વાયુવેગિ તેણિ, આવ્યા ગુરુનિ પાશિ:
"સાહિ ધરમિ મોકલ્યુ, દલ કરૂં દ્રોણનૂં નાશ." ૨૪
પછિ મારયાં પાંચ તેહનિ, તિહાં સાત્ત્વિકિ સોઇ;
વલી છ ગુરુઇ; આઠ જ્યાદવિ; જ્યુદ્ધ અનુપમ હોઇ. ૨૫
દ્રોણ કિહિ: "તાહરુ ગુરુ ગયુ; મુનિ છાંડી ઇહાંથી જાણિ;
તૂં કિમ જાએશ જીવતુ?" સુણી, સાત્ત્વિક બોલ્યુ વાણિ: ૨૬
"સ્વામી! કૃપા કીધી શિષ્યનિ, તિમ હૂં શિષ્ય પારથ."
ઇમ કહી જયમણુ દ્રોણ મૂકી, હાંકિઉ તિહાં રથ. ૨૭
કરણસેના કરી પ્રાજિ, રથ હાંકિઉ તેહ શૂરિ;
તવ કૃતવર્મા આવ્યુ પ્રાક્રમી, યુદ્ધિ વાધિ જિમ દધિ-પૂર. ૨૮
તેણિ બાણ મૂકયાં ઘણાં, સાત્ત્વિક-મૂર્છા હોઇ;
તિણ્ણિ મૂર્છા સારથિઇ, કૃતવર્મા પાડ્યુ સોઇ. ૨૯

રાજા સાથિ લેઇનિ, આવિઉ વૃકોદર જાણિ;
કૃતવર્મા ભીમિ ખાલિઉ, સાત્ત્વિક ગયુ નિરવાણ. ૩૦
તવ પાણ્ડવના જ્યોધ આવિઆ; તે કરિ છિ સઙ્ગ્રામ;
કૃતવર્માઇ સવિ ટેલિઆ; નહીં પિસવાનુ ઠામ. ૩૧
પાંચ શર મારયાં ધરમનિ; આદિ ભીમનિ સાત;
મૂર્છા પમાડ્યુ વાયુસુતનિ; ધજા ધનુષ કીધાં પાત. ૩૨
તવ ઊઠયુ વૃકોદર ગદા લેઇનિ, કૃતવર્માનિ મારી શીસિ;
તેણિ બાણ મૂકી આવતી તે, કરી કટકા વીસ. ૩૩
ત્રણ બાણિ મૂર્છા થયુ; શિખણ્ડી રથ વાલ્યુ જાઇ;
પિસવા પાણ્ડવ નવિ પામ્યા; સવિ જ્યોધ વ્યાકુલ થાઇ. ૩૪
બુમ્બારવ સુણી ભાગિઊં દલ: તવ સાત્ત્વિક વલ્યુ ખેવ;
કૃતવર્માનુ ભઙ્ગ કરી, સારથિ હણ્યુ અશ્વમેવ. ૩૫
વલી જીતી સરવનિ મારી, મારગ કરતુ જાઇ;
આગલિ આવ્યા પ્રૌઢ હસ્તી, હણવાની નહીં સઙ્ખ્યાઇ. ૩૬
માહુત રાઇ ઊપરિથી પાડ્યા, તવ ગજ પામ્યા ત્રાસ;
મોકલા દ્રોડિ; ચાંપ્યૂં બહુ દલ; કરયુ તિહાં તેણિ નાશ. ૩૭
જલસન્ધ સ્વામી હસ્તીનુ, તેણિ કરયુ બહુ સઙ્ગ્રામ;
સાત્ત્વિકિ મારી શીસ પાડ્યૂં; રહ્યુ સૂંઢનિ ઠામિ. ૩૮
તેણિ હસ્તી શોભા પામિઉ, રુધિરિ કરી ગતિ વરણ,
યિમ મેરુ પરવત થકી, ગેરૂ ઝરિ છિ નીઝરણ. ૩૯
પછિ તે ગજ ભાઙ્ગો પામ્યુ; બહુ જ્યોધના લીધા પ્રાણ;
તવ સેન નાઠૂં; સકલ દલ કૌરવ પડ્યૂં ભઙ્ગાણ. ૪૦

### ઊથલુ

ભઙ્ગાણ જાણી દ્રોણ દુર્યોધન, વેગિ સહૂકો જૈ મિલ્યા;
ભાઉ કિહિઃ સાત્ત્વિક વચિ, ઘાતી દસોદિશ તે વીંટી વલ્યા. ૪૧
૭૬૬

## કડવું ૧૯ મૂં—રાગ કેદારુ

સાત્ત્વિકદલ કૌરવદલ મધિ જતાં, ગુરુદ્રોણુ અથડાઇ;
સુહુગમાં યુદ્ધ કરિ મહાયોધ, આગલિ ઊભુ ખિતિરાઇ. ૧
સબલ મૂકિ બાણુ જયાદવ, સંગ્રામ સબલુ થાઇ;
ભાંજુ રથ કૌરવપતિ નાઠુ ત્યાહ્રિ, આવ્યુ સુદર્શન એક રાઇ;
સાત્ત્વિક કૌરવદલ મધિ જાઇ રે. ૨
વલી કમ્બોજ બાબરદેશપતિ, આવ્યુ અઙ્ગ નિ વલી બઙ્ગ રે;
જાટ જયવન આવ્યા કાસ્મીરી, મહાજ્યોધ છિ તૈલઙ્ગ; સાત્ત્વિ૦ ૩
સહૂ કોઇ ક્ષણુ એક માંહિ, સાત્ત્વિકિ પાડ્યા ધરણિ રે;
કોઇ નાઠા કોઇ અથડાયા, અદૃશ છતા, કોઇ પામ્યા મરણુ; સાત્ત્વિ૦ ૪
નાહ્ઠૂં દલ દેખી દુર્ય્યોધન, આવ્યુ સેન લઇ અન્ય રે;
દેખી શૂર ધાયુ જ્યાદવ અતિ ક્રોધ ધરીનિ મન્નિ; સાત્ત્વિ૦ ૫
મૂકી બાણુ ત્રણશિ જ્યોધ મારયા; ગજ હણ્યા આશરિ ત્યાહ્રિ રે;
અર્જુનથી અદકૂં કરયૂં પ્રાક્રમ; દુર્ય્યોધન પામ્યુ હારિ; સાત્ત્વિ૦ ૬
આવ્યા જ્યોધ પાંચશિ ભીમ દેશના, કીધી વૃષ્ટિ તેણિ પાહ્ણુ રે;
તેહ્નિ મહીઇ પાડ્યા સાત્ત્વિકિ, પાંચશિ મૂકી બાણુ; સાત્ત્વિ૦ ૭
દુ:શાસનના રાઉત વલી આવ્યા, સહસ્ર એક મહાજ્યોધ રે;
તેહ મોકલ્યા સવિ યમદ્વારિ; વલિ લક્ષ એક આવ્યા ધરિ ક્રોધ; સાત્ત્વિ૦ ૮
તેહ સહૂ મારી મહી પાડ્યા: કાપ્યાં સહસ્રનાં શીસ રે;
અતિ પ્રાક્રમિ સાત્ત્વક ઇમ શોભિ, પ્રલિકાલિ યિમ ઇશ; સાત્ત્વિ૦ ૯
છેદિ શીસ તાડફલ યિમ મહીઇ, રડવડતાં દીસિ રૂંઢ રે;
ઊડિ જ્યોધ અશ્વ રથ પત્ર યિમ,
ગજકુમ્ભસ્થલ કટકા સૂંઢ; સાત્ત્વિ૦ ૧૦
નાહ્ઠા જ્યોધ આવ્યા દ્રોણુ–પાશિ,
'રાખિ, રાખિ, અહ્મ્યો થયા નાશ રે;'
સુણી દ્રોણુનુ સારથિ કિહિ:
"સ્વામી! રથ હાંકૂં કુહુનિ પાશિ? સાત્ત્વિ૦ ૧૧

આ પાશિ ભીમ ધરમ ધૃષ્ટદ્યુમન, કરિ સેના-સઙ્ઘાર રે;
કુહુ તુ રથ હાંકું, સાત્ત્વિક છિ તિહાં,"
સુણી ગુરુ કિહિ તેણી વારઃ　　　સાત્ત્વિ૦ ૧૨
"હાંકિ સારથિ! રથ સાત્ત્વિક વહાં." ફેરયા અશ્વ તેણિ સુણી વચન;
તવ દલ ભિદ્દી લેઇ સાત્ત્વિક સાહ્મુ,
આવ્યુ વારિ દુઃશાસન;　　　સાત્ત્વિ૦ ૧૩
દીઠુ દૃષ્ટિ જ્યાદવિ અસ્ત્ર મૂક્યા, અશ્વ કરયા શતખણ્ડ રે;
મારયા જ્યોધ; નાહ્‌ઠુ દુઃશાસન;
જૈ રથિ દ્રોણનિ વલગુ દણ્ડ;　　　સાત્ત્વિ૦ ૧૪
દેખિ દ્રોણઃ ખેદ કરી બોલ્યાઃ "સાંભલિ દુઃશાસન રે!
કાં નાહ્‌સિ છિ, રાજકુંઅર? જીવતુ છિ રાજન્ન; સાત્ત્વિ૦ ૧૫
વૈર તુ સવિ થયૂં તુઝ વડિ; તમી સાધ્વી, સહી માનિ રે;
કિમ નાહ્‌સિ છિ રાજકુંઅર થૈ? સઙ્ગ્રામ કરિ, રાજન! સાત્ત્વિ૦ ૧૬
વલી કહૂં, ભરતાપુર તાહારા કન્થ, (?) ખાંડ્યા તિલ તિમ્મ રે;
ગયૂં તેલ યિમ થયા નિશ્ચિ, યિમ,
કહૂં પાણ્ડવનિ તે કિમ્મ?　　　સાત્ત્વિ૦ ૧૭
હાવિ નાહ્‌સિ કિહાં? તાહરૂં બલ, પ્રાક્રમ સવિ ગયૂં કિહાં રે?
ઢાલ્યા દ્યૂત વિધિ યે પાસા, તે અસ્ત્ર થૈ વાગિ ઇહાં; સાત્ત્વિ૦ ૧૮
તૂં નાહ્‌સિ પણિ, મુખિ રહૂં જોઈહિ, કિહાં રિહિસિશિ, પાપી રે?
પિસિ ઉદરિ ગન્ધારીનિ, નહીં તુ તૂંહિ નાંખશિ કાપી; સાત્ત્વિ૦ ૧૯
તૂંહિ પ્રથવી માંહિ કો નવિ રાખિ, યુદ્ધ તણું કરજ્યે કાજ રે;
બીહિ તુ તેડી ધર્મરાઇનિ, કાં નથી આપતુ રાજિ? સાત્ત્વિ૦ ૨૦
ભીમ ગદા લેઇ સન્મુખ મિલશિ, તુ તાહરુ આણશિ અન્ત રે;
રુધિરપાન કરશિ સહી તાહરૂં, ગુણ તેહનિ તાહરા અનન્ત;" સાત્ત્વિ૦ ૨૧
એહવાં કઠણ વાચિક બોલ્યા બહુ, પણિ મુખથી ન કહ્યૂં વચન રે;
કરવા યુદ્ધ સાત્ત્વિક-સઙ્ઘાથિ, ચાલ્યુ દુઃશાસન; સાત્ત્વિ૦　૨૨

## ચાલ ચુપૈની

દુઃશાસન સુણી ચાલ્યુ સઙ્ગ્રામિ, સાત્ત્વિક ઊભુ યેણિ ઠામિ;
દ્રોણિ કીધુ મન્નિ વિચાર, આવ્યા દ્રુપદદલ ચેણિ ઠારિ. ૨૩
વીરકેત જ્યોધ પાણ્ડવનુ જાણિ, તેહ્‌ના દ્રોણિ લીધા પ્રાણ;
નવ આવ્યા તિહાં તેહ્‌ના ભ્રાત; કીધા તે ગુરુઇ મહીપાત. ૨૪
ચિત્રસેન સુધન્વા નામ, ચિત્રકેત પડ્યુ કરી સઙ્ગ્રામ;
તવ ધાઇ આવ્યુ ધૃષ્ટદ્યુમન વીર; આપણિ રથિ જૈ બિઠુ તે ધીર. ૨૫
બ્રેહદખેત્ર કેકયનુ ભૂપ, યુદ્ધ કરવા આવ્યુ ધરી ધીર રૂપ;
બ્રહ્માસ્ત્ર મૂક્યૂં ગુરુઇ બલવન્ત; બ્રેહદખેત્રનુ આણ્યુ અન્ત. ૨૬
તવ યોધ આવ્યુ શીસપાલ, તેહ્‌નૂં શિર છેદ્યૂં ગુરુઇ તત્કાલ;
ધૃષ્ટકેત આવ્યુ તેહ્‌નુ ભ્રાત; તે મરણ પામ્યુ; મહી હવુ પાત. ૨૭
વલી આવ્યુ તિહાં તેહ્‌નુ તન્ન; ગુરુઇ કરયુ તેહ્‌નિ પણિ પતન્ન;
જરાસન્ધ તણુ સુત આવિઉ, તે ગુરુઇ હારિ મનાવિઉ. ૨૮
ક્ષેત્રધન્વા સુત ધૃષ્ટદ્યુમન તણુ, તેણિ આવી પ્રાક્રમ કીધુ ઘણુ;
તવ ગુરુ દ્રોણિ કીધા રીસ; એક બાણિ છેદ્યૂ તેહ્‌નૂં શીસ. ૨૯
તવ દ્રુપદ મનિ ચહ્‌ડિઉ કોપ; પુત્ર બુદ્ધિ જાણી થયા લોપ;
પછિ દ્રોણ ઊપરિ ચાલ્યુ સઙ્ગ્રામ, આવ્યુ ધર્મભીમ છિ તેણિ ઠામિ. ૩૦
ગદગદ કણ્ઠિ કિહિ ધર્મ વાતઃ “અરે ભીમ! સાંભલિ કહૂં, ભ્રાત!
બલિઉ તૂં છિ મહાબલવન્ત; વિરાટમધિ કૈચક આણ્યુ અન્ત. ૩૧
વન્ન પૂરણ થયા જુ તહ્મ્યો, જઇ મલ્લ મારી રાખ્યા અહ્મ્યો;
તેથી સવિ અહ્મ્યો પામ્યા સુખ, નાહ્‌નપણિ પામ્યા મહા દુઃખ. ૩૨
અતિ દુઃખ માંહિ દુઃખ ઊપનૂં આજ, સાત્ત્વિક મોકલ્યુ અર્જુનનિ કાજિ;
તેહ ન આવ્યુ; શૂં થયૂં મરણ? શઙ્ખ પૂરિ છિ અશરણશરણ. ૩૩
દેવદત્ત શબ્દ થાઇ નહીં, તુ અર્જુન પડ્યુ, જાણુ સહી;
તેણિ કરી હરિ પામ્યા કોપ; પૂરિ શઙ્ખ; સેના કરિ લોપ. ૩૪
સહી આયુધ હરિએ લીવાં હશિ; માહ્‌રા મન માંહિ એહ્‌વૂં વસિ;
વલી મિ કીધૂં દુષ્ટજ કામ; સાત્ત્વિકનિ મોકલ્યુ સઙ્ગ્રામિ. ૩૫

તેહ વીર શિ આવ્યુ નહીં? હાવિ ભીમ! તહ્મ્યો જાઉ સહી;
તૂં વિના કુણ પિસિ દલ માધ, સાત્વિક અર્જુનની લિહિવા સિધિ?" ૩૬
સુણી ભીમ ધર્મનિ કિહિ ઇમ્મ: "રથ હરિ હાંકિ તે પડશિ કિમ્મ?
કાં ભ્રાત! દુઃખ ધરુ છુ મનિ? આપણિ સાહિ છિ જગજીવન. ૩૭
તહ્મ્યો કુહુ તુ, જાઊં અર્જુન તિહાં." આવ્યુ ભીમ ધૃષ્ટદ્યુમ્ન છિ તિહાં:
"અરે દ્રુપદસુત! જાણિ મરમ; તૂં રહી રક્ષા કરજ્યે ધરમ. ૩૮
હૂં જાઊં છૂં અર્જુન-પાશિ; કીધૂં હોઇ યે કરિ અવિનાશ."
પિહિરૂં કવચ, ધર્મચરણિ શિર ધરી, પૂરયુ શઙ્ખ હરિ-સમરણ કરી. ૩૯
સઞ્જે કિહિ: સાંભલિ તૂં, રાઇ! ભીમ તણુ તૂંહિ કહૂં મહિમાઇ.
ભાઉ કિહિ નામીનિ શીસ: રાખિ ચરણિ શ્રીયુગદીશ. ૪૦

### ઊથલુ

રાખિ શ્રીયુગદીશ ચરણિ, સદા સન્ત-પ્રતિપાલ રે;
સઞ્જે કિહિ: સાંભલિ, ભૂપતિ! ભીમ ચઢ્યુ ભૂપાલ રે. ૪૧
૮૦૭

---

## કડવૂં ૨૦ મૂં—રાગ સામેરી

વૈશમ્પાયિન કિહિ: સુણિ, રાઇ! ભીમ સુભટ સઙ્ગ્રામિ જાઇ;
આવ્યુ દ્રોણ તણિ તે પાશિ; સેન સરવ કરયૂં જે નાશ. ૧
દેખી દ્રોણ તિહાં કિહિ વચન: "જાજ્યે, વીર! તૂં, ગયુ અર્જુન;
મારગ મિ તહ્મ્યો આપ્યુ દામ, જાવા નહીં દિઊં જુ, કરિ સઙ્ગ્રામ." ૨
સુણી ભીમ કિહિ: "ગુરુજી! જાણુ; દીન થાઊં નહીં, હૂં તિજૂં પ્રાણ."
ઇમ કહી ધરી મનિ રીસ, ગદા મારી ફેરવીનિ શીસિ. ૩
આવતી દેખી પામ્યા ત્રાસ; નાહ્હા રથ મેહ્લી રહ્યા એકિ પાસિ.
ભાલ્યુ અશ્વ રથ પ્રથવી-મુઝારિ; સારથિ સુરથ તે રાખણહાર. ૪
જોઇ ગુરુ દ્રોણ અદષ્ટજ થયા; 'એણિ વારૂ આપી'તી દક્ષિણા.'
આવ્યુ દુઃશાસન મહા ધીર; મૂકી સાંગિ અન્યોઅન્યિ વીરિ. ૫

કાપી આવતી તે તત્ખેવ; ત્રણિ ભ્રાત આવ્યા અશ્વમેવ;
ભેદૂં અઙ્ગં કુણ્ડલ નિ નેત્ર; પામ્યા તેહ ભીમિ રણખેત્રિ. ૬
વલિ આવ્યા કૌરવ મિલી ચ્યાહૂરિ, તેહ ભીમિ કીધા સઙ્હાર.
વલિ રુદ્રકર્મ વૃન્દારક વીર, અભેદૂર વિમોચન ધીર, ૭
મૂકી બાણ તે પાડ્યા સાત, દુર્જ્યોધન તણા યે ભ્રાત.
વલિ આવ્યા મિલી ભ્રાતજ ત્રણિ; તેહ ભીમિ પમાડ્યા મરણ. ૮
સુદર્શન નિ બ્રહ્મા નામ, વિધનબિન્દુ તેહ પડ્યુ સઙ્ગ્રામિ.
ભીમસેન પામ્યુ આહ્લાદ, ઘોર શબ્દ કરિઉ શઙ્ખનાદ. ૯
પડ્યા મહીસ્થલિ, બહુ આવ્યા જ્યોધ, ગજ હય હણ્યા ધરી મનિ ક્રોધ;
નાઠૂં દલ જાઇ ચુહુપાસિ; દેખી દ્રોણ ગયા ભીમ-પાસિ. ૧૦
બાણ તણી બહુ કીધી વૃષ્ટિ, વૃકોદર દેખાઇ નહીં દષ્ટિ;
વાયુપુત્રિ કરયુ તિહાં વિચાર; ઊતરિઉ રથથી મૂકી હથિઆર. ૧૧
નીચૂં જોઇનિ ચાલ્યુ જાઇ; બાણ તણી નહીં ધરિ પ્રભાઇ;
મેઘવૃષ્ટિ પ્રબલ યિમ થાય, નીચૂં શીઘ્ર યિમ સાંઢિઉ જાઇ, ૧૨
ચાલ્યુ ગુરુ કહિ આણી રીસ; રથ સાહી કાંગમૂં ફેરવ્યૂં શીસિ;
પ્રથવી સાથિ મારી કરયુ ચૂર; બીજિ રથિ ગુરુ બિઠા શૂર. ૧૩
તેહ તિમ ચૂર કરયુ તિહાં કાઠ; ઇમ ભાંજ્યા રથ ભીમિ આઠ.
નવમિ રથિ બિશી ગુરુ નાસી જાઇ; હાહાકાર કૌરવદલિ થાઇ. ૧૪
કૃતવર્માઇ સેના કરી પ્રાજિ; કામ્બોજ દલ મધિ રહી ભીમ ગાજિ;
બહુ જ્યોધ જયવન કરી નાશ; આવ્યુ સાત્ત્વિક કેરિ તે પાસિ. ૧૫
બ્રહ્માસ્ત્ર ફૂંકિ ફેરવિઉ; અગ્નિ-વાયુ-બલ વેરવિઉ;
ભીમ આનન્દ પામ્યુ અતિ મનિ; પડિઆ દષ્ટિ કૃષ્ણ-અર્જુન્ન. ૧૬
દષ્ટિ-દષ્ટિ મિલી અવિનાશ; તવ પઞ્ચાયણ પૂરયુ કરુણાકરિ વાસ.
ભીમિ પ્રાક્રમ કીધૂં પ્રૌઢ; જોઇ દ્રોણ થયા દિગ્મૂઢ. ૧૭
દેવદત્ત પૂરયુ અર્જુન્નિ; સાત્ત્વિકિ પૂરયુ હર્ષ ધરી મન્નિ;
શબ્દ હવા શઙ્ખના જવ ચ્યાહૂરિ, ધર્મનિ હવુ સુણી હર્ષ અપાર. ૧૮

વૈશમ્પાયન કહિઃ સુણિ, રાય! કરણિ દીઠુ ભીમ કાલરૂપ–કાય.
આવ્યુ ધશી રથ બિશી જાણિ; વાયુપુત્ર ઊપરિ મૂકિ બાણ; ૧૯
મારી કોપ સહિત ભીમિ ગદા; અશ્વ સારથિ હણ્યા તદા.
નાહ્ઠુ કર્ણ પામી અતિ ત્રાસ; બાજિ રથિ બિશી આવ્યુ ભીમપાસિ. ૨૦
કીધૂં યુદ્ધ અન્યોઅન્યિ બલવન્ત; વલિ અશ્વ રથનુ આણ્યુ અન્ત;
નાહ્ઠુ કરણ જોઇ બીજી વાર; દુર્યોધનિ તવ કરયુ વિચાર. ૨૧
દુર્જિ ભ્રાત મોકલ્યુ કરણ–સાહિ; મિલ્યા બિહૂ, જયુદ્ધ અદ્દ્ભુત થાઇ;
વાયુપુત્રિ મનિ આણી રીસ; દુર્જિં તણૂં તવ છેદ્યૂં શીસ. ૨૨
તવ આવ્યુ દુર્મુખ તેણિ ઠામિઃ વાયુપુત્રશૂં કીધુ સઙ્ગ્રામ;
ભીમિ ક્રોધ સહિત મારી ગદા; દુર્મુખ મરણ પામ્યુ તદા. ૨૩
તેહ્નિ રથિ બિઠુ કરણ વીર; ધર્મ ઊપરિ ધાયુ તે વીર;
ભ્રાત જાણી વઢિ આણી દયા; કુન્તીઇ વર આપ્યુ માટિ કીધી મયા. ૨૪
ભીમ ધાઇ મારિ ક્રોધ આણી; દ્રુપદીનિ દુઃખ દીધું તે જાણી;
ચૌદ બાણ મૂકયાં ભીમિ શીસિ; સારથિનૂં શીસ છેદ્યૂં આણી રીસ. ૨૫
ભાંજ્યુ રથ; અશ્વ કીધા મરણ; વિરથ થયુ તવ નાઠુ કરણ.
દુર્યોધનિ મોકલ્યા તવ ભ્રાત; ભીમ ઊપરિ આવ્યા તે સાત. ૨૬
વાયુપુત્રિ તે મારયા ઠામિ; સાંભલુ, કહૂં તેહ્નાં નામઃ
ચિત્રાયુધ, શત્રુજિત, વિકરણ, સત્ર, સન્મિત્ર, દુષ્ટ હવુ મરણ; ૨૭
વલી કહૂં ચિત્રસેન વિખ્યાત; પૃથ્વીઇ પડિઆ જયોધા સાત;
પામી હર્ષ ભીમિ કીધુ સિંહનાદ; સુણી ધર્મનિ હવુ ઉલ્હાદ. ૨૮
વલી આવ્યા પાંચ પુત્ર તાહ્રા, તેહ્નિ વૃકોદરિ સઙ્ઘારયા.
વલી પૂંઠિથી આવ્યા સાત; તેહ મરણ થે હવા મહીપાત. ૨૯
વાયુપુત્રિ કરયુ બહુ લોપ; દેખી કરણનિ ચઢિઉ કોપ;
એકવીસ કૌરવ ભીમિ પમાડયા મરણ; દેખી દુઃખ પામ્યુ તે કરણ. ૩૦
આવી માંડયુ બહુ સઙ્ગ્રામ, ભીમનિ વીટયુ તવ તેણિ ઠામિ;
તવ વાયુપુત્રનિ ચઢિઉ કોપ, રવિસુત કેરૂં ધનુષ કરયૂં લોપ. ૩૧

વળી બીજૂં ગ્રહ્યૂં તે કરયૂં નાશ; ઇમ કાપ્યાં ધનુષ પચાસ;
ત્યાહ્નરિ કોપ ચઢ્યુ ભડ કરણ; કાપ્યૂં ભીમ-ધનુષ પડ્યૂં ધરણિ. ૩૨
મૂકી અસ્ત્ર અનેક અન્યોઅન્યિ; આવતાં અસ્ત્ર છેદિ રવિતન;
તવ વાયુપુત્રિ મૂકી એક ગદા; તે આવતી કાપી કરણિ તદા. ૩૩
ચઢ્યુ કોપિ વૃકોદર-વીર, ખડ્ગ કરિ લેઇ ધાયુ ધીર;
દીઠુ કાલરૂપ ભીમ કરણિ; કાપી ખડ્ગ નાખ્યૂં તે ધરણિ. ૩૪
જોઇ વાયુપુત્રનિ ચઢિઉ કોપ: "રિહિ, રવિસુત! તાહ્નરુ કરૂં લોપ."
ઇમ કહી મૂક્યાં ત્રણિ બાણ; કાપ્યુ કાન કુણ્ડલ સહિત જાણિ. ૩૫
ખડ્ગ ગ્રહી ભીમિ મારી ફાલ; ચૂકવી રવિસુતિ તત્કાલ;
કુઞ્જર પડિઆ છિ યે ધરણિ, ભીમ લેઇ નાખિ મારવા કરણ. ૩૬
નાખ્યાં અશ્વગજરથ ગ્રહી પાગિ; છેદિ કરણ આવતાં કરિ બિ ભાગિ.
તવ રવિસુત જોઇ પામ્યુ ખેદ; ભીમનાં આયુધ કરયાં સવિ છેદ. ૩૭
કાપ્યાં અસ્ત્ર બાણ ગદા માત્ર; ભીમિ મારી કરયાં જાજરાં ગાત્ર.
આપ્યુ વર કુન્તાનિ જાણી, ભીમ મારયુ નહીં દયા આણી. ૩૮
બોલ્યુ કરણ; કિહિ: "સુણિ, ભીમ! હાવિ લિહિ યુદ્ધ કરવાનુ નીમ;
હાવિ આવેશ મા માહ્નરિ પાસિ; માતવચનિ નથી કરતુ નાશ. ૩૯
રાંધણિઉ તૂં શૂં લહિ સઙ્ગ્રામ? બહુ ખાધાનૂં તાહ્નરિ કામ;
વનિ જૈ કન્દમૂલનુ કરિ આહાર; યુદ્ધ જ્યોગ તૂં નહીં નિરધાર." ૪૦
ભીમનિ ગલિ ધનુષ ઘાલિઉં; કરણિ ચપસી ભીમનિ ઝાલિઉ;
ભીમ સલસલી સકિ નાંહિ; 'ભલુ કર્ણ,' સરવે કહિ ત્યાંહિ. ૪૧
ગલૂં સાહી ભીમનિ નાખ્યુ ઠેલી: "માત માટિ દિઉં છૂં મેહ્નલી."
એહ્નવૂં જોઇ પ્રાક્રમ અર્જુન, ચઢ્યુ કોપ ઊપરિ-રવિતન. ૪૨
સાંભલુ સવિ કો શ્રોતાજન! હાવિ યુદ્ધ થાશિ કર્ણ-અર્જુન.
ભાઉ કિહિ જોડી બિહૂ હાથ: યેહ્નનિ જીતાડશિ વિશ્વનાથ, ૪૩

## ઊથલુ

વિશ્વનાથ જીતાડિ તે જીતિ, બાકી સરવિ અન્ય રે;
મહારથી કર્ણ સાથિ: યુદ્ધ થાશિ કરણ-અર્જુન રે.　　૪૪

૮૫૧

## કડવું ૨૧ મું—રાગ રામગ્રી

રાઇ ધૃતરાષ્ટ્ર સુણી વચન જી;
પુત્રવધ જાણી હવૂં દુઃખ મનિ જી. ૧
ઢાલ—દુઃખ પામી અતિ ઘણું, સઞ્જે પ્રતિ કિહિ વાણિઃ
ભીમ આદિ કો નવિ રિહિ; માહરા પુત્ર તિજશિ પ્રાણ. ૨
સાત્વિક દલ સંહારતુ આવ્યુ, પારથ કેરિ પાસિ;
ભીમિ હય ગજ યોધ બહુ મારયાઃ કૂંઅર કીધા નાશ. ૩
સઞ્જે કિહિઃ પછિ પારથનિ, કર્ણ ઊપરિ ચઢિઉ કોપ;
બાણ મૂકી નસાડ્યુ કરણ; અશ્વરથ કીધા લોપ. ૪
સાત્વિક કરિ સંગ્રામ બહુ; રથ જ્યોધ કરયા બહુ નાશ;
અલવિખ રાજા એક કૌરવનુ, આવ્યુ યુદ્ધ કરિવા પાશિ. ૫
તેણિ તાં જયુદ્ધ કીધૂં ઘણું, ત્રણિ બાણ મૂકી અભેદ;
અલવિખ રાજા તણું તિહાં તુ, કરયૂં શીસ તે છેદ. ૬
કલિંગ-બઙ્ગ તણા ભૂપતિ, કરયુ બિહુનુ નાશ;
જઇ રહ્યુ આગલિ માન દેઇ; "ધન્ય, ધન્ય," કિહિ અવિનાશી. ૭
પારથ અતિ તિહાં ખેદ કરતુઃ "રખિ ધર્મનિ સાહિ દ્રોણ!
સાત્વિક શાર્દૂનિ આવિઉ, તિહાં રાઇ—રક્ષા કોણ? ૮
તહ્મ્યો આવ્યા શીદ મુઝ પાસિ? હાવિ ચિન્તા ત્રણિ;
દિવસ તિહાં થોડુ રહ્યુ છિ; જિદ્રથ થાશિ કિમ મરણ? ૯
ભૂરિશ્રવા સંગ્રામિ આવ્યુ, એ પિહિલુ આવ્યુ ક્રોધિ;
તહ્મ્યો તુ થાક્યા છુ સહી; કિમ હણાશિ તે જ્યોધ? ૧૦
ધર્મનિ કુણ તિહાં રાખશિ? તહ્મ્યો મર્ગિ હવા આશ્રાન્ત;
સાહિ કરવી તહ્મારી, છિ ભૂરિશ્રવા બલવન્ત" ૧૧
તેણિ સમિ તે આવ્યુ ભૂરિશ્રવા, મુખિ વચન બોલિ રીસિ;
"અરે સાત્વિક! માતુલના શીશ! તાહરૂં હવિ છેદેશ શીસ. ૧૨

કૃષ્ણ-અર્જુન દેખતાં પાડૂં; સુખી કરૂં દુર્યોધન."
સાત્ત્વિક કહિ: "માહરાં અસ્ત્ર હોઇ, તિહાં લગિ ન પામૂં પતન." ૧૩
ઇમ કહી સન્મુખ આવ્યા બિહૂ; બાણ તણી કરિ વૃષ્ટિ.
આકાશ છાયૂં ઢાંકિઉં; બિહૂ યોધ ન દીસિ દૃષ્ટિ. ૧૪
અન્યોઅન્ય છેદિ આવતાં; વિરથ હુવા તેણી વાર.
ગદા તોમર ધનુષ ફરસી, કાપ્યાં સવિ હથિઆર. ૧૫
અગ્ગોઅગ્ગિ આવ્યા મલ્લયુદ્ધિ; આયુધ નહીં કુહુનિ હાથિ;
ઢીંક પાટૂ ઘાઇ કુણી, ગ્રહી ભીડિ છિ બાથ. ૧૬
કરચરણ ભીડી મચરડિ; અગ્ગિઅગ્ગ ભાંજિ મલ્લ;
શરીર મારિ શીસ ફૂટિ, જાણિ ગજ વલગા ભલ્લ! ૧૭
પડિ હેઠા થાઇ બિઠા; ભીડિ ભચરડિ બાથ;
સાત્ત્વિક ઊંચુ ઊંચલી, લેઇ પછાડ્યુ મહી સાથિ. ૧૯
કાખિ માંહિ તેહ ઘાલિઉ; ગ્રહી કેશ નમાવ્યૂં શીસ.
ખડ્ગ લીધૂં હાથ જોઇ, પાર્થનિ કહિ જગદીશ: ૧૮
"અરે અર્જુન! શિષ્ય તુઝ, સાત્ત્વિકનુ આણિ અન્ત;
સુધિ લેવા આપણી આવ્યુ; કરી યુદ્ધ અનન્ત. ૨૦
આપણી દૃષ્ટિ દેખતાં, કિમ થાવા દીજિ નાશ?
ભૂરિશ્રવા એહનિ મારસિ, થશિ આપણનિ ઉપહાસ. ૨૧
તે માટિ મૂકાવિ સાત્યકિનિ; છેદિ શીસ નિ હાથ."
એહવૂં સુણી, ગાણ્ડીવ હાથિ ગ્રહી, કહિ: "સુણ વૈકુણ્ઠનાથ! ૨૨
ઘટિ મનિ નહીં, ફ્ડ કરૂં છૂં, વચનથી તમ, દેવ!"
બાણ મૂકી પાડિઉ હસ્ત, ભૂરિશ્રવાનુ તત્ખેવ. ૨૩
પડ્યુ પૃથ્વીઇ દુ:ખી થઇ: "અરે સુણિ વાત, પારથ!
અઘટતૂં તિં કરયૂં શાહનિ, ક્ષત્રિધર્મિ સમરથ? ૨૪
તુઝ સાથિ હૂં વઢતુ નુહતુ, તુ શિ કરિ મુઝનિ ઘાત?
કૃષ્ણ-વાઇક શૂં કરયૂં? શૂં કહિશ ધર્મનિ વાત? ૨૫

સઙ્ગતિ યેહ્‌વા તણી કરીઇ, તેહ્‌વા થૈઇ જાણિ;
ગુરુઇ શું એહ્‌વું ભણાવ્યુ, નીચ કર્મ નિરવાણુ? ૨૬
રથ અસ્ત્ર પાખિ યે હોઇ, અન્યશું કરિ સઙ્ગ્રામ,
મહન્ત હોઇ તેહ નવિ મારિ; એ નીચનૂં સહી કામ." ૨૭
ઇમ કહી આસન અસ્ત્ર કરિ બિઠુ, બ્રહ્મ તણુ લેઈ વાનઃ
"ધિક એ સંસાર કહીઇ;" નિન્દા કરિ ભગવાન. ૨૮
અર્જુન કિહિ ભૂરિશ્રવાનિઃ "એ સતિ કિહિ છિ વાણિ;
માહ્‌રુ કુંઅર મારયુ મહારથી, છ મિલી લીધા પ્રાણ. ૨૯
માહ્‌રાં અસ્ત્ર જાઇ જ્હાં લગિ, રક્ષા કરૂં યે માહ્‌રુ હોઇ."
અર્જુન કિહિઃ "મુનિ મહન્ત મોટા-તણી હજ્યો મૂંનિ ગતિ."
કૃષ્ણુ કિહિઃ "ગરુડારૂઢ થૈ, મહા રૂપ લેઇ જા સતિ." ૩૧
એહ્‌વી સુણી વાણી કૃષ્ણની, સાત્ત્વિક પામ્યુ ખેદ;
ગ્રહી ખડ્ગ વેગિ કરી શીસ, ભૂરિશ્રવાનૂં કીધૂં છેદ. ૩૨
હાહાકાર થયુ સહૂ ઇમ કિહિઃ "સાત્ત્વિક કરયુ અધર્મ."
ધિક્કાર શબ્દ યે હવુ રણિઃ "દુષ્ટ કીધૂં કર્મ." ૩૩
ધૃતરાષ્ટ્ર કિહિઃ સઞ્જે! સુણ; મુનિ એક અહીં સન્દેહ;
સાત્ત્વિક સાહ્યુ ભૂરિશ્રવાઇ; મારિઉ શિ નવિ તેહ? ૩૪
સઞ્જે કિહિઃ સાત્ત્વિક તણુ, સન્તી નામિ કૈહિ તાત;
બાહ્લીક પિતા ભૂરિશ્રવાનુ, બિહૂઇ કરયૂં યુદ્ધ વિખ્યાત. ૩૫
સાત્ત્વિક-પિતાઇ ઇમ ગ્રહ્યુ હૂતુ, ભૂરિશ્રવાનુ તાત;
તેણિ માગ્યુ વર ઇશ્વિર પાસિઃ "માહ્‌રિ પુત્ર હોઇ વિખ્યાત." ૩૭
સન્તુષ્ટ થઇ ઇશ્વિર કિહિઃ 'તાહ્‌રિ હશિ યે સન્તાન,
તેહ કરશિ એમ સન્તી-સુતનિ સહી માનિ."
તે માટિ સાત્ત્વિક તણૂં, ભૂરિશ્રવાઇ ઝાલ્યૂં શીસ;
મરાઇ તે કુણિ નહીં યેહ્‌નિ, રાખિ શ્રીજગદીશ. ૩૮
વર્તમાન, ભૂત, ભવિષ્ય, એ સવિ, સાત્ત્વિક જાણિ સોઇ.
ભગવન્ત સરીખુ સાહિ તેહ્‌નિ, અન્તર કિમ કરી હોઇ? ૩૯

ધૃતરાષ્ટરનિ સઞ્જે કહિઃ જિદ્રથ-યુદ્ધ સુણિ, રાઇ!
ભાઉ કહિઃ જિ સદા તેહ્નિ, યેહ્નિ સાહિ વૈકુણ્ઠરાઇ. ૪૦
૮૯૧

---

## કડવૂં ૨૨ મૂં-રાગ સારઙ્ગ

વૈશમ્પાયન કહિઃ સુણિ, રાઇ! અર્જુનશૂં યુદ્ધિ કર્ણજ જાઇ;
દુર્યોધન સાથિ છિ બહુ વીર; કૃતવર્મા વલી આવ્યુ ધીર. ૧
ફરી સેના વલી ચુહુપાસિ; ભીમ સાત્વિક-અર્જુનિ દલ કરયૂં નાશ;
મૂકયાં બાણ રણિ પઞ્ચાસ; સકલ દલ તણ કરવા નાશ. ૨
અન્યોઅન્યિ મૂકિ છિ અસ્ત્ર; નાનાવિધનાં તેહ તુ શસ્ત્ર;
તે કાપ્યાં અર્જુનિ આવતાં; બીજાં મૂકયાં મનિ ભાવતાં. ૩
તવ પારથ-મનિ ચઢિઉ કોપ; અશ્વરથ સારથિ કરયુ લોપ;
બીજિ રથિ બિશી નાઠુ કર્ણ; અર્જુન કહિઃ "સુણ, અશરણશરણ! ૪
દિવસ અન્ત પામવા થયુ સહી, તૂં વિના સાહિ કો બીજુ નહીં;
પ્રતિજ્ઞ્યા માહરી પૂરી થઇ, તિમ કરવૂં તહ્મ્યો, શ્રીયદુરાઇ!" ૫
એહ્વાં વચન જાણી પારથ, હાંકયુ રથ દેખીઇ જિદ્રથ;
કર્ણ કૃતવર્મા આવ્યા ફરી, દુર્યોધન સેના લેઇ કરી. ૬
યુદ્ધ પરસ્પર હવૂં અનન્ત; સાત સહસ્ર યોધનુ આણ્યુ અન્ત.
હાવિ આવ્યુ યુદ્ધ કરવા જિદ્રથ; તવ બાણ આઠ માર્યાં પારથ. ૭
પાંચ કૃષ્ણનિ ત્રણિ હનુમન્ત; અર્જુનનિ તેહ મારિઆં અનન્ત.
તવ પારથનિ ચઢિઉ કોપ; છેદી શીસ સારથિ કરયુ લોપ. ૮
ધજા ધનુષ સવિ છેદ્યાં મહી; તવ નારાયણ બોલ્યા સહીઃ
"છેદિ શીસ, શૂં જુઇ, પારથ? મૂકા બાણ તૂં પાડિ જિદ્રથ." ૯
ધરયૂં ગાઞ્જીવ અસ્ત્ર કરવા નાશ. વલી વચન બોલ્યા અવિનાશઃ
"અરે અર્જુન! તૂં સાચૂં માનિઃ જિદ્રથનિ પિતાઇ આપ્યૂં વરદાન. ૧૦

વૃદ્ધખેત્ર કહીઇ તેહ્‌નુ તાત; તેહ્‌નુ પુત્ર જિદ્રથ વિખ્યાત;
ત્યાહ્‌રિ આકાશથી થૈ એહ્‌વિ વાણિઃ
'હોશિ સુત બલવન્ત નિરવાણ. ૧૧
પિતા-અદષ્ટિ પડશિ શીસ ધરણિ, અકાલચિત થાશિ તેહ્‌નુ મરણ.'
વૃદ્ધખેત્રિ સુણી આકાશવાણિ, વર આપ્યુ જિદ્રથનિ જાણિઃ ૧૨
'યેકો માહ્‌રા પુત્રનિ કરિ મરણ, પ્રથમ શીસ પડિ તેહ્‌નૂં ધરણિ.
જિદ્રથ-શીસ યેહ્‌નિ કરિ પડિ, તેહ્‌નૂં શીસ અવનીઇ રડવડિ.' ૧૩
વૃદ્ધખેત્રિ વર આપ્યૂં એહ: 'શત કટકા થૈ પડશિ તેહ.'
ઇમ ટીલૂં કરી આપ્યૂં રાજિ; વૃદ્ધખેત્ર ગયુ તપ-કાજિ. ૧૪
તે માટિ, અર્જુન! સુણિ તૂં વાત, મોકલિ શીસ ય્હાં એહ્‌નુ તાત."
એહ્‌વાં વચન સુણી અર્જુન, થઇ આરતિ અતિશિ મનિ. ૧૫
દીનવચન અર્જુન ઉચ્ચરિઃ "તૂં વિના સાહિ કો નવિ કરિ.
પ્રતિગ્ન્યા માહ્‌રી પૂરણ થાઇ, તિમ કરવૂં તહ્‌મ્યો, શ્રીયદુરાઇ!" ૧૬
એહ્‌વાં વચન સુણી પારથ, હાંક્યુ રથ, તિહાં દીઠુ જિદ્રથ.
તવ કર્ણ કૃતવર્મા આવ્યા ફરી; વલ્યુ દુર્યોધન સેન લઇ કરી. ૧૭
યુદ્ધ પરસ્પર હવૂં અનન્ત; સાત સહસ્ર યોધનુ આણ્યુ અન્ત.
આવ્યુ યુદ્ધ કરવા જિદ્રથ, વઢવાનિ તિહાં સાહ્‌મુ પારથ. ૧૮
"દીનનાથ! તૂં દીન દયાલ, સેવકજનની કરિ પ્રતિપાલ;
જુ અસ્ત પામિ કશ્યપતન, તુ મિ પ્રાસવુ હુતાશન." ૧૯
વદન વિકાશ્યૂં શ્રીઅવિનાશિ, ચૌદલોકનુ અર્જુનિ દીઠુ વાસ.
પારથ કહિઃ "સુણ, વૈકુણ્ઠરાઇ! સકલ સૃષ્ટિ દેખૂં મુખ માંહિ. ૨૦
વલી નદી તિહાં દેખૂં વિશેખ, તિહાં સન્ધ્યા કરિ મુનિ એક."
કૃષ્ણ કહિઃ "સુણિ, અર્જુન! વાત,
કરિ સન્ધ્યા તિહાં જિદ્રથ-તાત. ૨૧
એહ્‌વી જ્યુગતિ તૂં મેહ્‌લિ બાણ, પડિ શીસ ઉછઙ્ગિ એહાન જાણિ;
અદષ્ટ્યૂં તેહ્‌નિ ખુલિ જૈ પડિ, ત્યાહ્‌રિ પિતા-સુતનાં શિર રડવડિ. ૨૨

પુત્રવધ જાણુશિ એહ્‌નુ બાપ, બાલી ભસ્મ કરશિ દેઇ શાપ.
જુ એહ્‌વી વિધિ, અર્જુન ! થાઇ, તુ આપણિ જિદ્રથ જીતાઇ." ૨૩
એહ્‌વાં વચન સુણી અર્જુન શ્રીહરિનૂં સમરણ કીધૂં મનિ;
ચરણકમલિ લેઇ મેહ્‌લ્યૂં શીસ,
તવ લીધૂં બાણ ગાન્જીવ ધરી રીસ; ૨૪
મૂક્યૂં તીવ્ર અસ્ત્ર આણી ખેદ; જિદ્રથનૂં મસ્તક કરચૂં છેદ;
યિમ પંખ્ખી ઊડિ અન્ત્રિક્ષ સોઇ, તિમ શિર ઊડાડચૂં, ન જાણિ કોઇ. ૨૫
બાણિ બાણિ કરી ઠેલ્યૂં જાઇ, જ્હાં વૃદ્ધખેત્ર કરિ સન્ધ્યાઇ;
પડ્યૂં શીસ તેહ્‌નિ ઉછઙ્ગિ જઇ, ઊઠ્યુ પછી સન્ધ્યા પૂરી થઇ. ૨૬
મસ્તક પડ્યૂં શત કટકા થઇ, પછી જિદ્રથ-શીસ પડ્યૂં સહી;
પિતાપુત્ર મસ્તક બિહૂ પડ્યાં, નદી તીરિ અવની રડવડ્યાં. ૨૭
એણી યુગતિ જિદ્રથ મારિઉ, પછિ અર્જુન હરિઇ ઉગારિઉ;
ભગતવચ્છલ એહ્‌વા દીનદયાલ, સેવકજનની કરી પ્રતિપાલ. ૨૮
શઙ્ખનાદ સાત્ત્વિક ભીમ કરિ, ત્યાહ્‌રિ દુર્યોધન અતિ દુ:ખ ધરિ.
પૂરયુ પાઞ્ચજન્ય શ્રીઅવિનાશિ, સુણી ધર્મ પામ્યા ઉલ્લાસ. ૨૯
અતિ શબ્દ હવુ જેજેકાર, કૌરવ સઘલા કરિ વિચાર;
કૃપાચાર્ય અશ્વત્થામા વલી, આવ્યા યુદ્ધિ યોધા સવિ મિલી. ૩૦
અર્જુન-પ્રાક્રમ વાધ્યૂં પૂર; બહુ ગજ રથ દલ કરચૂં ચૂર.
કૃપાચારયિ બહુ મૂક્યાં બાણ, તે પારથિ કાપ્યાં નિરવાણ. ૩૧
અન્યોઅન્ય મૂકિ બહુ અસ્ત્ર; અદ્દ્ભુત યુદ્ધ કરિ મૂકી શસ્ત્ર;
તવ ગુરુ ઊપરિ કીધી રીસ; રથ અશ્વ છેદ્યૂં સારથિ-શીસ. ૩૨
કૃપાચાર્ય મૂર્છાવશિ થયુ; સારથિ રથિ ઘાલી લેઇ ગયુ;
અશ્વત્થામા નાઠુ થૈ ભઙ્ગ; આવ્યુ કરણ અતિશિ મનિ રઙ્ગ. ૩૩
ઉત્તમ ઊજાણા યોધ બેહ, થાક્યુ અર્જુન જાણી આવ્યા તેહ.
સાત્ત્વિક યુદ્ધ કરિવા સજ થયુ; તે અર્જુન-હરિશૂં બોલિઉ: ૩૪

"હાંકુ રથ, પ્રભુ! આવ્યુ કરણ; હવડાં હૂં એહૂનૂં કરૂં મરણ."
કિહિ કૃષ્ણ: "સાંસતાનૂં કાજ;
કહિશ પ્રપઞ્ચ; સમિ નહીં એહૂનુ આજ. ૩૫
ચઢી રીસ, આવિ ક્રોધિ ભરયુ; અતિબલિ કુણિ નવિ જાઇ આવરયુ.
સાંગિ એક રવિરાઇ કહિ, તે કુણિ નહીં જાઇ કીધી મનિ. ૩૬
તે રાખી મૂકી છિ તાહૂરિ કાજિ, શૂં ચાલિ આપણિ જુ મૂકિ આજ?
છિ બલિઉ, કુણિ નવિ જીતાઇ,
પણિ એક ખોડિ યે હારિ નિ નાશી જાઇ. ૩૭
ઊતાવલનૂં તાહૂરિ નહીં કામ; બલિઉ છિ, સાત્ત્વિક! કરશિ સઙ્ગ્રામ.
વલિ આ રથ ચક્રના છિ રાખનાર; કરિ યુદ્ધ કર્ણશૂં નિરધાર." ૩૮
ઇમ કહી શઙ્ખ પૂરયુ અવિનાશિ; સુણી દારુક રથ લ્યાવ્યુ પાસિ.
કિહિ હરિ: "બિસુ, સાત્ત્વિક! એણિ રથિ;
ભલુ વીર તૂં છિ સમરથ." ૩૯
હાંકયુ રથ જયાદવ બલવન્તિ; કરયૂં યુદ્ધ કર્ણ સાથિ અનન્ત;
ગણ ગાન્ધ્રવ સુર અન્ત્રિક્ષ જોઇ,
આહૂવૂં યુદ્ધ હવૂં નવિ, કિહાં હોઇ. ૪૦
દુર્જ્યોધન દુ:શાસન બિહૂ ભ્રાત, કરયા વ્યાકુલ સાત્ત્વિકિ વિખ્યાત;
છેદ્યુ રથ; કર્ણનુ સારથિ હણ્યુ; જયાદવિ પ્રાક્રમ કીધુ ઘણુ. ૪૧
ભીમનુ ભાગ જાણી મારયુ નહીં; સૂર્ય અસ્તાઙ્ગત પામ્યુ સહી.
હરિઇ અર્જુન ચાંપ્યુ હૈયા—સાથિ;
"ધન્ય વીર!" ઇમ કિહિ વૈકુણ્ઠનાથ. ૪૨
"તિં પાલી પ્રતિગ્ન્યા; જિદ્રથ મારિઉ;
આજ તુઝ સરીખુ કો નવિ થયુ;
આહૂવુ પ્રાક્રમ કુણિ થાઇ નહીં; હૂં આશ્રિર્જ્ય પામ્યુ છૂં સહી. ૪૩
સાત ક્ષોહૂણીનુ આણ્યુ અન્ત." અર્જુન કિહિ: "સુણુ, શ્રીભગવન્ત!
એ સવિ તાહૂરુ છિ મહિમાઇ; તહ્મ્યો વિના કુણ કરિ સાહિ. ૪૪

મોહ્‌ટા કરુ હ્‌ણુ અહ્મનિ તહ્‌મ્યો;
તુઝ ચરણરજ સમતોલ નહીં અહ્‌મ્યો."
વાલ્યુ રથ નરહરિઇ વેગિ કરી; ચાલ્યા આગલિ સાત્ત્વિક ભીમ કરી. ૪૫
ચાલ્યા જોતા યે રણિ પડ્યા મરણ, રૂંઢ મૂંડ પથરાઇ ધરણિ;
રત્ન કુણ્ડલ પડિઆં આભરણ, તારા ત્રુટી પડિઆ જાણિ ધરણિ! ૪૬
આવ્યા વેગિ હરિ ધર્મનિ પાસિ; દીધાં આલિઙ્ગન: થયુ ઉલ્લાસ;
ગદગદ કણ્ઠિ ઇમ કિહિ વાત: "શત્રુ–સમુદ્ર તરી આવ્યા ભ્રાત. ૪૭
તે મહિમા તહ્મારુ સવિ, હરિ! પાલી પ્રતિગ્ન્યા, કીધી ખરી.
યેહ્‌નિ પાસિ છિ શ્રીઅવિનાશ, મનવાઞ્છિત પુહુચિ તેહ્‌ની આશ. ૪૮
આદિ એક તૂં રૂપ અનન્ત; સુર મુનિ બ્રહ્મા નવિ લહિ અન્ત;
સૃષ્ટિ કર્તા, હર્તા પ્રભુ પ્રતિપાલ; જીતિ ત્રિભુવનનિ, તૂં હોઇ કૃપાલ. ૪૯
યેહ્‌નિ તૂં સમદૃષ્ટિ જોઇ, તે સન્મુખ રહી નવિ જુઇ કોઇ;
કદૃષ્ટિ જુઇ જુ એહ કરી કોપ, પડિ ઇન્દ્ર, બ્રહ્માણ્ડ થાઇ લોપ." ૫૦
ધર્મિં સ્તુતિ કીધી અનન્ત: "મારયુ જિદ્રથ, હરિ! બલવન્ત."
શ્રોતાજન! સાંભલજ્યો સોઇ, શ્રીહરિ સાહિ વિના નહીં કોઇ. ૫૧
ભાઉ કિહિ: હરિ ગુણસાગર પ્રૌઢ, કિમ વિસ્તારી કહૂં મતિમૂઢ?
યેહ્‌ની સાહિ દીનદયાલ, તેહ કાપિ સદા ભ્રમજાલિ ૫૨
૯૪૩

---

## કડવૂં ૨૩ મૂં—રાગ સામેરી

વૈશમ્પાયન બોલિઆ: સુણિ, જન્મેજે રાજન!
જિદ્રથ જ્યોધ પડ્યુ જાણી, દુ:ખી થયુ દુર્જ્યોધન. ૧
દ્રોણ આગલિ જૈ રહ્યુ, ગાઢિ કરિ આંસૂપાત:
"સ્વામી! આજ હણ્યૂં અર્જુનિ, દલ આ ક્ષોહ્‌ણી સાત. ૨
માહ્‌રા ભ્રાત મારયા એ ભીમડિ; સાત્ત્વિકિ કરયુ સહ્વાર;
મિં કરાવ્યૂં કુલ નિકન્દન; માહ્‌રૂં જીવ્યૂં તે ધિક્કાર. ૩

આવવા દીધા તહ્મ્યો તેહ્નિ; શત્રુશું રાખુ પ્રીતિ;
માહ્રા મિત્ર તે વેરી થયા, દૈવ થયુ વિપરીત. ૪

હું માટિ આત્મા તિજુ તેહ્નુ, હું રણી થાઇશ કિમ્મ?
હાવિ માહ્રિ પ્રાણ તિજવા કિ, વધ કરૂં પાણ્ડવ યિમ્મ? ૫
હું દુષ્ટ ભૂંડુ દુરાત્મા, કિહાં જાઊં? શી કરૂં પિરિ?
બ્રહ્માણ્ડ ત્રુટી પડિ નહીં; પ્રથવી નવિ દિઇ મુનિ વિહિરિ. ૬

હાવિ આજ મારૂં પાણ્ડવનિ, કિ કરૂં માહ્રુ દેહ ત્યાજ;
સેના-બખ્તર ઊતારૂં નહીં, શત્રુ હણ્યા પાખિ આજ. ૭

પ્રતિગ્ન્યા એક કરૂં, ગુરુ! આપુ યુદ્ધ-આગ્ન્યાઇ."
સુણી વાણી દ્રોણ કિહિ: "સાંભલિ, રે તૂં રાઇ! ૮

ભૂંડા! દુષ્ટ મુનિ વચન-રૂપિઆં, કાં મારિ છિ તૂં બાણ?
શું નથી લહિતુ યુદ્ધ કરૂં હૂં? તુઝ અર્થિ આપેશ પ્રાણ. ૯
મિં પ્રથમ તુઝનિ નવિ કહ્યૂં યે, નિકન્દન કુલનૂં હોઇ;
વિદુરિ યે વાઇક કહ્યાં વલી, વારયુ તૂંનિ સહૂ કોઇ. ૧૦

તહ્મ્યો દુષ્ટ ચ્યાહ્રિ મિલ્યા, તૂં, કર્ણ, શકુનિ, દુઃશાસન;
આજ તેહ તુ કિહાં ગયા છિ? તેણિ વારયુ નહીં અર્જુન? ૧૧
વનિ કષ્ટ દીધાં, ચીર કાઢ્યાં, નગ્ન કરાવી નારિ;
તે પાપ વજ્ર થૈ ઊપનૂં; ફ્લ ભોગવુ; કરુ આહાર. ૧૨

તૂં વચન કિહિ તે થકી માહ્રિ, પ્રત ભલૂં જુ ઇહાં હોઈ;
જીવિત ધિક્ક પરવશ થકા, આશા કરિ પરની કોઇ." ૧૩
ઇમ કહી ક્રોધિ ગુરુ કિહિ: "સાંભલિનિ તૂં, રાઇ!
પઞ્ચાલના જ્યોધ હણ્યા વિના, નહીં કવચ ઊતારૂં કાઇ. ૧૪

અશ્વત્થામાનિ કિહિજ્યો એટલૂં: 'એક શ્યામકનામિ જ્યોધ,
તે સાથિ તૂં વઢેશ માં; વલિ મ રાખેશ મનિ ક્રોધ. ૧૫
દેહદમન કરિ દયા ધર્મ, વિષ્ણુશું રાખિ સતિ,
મા કરેશ દ્રોહ બ્રાહ્મણ તણુ; પરી નામિ સહી છિ પ્રત, ૧૬

મિં તિહાં જાવૂં સેન-પાણ્ડવ-મધિ, અર્જુનનિ કાજિ;
તાહરૂં વલિ દલ ઇહાં થકૂં, હૂં નિશ્ચિ યુદ્ધ કરૂં આજ." ૧૭

એહવૂં સુણી દુર્યોધન ગયુ, આવ્યુ કર્ણ કેરિ પાસિઃ
"સ્વામી! ગુરુઇ નર આવવા દીધુ; જિદ્રથ કરાવ્યુ નાશ." ૧૮

કરણ કિહિઃ "તૂં દ્રોણનૂં ભૂંડૂં, મા બોલેશ, રે રાઇ!
અર્જુન જ્યોધ બલવન્ત છિ, તે કુણિ નહીં જીતાઇ. ૧૯

યેહનિ રાખિ કૃષ્ણ તેહનુ, અન્ત ન કરી સકિ કોઇ;
ઇહાં વાંક કુહનુ છિ નહીં, યે દૈવ કરિ તે હોઇઃ ૨૦

સવલાનૂં અવલૂં કરિ, માથિ મોટુ રાખણહાર;
બહુ દુઃખ દીધાં વનગુપતિ, રાખ્યા જગદાધારિ. ૨૧

હાવિ જ્યુદ્ધ તિહાં કરવૂં ખરૂં;" એહવુ કરયુ મનિ વિચાર.
તેણિ સમિ આવ્યા જ્યોધ પાણ્ડવના, કરિ ગ્રહીનિ હથિઆર; ૨૨

ખડ્ગ તોમર ગદા ફરસી, સાંગિ બાણ ભીંડમાલ;
એહવૂં જોઈ દલ બહુ લેઇ યુદ્ધિ, આવ્યુ દુર્જ્યોધન ભૂપાલ. ૨૩

ભીમ, ધર્મ, દ્રુપદ, શિખણ્ડી, ગટોરગછ, ધૃષ્ટદ્યુમન્ન,
એ આદિ સવિ કોનિ મારવા, પાંચ કૃષ્ણાના તન્ન. ૨૪

ધર્મ કાપ્યુ ધર્મપુત્રિ; મૂર્છા પમાડ્યુ રાઇ;
"પડ્યુ, પડ્યુ, કૌરવપતિ," હવુ, શબ્દ સુણી ગુરુ ધાઇ. ૨૫

જાગ્યુ દુર્જ્યોધન્ન આવિઉ; દ્રોણિ કરયુ બહુ સગ્રામ;
પઞ્ચાલના છ સહસ્ર યોધા, આવિઆ તેણિ ઠામિ. ૨૬

આગલિ તે શિખણ્ડી હવુ, પ્રથમ ભાગિ નિશા અન્ધાર;
ઘોર શબ્દ પેખી ઉલૂક ફાલૂ, અપશુકન્ન ઉપચાર. ૨૭

રથ અશ્વ પડ્યા, શઙ્ખસ્વર કરિ જ્યોધ પામ્યા ત્રાસ;
નદી ચાલી રુધિરની બહુ; વીર પડ્યા મહી નાશ. ૨૮

તવ ધરયાં આભરણ મુગટ કુણ્ડલ, કલશ મેખલા હાર;
પથરાઇ પૃથ્વી રતનિ બહુ, મૂલિ હોઇ ઝાત્કાર. ૨૯

તેણિ રાત્રિ શોભા ધરિ; સેના મેઘની પિરિ જાઇ;
રથ અશ્વ ગજ તે મેઘ જાણિ; દુર્યોધન તે વાઇ; ૩૦
ખડ્‌ગ વીજ નિ દ્રોણ-અર્જુન-રૂપિઆ વરસાદ;
બાણપ્રછરડા શઙ્ખસ્વરિ, ગર્જના થાઇ વિખ્યાત. ૩૧
દ્રોણિ હણ્યૂં દલ પાણ્ડવ કેરૂં, સહસ્ર તે દસ વીસ;
સમ્બી રાજા એક પાણ્ડવ તણુ, તે ભૂપતિનૂં છેદ્યૂં શીસ. ૩૨
કલિઙ્ગ ભૂપતિ તણુ સુત આવ્યુ, નામ તેહ તણું શૂર;
ભીમિ મારી ફાલ જઇ, એક મુષ્ટિઇ કીધુ ચૂર. ૩૩
તેહનુ ભ્રાત આવ્યુ તેહ મારિઉ; જૈરાજ કરયુ એક અન્ત;
ઇમ સેન મારી કરચૂં પ્રાજિ, ભીમિ મહા બલવન્ત. ૩૪
એક સાંગિ મારી કરણિ તે, આવતી ગ્રહી ભીમિ હાથિ,
નાખી પાછી શકુનિઇ, તે કાપી પાડી મહી સાથિ. ૩૫
દુર્દમન નિ દુષ્કરણ બિહૂઇ, યુદ્ધ કરચૂં ભીમ-સઙ્ઘાતિ;
ભીમિ ફાલ મારી રથિ જૈયનિ; પાટૂ-ઘાઇ કરયુ ઘાત. ૩૬
અવની સઙ્ઘાતિ પછાડીનિ, બિહૂના લીધા પ્રાણ.
જોઇ ત્રાસ પામ્યા જ્યોધ કિહિ: ‘ હાઇ, હાઇ, ’ એહવી વાણિ. ૩૭
“ ધન, ધન ” કિહિ ધર્મ-આદિ સાત્ત્વિક; “ ભલુ વૃકોદર વીર !
તૂં વિના એહવૂં કુણ કરિ, બાપ ? તૂં શૂર-શિરોમણિ ધીર.” ૩૮
ધૃતરાષ્ટર એહવૂં સાંભલીનિ, મૂકિ મુખિ નિઃશ્વાસ;
નામ સુણતાં ભીમ તણૂં હૂં, પામૂં છૂં મનિ ત્રાસ. ૩૯
શ્રોતાજન ! સવિ સાંભલુ, પ્રાક્રમ પાણ્ડવ પ્રૌઢ;
ભાઉ કિહિ: સેવક-શિરિ ગાજિ, મહિમા ગરુડારૂઢ. ૪૦

૯૮૩

## કડવું ૨૪ મૂં—રાગ મારૂ

વૈશમ્પાયન કિહિ ભૂપતિનિઃ સુણિ, જન્મેજે રાઇ રે !
પુત્ર-વેર જાણીનિ બાહ્લીક, સાત્ત્વિકશૂં યુદ્ધિ જાઇ રે. ૧

ફરી પ્રતગ્ન્યા યુદ્ધ કરિ, જયાદવ દસ મૂકી બાણુ રે;
મૂર્છા કરયુ, બાહ્લી વલ્યુ પાછુ; આવ્યુ અશ્વત્થામા જાણિ રે; ૨
ભીમપુત્ર આવ્યુ ગુરુસુતશં, ગટોરગછ એહ્‌વૂં નામ રે;
લોહમિ રથ રીંછ–ચામિ આવરિઉ; સીંચાણુ છિ ધજા–ઠામિ રે. ૩
ત્રીસ તલવાર, આઠ ચક્ર; આયુધ ધરયાં અનન્ત રે;
હય ગજ દીસિ અસુર–ભયઙ્કર, પ્રાક્રમનુ નહીં અન્ત રે. ૪
શઙ્ખનાદિ કૌરવ ભે પામ્યા; પાહ્‌ણવૃષ્ટિ કરિ કોપિ રે;
આયુધ વિવિધ ઊપરિથી નાખિ, રહી અન્ત્રિક્ષ અલોપ રે. ૫
સકલ સેન નાઠૂં યુદ્ધપાસિ, અતિ મન માંહિ ત્રાસ રે;
દ્રોણુપુત્ર આયુધ ધરી અશ્વત્થામા, રહ્યુ એકજ પાસિ રે. ૬
મૂક્યાં બાણુ, રાક્ષસ તેણિ વીંટયુ; અદ્દભુત કીધુ સઙ્ગ્રામ રે.
આવ્યુ પુત્ર ગટોરગછનુ, અર્જુનપર્વા એહ્‌વૂં નામ રે; ૭
તેણિ વૃષ્ટિ કીધી પખ કેરી; ઢાંકયુ ગુરુ કેરુ તન રે.
કોપ્યુ દ્રોણુસુત એક બાણિ કરી, રાક્ષસ હોઉ મહી પતન રે. ૮
તવ કોપ્યુ ભીમસુત પુત્રવધ જાણી, રગતનેત્ર વિકરાલ રે:
"અરે કિહાં જાએશ હણી પુત્રનિ? હવડાં આણેશ કાલ રે. ૯
નથી ઉલખતુ તૂં મુઝનિ, હૂં ભીમસુત, પાણ્ડુ કુલિ અવતાર રે!
અસુર તણા સ્વામી કુમ્ભકર્ણ, રાવણુ સરીખુ નિરધાર રે." ૧૦
ઇમ કહી આયુધ બહુ મૂક્યાં, તે કાપ્યાં નિરવાણુ રે.
માયાવી રાક્ષસ થયુ, સણુગ સઙ્ગાતિ જાણિ રે. ૧૧
જલ પ્રવહિ નીઝરણુ સઙ્ગિથી, આયુધ થૈ પડિ ધરણિ રે;
વ્યાકુલ થયા જયોધા તે દેખી, હય ગજ નર આભરણુ રે. ૧૨
વજ્ર સહસ્ર મૂકી તે ટાલ્યૂં, ત્યાહ્‌રિ મેઘ હવુ નિરવાણુ રે;
ગાજ્યુ ઘોર શબ્દ વલિ રાક્ષસ, વૃષ્ટિ કરિ રહી પાહ્‌ણુ રે. ૧૩
પવનાસ્ત્ર મૂકી સુત–દ્રોણિ, ટાલ્યુ મેઘ અન્ધકાર રે;
વિચિત્રરૂપ રાક્ષસ યે હૂતા, તેહ્‌નુ કરયુ સઙ્ઘાર રે. ૧૪

સાંગિ એક મૂકી હૈડમ્બિઇ, નિરમી રુદ્રની ચેહ રે;
સાહી આવતી અશ્વત્થામાઇ, લેઇ પાછી મારી તેહ રે. ૧૫
રથ અશ્વ સારથિ સહ્વાંતિ લેઇ, ગૈ પૃથ્વી-મુઝારિ રે;
આવતી જોઇ ઊતરયુ રાક્ષસ, નહીંતુ કરતી સહ્વાર રે. ૧૬
ધૃષ્ટદ્યુમનનિ રથિ જૈ બિઠુ, કરિ તિહાં બહુ સઙ્ગ્રામ રે;
ત્રણશિ ગજ, રથ સહસ્ત્ર-સહ્વાંતિ, ભીમ આવ્યુ તેણિ ઠામિ રે. ૧૭
ગુરુઇ યુદ્ધ અદ્ભુત તિહાં કીધૂં, કોપિ કરયુ સહ્વાર રે;
એક અક્ષોહૂણી રાક્ષસ મારચા; વલિ અનન્ત દલ, નહીં પાર રે. ૧૮
પાંચ સુત દ્રુપદના મારચા, શત્રુજિત, જલનિક નામ રે,
સુતવૈજલ, અશ્વ, ચવનિક, પડ્યા કરી સઙ્ગ્રામ રે. ૧૯
રુકમાલી ચન્દ્રદેવ વ્રખદુ:ખ, વલિ મરણ પામ્યા ત્રણિ રે;
ભીમપુત્ર મૂર્છાકૃત પાડ્યુ; બહુ દલ પાડ્યૂં ગુરુસુતિ ધરણિ રે. ૨૦
ભીમસેન વીટયુ બાહ્લીકિ; આવી દસ મૂક્યાં બાણ રે;
કોપ્યુ વૃકોદર; ગદા લેઇ મારી; શીસ પાડ્યૂં; તિજ્યા પ્રાણ રે. ૨૧
ધાયુ ધીર કૌરવદલ મારી, બહુ ગજ પાડ્યા ધરણિ રે;
દસ ભ્રાત દુર્જ્યોધન કેરા, ભીમિ પમાડ્યા મરણ રે. ૨૨
નાગદન્ત, રૂઢરથ, વીરબાહુ, કથી, પ્રમાથી બલવન્ત રે,
જય-અરિ, વીર, સહસ્ત્ર, અઘોભુજા, ધઢસુ, હવા દસ અન્ત રે. ૨૩
દસ બાણ મારચાં કૌરવનિઃ વ્રખરથ કરણનુ ભ્રાત રે,
તેહ મરણ પામી મહી પડિઉ ગદા તણિ ઘાતિ રે. ૨૪
ચઢ્યૂં શર, સાયરપૂર યિમ વાધૂં, તિમ વાયુપુત્ર બલવન્ત રે;
સાત ભ્રાત શકુનિ તણા આવ્યા, તેહ પમાડ્યા અન્ત રે. ૨૫
વલી એક મારયુ ભૂપતિ, સેનચન્દ્ર નામિ ખ્યાતિ રે;
પાંચ પુત્ર શકુનિ તણા આવ્યા, યુદ્ધિ ભીમ-સહ્વાંતિ રે; ૨૬
ગજાક્ષ, વિભુ, ચિત્ર, ભગ, ભાનુદત્ત, પાંચિ પમાડ્યા પતત્ર રે.
જોઇ પ્રાક્રમ અદ્ભુત ભીમ કેરૂં, દુ:ખી હવુ દુર્જ્યોધન રે. ૨૭

કરણ પ્રત્તિ કિહિઃ “ અરે મિત્ર! તૂં, સતિ કરિ તાહરૂં વચન રે;
આજ સમિ છિ તહ્મ્યો કહ્યુ તેઃ ‘ હૂં મારેશ અર્જુન રે.” ૨૮
સુણી કરણ કિહિઃ “ અરે રાજા! ચિન્તા મા કરેશ તૂં મન્નિ રે;
સાંગિ એકવીરા, મહીમાંથી, જીતૂં ત્રણ્યિ ભુવન રે. ૨૯
વ્યાકુલ મા થાએશ તૂં, રાજા! તિલક કાઢૂં, પાણ્ડવ કરૂં અન્ત રે;
પઞ્ચાલનિ મારૂં હૂં પિહિલાં; વલિ જ્યોધ હણૂં અનન્ત રે. ૩૦
પૃથ્વી લેઇ આપૂં હસ્તિ તાહ્રિ; નપાણ્ડવી કરૂં, જાણિ રે.”
કરણ તણાં એહૂવાં વચન સાંભલિ, કૃપાચારજ્ય કિહિ વાણિ રે: ૩૧
“ભલુ, ભલુ, તૂં કરણ! મહાભડ, વચન કરયૂં, તૂં શૂર રે;
ભાગિ દુર્જ્યોધનનૂં, તુઝ સરીખુ, સાહિ સાગરપૂર રે. ૩૨
મુખિ બોલિ જિ હોઇ તુ, તિહાં તૂં જીતિ આજ રે;
પણિ પ્રાક્રમિ નહીં જીતુ પાણ્ડવ, સાહિ ચેહ્નિ મહારાજ રે. ૩૩
ગાન્ધ્રવ લેઈ ચાલ્યુ બાંધી, તુ તૂં શૂં બલ કાહ્વિ રે?
તુ આપણનિ મૂકાવ્યા અર્જુનિ, તુ શૂં બલ દેખાડિ હાવિ રે? ૩૪
વૈરાટપુર વિધિ ગયા આપણ, લીધાં અસ્ત્ર સઘલાં જાણ્યિ રે;
તે વેલા બલ કિહાં ગયૂં'તૂં તાહ્રૂં?
તુ શૂં આજ કરિ આપવિખાણ રે? ૩૫
તિહાં તુ એકલુ હૂતુ અર્જુન, ઇહાં તુ સાહિ શ્રીરણછોડ રે;
ચૌદ ભુવનપતિ રથ હાંકિ, બિઠા નરનારાયણ જોડિ રે. ૩૬
અણબોલ્યુ યુદ્ધ કરુ, શૂં બોલિ? દીઠા પછિ અર્જુન રે,
કરી જ્યુદ્ધ નાહ્સિ નહીં તુ ખરુ; સતિ જાણૂં તાહ્રૂં વચન રે. ૩૭
દેવ, દૈતિ, માનુષ, જ્યક્ષ, કિન્નર, મધિ નથી એહ્વુ કોઇ રે;
તૂં શૂં મનોરથ કરિ, મૂઢ? ધર્મ તિહાં જિ હોઇ રે.” ૩૮
સુણી વચન પ્રજલ્યુ કર્ણ કિહિ; અતિશિ મનિ ચઢ્યુ કોપ રેઃ
“તે હૂં જાણૂં છૂં અર્જુનનિ, એક—વીરા સાંગિ કરૂં લોપ રે. ૩૯
એક પડ્યા પૂંઠિ દુઃખિઆ થૈ, પાંચિ તિજશિ પ્રાણ રે;
અરે મૂઢ! સાંભલિ તૂં, બ્રાહ્મણ! શૂં મુખિ બોલ્યુ વાણ રે; ૪૦

મોટા કરિ અતિ પાણ્ડવનિ, કૌરવનિ વખોડિ પાપી રે?
આજ પછી એહવું કહેશ તુ, જીભા તાહરી નાખેશ કાપી રે. ૪૧
અહમ્યો શું બલિઆ નથી? માટિ ભલૂં મનાવિ ધર્મ રે;
જિ તુ દૈવ તણિ વશિ છિ; ઉદ્યમ કરવુ નરિ શર્મ રે. ૪૨
કૌરવપતિના જિનિ અર્થિ, હૂં તિહા કહૂં છૂં જાણિ રે;
અરે અધર્મી બ્રાહ્મણ મહાનિન્દક! તૂં શું બોલિ વાણિ રે?" ૪૩
કર્ણવચન સુણી અશ્વત્થામાનિ, અતિશિ ચઢિઉ કોપ રે;
લેઇ ખડ્ગ ઊતરયુ રથિથી: "સાંભલિ, કર્ણ! કરૂં તાહરુ લોપ રે. ૪૪
અરે દુષ્ટ પાપી? માહરા માતુલનિ, શિ દિઇ છિ તૂં ગાલિ રે?"
ઇમ કહી આવ્યુ દેખી દુર્યોધનિ, ઝાલ્યુ બાથિ તત્કાલ રે. ૪૫
કરણ કિહિ: "રે મૂકુ, મહારાજા! પૂર્ણ કરૂં એહની આશ રે;
આવિ, અધર્મ બ્રાહ્મણ! યુદ્ધ કરીઇ; કરૂં હલકા તાહરુ નાશ રે." ૪૬
કૃપાચારજ્ય કિહિ: "ભગિનીસુત! ક્રોધ કરુ મનિ લાજ રે;
બોલ્યાનાં ફલ એહવાં પામશિ; વાદવેલા ન હુઇ આજ રે. ૪૭
શત્રુ હાસિ કરશિ; ઇમ કિહિશિ: 'વઢી મુઆ માંહોમાંહિ રે.'"
સુણી ક્રોધ મૂકયુ અશ્વત્થામાઇ, હશી બિહુ બોલ્યા ત્યાંહિ રે. ૪૮
શઙ્ખનાદ કર્ણ કરી સજ થઇ, પાણ્ડવ દલમાંહિ યુદ્ધિ જાઇ રે.
ભાઉ કિહિ: શ્રોતા! સુણજ્યો, ભગતજનનુ મહિમાઇ રે. ૪૯
૧૦૩૨

## કડવું ૨૫ મૂં—રાગ અશાઉરી

સઞ્જય કિહિ: તૂં સાંભલિ, રાઇ! કર્ણ સુભટ તવ યુદ્ધિ જાઇ;
મહિમા સાંભલિ પાણ્ડવ તણુ રે. ૧

ઢાલ પાણ્ડવસેના માંહિ કરણુ આવ્યુ, કરિ દલ સંહાર;
ગજ અશ્વ જ્યોધ બહુ હણ્યા, તેહનુ ન લાભિ પાર. ૨

દલનિકન્દન દેખી પારથનિ, મનિ ચઢિઉ અતિશિ કોપ;
ત્રણિ બાણ મૂકી ધનુષ-રથ-સારથિનુ કરયુ લોપ. ૩
પછિ કૃપાચારજ્યનિ રથિ બિશી, કરણ પામ્યુ હારિ;
દુર્જ્યોધન સામ્પ્રત સેન લેઇ, આવી જોયૂં તેણી વાર. ૪
કૃપાચારજ્ય ગુરુસુત જ્યોધ સહૂ, ધશી આવ્યા રાઇનિ પાસિઃ
"કિઞ્ચિત, રાઇ! ભિ ન પામેશ, અહ્મ્યો સર્વનુ કરૂં નાશ. ૫
અહ્મ્યો જીવતાં તૂં યુદ્ધ કરિ, તે ઘટિ નવિ સહી આજ."
એહ્વાં દ્રોણસુતનાં વાઇક સુણી, બોલ્યુ દુર્જ્યોધન મહારાજઃ ૬
"તમ પિતા મુઝનિ ઉવેખી, પાણ્ડવનિ સઙ્ગ્રામ,
સ્નેહ રાખિ શત્રુ સાથિ; તહ્મ્યો રખિ કરુ તિમ, સ્વામિ! ૭
માહ્રા ભ્રાત બહુ રણ માંહિ પડ્યા; જીવિત ધિક માહ્રૂં આજ;
તૂં પ્રાક્રમી શિવ સમોવડિ, જીતવા, શૂરા શત્રુ-રાજ. ૮
ગુરુઇ તુ નીમ લીધુ, પઞ્ચાલ કરવા અન્ત;
હાવિ વિલમ્બ તુ શાહ્નિ કરુ? યુદ્ધ કરિ શિ ન બલવન્ત?" ૯
સુણી દ્રોણ કિહિઃ "સતિ એ, પાણ્ડવશૂં અમ પ્રીતિ;
સાંખતા તિહાં નહીં યુદ્ધ વિધિ, દેવ-દૈતિની ઇમ રીતિ. ૧૦
શૂં કિહિ તૂં અહ્મનિ? કર્ણ શલ્ય, કૃપા અભઙ્ગ છિ વિખ્યાત;
ગલૂં પાણ્ડવ-સેનનિ પણિ, એક આશ્રિજ્ય વાતઃ ૧૧
અર્જુન દીઠુ યેટલિ બલ-વીર્ય પામિ નાશ;
અભિ જાણુ એ સહી, યેહ્નિ સાહિ શ્રીઅવિનાશ. ૧૨
હાવિ હૂં તાં જાઉં છૂં રણ વિધિ, કાંઇ કિહિશુ મુખિ વાત;
ભઙ્ગ પાડૂં જ્યુધિષ્ઠિર-દલ, વલિ અનન્ત-મહીપતિ-નાથ." ૧૩
ઇમ કહી આવ્યુ મધિ-સેના, અનિ મૂક્તુ બહુ બાણ;
પઞ્ચાલના દસ જ્યોધ પ્રૌઢા, તે હણ્યા સહી નિરવાણ. ૧૪
તાહ્રિ ધૃષ્ટદ્યુમ્ન આવ્યુ ધશી; આગલિ શસ્ત્રિ કીધી વૃષ્ટિ;
અશ્વત્થામા છાહિઉ, નવિ દેખાઇ તે દૃષ્ટિ. ૧૫

ત્યાહરિ દ્રોણસુતિ મૂકયાં સાત શર, ઢાંકિઉ ધૃષ્ટદ્યુમન;
તે કાપ્યૂં આયુધ દ્રુપદસુતિ; મુખિ બોલિઉ તે વચનઃ ૧૬
"અરે ભૂંડા! પિતા તાહરા તણ્ુ, કરવા ઇચ્છૂં અન્ત;
હૂં અવતરયુ અગ્નિ થકી; સહી કરેશ તિહાં કલ્પાન્ત. ૧૭
કાલિ મારેશ દ્રોણ–આદિ, સરવતુ ખિ હોઇ;
રાત્રિ આડી આજ છિ; કરવૂં ધટિ કરિ સોઇ. ૧૮
કિહિ, ભાઇ! બ્રાહ્મણવ્રત મૂકી, શીદ ધરુ ક્ષત્રી–ધર્મ?
દયા મૂકી વધ કરુ છુ, શૂં આચરુ એ કર્મ?" ૧૯
ઇમ કહી માંડ્યૂં યુદ્ધ બહુ; કરિ આયુધ–ઘાઇ;
અન્યોઅન્યિ કાપિ આવતાં, પણિ કોઇ નવિ પ્રાજિ થાઇ. ૨૦
દ્રોણસુતિ તવ ક્રોધ આણી, મારી વિરથ કીધુ વીર;
ભઙ્ગ પામ્યુ દ્રુપદસુત તે, એહવુ અશ્વત્થામા ધીર. ૨૧
સોમદત્તિ આવી સબલ કીધૂં, યુદ્ધ સાત્ત્વિક–સાથિ;
લઘુલાઘવી વિદ્યા કરિ; ભલા વાવરિ બિહૂ હાથ. ૨૨
રથ અશ્વ પાડ્યા પૃથ્વીઇ, સાત્ત્વિકિ ધરયુ મનિ ખેદ;
એક બાણિ રથ પાછુ ઠેલ્યુ; બાલ્હીકનૂં શિર થયૂં છેદ. ૨૩
તવ બહુ વીરિ આવી વીંટિઉ, સાત્ત્વિક તિહાં ચુહુપાસિ;
મહા યુદ્ધ યાદવિ કરયૂં; દલ બહુ કરયૂં કૈરવ નાશ. ૨૪
અન્ધાર અતિ રણિ આવરયુ; નહીં યોધ દીસિ દૃષ્ટિ;
આપણૂં–પિઆરૂં નહીં જાણિ; કરિ બાણ કેરી વૃષ્ટિ. ૨૫
ફરી ફોજ સવિ આપ–આપણી; રણિ પડ્યા યોધ શૂર ધીર;
એકી ગમાં ફોજ દ્રોણની, એકી ગમાં વૃકોદર–વીર. ૨૬
દુર્યોધનિ દીધી આગન્યા: "પાલા માત્ર યે કો હોઇ,
નાખી આયુધ પ્રકટ કરુ દીવી, જ્યોતિ હાથિ ધરુ સવિ કોઇ." ૨૭
સુધ આણી તેલ દીવી, કરી તેહનુ નહીં પાર;
અન્તરિક્ષ ઝાલી રહ્યા રણ–મધ્યિ; હવૂં તેજ ઝાત્કાર. ૨૮

નિશા શોભા ધરિ અતિ, દસિ દિશાઇ થયુ ઉદ્યોત;
રતન આભરણ કવચ કુણ્ડલ, મિલી તિહાં બિહૂ જ્યોતિ. ૨૯
પાંચ રાખી રથ વિષિ, એક અશ્વિ, ગજિ તે ત્રણિ;
તવ દ્રોણ શોભા શી કહૂં? ટોપ કવચ કુણ્ડલ કરણિ. ૩૦
તવ પાણ્ડવિ કીધી પ્રકટ દીવી, હસ્તીનિ વિષિ સાત;
રથ આગલિ દસ, બિ અશ્વ આગલિ, ધજાઇ એક વિખ્યાત. ૩૧
સૂર્યનાથી અધિક જ્યોતિ, થઇ રહ્યૂ ઝાત્કાર;
ફેર ચક્ર રાખ્યા સળગતાં બ્રહ્માઇ તેણી વાર. ૩૨
"ધૃષ્ટદ્યુમ્નનિ રખિ આવવા ન દીજિ," ઇમ કિહિ રાજન;
"કરણ તુ સહી મારશિ એક–વીરા સાંગિ અર્જુન. ૩૩
હાવિ ભીમ માહૂરિ ભાગિ છિ; હૂં હણૂં," કિહિ દુર્યોધન;
કૃતવર્મા યુદ્ધિ આવિઉ, જ્હાં યુધિષ્ઠિર રાજન. ૩૪
ભૂરિ રાજાનિ સાત્ત્વિક ભડિ; વલિ કરણ નિ સિહદેવ;
નિકુલ સાથિ શકુનિ; ભીમ–સુત નિ દુ:શાસન એવ. ૩૫
શિખણ્ડી નિ કૃપાચારય, વઢિ છિ બલિઆ દોઇ;
વ્રખસેન નિ વૈરાટ રાજા, અશ્વત્થામા નિ દ્રુપદ સોઇ; ૩૬
શલ્ય સાથિ શતાનીક; અલમ્બ નિ અર્જુન;
મધરાતિ નિ સમિ માંડિઉં યુદ્ધ, સુભટ અન્યોઅન્ય. ૩૭
કૃતવર્માઇ કાપ્યાં શસ્ત્ર; ધર્મ વિરથ કીધુ રાઇ;
બીજિ રથ બિશી યુધિષ્ઠિર, ભઙ્ગ પામીનિ જાઇ. ૩૮
ભૂરિ રાજાશૂં સાત્ત્વિક ભડિ; અન્યોઅન્યિ મૂકિ બાણ;
એક સાંગિ મારી યાદવિ, ભૂરિરાઇ તિજિઆ પ્રાણ. ૩૯
અશ્વત્થામા આવ્યુ ગટોરગછશૂં, અસ્ત્ર કીધી વૃષ્ટિ;
અન્યોઅન્યિ ઢાંકયા આયુધ, નહીં દેખીઇ તે દષ્ટિ. ૪૦
એક બાણિ મારી પાડિઉ, ભીમપુત્ર થયુ મૂર્છાઇ;
રથ વાલી રણ થકી; સારથિ લેઇ તે જાઇ. ૪૧

જોઇ કોપ પામ્યુ વૃકોદર, તવ આવ્યુ દુર્યોધન;
તવ કવચ કાપ્યૂં ભીમનૂં; મૂક્યાં બાણ અન્યોઅન્યિ. ૪૨
સવિ બાણ છેદ્યાં સાંગિ તોમર; તવ ભીમ ચઢિઉ ક્રોધિ;
એક બાણ મૂકી અશ્વ રથ, સારથિનુ કીધુ લોપ. ૪૩
ભઙ્ગ પામ્યુ કૌરવપતિ, જોઇ ભીમિ કરયુ શઙ્ખનાદ;
સિહિદેવશૂં સઙ્ગ્રામ કરિ કર્ણ; વીરમન્નિ વિખવાદ. ૪૪
તવ સારથિ મારયુ કરણનુ, સિહિદેવિ શત લેઇ બાણ;
રવિસુતિ તવ કીધુ વિરથ, માદ્રીસુત નિરવાણ. ૪૫
આયુધ કાપ્યાં સરવ તેહનાં; ધરયૂં ચક્ર યે રથિ;
તે આદિ આવી કરિ કટકા, એહવુ સૂર્યસુત સમરથ. ૪૬
ગજ અશ્વ નર મરણ પમાડ્યા, તે મારિ ઊચલી સિહિદેવ;
અધવચથી કટકા કરિ કાપી, કરણ મહા ભડ ખેવ. ૪૭
સિહિદેવ નાઠુ, ધસ્યુ કરણ, જૈ પાસિ બોલ્યુ વચન;
ધનુષિ ઠેંશી ઠેલી કહ્યૂં: "વઢયુ જા તૂં જ્હાં અર્જુન. ૪૮
આજ પછિ મા કરેશ યુદ્ધ; જા ઘિરિ; જોશિ વાટ તાહરી સર્વ."
દુઃખી થૈ સિહિદેવ કિહિઃ "આજ ઊતારયુ માહરુ ગર્વ." ૪૯
ધૃતરાષ્ટર કિહિઃ શિ નવિ મારિઉ? મુનિ એહ વિસ્મિ વાત.
સઞ્જે કિહિઃ જાવા દીધુ તે માટિ, કર્ણિં વચન આપ્યૂં માત. ૫૦
હાવિ સાંભલિ, રાજા! હૂં કહૂં, તુઝનિ યુદ્ધનુ વિસ્તાર.
ભાઉ કિહિઃ યેહનિ કૃષ્ણ સારથિ, તેહ કિમ પામિ હારિ? ૫૧
૧૦૮૩

---

## કડવું ૨૬ મૂં—રાગ એજ

શલ્ય તણ તૂં સુણિ સઙ્ગ્રામ; વૈરાટ આવ્યુ છિ તેણિ ઠામિ;
અઘોર નિશા મધિનિ સમિ રે. ૧
ઢાલ-માધનિશા આવ્યુ મછ શલ્યશૂં; કરયૂં યુદ્ધ અનન્ત;
શતાનીક પુત્ર વૈરાટનુ, માદ્રીપતિઇ કીધુ અન્ત. ૨

મછપતિ નાહ્ઠુ ભઙ્ગ ધરીનિ; મૂર્છા પમાડ્યુ સોઇ;
અર્જુન સાથિ અલમ્બુ રાક્ષસ, યુદ્ધ સબલૂં હોઇ. ૩
રથ આઠ ચક્રનુ; અશ્વ શુચિમુખ; વીંટી કરેણુની માલ;
રુધિર ટીપાં પડિ ધજાથી, એહ્વી અસુર કેરી ઝાલિ. ૪
રથ મઢ્યુ રીંછ-ચરમશું; તેણિ બાણ મૂક્યાં અનન્ત;
તવ બાણ મૂકી પારથિ, રથ-અશ્વ-સારથિનુ [કરયુ] અન્ત. ૫
હવુ વ્યાકુલ અસુર નાહ્ઠુ; સેના પામી ભઙ્ગ;
તવ શકુનિ મૂર્છા હવુ રણિ, યુદ્ધ કરિ નિકુલ-સઙ્ગિ. ૬
ધૃષ્ટદ્યુમન આવ્યુ દ્રોણશું; તેણિ કરયૂં યુદ્ધ અનન્ત;
દ્રુમશરણ એક કૌરવ તણુ, તેહ્નુ દ્રુપદસુતિ આણ્યુ અન્ત. ૭
એક સાંગિ મારી દ્રોણનિ, ધૃષ્ટદ્યુમન ધરી મનિ ખેદ;
કર્ણ વીરિ આવતી વજ્ર-ધારાઇ કીધી છેદ. ૮
મહારથી તે સાતિ મિલી, વીંટી વલ્યા ચુહુપાસિ;
બાણ આવિ દશોદિશિથાં, છાહ્યુ રવિ આકાશિ. ૯
ધૃષ્ટદ્યુમન રણિ રહ્યા એકલુ, રથ ફેરવિ બલવન્ત;
મારિ શરે શર, મહારથી સાતિ, તેહ્ના આયુધનુ કરિ અન્ત. ૧૦
કર્ણ-દ્રોણ-આદિ સહૂ, ધૃષ્ટદ્યુમનિ કીધા ભઙ્ગ;
એહ્વૂં અતુલ પ્રાક્રમ જોઇ રક્ષાઇ, આવ્યા સાત્વિક-સઙ્ગિ. ૧૧
શલ્ય શકુનિ અલમ્બુસ નિ, દુર્યોધનના યે ભ્રાત,
ગજ લક્ષ હય સવા લાખ લેઇ, કરિ યુદ્ધ નર-સઙ્ગાતિ. ૧૨
અતુલ યુદ્ધ અર્જુન કરિ; રથ પ્રેરયુ જગજીવનિ;
કર્ણ દ્રોણ આદિ સર્વ છિ તિહાં ભડિ, સાત્વિક ધૃષ્ટદ્યુમન. ૧૩
અસ્ત્ર શસ્ત્ર આયુધ ગદા, બાણિ કરિ સબલુ માર;
વાધ્યૂં પ્રાક્રમ બિહૂ મિલી, કરયૂં દલ સઙ્ઘાર. ૧૪
સાત્વિક શોભા શી કહૂં ? પ્રલિ-કાલિ એહ્વુ ઇશ !
બાણ મૂકિ છિ યેટલાં, તેટલાં છેદિ શિષ્ય. ૧૫

ગજ અશ્વ નર કડકા થઇ, ઊડિ સરિ આકાશિં;
ભઙ્ગ પામ્યૂં સેન-કૌરવ, નાહ્ણૂં જાઇ ચુહુપાસિ. ૧૬
ત્રાસ પામ્યા યોધ દેખી; હવુ તિહાં હાહાકાર;
અર્જુનિ કીધૂં પ્રતિદલ તિહાં; શલ્ય પામ્યુ છિ હારિ. ૧૭
ઠામિ ઠામિથી નાહ્ણસિ સહૂ, ધીરજ છાંડી ધારિ;
દેવદત્ત પૂરયુ અર્જુનિ; પઞ્ચજન્ય શ્રીયદુવીરિ. ૧૮
સાત્ત્વિકિ કીધી ગરજના; શઙ્ખનાદ કરયુ ધૃષ્ટદ્યુમન્નિ;
દલ-ભઙ્ગ જાણી દ્રોણ કર્ણ છિ, તિહાં આવ્યુ દુર્યોધન્ન. ૧૯
નિઃશ્વાસ મૂકી દુઃખિઉ થઈ, કિહિઃ "સુણુ, ગુરુ! તહ્મ્યો કરણ!
વધારી વઢવાડિ તહ્મ્યો, માહ્ણરા ભ્રાત કરાવ્યા મરણ. ૨૦
જુ અર્જુન દીધુ આવવા, માહ્ણરુ બહુવી કરાવ્યુ નાશ;
પ્રીતિ રાખી વઢુ નહીંતુ, શિ ન જાઉ તેહ્ણનિ પાસિ? ૨૧
પ્રથમ ઇમ જુ જાણતુ તુ, નહીં માંડત યુદ્ધનૂં કાજ;
ખરાખરૂં પાસૂં કરુ તુ શિ ન, પ્રબલ યુદ્ધ કરુ આજ?" ૨૨
એહ્ણવાં વાઇક સાંભલી, કર્ણ દ્રોણ ચઢિઉ કોપ;
બાણ મૂકી બાલિ વહ્નિ, તિમ પાણ્ડવ દલ કરયૂં લોપ. ૨૩
એકી ગમાં મારિ દ્રોણ કોપિ, એકી ગમાં ભડ કરણ;
ગજ અશ્વ યોધા મહારથી, રણિ પડ્યા પામી મરણ. ૨૪
કુહ્ણના છેદ્યા પાગ કર, કુહ્ણની નાસિકા કર્ણ નિ શીસ;
નાહ્ણઠા કો અધમુઆ પાડ્યા, ઇમ કરી કરણિ રીસ; ૨૫
કો પડિ નિદ્રાવશિ થકા; મીંચ્યાં નેત્ર ઢલિઆ ધરણિ;
અતિ વ્યાકુલ સમીપ થઇ બહુ જ્યોધ પામિ મરણ. ૨૬
સાત્ત્વિક વીંટયુ સરવિ મિલી, સેન પાણ્ડવનૂં પામ્યૂં ભઙ્ગ;
એહ્ણવુ પ્રલિ જાણી પૃથ્વીઇ; સતિ વચન કિહિ શ્રીરઙ્ગઃ ૨૭
"અરે બાપ! અર્જુન જોનિ, કર્ણ દ્રોણ કરિ સહ્ણાર;
ધન્ય, સાત્ત્વિક એકલુ રહ્યુ; યુદ્ધિ કરિ વડી વાર. ૨૮

ફેરવુ દલ યોધ આપણા, જાઇ સાહિ સાત્ત્વિક-સાથિ;
દીવી નાખુ સરવ કો, આયુધ ગ્રહુ તહ્મ્યો હાથિ." ૨૯

એહ્‌વી સુણી વાણી જ્યોતિ નાખી, સુભટ સવિકો ધાઇ.
અર્જુન કિહિઃ "હણૂં કર્ણનિ; રથ હાંકુનિ, જદુરાઇ! ૩૦
એ નિકન્દન કરશિ સેન આપણૂં, સહી સૂર્યસુત બલવન્ત;
હૂં તુ હવડાં જાયેશ નાશી, કાં કરચુ એહ્‌નુ અન્ત." ૩૧

તેણિ સમિ આવ્યા ધરમ કિહિઃ "સાંભલુ, રે શ્રીરઙ્ગ!
ઘુમ્મ પાડિ યોધ આપણા; દલ આપણૂં પામિ ભઙ્ગ." ૩૨
એહ્‌વાં વાઇક સુણી પારથનિ, મન માંહિ આવ્યુ ખેદઃ
"સ્વામી! રથ હાંકુ રણ વિષિ; કર્ણનૂં શિર કરૂં છેદ. ૩૩

મુઝનિ આપુ આગન્યા, આજ મારૂં કિ પામૂં પતઙ્ગ."
એહ્‌વી સુણી વાણી કૃષ્ણ કિહિ: "સાંભલિ, રે અર્જુન! ૩૪
એ યોધ મહાબલ પ્રાક્રમી, સુરરાજ સરીખુ સોઇ,
એ સમોવડિ યુદ્ધ કરિ એહ્‌વુ, નથી તિહાં નર કોઇ. ૩૫

એક તૂં રિહિ સન્મુખ એહ્‌નિ; ગટોરગછ યુદ્ધ કરિ બલવન્ત;
હેડમ્બાનન્દન ભલુ છિ, તેહ્‌ના, પ્રાક્રમનુ નહીં અન્ત. ૩૬
દેવ-દૈતિ-માનુષ યુદ્ધ બિહિ; કુશલ આયુધિ ત્રિભુવનિ ગતિ;
તેત્રીસ કોડિ સુર યક્ષ કિન્નર, જીતવા યેહ્‌ની મતિ. ૩૭

એહ્‌વુ ભીમ-પુત્ર છિ પ્રાક્રમી, મોકલીઇ સઙ્ગ્રામિ;
એક સાંગિ છિ તેહ કહ્નિ; તિહાં લગિ તાહરૂં નહીં કામ. ૩૮
તૂં-નિમિત્તિ રાખી રહ્યુ છિ, રથ ઊપરિ દીસિ તેહ;
એકવીરા નામ યે તેહ્‌નૂં, સુરરાઇ આપી યેહ. ૩૯

ભીમપુત્રનિ મોકલુ, તે, કરશિ સહૂનુ નાશ,"
ઇમ કહીનિ તેડ્યુ કૃષ્ણ; સુણી, ગટોરગછ આવ્યુ પાસિ. ૪૦
નર-નારાયણ આગલિ જઇ, તેણિ કરચુ તિહાં નમસ્કારઃ
"આગ્ન્યા આપુ, પ્રભુ! મુઝનિ; ત્રિભુવન કરૂં સઙ્હાર." ૪૧

શ્રીકૃષ્ણ કિહિઃ "રે બાપ! જા તૂં; કરુ કર્ણશૂં સઙ્ગ્રામ;
સમિ વેલા આજ છિ; તૂં, અવસરિ આવ્યુ કામિ. ૪૨
સમુદ્ર શત્રુરૂપિઆ-મધિ, પડ્યા તાહ્‌રા તાત;
નાવ થઇનિ તારવા તૂં પુત્ર ત્રિભુવનિ વિખ્યાત. ૪૩
અહ્મ્યો તિહાં નથી ચાલતૂં; કર્ણ કરિ દલનુ નાશ;
સિંહ આવિ એક યિમ, મૃગયૂથ પામિ ત્રાસ. ૪૪
ઉદ્ધારિ કુલનિ; રખિ લજ્જા! જીતિ તૂં જૈ કરણ."
આશ્રિન્ત્ય અર્જુન થયા સુણી, વચન-અશરણશરણ. ૪૫
પારથ કિહિઃ "જાઉ, પુત્ર! કરવા, સઙ્ગ્રામ કર્ણનિ સાથિ;
આધાર માહ્‌રિ ત્રણનુ, વલિ રાઇ શ્રીયદુનાથ. ૪૬
એક સાત્ત્વિક, ભીમ બીજુ, ત્રીજુ, પુત્ર! તૂં ધન્ય;
તાહ્‌રી સાહિ સાત્ત્વિક મોકલૂં, જૈ મારિ ય્હાં રવિતન." ૪૭
એહ્‌વાં સુણી વાઇક સજ થયુ, ગટોરગછ બલવન્ત.
ભાઉ કિહિ: શ્રોતા! સાંભલુ, ઇહાં થશિ યુદ્ધ અનન્ત. ૪૮
૧૧૩૧

---

## કડવૂં ૨૯ મૂં—રાગ ગોડી

વૈશમ્પાયન કિહિ: સુણિ રાઇ! માગી શીખ ભીમપુત્ર યુદ્ધિ જાઇ;
મેઘશ્યામસુન્દર તવ રૂપ; રચિ વીંટ્યાં કરેણનાં પુષ્પ; ૧
કવચ ટોપ પાખર આભરણ; અતિ શોભા ધરિ કુણ્ડલ કરણિ;
મુખિ નીકલિ પાવકની જ્વાલ; કૌરવદલ આવ્યૂં તત્કાલ. ૨
જોઇ કરણ-મનિ આનન્દ વશ્યુ; ગટોરગછ દેખીનિ હશ્યુ;
કૌરવ સહૂઇ પામ્યા ત્રાસઃ 'આવ્યુ કાલ; કરશિ સહૂનુ નાશ.' ૩
આવી યુદ્ધ માંડ્યૂં કર્ણનિ સાથિ; ભીમપુત્ર વાવરિ ભલા હાથ;
દુર્યોધન દલ પ્રેરિ ચેટલિ, અસુર એક આવ્યુ તેટલિ. ૪
જરાસુર રાક્ષસનુ તે પુત્ર; પાણ્ડવનુ કહાવિ તે શત્રુ;
કૌરવપતિ આગલિ જૈ રહ્યુ; સમાચાર માંઠી સવિ કહ્યુ: ૫

"આવ્યુ તુઝ કહિ તાહરૂં કરિવા કામ; શત્રુ ભીમ તણુ ટાલૂં ઠામ."
સુણી આનન્દ્યુ દુર્યોધનઃ "જા, રે શૂર! વેગિ હણિ ભીમતન. ૬
પાણ્ડવનિ મારશૂં સહી અહ્મ્યો, રાક્ષસનુ વધ જૈ કરુ તહ્મ્યો."
સુણી જટાયુ આવ્યુ સઙ્ગ્રામિ, ગટોરગચ્છ ઊભુ યેણિ ઠામિ. ૭
મિલ્યા બિ રાક્ષસિ રાક્ષસ સોઇ; અરે યુદ્ધ અદ્ભુત બહુ હોઇ.
કર્ણ દુઃશાસન મિલી દલ બહુ, પાણ્ડવ-સેન સઙ્ઘારયૂં સહૂ. ૮
એકલુ ભીમસુત તેહ ભડિ; તેહૂનિ બહુ કૈરવ યોધ નડિ.
ગટોરગચ્છ વ્યાકુલ અતિ થયુ; પડ્યૂં પાણ્ડવદલ, જોઇ કોપિઉ. ૯
મૂકી બાણ કાપ્યાં શસ્ત્રજ સહી; મૂકી અસુર રથ ઊતરયુ મહી;
મુષ્ટિ એકતુ કરયુ પ્રહાર, હેડમ્બ-સુતનિ દસમિ દ્વારિ. ૧૦
ચોલ્યાં નેત્ર; મીંચ્યાં; કલ થઇ; જાગ્યુ એક મારી મૂઠી જઇ;
ઝાલિ હસ્ત નિ ધાલ્યુ બાથિ; ઊંચુ અફાલ્યુ અવનિ-સાથિ. ૧૧
હાથથી છૂટયુ જટાયુ જાણિ, માયા પ્રકટ કીધી નિરવાણ;
તેણિ હેડમ્બ પછાડ્યુ મહી; કરિ યુદ્ધ; મારિ ઊંચલી સહી. ૧૨
કરિ અન્યોન્યિ વજ્રની પિરિ પ્રહાર; હેડમ્બ હવુ પાવક તેણી વાર;
પ્રજલ્યુ જટાયુ નિ ચઢિઉ કોપ; જટાયુ હવુ વાયુ; વહ્નિ કરયુ લોપ. ૧૩
રાક્ષસરૂપ લેઇ ધરયુ સર્પ; ગરુડ થૈ ગટોરગછિ હરયુ દર્પ.
હવુ મેઘવલુ; હવુ પવન; હસ્તી સીંહ થૈ પડિ અન્યોઅન્યિ. ૧૪
સૂર્ય થયુ જટાયુ તેણી વાર; રાહુ થૈ ભીમપુત્રિ કરયુ આહાર;
અનેક રૂપ માયાવીઇ કરયાં; વલતાં બિહૂઇ આયુધ ધરયાં. ૧૫
ભાલાં ભોગલ નિ ગુરજ ગદા; કરિ યુદ્ધ; મારિ બિહૂ તદા.
પછી ભીમપુત્રનિ ચઢિઉ કોપઃ 'હાવિ દુષ્ટનિ હૂં કરૂં લોપ.' ૧૬
ઊડયુ ઊપરિ; અન્તિરક્ષ જૈ પડ્યુ; જાણિ પ્રૌઢ પર્વત ગડગડ્યુ!
ગ્રહી ચરણ ઊંચલ્યુ લેઇ શીસ; ઘણ્ટી તણી પિરિ ફેરવ્યુ દિશિ; ૧૭
કીધુ ચૂર; મૂક્યુ મહી સાથિં; ઝાલ્યા કેશ ખડ્ગ ગ્રહી બીજિ હાથિ;
વાયુપુત્ર મનિ આણી ખેદ, જટાયુ તણૂં કીધૂં શિરછેદ. ૧૯

એણૂં શીસ હસ્તિ ચાલિઉ; દુર્યોધન છિ તિહાં આવિઉ;
મસ્તક નાખ્યૂં રથ ઊપરિ જાણી; શઙ્ખનાદ કીધુ નિરવાણુ. ૧૮
હશી વચન બોલ્યુ ભીમતનઃ "આ લિ મસ્તક, દુર્યોધન!
વલિ જાણિં યુદ્ધિ ર્‌હાં રવિતન્ન; તેહ્‌નૂં તુઝનિ આપેશ વદન." ૨૦
જોઇ સવિ કૌરવ પામ્યા ત્રાસ; ગટોરગછ આવ્યુ કર્ણનિ પાસિ;
મારી સેન સવિ કીધૂં ભઙ્ગ; નાહ્‌ઠા યોધ; રહ્યુ કર્ણ એક સઙ્ગિ: ૨૧
મૂકિ બાણ અન્યોઅન્યિ ભડિ ઇમ્મ, ઇન્દ્ર વૃત્રાસુર વઢિઆ યિમ્મ;
કવચ બિહૂનાં કટકા થયાં, રગતપલાશ યેહ્‌વાં ફૂલિઆં. ૨૨
મારિ બાણ દેહ માંહિ ભેદિ ઇમ્મ, સર્પ બિલ માંહિ પિસિ યિમ્મ;
માયા પ્રકટ કરી તેણી વાર; અસુર કોટિ થયા, નહીં પાર. ૨૩
એહી આયુધ પર્વત નિ વૃક્ષ, મારિ કર્ણ નિ રહ્યાં અન્ત્રિક્ષ;
સાંગિ ગદા તોમર નિ ત્રિશૂલ, ફરશી નેજા કણ્ટક—મૂલ, ૨૪
વાહિ ખેડાં ખપુઆ તરવાર, આવિ રવિસુતનિ કરતાં માર;
કાપિ કરણ આવતાં તત્ખેવ, માયા સકલ ટાલી અશ્વમેવ. ૨૫
મૂકયૂં ચક્ર હેડમ્બિ એક; આવતૂં રવિસુતિ છેદ્યૂં વિશેખ;
આવતૂં રવિસુતિ છેદ્યૂં યદા, વલી પૂંઠલિથી મારી ગદા. ૨૬
તેહ આવતી કીધી છેદ, ભીમપુત્ર મનિ પામ્યુ ખેદ;
પછિ ઉતપતિઉ તેહ અન્ત્રિક્ષ; કરિ વૃષ્ટિ કરણ ઊપરિ વૃક્ષ. ૨૭
કાપિ કરણ આવતાં ચુહુપાસિ; રાક્ષસ કોટિલક્ષ કીધા નાશ;
ઢાંકયુ ભીમપુત્ર દીસિ નહીં દૃષ્ટિ; વેખ્યુ ઠામિ ઠામિ કરી બાણવૃષ્ટિ. ૨૮
રથ ભાંજ્યુ; કરણિ કરયુ કોપ; ગટોરગછ પછિ થયુ અલોપ;
પ્રગટ અસ્ત્ર રવિસુત કરિ બહુ; કાપિ અસુર આવતાં સહૂ. ૨૯
પછિ ઊંચુ ઊડયુ આકાશિ; પડ્યુ ધરણિ, શ્વેત થઇ નિઃશ્વાસ;
શઙ્ખનાદ કીધુ તવ કરણિ; સહૂઇ જાણ્યૂં યે પામ્યુ મરણ. ૩૦
કરી હરખ વેગલા રહી જોઇ; પણિ પાસિ નવિ આવિ કોઇ;
ક્ષણ એક થઇ યેટલિ, ઊઠયુ વીર ગટોરગછ તેટલિ. ૩૧

વધ્યૂં શીસ ઉર પેટ વદન, મેનાક પર્વત ચેવડું તન;
બહુ ચાંપ્યા; ભક્ષ કીધા બહુ; ફરિ દશોદિશિ નાહ્‌ઠા સહૂ. ૩૨
ઘડી એકિ જલ ઘડીઇ પાવક–જ્વાલ; પિઠુ વીર પછિ ગયુ પાતાલિ;
ફરી સ્થાનકિ આવ્યુ તે યાંહિ, રથિ બિશી કરણુ ઊભુ ત્યાંહિઃ ૩૩
"અરે સૂર્યપુત્ર! સાંભલિ, કહૂં વાત; હવડાં શિર કરૂં તાહરૂં મહીપાત."
માયા રચી રણુ મધિ સહી; નિજ રણિ પડિ આયુધ થૈ મહી. ૩૪
હવુ વ્યાકુલ કર્ણ જુઇ આકાશિ; માયાવી પર્વત થયુ નાશ;
વલી મેઘ થૈ ગાજિ ગડગડિ, કરિ વૃષ્ટિ પાષાણુ પ્રૌઢા પડિ. ૩૫
હણ્યૂં દલ બહુ, રવિસુત ચઢિઉ કોપ, વાયુ–અગ્નિ મેઘ હવુ અલોપ;
પછિ હવુ વાઘ રીંછ સર્પ સહી; દસોદિશિથી આવ્યા વહી. ૩૬
પંખીજાતિ વલી રૂપ અનેક; લખ કોટિ અસુર થાઇ એક;
પડિ પાહ્‌ણુ પર્વત નિ વૃક્ષ; ચાંપ્યા કો; મારચા કો; કીધા ભક્ષ. ૩૭
કૌરવાદિક જોઇ પામ્યા ત્રાસ; મારી કરણિ સવિ કીધા નાશ;
રાક્ષસરૂપ ધરિ છિ બહુ; રવિસુતિ તે સઙ્ઘારચા સહૂ. ૩૮
મહાબલિઉ છિ અતિ બલવન્ત; કેટલા યોધનુ આણ્યુ અન્ત;
રક્તનેત્ર જાણિ શિવ વિકરાલ, જાણિ આજ કરશિ પ્રલિકાલ! ૩૯
તિમ રવિસુતિ કીધૂં; ધરિઉ કોપ; માયા સકલ કરિ કીધી લોપ;
ભીમપુત્રનિ ચઢી તવ રીસ; મૂકી સાંગિ યે નિરમી ઈશિ. ૪૦
તે આવતી ગ્રહી કરણિ હાથિ; મારી પાછી; રથ લેઇ ગૈ અશ્વસાથિ;
જોઇ ઊતરચુ ભીમપુત્ર તત્કાલ; સાંગિ મારી રથ લેઇ પાતાલિ. ૪૧
દેવદાનવ યક્ષ અન્તરિક્ષિ જોઇ: 'ધન, ધન, કરણુ સમુ નહીં કોઇ.'
આવ્યુ ઘટોરગચ્છ બિશી બીજિ રથિ; કરણુ વીર યોધુ છિ સમરથ. ૪૨
ત્રણિ બાણુ વલિ મૂકચાં કરણિ; ભાંજ્યુ રથ; અશ્વ–સારથિ હવુ મરણુ;
ઘટોરગચ્છ પામ્યુ અન્તરધાન; સઞ્જે કિહિઃ સાંભલિ, રાજાન! ૪૩
અસુર એક અલાયુધ નામિ, આવ્યુ, દુર્યોધન યેણિ ઠામિ.
પૂર્વ વૈરી પાણ્ડવનુ યેહ, લક્ષ યોધા લેઇ આવ્યુ તેહ. ૪૪

ભીમ ઊપરિ તેહ્નિ છિ રીસ; આવી દુર્યોધનનિ નામ્યૂં શીસ:
"સ્વામી! હૂં છૂં વેરી પાણ્ડવ તણુ; ભીમિ અમ કુલ–વધ કીધુ ઘણુ. ૪૫
હેડમ્બ–બકાસુરતુ કીધુ અન્ત; કિર્મિર અસુર હૂતુ બલવન્ત;
હેડમ્બા સ્ત્રી રાખિ ઘિરિ; તે દુ:ખ છિ; લેશ તેહ્નૂં વિર. ૪૬
તે માટિ વાલિ દલ તાહ્રૂં, રાઇ! હૂં કરૂં યુદ્ધ, પાણ્ડવ વશિ થાઇ."
દૈતિ તણાં એહ્વાં સુણી વચન્ન, અતિ મનિ હરખ્યુ દુર્યોધન્ન: ૪૭
"અરે વીર! સાંભલિ બલવન્ત! ભીમ તણુ, જા, તૂં કરિ અન્ત."
એહ્વાં વચન રાજાનાં સુણી, ચાલ્યુ અસુર સેના લેઇ ઘણી. ૪૮
શ્રોતાજન! સાંભલજ્યો એહ, ગટોરગચ્છનૂં પ્રાક્રમ છિ યેહ.
ભાઉ કિહિ બિહૂ કર જોડિ: કૃપા કરજ્યો શ્રીરણછોડ! ૪૯

૧૧૮૦

---

## કડવૂં ૨૮ મૂં—રાગ એજ

સઞ્જે કિહિ: સાંભલિ, તૂં રાઇ! અસુર અલાયુધ યુદ્ધિ જાઇ;
ગટોરગચ્છ સરીખુ સમરથ; ગજ સમાન અશ્વ; વજ્રમિ રથ. ૧
ગર્ધવના સરીખુ તેહ્નુ સાદ: ભીમ–આગલિ કરયુ શઙ્ખનાદ;
દેખી યોધ આશ્ચિર્જ્ય બહુ થયા; ભીમસેનનિ આગલિ ગયા. ૨
હરખ્યુ રાક્ષસ જોઇ તે વાર; 'આવ્યુ શત્રુ, હાવિ કરૂં સઙ્ઘાર.'
ઇમ કહી તેણિ મૂક્યાં બાણ, ભીમ અસુરિ ઢાંકયુ નિરવાણ. ૩
સેન સકલ પાડ્યૂં મહી સાથિ; ગદા એક પ્રોઢી ગ્રહી હાથ;
મારી શીસિ ફેરવી ધરી કાલ; તૂંબલા મધિથી નીકલી અગ્નિજ્વાલ. ૪
અલાયુધ ઇમ પ્રાક્રમ કરયુ બહુ; પ્રાજે કરયુ સેના સહૂ;
પાડ્યા અશ્વ, રથ કરયા લોપ, તવ ભીમનિ ચઢિઉ કોપ. ૫
જોઇ અતિ રાખસ કેરુ ક્રોધ, મૂકી અસ્ત્ર અધવચિથી કીધુ રોધ;
હેઠુ ઊતરયુ વ્યાકુલ થઇ, મારી મુષ્ટિ રાખસનિ જઇ. ૬
અન્યોઅન્યિ મારિ પડઘાઇ; પડિ ભોમિ વલી બિઠા થાઇ;
ગદા સાંગિ ભોગલ તરવાર, ગ્રહી ચરણ હસ્તીનુ કરિ માર. ૭

હણ્યા અશ્વ માંહોમાંહિ અનન્ત, તવ અર્જુનનિ કિહિ ભગવન્તઃ
"અસુર પ્રાક્રમ સબલુ કરિ,
હય ગજ દલ (તે) આપણૂં હણ્યૂં મરિ." ૮

ઇમ કહી તેડ્યુ ગટોરગછ પાસિ: "જા, રે વીર ! કરુ અલાયુધનુ નાશ.
થાઇ વ્યાકુલ સહી તાહ્રુ તાત; હણી એહનિ જાજ્યે કરણ-સઙ્ઘાંતિ." ૯
ચાલ્યુ રણિ વીર સુણી વચન્ન; ભીમ ગયુ પ્હાં છિ રવિતન્ન;
માંડ્યૂં યુદ્ધ રાખસિ અન્યોઅન્યિ; અલાયુધિ વિચાર એક કીધુ મન્નિ. ૧૦

મારી ભોગલ લોઢા તણી, વાગી શીસિ હેડમ્બનિ ઘણી;
વલી સાંગિ મૂકી પૂંઠિથી, જોઇ ભીમપુત્ર ઊતરિઉ રણથી. ૧૧
રસાતલિ રથનિ લેઇ ગઇ, ઊડ્યુ ભીમપુત્ર રહ્યુ અન્ત્રિક્ષ જઇ.
રુધિર તણા વરસિ વરસાદ; અન્ત્રિખથી વરખા કરિ પાત. ૧૨

પાડિ છિ પર્વતશિખર અનેક, કોપિ ધાઇ; ગદા મારિ અકેક;
શિખર અનેક યિમ પર્વત તણાં, અન્યોઅન્યિ લેઇ નાખિ ઘણાં. ૧૩
ખૂટ્યાં વ્રખ, આયુધ નહીં લેશ, નાખી મુગટ બિહૂઇ સાહ્યા કેશ;
ઊંચુ ઊંચલી નાખિ મહી સાથિ; ભીડી ભચરડી અઙ્ગ ચરણ હાથ. ૧૪

તવ ભીમપુત્રનિ ચઢિઉ કોપઃ 'એ પાપીનિ હાવિ કરૂં લોપ.'
ઇમ કહી ઊડ્યુ તે આકાશિ; પડ્યુ ત્રુટી ઊપરિ કરિવા નાશ. ૧૫
ગ્રહી પૃથ્વીઇ નાખ્યુ સહીઃ કાપ્યૂં ખડ્ગ વડિ શીસ ગ્રહી;
શઙ્ખનાદ કીધુ ગડગડાટ; કૈરવ દલ તણુ વાલ્યુ ડાટ. ૧૬

પાણ્ડવ આનન્દ પામ્યા ઘણું; ગટોરગછિ શીસ ગ્રહ્યૂં તેહ તણું;
લેઇ નાખ્યૂં રથિ-દુર્યોધન્નઃ "આ લિ તાહ્રા વાહ્લાનૂં વદન્ન. ૧૭

વલી કહૂં: જાઊં કરણ-પાસિ, તેહ શીસ આપેશ કરી નાશ."
ઇમ કહી કીધુ નાદ શઙ્ખ તણુ; દુર્યોધન્ન ભિ પામ્યુ ઘણુ. ૧૮
હવુ હરખ ધર્મ-કૃષ્ણ-અર્જુન્નઃ "ભલુ પુત્ર! તૂં તુ ધન્ય ધન્ય."
કૃષ્ણ તણાં એહ્વાં સુણી વચન્ન,
ફ્રૂલ્યુ ગટોરગછ આવ્યુ પ્હાં રવિતન્ન. ૧૯

માંડ્યૂં યુદ્ધ, બિહૂ સરીખા શૂર, કૌરવદલ સવિ કીધૂં ચૂર;
કરણિ પાંચ તીવ્ર મેહૂલ્યાં બાણ, ગટોરગછ વ્યાકુલ થયુ જાણિ. ૨૦
તીવ્ર બાણ દસ મારચાં સહી; રથ સારથિ અશ્વ પાડ્યા મહી;
યે કો યોધ હૂતા કરણ પાસિ, તેહૂનુ ભીમપુત્રિ કીધુ નાશ. ૨૧
પછિ પામ્યુ તેહ અન્તરધાન; બીધા યોધ સુભટ રાજાન.
અન્ત્રિક્ષ જોઇ કરણ પામ્યુ ત્રાસ: 'રખિ પડિ માહૂરુ કરશિ નાશ.' ૨૨
એહૂવૂં વિચારીનિ મૂક્યાં બાણ; શરિ કરી છાહ્યુ અન્ત્રિક્ષ જાણિ;
બાંધી ઠાઠડી દિશોદિશિ સહી; કરણ સુભટ મધિ રહ્યુ તહીં. ૨૩
ભીમપુત્રિ મનિ કરચુ વિચાર; હવુ મેઘ માયાઇ તેણી વાર;
અગ્નિ તણ્ વરસિ વરસાદ; લાગી ઠાઠડી બલવા વિખ્યાત. ૨૪
પડિ અશ્વ આયુધ નહીં પાર, ગદા સાંગિ તોમર તરુવાર;
શલ્યા મોગલ થાઇ છિ વૃષ્ટિ, નાંખિ અસ્ત્ર કો દીસિ નહીં દષ્ટિ. ૨૫
શિખર પાહૂણ પર્વત બહુ પડિ, તેણિ અશ્વ ગજ બહુ રડ્વડિ;
અદષ્ટ થકુ આજિ ગડગડિ; યોધ કો ન દીસિ, આયુધ પડિ. ૨૬
નાહૂઠા યોધ, સવિ પામ્યા ત્રાસ; કૌરવદલ સવિ કીધૂં નાશ;
કરણ થોભ્યુ તેણિ સમિ, અસુર અનન્ત અન્ત્રિક્ષ રહી ભમિ. ૨૭
વાધ્યા અસુર લક્ષ કોડ અનન્ત; પડિ આયુધ; દલ થાય અન્ત;
ચાંપી મારિઆ ગજ મહારથી; અવરિ યોધ અશ્વ–સઙ્ખ્યા નથી. ૨૮
કરણ સુભટનિ ચઢિઉ કોપ; આવતાં આયુધ કરચાં તે લોપ;
થાક્યુ કરણ અસ્ત્ર છેદિ અનન્ત, પણિ તેહૂનુ નહીં આવિ અન્ત. ૨૯
અસુર-વૃદ્ધિ–માયા ફરી થાઇ; નાખિ અસ્ત્ર; કો નવિ રહ્યૂં જાઇ;
પડિ પાહૂણ પર્વત આકાશિ; ચાંપી દલ મારચૂં નાહૂઠૂં ચુહુપાસિ. ૩૦
રહ્યૂં યુદ્ધ, કુણ સાથિ મરિ? મરિ ચમ્પાઇ શલ્યા પડિ;
તવ તિહાં વરત્યુ હાહાકાર; માંહોમાંહિ તિહાં કરિ છિ વિચાર: ૩૧
"પાણ્ડવનૂં પાસૂં કરિ દેવ; અન્ત્રિક્ષથી મારિ અશ્વમેવ;"
નાહૂસિ, 'અનાથ થયા,' ઇમ કહી,
કૌરવ અસ્ત પામ્યા યુદ્ધ કરિ નહીં. ૩૨

રહ્યુ કરણ, એકલુ શું કરિ? પડિ આયુધ પ્રાણી બહુ મરિ;
પડ્યુ ભઙ્ગ; બહુ પામ્યા ત્રાસ; શબ્દ ચુહુગમાં થાએ નાશ. ૩૩
દ્રોણાચાર્ય આદિ સહૂ યોધ, જોઇ આશ્રિજ્ય પામ્યા ક્રોધઃ
"કુહુ, ભાઇ! એહનુ શુ કરવુ સઞ્ચ?"
મિલી સહૂ પરઠ્યુ પરપઞ્ચ; ૩૪
કૃપા દ્રોણ શલ્ય દુઃશાસન, શકુનિ સાથિ સહૂ દુર્યોધન;
આવી ઊભા સવિ કર્ણનિ પાસિ;
કિહિ રવિસુતઃ "હાવિ કરવુ નાશ. ૩૫
નકૌરવી એણિ કીધી ધરા; યોધ હારિ પામ્યા સવિ ખરા;
એ આવ્યુ પર્વતશુ અહીં; એહ તુ કુહુનિ મૂકિ નહીં. ૩૬
યોજન દેહ યેહનુ વિકરાલ; દીસિ કૃતાન્ત સરીખુ કાલ."
સરવ મિલિ કિહિઃ "સાંભલિ, કરણ! નિશ્ચિ એહનૂં કરવૂં મરણ. ૩૭
સાંગિ એકવીરા! તૂં કહિ; તેણિ પાડિ પૃથ્વીઇ એહનિ;
આપણિ સવિ પામ્યા સહી નાશ; શિ અર્થિ આવશિ રહી પાસિ? ૩૮
મૂકિ, વિચાર મા કરિ તૂં મન્નિ; જીવેશ તુ જીતેશ, અર્જુન;
એ દુષ્ટ રાખસનુ કરિ સઙ્હાર." સુણી કર્ણિ મનિ કરયુ વિચારઃ ૩૯
"સાંભલુ ગુરુ નિ દુર્યોધન! એ સાંગિ જીતેશ અર્જુન;
નપાણ્ડવી કરવાનિ અરથિ, રાખી સાંગિ એહ તુ સમરથ." ૪૦
કિહિ દ્રોણઃ "સાંભલિ તૂં, કરણ! તેણિ ઢૂકડું આણ્યૂં મરણ;
નપાણ્ડવી તૂં કરતુ કરિ, નકૌરવી કીધી તે ખેરિ." ૪૧
પછિ કરણિ શોક મનિ કરી, વિરાધ સાંગિ તે હાથિ ધરીઃ
"રાખ્યુ અર્જુન શ્રીમહારાજિ; પાડવિઉ ભીમપુત્ર આજ. ૪૨
એ નિશ્ચિ કૃષ્ણનિ ગમતૂં કામ; રહ્યુ અર્જુન; મારૂં એહનિ ઠામિ;
સહી મરણ થાઇ એ વડિ; મૃકૂં સાંગિ યિમ એ દૃષ્ટિ પડિ." ૪૩
એહવૂં વિચારચૂં કરણિ મન સાથિ;
લીધી સાંગિ વીજલી સરખી હાથિ;
કાલ થયુ કરતુ બહુ નિકન્દન, રાખી હૂતી કરવા વધ અર્જુન. ૪૪

કવચ કુણ્ડલ આપી ઇન્દ્રનિ, પિતાવચનિ માગી લીધી તે કહિ;
કિહિ સઞ્જે: લેવા ઇચ્છતી તે પ્રાણ,
અત તણી ભગિની સહી જાણિ. ૪૫
મૂકી સાંગિ ચાલી આકાશિ; માયા સકલ કીધુ તેણિ નાશ;
નાહ્‌નુ રાખસ દેખી વ્યાકુલ થઇ; સાંગિ રુદિ મધિ પીઠી જઇ. ૪૬
બાહ્‌રિ નીકલી ગઇ આકાશિ; પછી આગલિ જૈ ઇન્દ્રનિ પાસિ;
ગટોરગછ પર્વત પાડ્યુ મહી; પડ્યુ સેન-કૌરવ-મધિ જઇ. ૪૭
પાણ્ડવકાર્ય કરિવા ધરયુ રાગ, ચાંપ્યૂં દલ, હણ્યૂં ચુહુપાસિ;
એક ક્ષોહ્‌ણી તણુ કરયુ અન્ત, પડ્યુ ભીમપુત્ર બલવન્ત. ૪૮
મરણ પામ્યુ એ તેણી વાર, કૌરવદલિ હવુ જેજેકાર;
પાણ્ડવ પાંચિ દુ:ખિઆ થયા; નારાયણ આનન્દ પામિઆ. ૪૯
પાઞ્ચજન્ય પૂરયુ અવિનાશિ; નાચિ, હરિત તાલી દેઇ કરિ હાસિ;
થાપી પૂઠિ પાણિ અર્જુન, કરયુ નાદ વલી જગજીવન્નિ. ૫૦
અર્જુન આશ્ચિર્જ્ય પામ્યુ ઘણું; આણી દુ:ખ અતિશિ પુત્ર તણૂં,
બોલ્યુ પારથ: "સુણુ, મહારાજ! શોક અતિ, દુ:ખ પામ્યા આજ. ૫૧
ગટોરગછ સરીખુ પુત્ર મરિ, તૂં સ્વામી! શિ હાસિજ કરિ?"
સુણી વચન બોલ્યા અવિનાશ: હાવિ કર્ણ સહી જાણ થયુ નાશ. ૫૨
સાંગિ તણિ બલિ તે ગાજતુ; તેણિ કરીનિ તૂંહિ ભાંજતુ;
એ આયુધ હોઇ જુ એહ્‌નિ પાસિ, તુ કુણિ નવિ ચાલિ, પામિ ત્રાસ. ૫૩
ઇન્દ્ર-ઇશિ-આદિં સરવ હોઇ, કર્ણ જીતવા સમરથ નહીં કોઇ;
ભીમપુત્રનિ જાણુ મુઉ નથી, મુઉ કર્ણ જાણ, સાંગિ ગૈ હસ્તથી. ૫૪
કવચ કુણ્ડલ લેઇ ગયુ સુરરાજ; પુત્ર જાણી તાહ્‌રૂં કીધૂં કાજ;
ઇન્દ્રનૂં કીર્તન મુખિ જપતુ નામ, તેણિ કરી તાહ્‌રૂં સીધૂં કામ. ૫૫
એ રવિ-સુત મરણ થાઇ કુણિ નહીં,
ગાઞ્જીવ અખિ ભાથા તાહ્‌રા ખૂટિ સહી;
માહ્‌રૂં ચક્ર સુદર્શન પાછૂં ફરિ,
તુ કુણ એહ્‌લુ વીર, યે વધ એહ્‌નુ કરિ? ૫૬

ગયાં કવચ કુણ્ડલ નિ ગદા, કરૂં હાસિ તે જાણી સર્વદા;
ગયૂં કષ્ટ; કલ્યાણ થયૂં તુઝ; તેણિં નાચૂં હર્ષ થાઇ મુઝ." ૫૭
ગટોરગચ્છનુ જાણી નાશ, ધૃતરાષ્ટર મનિ પામ્યુ ઉલ્લાસ;
કહિ કથા તૂં, ચતુર સુજાણ! સઞ્જે મુખિ બોલ્યુ પછી વાણિ. ૫૮
ભાઉ કહિઃ પ્રભુ! તૂં અવિનાશિ!
રાખિ તૂં મુહિ ચરણનિ પાસિ. ૫૯
૧૨૩૯

## કડવૂં ૨૯ મૂં—રાગ દેશાખ

શ્રીહરિ બોલિઆ રે: "સાંભલિ, અર્જુન! કહૂં વાત;
કર્ણ મહા પ્રાક્રમી રે, તૂં વિના કુણિં નવિ થાઇ ઘાત. ૧
શીલ વ્રત આચરિ રે, ગોબ્રાહ્મણ કેરુ પ્રતિપાલ;
અસ્ત્રવિદ્યા આવડિ રે, ચેહવું રવિતેજ તપિ મધિકાલ. ૨
દુષ્ટસઙ્ગતિ થકી રે, ભૂંડુ કહિવુ! તૂં શૂં જાણિ?
દેવ કરી માનતુ રે, હાવિ માનુષ થયુ નિરવાણ. ૩
તેહ પણ હજી લગિ રે, કો સમરથ નહીં કરિવા અન્ત;
તેહ વધ તુ થશિ રે, કહૂં સાંભલિ તૂં એકચિન્તિઃ ૪
રથચક્ર એહનૂં ગ્રસિ રે, પૃથ્વી રણ માંહિ, સહી પાલુ થાઇ,
તે સમિ મારેશિ રે, તુ તે સમિ મરણ થાઇ. ૫
તહ્મ્યો કારણિં રે, અસુર તણુ બહુ આણ્યુ અન્ત;
જરાસન્ધ આદિશૂં રે, શિશુપાલાદિક બલવન્ત. ૬
આંહિ દૈતિ યે હૂતા રે, અલાયુધ આદિ કર્યા નાશ;
ભીમપુત્ર મારિઉ રે; તેહથી મન માંહિ થયુ ઉલ્લાસ. ૭
નહીંતુ માહરિ મારવુ રે, થાત સુદર્શન ચક્ર લેઇ હાથિ;
એહવુ કો નથી હાવિ રે, પછિ યુદ્ધ કરત એહનિ સાથિ. ૮
અસુર સહ્વારવા રે, મિ ધરયુ છિ માહરાં અવતાર;
એહવા વીર રહ્યા પૂંઠિ રે, પૃથ્વી કરશિ સહૂ મહ્વાર. ૯

મિ કરણુ પ્રેરિઉ રે, મોહ ઊપજાવ્યુ તેહૂનિ મનિ;
અસુર મરાવિઉ રે, રક્ષા કીધી તૂં, અર્જુન! ૧૦
હાવિ ચિન્તા નહીં રે, કહેશ સમિ કર્ણનુ હુઇ નાશ;
હાવિ સહૂ યોધ મિલી રે, ચાલુ વધ કરિવા દ્રોણનિ પાસિ." ૧૧
ધૃતરાષ્ટ્ર બોલિઉ રેઃ સાંભલુ, સઞ્જિ! કહૂં તૂંહ્નિ વાત આજ;
કેરણિ કૂડૂં કરચૂં રે, સાંગિ ન રાખિ અર્જુનનિ કાજિ. ૧૨
હાવિ સઞ્જે કિહિઃ સાંભલુ રે, આગલિ થશિ શુ પરપઞ્ચ?
ભાઉ કિહિ કથા રેઃ રાખજ્યે હરિચરણિ કરી સઞ્ચ. ૧૩
૧૨૫૨

## ૫. દ્રોણવધપર્વ—

### કડવૂં ૯૦ મૂં—રાગ સામેરી

વૈશમ્પાયન ઋષિ કિહિઃ સુણિ, જન્મેજે રાજન!
કૌરવ આગલિ વાત થઇ, યે હણ્યુ દુઃશાસન ૧
કરણ દ્રોણ નિ કૃપાચારય, શલ્ય બહુ ભૂપાલ.
દુઃશાસનનુ વધ સાંભલી, રાઇ–મુખ થયૂં વિકરાલ. ૨
દ્રોણ પ્રત્તિ ઇમ કિહિઃ "ગુરુ! કરુ માહરી સા ;
પાણ્ડવરૂપી દુઃખસાગરથી, ઊતારુ મુઝનિ પાર. ૩
તહ્મ્યો મુઝ શિરિ સાહિ છુ તુ, નથી ચિન્ત આજ;
તે માટિ પાણ્ડવ હણીનિ, મુઝ આપો સહી રાજિ." ૪
વચન એહવાં સાંભલી, ગુરુ બોલિઆ મુખિ વાણિઃ
"પાણ્ડવ પ્રાજે થાય નહીં, જેહનિ સાહિ સારઁગપાણિ. ૫
પિતામહનાં વચનથી, પદ અમર પામ્યા યેહ,
નિકન્દન કૌરવ કરી, સહી રાજિ લેશિ તેહ." ૬
વચન એહવાં સાંભલી, કૌરવપતિનિ ચડી રીસઃ
"તમ પ્રતાપી શત્રુ પાણ્ડવ, કરૂં કટકા વીસ. ૭

સ્વામીજી! બહુ ઘાત કરૂં છૂં, ઇચ્છૂં છૂં બહુ કામ;
માહરૂં મન સ્થિરતા કિમ રિહિ, જુ તહ્મ્યો છાંડુ હામ?" ૮
સુણી વાણી દ્રોણ ગુરુ એ, ઊઠચા બહુ ભડ-ભાગ;
બાણ ભાથા કર ગ્રહીનિ, ચાલ્યા રણિ બહુ રાગિ. ૯
ક્રોધ-પૂરિત તવ આવિઆ, પાણ્ડવના દલ-મદ્ધિ;
પછિ બાણ મૂકી અતિ ઘણાં, બહુ યોધ ટાલી શુદ્ધિ. ૧૦

એક દસ શત સહસ્ર યોધા, દસ સહસ્ર મૂકિ જોડિ;
આગલિ જાતાં લખ ગઇ, દસ લાખ વાજિ કોડ. ૧૧
ઇમ બાણ મૂકિ દ્રોણાચારય, કરચૂં દલ સંહાર;
અશ્વ ગજ રથ મહારથી, રણિ પડ્યા બહુ નિરધાર. ૧૨

બાણ છૂટિ નિ રથ ત્રૂટિ, ફૂટિ હસ્તી-શીસ;
રૂંઢમૂંડ યોધા પડિ પૃથ્વીઇ, થાઇ કટકા વીસ. ૧૩
દ્રોણાચારયિ કોપ ધરી, દલ પાડ્યૂં બહુ નાશ;
તે વીર નાહ્હા આવિઆ, શ્રીકૃષ્ણ-અર્જુન પાસિ: ૧૪

"અરે સ્વામી! તહ્મ્યો સાંભલુ, તમ ગુરુ દ્રોણ છિ યેહ,
કટક દલ સવિ પાડ્યૂં પૃથ્વીઇ, મૂકી બહુ બાણ તેહ. ૧૫
બાણ મૂકિ અતિ ઘણાં, તેહ્ની સઙ્ખ્યા કહી નવિ જાઇ;
હાવિ શીઘ્રિ, સ્વામી! કરુ રક્ષા, અહ્મ્યો નહીં રિહિવાઇ." ૧૬

વચન એહવાં સાંભલી, શ્રીકૃષ્ણ બોલ્યા ઇમ્મ:
"અરે અર્જુન! દ્રોણ ભડ તે, હારિ પામિ કિમ્મ? ૧૭
શસ્ત્રવિદ્યા ભેદ જાણિ, વલી પ્રાક્રમી બહુ બલવન્ત;
બાણ મિથ્યા હોઇ નહીં; તેહ્નુ કોઇ ન આણિ અન્ત. ૧૮

દ્રોણગુરુ નવિ થાઇ પ્રાજે; માનવા એક દેવ;
એહ્નિ એહ્વી પ્રતગ્ન્યા છિ યે, સવિ શસ્ત્ર નાખિ ધરણિ ખેવ, ૧૯
પછિ પાછાં લિહિ નહીં જુ, જાણિ આવ્યૂં મરણ;
વાઇક પાછૂં નવિ ફરિ, જુ શેષ મૂકિ ધરણિ. ૨૦

સ્વર્ગ મ્રત પાતાલ ત્રણિ, રસાતલિ જુ જાઇ,
તુહિ શસ્ત્ર નાખ્યાં તે નત્રિ ગ્રહિ; ફરી પાછાં નવિ સાહિ. ૨૧

તે માટિ એક ભેદ રચીઇ, યિમ શસ્ત્ર નાખિ એહ;
દ્રોણ ગુરુનિ પુત્ર છિ, એક, અશ્વત્થામા યેહ, ૨૨
સુભટ શૂરુ પ્રાક્રમી અતિ-વલ્લભ છિ તે જાણિ;
નાશ પુત્રનુ થયુ સાંભલી, શસ્ત્ર નાખિ ભોમિ નિરવાણ, ૨૩
તે માટિ, અર્જુન! ધરમનિ, મોકલુ ગુરુનિ પાસિ;
દ્રોણ આગલિ ઇમ કિહિઃ 'તુઝ પુત્ર પામ્યુ નાશ.' ૨૪
એહ્‌વી સુણતાં વાણિ શસ્ત્ર નાખિ, તુ સરિ સઘલાં કાજ;
પછિ આપણિ હણી કૌરવનિ, સહી લીજિ રાજિ." ૨૫

અર્જુન વલતુ ઇમ વદિઃ "સ્વામી! યુધિષ્ટિર નહીં જાઇ;
અસતિ વાઇક નહીં વદિ; કદાનિ એ તુ ધર્મરાઇ." ૨૬
વૈશમ્પાયન ઇમ ઉચ્ચરિઃ સુણિ, જન્મેજે! તૂં વાણિ;
અર્જુનશૂં આગન્યા કરી, દલ જાઇ સારઙ્ગપાણિ. ૨૭

તત્ખેવ વેગિ આવિઆ રે, કૌરવના દલ મદ્ધિ;
પ્રૌઢ યોધા મહારથી, દ્રોણ કરિ છિ યુદ્ધ. ૨૮
પ્રણામ કીધુ દ્રોણ ભણિ, તવ બોલિઆ અવિનાશઃ
"અરે દ્રોણ! શૂં યુદ્ધ કરિ છિ? તુઝ પુત્ર પામ્યુ નાશ. ૨૯

તુઝ પ્રાણપિ અતિ વલ્લભ હુતુ, અશ્વત્થામા યેહ,
સઙ્ગ્રામ કરતાં રણ વિષિ, પડ્યુ પૃથ્વીઇ તેહ." ૩૦
દ્રોણ કિહિઃ "મુઝ પુત્ર બલિઉ, અભઙ્ગ ભડ તે જાણિ;
નાશ તેહ્‌નુ છિ નહીં; તૂં મિથ્યા બોલિ છિ વાણિ. ૩૧

અરે ધૂરત યાદવા! કાં અનરથ બોલિ તૂં આપ?
વિશ્વાસઘાતી છલ કરી, પર-અર્થિં લહિ શીસિ પાપ. ૩૨
અનેક ભડ તે હણ્યા આગિ, તેહ્‌ની ન જાણૂં ગતિ;
જુ ધર્મ આવિ કિહિ મુઝનિ, તુ સહી માનૂં સતિ." ૩૩

વચન એહવાં સાંભલીનિ, કૃષ્ણ આવ્યા ત્યાંહિ,
ભીમ અર્જુન નિકુલ સિહદે, યુધિષ્ટિર છિ યાંહિ: ૩૪
"અરે સુભટો ! સાંભલુ, દલ દ્રોણ કરિ સંઘાંર;
ઉત્પાત વરત્યુ આપણિ; રણિ કુણ ચઢશિ વાહરિ? ૩૫
કૌરવ બલિઆ પ્રાક્રમી, તે કુણિ નહીં જીતાઇ;
આપણિ તેહનિ જીતવાનિ, એક હહાં છિ ઉપાઇ. ૩૬
રાઇ યુધિષ્ટિર! સાંભલુ, જાઉ દ્રોણ ગુરુનિ પાસિ;
જૈ કુહુ તુઝ પુત્ર યે, અશ્વત્થામા પામ્યુ નાશ. ૩૭
એહવુ પુત્રનુ વધ સાંભલી, શસ્ત્ર નાખશિ તત્ખેવ;
તે માટિ તહ્મ્યો શીઘ્ર થૈ, ધર્મ! જાઉ તિહાં અશ્વમેવ." ૩૮

### ઊથલુ

"અશ્વમેવ જાઉ રણ વિષિ," એહવાં કૃષ્ણ-વાઇક સાંભલી,
કર જોડી વિપ્ર ભાઉ કિહિ: પછિ ધરમ તે બોલ્યા વલી. ૩૯
૧૨૯૧

---

## કડવું ૩૧ મું—રાગ ગોડી

રાઇ યુધિષ્ટિર બોલ્યા વાણિ: "સાંભલિ સાચૂં, ચતુરસુજાણ!
અસતિ વાઇક મિ કિમ બોલાઇ? નપાણ્ડવી જુ પૃથ્વી થાઇ, ૧
અંત આજ મુઝ આવિ સહી, તુહી અસતિ હૂં બોલૂં નહીં.
પૃથ્વી તણૂં માહરિ નહીં કાજ; અન્તિ નરકિ પડૂં. મહારાજ!" ૨
ઋષિ કિહિ: સાંભલિ તૂં, રાજન! ધર્મ તણૂં નિશ્ચય એહવૂં મન.
સતિવાદી યે કહાવિ રાઇ, છલ વાઇક તેણિ કિમ કિહિવાઇ? ૩
જુ રવિ પચ્છમ પ્રગટિ સહી, શેષનાગ ધરણી ધરિ નહીં,
સાગર લોપી જલ થલિ કરિ, તુહિ અસતિ વાઇક ધર્મ ન ઉચરિ. ૪
જુ પૃથ્વી રસાતલ માંહિ જાઇ, જુ હુતાશન્ન શીતલ થાઇ,
વર્ણ અઢાર નહીં ભેદાભેદ, વચન વાઇક ન થાઇ વેદ, ૫

એહવાં અરિષ્ટ જુ થાઇ સહી, તુહી ધર્મ સતિ મૂકિ નહીં.
યુધિષ્ઠિર કિહિઃ "સાંભલુ, સ્વામિ ! રાજિ તણૂં માહરિ નહીં કામ." ૬
તવ વચન બોલ્યા શ્રીભગવાન, આડી દષ્ટિ ભીમનિ કીધી સાનઃ
"જા રે વીર ! તૂં વિહિલુ થઇ, હણિ અશ્વત્થામા હસ્તી તે સહી. ૭
દ્રોણપુત્ર—નામિ હસ્તી ચેહ, વેગિ હણિ છલ કરિવા તેહ."
સુણી વચન ભીમ સઞ્ચરયુ; અશ્વત્થામા હસ્તી—વધ કરયુ. ૮
કરી કાજ ભીમ આવ્યુ ત્યાંહિ, ધર્મરાઇ કૃષ્ણ બિહા યાંહિ;
પાસિ જઈનિ બોલ્યુ વાણિઃ "સ્વામી ! અશ્વત્થામાઇ તિજયા પ્રાણ." ૯
નારાયણ તવ બોલ્યા ઇમ્મઃ "અશ્વત્થામા પડિઉ તે કિમ્મ ?
સુણી વચન ભીમ ઇમજ કિહિઃ "ગદાપ્રહાર માર્‍યુ કિમ સિહિ ? ૧૦
મિ મારી રીસ આણીનિ ગદા, પામ્યુ મરણ, પડ્યુ તે તદા."
સુણી વચન ધર્મનિ કિહિ અવિનાશ;
"ઉઠુ શીઘ્રિ જાઉ દ્રોણનિ પાસિ. ૧૧
એહવૂં વાક્ય તૂં કિહિજ્યે સહી, અશ્વત્થામા રણિ પડિઉ મહી."
નારાયણિ કહી છલ-ગતિ, રાઇ યુધિષ્ઠિરિ તવ માન્યૂં સતિ. ૧૨
શીઘ્રિ થઇ ધર્મ આવ્યા ત્યાંહિ, દ્રોણ યુદ્ધ કરિ છિ યાંહિ.
ભેટયા ભૂપતિ; દીધાં માનઃ "કુહુ, ધર્મ ! આવ્યા કુણિ કામિ ?" ૧૩
વચન સાંભલી બોલ્યા ધર્મઃ "અરે દ્રોણ ગુરુ ! લાગૂં કર્મ;
અશ્વત્થામા રણ માંહિ રહ્યુ ચેહ, હવણાં ભીમિ હણિઉ તેહ." ૧૪
ધર્મવચન દ્રોણિ માન્યૂં સહી, તત્ક્ષણ અસ્ત્ર તે નાખ્યાં મહી;
ત્રિજી બાણ દ્રોણ ઇમ વદિ, પુત્રશોક આણી અતિ રુદિઃ ૧૫
"અરે રાઇ ! વાક્ય સાંભલુ, અશ્વત્થામા ગજ છિ ભલુ;
હસ્તી પુત્ર બિહૂનાં નામ સમાન, તેહ માંહિ કુણ હણિઉ રાજાન ?" ૧૬
કિહિ ધરમઃ "હૂં તે નવિ લહૂં; સુણી વાત તુઝ આગલિ કહૂં;
નર અથવા કુઞ્જર કો હણ્યુ; વિચાર ન જાણૂં તેહજ તણૂ." ૧૭
છલ જાણિ ગુરુ દ્રોણ કોપિઉઃ "અરે કુન્તીસુત ! તિ તુ ધર્મ લોપિઉ.
ધૂર્ત કૃષ્ણ-સઙ્કેતિ ફરી મતિ, સ્વારથ માંહિ તિ નીગમ્યૂં સતિ." ૧૮

અનેક વચન દ્રોણિ કહ્યાં મર્મ, રુદિ બાણ થૈ વાગાં ધર્મ:
"લોભ રાજિનુ લાગુ તુહ્નિ, અસતિ વાઇક આવી કહ્યૂં મુહ્નિ. ૧૯
જુ ધર્મિં ધર્મ મૂક્યુ જાણિ, તુ માહ્રરિ ધરવાં નહીં બાણ."
નાખ્યાં અસ્ત્ર અવની ક્રોધિભરી, દ્રોણાચારયિ નવિ લીધાં ફરી. ૨૦
આવ્યા ધર્મ તવ શ્રીહરિ પાસિ; પછિ અર્જુન કિહિ છિ અવિનાશ:
"જા, રે વીર! વેગિ લેઇ બાણ; દ્રોણાચારય હણિવા નિરવાણ." ૨૧
કિહિ અર્જુન: "યુદ્ધિ જાઊં નહીં; એહ તુ માહ્રુ ગુરુ છિ સહી;
સ્વામી! સ્મૃતિ વેદ ઇમ કિહિ, ગુરુ-પિતા માંહિ સન્ધિ નહીં. ૨૨
દ્રોણ ઊપરિ હૂં કિમ કરૂં પ્રહાર? માહ્રુ ભોમિ નહીં ઝાલિ ભાર.
નપાણ્ડવી જુ પૃથ્વી થાઇ, તુહી અર્જુન નહીં યુદ્ધિ જાઇ." ૨૩
એહ્‌વાં વચન સુણી સારઙ્ગપાણિ, અર્જુનશૂં ઇમ બોલ્યા વાણિ:
"અરે વીર! હૂં કહૂં છૂં આપ, તે માટિ નહીં તુઝનિ પાપ. ૨૪
પારથ! જો માહ્રા મુખ માંહિ, શી ગતિ દેખિ છિ તૂં આંહિ?"
વદન વિકાસ્યૂં વિશ્વાધારિ, ભુવન ત્રણિ દીઠાં મુખ-મુઝારિ. ૨૫
"કૌરવ સતિ તિહાં પામ્યા મરણ, એહ્‌વૂં દેખીઇ, અશરણશરણ!"
અર્જુનનિ કિહિ શ્રીઅવિનાશ: "પાણ્ડવ ઘણૂં પમાડ્યા ત્રાસ. ૨૬
રખિ અર્જુન! ઇમ જાણિ તૂંઇ: હવડાં કૌરવનિ મારૂં હૂંઇ;
એણિ દમી સાખ્વી સભા-મુઝારિ, સહી મરણ પામ્યા તેણી વાર." ૨૭
નારાયણ-મુખ જોઇ અર્જુન્ન, લાગુ ચરણિ વિહ્વલ થૈ મન્નિ;
અહર્નિશ મુનિ ધ્યાઇ મહન્ત, તુહિ પાર નવિ પામિ અન્ત. ૨૮
અર્જુનિ સ્તુતિ કીધી ઘણી, વેગિ આવ્યા ધૃષ્ટદ્યુમન ભણી;
દ્રુપદસુતનિ દીધી આશ: "જાઉ યુદ્ધ કરિવા દ્રોણનિ પાસિ. ૨૯
નાખ્યાં શસ્ત્ર, તેહ્‌નિ મારુ જઇ; એહ તુ માહ્રુ ગુરુ છિ સહી."
એહ્‌વાં વચન ધૃષ્ટદ્યુમન સુણી, તત્ક્ષણ આવ્યુ દ્રોણજ ભણી. ૩૦
દ્રુપદસુત આવ્યુ એટલિ, પ્રાણ તિજ્યાં દ્રોણિ તેટલિ;
પ્રણામ કરી, ધરીનિ ધ્યાન, મિલ્યૂં તેજ જૈયનિ ભગવાનિ. ૩૧

દ્રોણચાર્યિં ઇમ તિજિઆ પ્રાણ; દ્રુપદસુતિ તવ લીધાં બાણ;
મન માંહિ અતિ આણી રીસ, દ્રોણાચાર્યનૂં તવ છેદ્યૂં શીસ. ૩૨
હાહાકાર તવ હવુ અતિ ત્યાંહિ; અતિ અરિષ્ટ કૌરવદલ માંહિ;
આવી વાત કૌરવનિ પાસિ; દ્રોણાચાર્ય ગુરુ પામ્યા નાશ. ૩૩
દુર્યોધન એહૂવૂં સાંભલી, પડ્યુ ધરણિ, તવ મૂર્છા વલી;
શિથિલ દેહ, મુખિ નવિ બોલાઇ; ભગન કટી, ઊધરશી રોમરાઇ. ૩૪
વૈશમ્પાયન કિહિ: સુણિ, ભૂપ! દુર્યોધન થયુ વિકલ-સ્વરૂપ;
દ્રોણાચાર્ય ઇમ પામ્યા મરણ, હાવિ યુદ્ધ થાશિ તાગી કરણ. ૩૫
રવિસુત છિ પ્રાક્રમ અતિ પ્રૌઢ, સાંભલતાં થૈઇ દિગ્મૂઢ.
સમરચા સ્વામી વૈકુણ્ઠનાથ; વિપ્ર ભાઉ કિહિ: થાઉ સનાથ. ૩૬
૧૩૨૭

[ ઇતિ શ્રીમન્મહાભારતે ભાઉકવિ-વિરચિત
દ્રોણપર્વ સમ્પૂર્ણ ]

---

## ૯. કર્ણપર્વ-સાર

### કડવૂં ૩૨ મૂં—રાગ એજ

ઋષિ કિહિ: સાંભલિ, રાજન! અતિં ભિ પામ્યુ દુર્યોધન;
આણી દ્રોણ-દુ:ખ થયુ નિ:શ્વાસ; તવ તિહાં તાગી કર્ણ આવ્યુ પાસિ. ૧
દુર્યોધનશૂં ઇમ બોલિઉ: "રાઇ! મનિ નિર્બુદ્ધિ કિમ થયુ?
શા માટિ દીન થઇ બિઠુ સાર? હવડાં પાણ્ડવ પાંચ મનાવૂં હારિ. ૨
શા માટિ દુ:ખ આણુ તહ્મ્યો, ર્હાં લગિ જીવૂં છૂં અહ્મ્યો?
અરે રાઇ! તૂં એહવૂં જાણિ, પાણ્ડવ પાંચ હણૂં એક બાણિ. ૩
તિજી શોક બિસુ નચિન્ત; સહી આપણી થાશિ જીત;
માહ્‌રા મન માંહિ અતિ ઘણી રીસ; હવડાં હૂં જે છેદૂં શીસ. ૪
નિષ્કણ્ટક કરી ન આપૂં રાજિ, તુ તિહાં મુઝનિ લાગિ લાજ.
જુ નહીં લ્યાવૂં શીસ-અર્જુન, તુ તિજી રાજિ નિ જાઉં વનિ; ૫

પાણ્ડવનૂં પ્રાક્રમ શૂં ઘણિ? બહુ યોધા સાથિ આપણિ;
નપાણ્ડવી પૃથ્વી કરી દિઊં; શત્રુસાલ ટાલી જસ લિહૂં." ૬
એહ્વી આશ્વાસના દીધી ઘણી; પછિ કરણ સુભટ ચાલ્યુ રણ ભણી;
મહારથી સાથિ દસ સહસ્ર; તેહ્નિ છિ નાના વિધનાં અસ્ત્ર; ૭
સેના સાહત શણગારચા સહૂ, બલ પ્રાક્રમ ભડ બોલિ બહુ;
હસ્તિયૂથ આગલિ કરચાં સહી; પાલા સુભટની સહૂખ્યા નહીં, ૮
મદગલ વીત(?)હય કરિ હીંસાર; તેહ્નિં નાનાવિધ સણગાર;
રતનજડિત્ર સોવ્રણ પલાણ; ઊપરિ ભાથા, ભરિઆં બાણ. ૯
ચમર શીસિ બાંધ્યા ગજ ધાઇ, હકૌરચા રણ ઊપરિ જાઇ;
તે ઊપરિ બિઠા મહાવીર, શૂરશિરોમણિ તે તિહાં ધીર. ૧૦
રણ—મુહિ ચઢિઆ ભડ શૂર, યિમ વાધિ સાગરનૂં પૂર;
અગ્નિ સેના ઊપરિ ભાથા વસ્ત્ર; પ્રૌઢાં ધનુષ; જાણિ ભેદ-શસ્ત્ર. ૧૧
મુગતાફલ સોવ્રણ કણ્ઠિ ગાલ; રાતાં લોચન દીસિ વિકરાલ;
એક આણ્યુ અનુપમ રથ જોતરી; કરણ—આગલિ આણ્યુ સજ કરી. ૧૨
શલ્ય સુભટ તિહાં આવી મિલ્યુ, વચન થકી પાછુ નવિ ચલ્યુ;
વૈશમ્પાયન કિહિ: સુણિ, રાઇ! સુભટ કરણ યુદ્ધિ સજ થાઇ. ૧૩
ક્રોધ સહિત અઙ્ગ કડકડિ, પૃથ્વી—ભારિ શેષ આકુ પડિ.
સજી આયુધ કર્ણ બિઠુ રથિં; શલ્ય સારથિ છિ સમરથ. ૧૪
તવ નીસાણિ દીધુ ઘાઇ; નાનાવિધ વાજિત્ર—શબ્દ થાઇ;
દલકદલમાં દિઇ દડદડી; વાઇ નફેરિ તુરઙ્ગિ ચઢી. ૧૫
વાજિ કંસાલાં રણતૂર, રણશીંગાનિ શબ્દિ ચઢિઆં સૂર;
એહ્વી યુગતિઇ ચાલ્યુ કરણ, ત્રણ વારિ તવ ધ્રૂજી ધરણિ. ૧૬
જાણ્યૂં, પૃથ્વી સવિ થાઇ એક, પ્રૌઢ ભારિ શિરિ દાત્રિ શેષ;
અમરાવતી તણુ યે ધણી, સુરપતિનિ આરતિ થૈ ઘણી. ૧૭
સવા ભાર હેમ આપિ યેહ, સ્તુતિ કરવા સમરથ નહીં તેહ;
રવિસુત—પ્રાક્રમનુ નહીં પાર; ઇન્દ્રાસન તે લિહિ નિરધાર. ૧૮
ક્રોધપૂરિત કર્ણ આવ્યુ ત્યાંહિ, શ્રીકૃષ્ણ સાથિં પાણ્ડવ દલ ચાંહિ;
ધસ્યા સુભટ યુદ્ધ કરવા મિલ્યા; પાણ્ડવનાં દલ—મધિ ભલ્યા. ૧૯
અન્યોઅન્યિ કરિ સઙ્ગ્રામ; બહુ સુભટ પડ્યા તેણિ ઠામિ;
પડ્યા શૂર સુભટ મહારથી; પાલા પુરુષની સહૂખ્યા નથી. ૨૦

ઇમ સઙ્ગ્રામ કરિ ભડ કરણ; બાણવૃષ્ટિ દલ પાડ્યૂં ધરણિ;
મછરાઈ દ્રુપદ ભડ યેહ, કર્ણપ્રહારિ તેણિ તિજિઆ દેહ. ૨૧
કાશીરાજ શિખણ્ડી વીર, અન્ય વીર બીજા બલધીર;
યે ભૂપતિ પાણ્ડવનિ પાસિ, કરી યુદ્ધ પામ્યા તે નાશ. ૨૨
આવ્યા શેષ પાણ્ડવનિ સાથિ, તે મરણ પામ્યા કર્ણનિ હાથિ;
સૂર્યપુત્ર એહવૂં યુદ્ધ કરિ, પાણ્ડવ-દલ તિહાં નહીં ઊગરિ. ૨૩
અતિશિ ક્રોધ ધરી બહુ મન્નિ, વેગિ આવ્યુ ત્યાં અર્જુન્ન.
નારાયણ ઈમ બોલ્યા વાણિઃ "સાંભલિ, અર્જુન ચતુરસુજાણ! ૨૪
યુદ્ધ કરિવા આવિ કર્ણ વીર, શલ સારથિ છિ મહાબલધીર;
સહી યુદ્ધ કરશિ નિરધાર; પૃથ્વીઇં સિહિવાઇ નહીં ભાર. ૨૫
હાવિ આપણિ કરીઇ ઇમ્મ, તાહરા જ્યેષ્ઠ ભ્રાત જીતાઇ યિમ્મ;
સજી આયુધ રથિ બિસુ તહ્મ્યો, સારથિ થૈ રથ હાંકૂં અહ્મ્યો." ૨૬
અર્જુન કિહિઃ "માહરુ જ્યેષ્ઠ ભ્રાત, તે ઊપરિ કિમ કરૂં હૂં ઘાત?"
સુણી વચન નારાયણ કિહિઃ "અરે અર્જુન! તૂં કાંઇ નવિ લહિ? ૨૭
તિ નવિ દીઠૂં માહરૂં વદન્ન, સહી કૌરવ પામ્યા પતન્ન?
જો તૂં વિચારી મનશૂં તેહ; હજી તાહરિ મનિ છિ સન્દેહ?" ૨૮
સુણી પાર્થ તવ લાગુ ચરણિ; યુદ્ધ કરિવા આવ્યુ ય્હાં કરણ;
થયા સારથિ જગજીવન્ન; ધનુષ બાણ લીધાં અર્જુન્નિ. ૨૯
આવી કર્ણસમીપિ રહ્યા; યુદ્ધ કરિવા સપરાણા થયા;
કર્ણ સુભટ તવ બોલ્યુ ઇમ્મઃ "હાવિ, પાર્થ! તૂં જાએશ કિમ્મ?" ૩૦
ઇમ કહી બહુ મૂક્યાં બાણ; અન્તિરક્ષ મારગિ છાહ્યુ ભાણ;
તે છેદ્યાં અર્જુનિ આવતાં; બીજાં મૂક્યાં મનભાવતાં. ૩૧
પછિ એક બાણ મૂક્યૂં પારથિ, અઙઠ કરમ પાછુ કરયુ રથ;
તવ કોપ્યા ભડ કર્ણિ સુજાણ, અર્જુન ઊપરિ મેહલ્યા બાણ. ૩૨
યેણિ અઙઠ કરમ રથ પાછુ કરયુ, સહી જીતિ આપણનિ ખરુ."
સુણી કર્ણ તવ થયુ મનભઙ્ગ; અર્જુનનિ મનિ અતિશિ રઙ્ગ. ૩૪
શ્રીહરિ કિહિઃ "અર્જુન! તૂં ધન્ય, તિ સન્તોષ્યૂં માહરૂં મન્ન,"
સુણી વચન અર્જુન કિહિ વાણિઃ "હૂં આગલિ કર્ણ શૂં પ્રમાણ?" ૩૫
અર્જુન બોલ્યુ આણી અભિમાનઃ "મુઝ પ્રાક્રમ અદ્દકૂં, ભગવાન!"
લેઇ તીવ્ર બાણ કર્ણ ઊપરિ ધસિ, અઙઠ કરમ રથ પાછુ ખસિ. ૩૬

યે વારિ શસ્ત્ર મૂકિ કરણ, ખિ ધનુષ રથ પાછુ ઠેલ્યુ ધરણિ;
અતિ અભિમાની બહુ અર્જુન, તે નારાયણનિ નવિ ગમ્યૂં મનિ. ૩૭
ભુવન ત્રણિનુ યેહ વિસ્તાર, રથ ઊપરિ લેઇ બિઠા ભાર;
અર્જુન મનિ નહીં જાણિ તેહ, ભવન ચૌદ રથ ઊપરિ યેહ. ૩૮
ઋષિ કિહિ: સાંભલિ તૂં, રાજન! હરિ અર્જુનનૂં ઊતારિ માન.
વિપ્ર ભાઉ કિહિ: કાંઇ નવિ લહૂં; સાધુ-સઙ્ગતિથી મહિમા કહૂં. ૩૯

૧૩૩૬

## કડવૂં ૩૩ મૂં—રાગ રામગ્રી

ઋષિ ઇમ બોલ્યા: સુણિ, રાજન જી!
અર્જુન આણિ ગર્વ અતિ મન્નિ જી. ૧
ઢાલ-અર્જુન અતિ ગર્વ આણ્યુ; ચઢી ગોવિન્દનિ રીસ;
ભાર પૃથ્વી તણુ પાછુ, કરયુ શ્રીજગદીશિ. ૨
અર્જુન ઊપરિ બાણ મૂક્યૂં, ખેદ આણી કર્ણ;
આકાશમારગિ ઊડાડિઉ, યોજન એક પ્રમાણ. ૩
પારથ વલતૂં ઇમ કિહિ: "રાખીઇ, શ્રીમોરારિ!
કર્ણ-પ્રાક્રમ અતિ ઘણૂં, સિહિવાઇ નવિ મિ પ્રહાર." ૪
એહવાં વાઇક સાંભલી, શ્રીકૃષ્ણ બોલ્યા વાણિ:
"અરે અર્જુન! આપણિ રથિ, ભાર પૃથ્વી જાણિ. ૫
તુહી રથ આકાશિ ઊડ્યુ, અતિ કર્ણ-પ્રાક્રમ પ્રૌઢ;
શૂં ગર્વ આણિ અતિ ઘણુ? તુઝ મતિ કાં થૈ મૂઢ?" ૬
અર્જુન એહવૂં સાંભલી, શ્રીહરિનિં લાગુ ચરણ,
ભાર મૂકી ભુવન ચૌદનુ, આણિઉ રથ ધરણિ. ૭
પછિ શ્રીકૃષ્ણજીઇ રથ ખેડ્યુ, કરણ કેરિ પાસિ;
બહુ બાણ મૂકી પારથિ, દલ કરયૂં કૌરવ નાશ. ૮
એક બાણિ અનેક બાણ છૂટિ, ચાલિ જોડાજોડિ;
આગલિ જાતાં લક્ષ થૈ, દસ લક્ષ વાજિ ક્રોડ. ૯
ઇમ બાણ મૂક્યાં પારથિ, તવ કર્ણ લાગી રીસ;
વિકટ ગતિ અતિ તીવ્ર પ્રૌઢાં, બાણ મૂક્યાં વીસ. ૧૦

પઞ્ચ બાણિ વેધિઆં શ્રીકૃષ્ણ-શરીર જાણિ;
રથ ઊપરિ પડ્યાં પાછાં, પારથશૂં નિરવાણ. ૧૧
પઞ્ચ બાણિ પાડ્યુ હેઠું, ધજા થકી હનુમન્ત;
આકુલ વ્યાકુલ અતિ ઘણૂ, દેહ રુધિર વહિ અનન્ત. ૧૨
જોઇ પ્રાક્રમ કર્ણ કેરે, કૃષ્ણ અર્જુન યેહ;
અતિ ક્રોધ આણી બાણ તાણી, ધસ્યા ભડ ત્હાં તેહ. ૧૩
પછિ કર્ણ ઊપરિ બાણ મૂક્યાં, મન માંહિ આણી ખેદ;
એક બાણ મૂક્યૂં રવિસુતિ, આવતૂં કીધૂં છેદ. ૧૪
ઇમ અન્યોન્ય સઙ્ગ્રામ કરતાં, ગગનિ છાયુ ભાણ;
અન્તિરક્ષ મારગિ રહ્યા જોવા, દેવતા મુનિ, જાણિ. ૧૫
ઇમ બાણ મૂક્યાં અતિ ઘણાં, ભડ ઇન્દ્રસુત અર્જુન્નિ.
સારથિ છિ શ્રીકૃષ્ણજી, પણિ કર્ણનિ નહીં મન્નિ. ૧૬
ઇમ યુદ્ધ કીધૂં અતિ ઘણૂં, તવ કર્ણિ આણી રીસ;
રથ ભાંજ્યુ અર્જુનનુ, ઊડાડ્યુ મુગટ શિરિ દીસિ. ૧૭
પછિ અર્જુનિ પોણ કરીનિ, ગ્રહ્યૂં હાથિ બાણઃ
“એક બાણિં કર્ણ કેરા,” અર્જુન કિહિઃ “લહૂં પ્રાણ.” ૧૮
પ્રાક્રમી તુ કર્ણ છિ પણિ, કરતા શ્રીજગદીશ;
પછિ કાલ કીધુ કર્ણ તણુઃ “અર્જુન! છેદિ તૂં શીસ.” ૧૯
કોપ લાગુ થયુ રાતુ તવ, રુદિ બાણ વાગ્યૂં દેહિ;
શસ્ત્રવિદ્યા સમરિ નહીં ત્યાહરિ, થયુ ચિત્તવિભ્રમ તેહ. ૨૦
શસ્ત્ર લેવા જઇ પ્રૌઢાં; અવરિ આવિ બાણ;
પ્રાક્રમ વાધ્યૂં અતિ ઘણૂં; દેહ થયુ પર્વત–પ્રાણ. ૨૧
તિણિ ક્રોધ આણ્યુ કર્ણ તાણી, હવુ પૃથ્વીઇ ભાર;
શેષ મસ્તકિ થયા વ્યાકુલ, પડ્યા સહી તેણિ ઠાહરિ. ૨૨
ભાર વ્યાકુલ થઇ પૃથ્વી વિમાશી મનિ વાતઃ
“એશૂં પૂર્વિં વિર છિ માહરિ, આજ દિશિં એહુનિ ઘાત. ૨૩
શત્રુ કેરે સાલ ટાલૂં, રહી નારાયણનિ પાસિ;
સમિ સાધૂં, વ્યાકુલ છિ દલ માહરૂં;” ઇમ કિહિ અવિનાશ. ૨૪
ઇમ ક્રોધ આણી બાણ મૂક્યાં, કરણ સુભટ છિ યેહ,
અર્જુન વીરિ આવતાં, શસ્ત્ર છેદ્યાં તેહ. ૨૫

પારથ ઊપરિં પ્રેરિઆં; વાણિ બોલિઆ ભગવાન:
"કર્ણ મારી રાજિ આપૂં; થાઉ શીઘ્રિ સાવધાન." ૨૬
સુણી વાણી રીસ આણી, બાણ મારચાં ત્રણિ;
વાયુ-વેગિ આવિઆં, ભેદ્યાં શરીરિ કરણ. ૨૭
પ્રહાર પડિઆ અતિ ઘણા; તવ બોલિઆ રવિતન:
"શલ્ય! વાઇક તહ્યો સુણ, રથ હાંકુ જહાં અર્જુન." ૨૮
શલ્ય કિહિ: "સુણિ, કર્ણ! સાચૂં, બલિઆશૂં ભરવી બાથ;
રથનિ તે દોષ ન કશુ; તુઝ ચાલતા નથી હાથ." ૨૯
ઇમ કહી રથ ખરુ કીધુ; કોપ ચડિઉ કરણ;
બાણ સાંધી ધરયુ ભડ તવ, ભાર નાખ્યુ ધરણિ. ૩૦
પદ શબ્દ પડ્યા થકી, ધરતીઇ દીધુ વિહિર;
રથચક્ર ખૂતાં પૃથ્વી મધિ, યિમ આવતુ ઉરિ મેરુ. ૩૧
ઇમ કર્ણ-રથ અવની ગલ્યુ, અર્ધ દેહ પૃથ્વી મુઝારિ;
શસ્ત્રવિદ્યા સૂઝિ નહીં; બલહીણ થયુ તેણી વાર. ૩૨
પછિ કૃષ્ણ ઇણી પિરિ બોલિઆ: "શું જુઉ છુ, પારથ?
હણિ તૂં વેગિ કર્ણનિં; બલહીણ ખૂતુ રથ." ૩૩
ઇન્દ્રસુત અતિ ક્રોધ આણી, કરિ બાણ કેરી વૃષ્ટિ;
રોમ રોમ શરીરિ ભેદિઆં, કર્ણ દેખીઇ નહીં દૃષ્ટિ. ૩૪
મન્ત્ર ભણી આયુધ શસ્ત્ર મૂક્યાં, વિસ્મિ થયુ રણિ કર્ણ;
બહુ બાણ મૂક્યાં અર્જુનિં, ત્યાહરિ પડ્યુ પૃથ્વી મરણ. ૩૫
પણિ પ્રાણ કણ્ઠિ રહ્યા વલગી, અતિ કષ્ટિ જાણિ;
અર્જુન સાહમૂં તેઇ તાગી, બોલિઉ મુખિ વાણિ: ૩૬
"અરે અર્જુન! ભ્રાત માહરા! દુઃખ છિ મુઝ આપાર;
ઊંચી નીચી ભોમિ ઇહાં છિ, મુઝ શીસ ખાટ મુઝારિ. ૩૭
બાણ-રૂપી ઉસીસૂં મુઝનિં, આપવૂં નિરવાણ."
અર્જુન વીરિ શીસ ઊંચલી, તલિ ત્રણિ મૂક્યાં બાણ. ૩૮

[ઊથલુ]

ઇમ બાણશય્યાઇ કર્ણ પોઢ્યા; રથ સેવક લેઇ પલ્યુ.
કર જોડી વિપ્ર ભાઉ કિહિ: પછિ વાત સઝ્જે કહી વલ્યુ. ૩૯
૧૪૦૫

## કડવું ૩૪ મું—રાગ એજ

વૈશમ્પાયન કિહિઃ સુણિ, રાઇ જી!
રણભોમિ પડિઉ કર્ણ તે કાઇ જી;
બાણ અતિ ભેદ્યાં, કષ્ટ તે થાઇ જી.
બાણશય્યાઇ સૂતા, પ્રાણ ન જાઇ જી. ૧
મનિ વિચારી શ્રીહરિઇ વાત જી;
તવ શીખ માગી પાંચિ ભ્રાતિ જી. ૨

ઢાલ–શીખ અર્જુનશૂં કરી, હરિઇ વિપ્ર લીધૂં રૂપ;
વૃદ્ધ કરિ લીધી લાકડી; આવ્યા જ્હાં કરણ ભૂપ. ૩
બાણશય્યાં પોઢિઉ; સોસરાં નીકલ્યાં બાણ;
વિપ્ર દેખી શીસ નામ્યૂં; ઉચ્ચરતુ મુખિ વાણિ. ૪
કર્ણ કિહિઃ "સુણિ, વિપ્ર! સાચૂં, અપાર મુઝનિ દુઃખ;
દર્શન થયૂં દુઃખ વામિયૂં; હવિ થયૂં મુઝનિ સુખ." ૫
સુણી વાણી વિપ્ર બોલ્યાઃ "ધન, ધન, તાગી કરણ!
સઙ્ગ્રામિ બહુ દલ હણ્યૂં; તુઝ રણ યોગ્ય સહી મરણ. ૬
અરે ધન તૂં, વિપ્રદાતા! વિપ્ર તણુ વિશ્રામ!
ખ્યાતિ જાણી હૂં આવિઉ, યાચવા કેરિ કામિ. ૭
પુત્રી પોઢી થઇ માહરી, પરણવાનિ યોગિ;
દ્રવ્ય માહરિ અપેક્ષિત; હૂં વૃદ્ધ વ્યાપક રોગિ. ૮
તે માટિ તુઝનિ યાચવાનિ, આવિઉ છૂં આજ;
કાંઇ દ્રવ્ય દક્ષિણા આપીઇ, યિમ સરિ પુત્રી-કાજ." ૯
સુણી વાણી કર્ણ કિહિઃ ' કાંઇ નથી સાંભલિ આંહિ;
રત્નજડિત્ર સોવ્રણ મણિ, છિ માહરા મુખ માંહિ. ૧૦
તે માટિ તમ કાર્ય થાશિ, એક પાહણ લ્યાવુ, દેવ!
દાંત પાડી, હેમ કાઢી, આપીઇ તત્ખેવ." ૧૧
વિપ્ર કિહિઃ "હૂં નવિ કરૂં, પ્રતિગ્રહ સેવા કામ;
આગ્ન્યા હુઇ તુ જાઊં આંહિથી, મુઝ આપરિા ભગવાન." ૧૨
કર્ણ કિહિઃ "મુનિ!*ક્ષણ રહુ, હૂં આપૂં ધન અશ્વમેવ."
તવ ફાલ મારી પાહણ ગ્રહી, દન્ત પાડિઆ તત્ખેવ. ૧૩

શર્મ કીધુ કાલ મારતાં, તેણિ સોસરા પડિઆ ઘાઇ;
કણ્ઠિ પ્રાણુજ રહ્યા વલગી; બોલવા શુદ્ધિ નવિ કાંઇ. ૧૪
કર લાંબુ કર્ણિ કરયુ: 'લીજિ, દાન, વિપ્ર મહારાજ!"
ત્યાહરિ કિહિ બ્રાહ્મણ: "નહીં લહૂં, એ ઉચ્છિષ્ટ મારિ આજ. ૧૫
પખાલીનિ આપીઇ તુ, લીજિઇ એ દાન,"
"જલ લ્યાવુ તુ પખાલૂં, હૂં લહૂં સરવ ગ્નાન." ૧૬
વિપ્ર કિહિ: "જલ લ્યાવિઇ તુ, થાઇ સેવા-દાન;
આપવાનુ ધર્મ નહીં, તેણિ, રીઝિ નહીં ભગવાન." ૧૭
પછિ કર્ણિ હાથ માંહિ, ઝાલિઉ નિજ બાણ;
તાણી મારચૂં પૃથ્વી વિપિ, નીકલ્યાં ગઙ્ગા જાણિ. ૧૮
પછિ પખાલી સોવણ શુદ્ધ કીધૂં, આપવા માંડ્યૂં દાન;
તવ પ્રગટ રૂપ કરચૂં પોતિ, ચતુર્ભુજ, ભગવાનિ. ૧૯
શઙ્ખ ચક્ર ગદા પદ્મ સોહિ, કણ્ઠિ કૌસ્તુભમણિ-માલ:
"માગિ, માગિ, કર્ણ! આવૂં;" ઇમ બોલ્યા દીનદયાલ; ૨૦
"અરે ધન, ધન, તૂં હેમદાતા! કરૂં હૂં સમતોલ;
માગિ વર ઇચ્છા ગમિ, તાહરુ સહી થાપૂં બોલ." ૨૧
પરબ્રહ્મ જાણ્યા બોલીઉ: "વર આપીઇ;" કિહિ કરણ;
"સ્વામી! દહન મુઝનિ દીજિઇ, જ્યાં કૂંઆરી હુઇ ધરણિ. ૨૨
ધન્ય જીવવૂં માહરે યે, મુઝનિ મિલ્યા જગજીવન;
સનાથ દેહ તે થયુ માહરુ યે, કૂંઆરી ભોમિ દહન." ૨૩
સુણી વાણી કૃષ્ણ કિહિ: "આહમ્યો દહન દિઉં જાણિ,
સકલ પૃથ્વી મધિ સોધી, જહાં કૂંઆરી નિરવાણ." ૨૪
એહવી વાચા આપી કૃષ્ણજીઇ, તવ પ્રાણ તિજિઆ કરણિ;
પછિ તેહનિ ખાંધ ઘાલી ચાલ્યા, હરિ જોતા હીંડિ ધરણિ. ૨૫
ભોમિ કહીં લાધિ નહીં, આવિઆ સાગરતીરિ;
સમુદ્ર ઉપરિ બાણ લેઇનિ, સાંધિઉ યદુવીરિ. ૨૬
તવ ભિ પામ્યુ સાગર બાપડુ, તે આવિઉ શ્રીહરિ પાસિ;
ચરણિ લાગી વીનતી કરિ: "સ્વામી! કાંઈ કાર્ય દિજિ દાસ." ૨૭
ત્યાહરિ સમુદ્રનિ શ્રીહરિ કિહિ: "દહન-અર્થિ આપુ ઠામ;
કૂંઆરી મહી કર્ણ-અર્થિ દહન દેવા કામિ." ૨૮

"સ્વામી! વચન તમારૂં સતિ કરિવા, કુહુ તુ પાછું લહૂં ચરણ;
કૂંઆરી મહી નથી; અહીં દહન કીધા, ક્રોડ જાણ." ૨૯
વચન માન્યૂં તેહ તણૂં, ચાલ્યા અશરણશરણ;
ભોમિ સોધિ દહન-અર્થિં, ખાંધિ લીધુ છિ કરણ. ૩૦
સોધતા સોધતા આવિઆ, તેહ તુ હેમપર્વત પીઠિ;
તિહાં યવ-પ્રમાણિ સોધતાં, કૂંઆરી મહી દીઠ. ૩૧
તિહાં હાથ ઊપરિ કર્ણ રાખી, દહન કરયૂં ભગવાનિ;
યવ-પ્રમાણનિ આસરિ કર્ણ, ઉદ્ધરયુ, રાઇ! જાણિ. ૩૨

## ઊથલુ

ઉદ્ધરયુ સહી કર્ણ તાગી; સેવકનિ કીધી મયા;
કર જોડી વિપ્ર ભાઉ કિહિઃ હાવિ શીઘ્રિ, સ્વામી! કરુ દયા. ૩૩

૧૪૩૮

---

## કડવૂં ૩૫ મૂં—રાગ એજ

વલિ ઇમ બોલ્યા ઋષિરાઇજી, કર્ણદહન કરી હરિ જાઇજી;
તત્ક્ષણ આવ્યા પાણ્ડવ પાસિ જી, હરખિ મિલિઆ શ્રીઅવિનાશજી. ૧
ઢાલ–અવિનાશ આવ્યા પાણ્ડવદલ માંહિ, સવિ કર્ણની કહી વાત;
ભક્ત માટિ ઉદ્ધારિઉ, ત્રૈલોકિ ચાલી ખ્યાતિ. ૨
એહવી સુણી વાણી ઋષિ તણી, રાઇ જન્મેજે કિહિ વાણિ;
સ્વામી! એક સન્દે ઊપનુ, ભાંજઇ તહ્મ્યો નિરવાણ. ૩
કર્ણ ભડ મહાપ્રાક્રમી યે, બાણાવલિ વિખ્યાત,
તેહનાં શસ્ત્ર મિથ્યાં કિમ હવાં? મુનિ એહ વિસ્મિ-વાત. ૪
બાણ અર્જુન તણૂં કર્ણિં, છેદિઉ નહીં એક;
તેહની મન્ત્રવિદ્યા શસ્ત્રની, કિહાં ગૈ? કહુ મુનિ વિશેષ. ૫
એહવી વાણી સાંભલીનિ, બોલિઆ ઋષિરાઇ;
હું કથા કહૂં છૂં એહ તણી, યિમ સન્દેહ તાહરુ જાઇ: ૬
એકવારનિ સમિ કર્ણ વીરિ, વિમાસ્યૂં મન માંહિઃ
"શસ્ત્રવિદ્યા ભણૂં પ્રૌઢી, જિમ પૃથ્વી પ્રાજે થાય. ૭

કો ગુરુ કરૂં મહાપ્રાક્રમી, ફરશરામ નામિ જેહ,
જેણિં એકવીસ વાર કરી, પૃથ્વી નક્ષત્રી તેહ." ૮
વિચાર એહવુ કરીનિ તેણિં, વિપ્ર ધરિઉ વેષ;
વિદ્યા-અર્થિં આવિઉ ત્હાં, ફરશરામ નરેશ. ૯
આગલિ જૈ ઊભુ રહ્યુ, ત્યાહરિ બોલ્યા ફરશરામઃ
"કિહિ, રે વિપ્ર! તૂં છિ કિહાંનુ? તૂં આવ્યૂં છિ શિ કામિ?" ૧૦
એહવી સુણી વાણી ફરશરામની, ભટ કર્ણ બોલ્યુ વાણિઃ
"સ્વામી! શસ્ત્રવિદ્યા તણિ અર્થિં, આવિઉ નિરવાણ." ૧૧
વચન એહવૂં સાંભલી, ફરશરામિ રાખ્યુ પાસિ;
શસ્ત્રવિદ્યા તણુ બહુ, અહર્નિશ કરિ અભ્યાસ. ૧૨
ઇમ કરતાં બહુ દિવસ ગયા; પામિઉ વિદ્યાસાર;
મન્ત્ર પૂર્ણ જાણ્યુ ભેદનુ, કોઇ નવિ જાણિ પાર. ૧૩
ઇમ કરતાં એક વારનિ સમિ, વિદ્યા ભણિ છિ રાઇ,
તવ આલસ આવિઉં ઋષિનિ, નિદ્રાઇ નવિ રિહિવાઇ. ૧૪
તવ કર્ણ-ઉછઙ્ગિ પોઢિઉ, ફરશરામ કેહિ જેહ;
શીઘ્રિ રવિસુત રહ્યુ બિઠુ; વાયુ નાંખિ તેહ. ૧૫
તેણિ સમિ તિહાં ઇન્દ્ર આવી, વિમાસિ મન માંહિઃ
'કર્ણ છલ કરી ભણ્યુ વિદ્યા, કુણિ નવિ જીતાઇ.' ૧૬
સુરરાઇ એહવૂં વિચારી, હુવુ જાતિ ભમરી જાણિ;
તવ કર્ણના ઉછઙ્ગ હેઠલિ, જૈ રહ્યુ નિરવાણ. ૧૭
શસ્ત્રવિદ્યા નાશ કરવા, જાંઘિ કરડી ઇન્દ્રિ;
રુધિર કાઢ્યૂં તિહાં થકી, ફરશરામનિ છિ નિન્દ્ર. ૧૮
જાંગિ કરડિ દુઃખ ઘણૂં, ત્યાહરિ વિમાસિ મનિ ઇમ્મઃ
"નિદ્રા આવી ઋષિરાઇનિ, પગ પાછુ કરૂં કિમ્મ? ૧૯
કર્ણ કિહિઃ "સ્વામી રખિ જાગિ, હવાં છિ નિદ્રાવન્ત."
ઇન્દ્ર દુઃખ દિ અતિ ઘણૂં; તિહાં રુધિર વહિ છિ અનન્ત. ૨૦
ચાલ્યૂં રુધિર જવ કર્ણ તણૂં, ફરશરામનિ ઉષ્ણ લાગૂં અઙ્ગ;
શીઘ્રિ જાગા ઊઠી બિઠા, તવ નાઠુ ઇન્દ્ર અભઙ્ગ. ૨૧
ઋષિ કિહિઃ "શીસિ! તાહરિ, નીસર્યૂં રુધિર કિમ દેહ?
કુણિ તુઝ ઊપરિ ઘાત કીધી? કિહિનિ મુઝનિ તેહ." ૨૨

શિષ્ય કહિઃ "સ્વામી ! સાંભળુ, આવ્યુ જન્તુ એક;
તે જઙ્ઘાતલિ જે બિઠુ, કરડવાનિ વિશેખ. ૨૩
મિ જાણ્યૂં: 'કિમ જગાડૂં ? નિદ્રાઇ પોઢ્યા સ્વામિ;'
હવડાં તરછોડી વછોડ્યુ, તવ ગયુ નાશી ઠામિ." ૨૪
સુણી વાણી ફરશરામિ, જોયૂં સાહ્મૂં કર્ણ:
"અરે મૂઢ ! બ્રાહ્મણ તૂં નોહિ; તૂં સહી ક્ષત્રી-વર્ણ. ૨૫
અરે રુધિર નીકલતાં લગિ, ધારણ નવિ રહિ વિપ્રનિ ધરણિ;
તુઝ મુખ તુ ક્ષત્રી તણું, નહીં હુઇ બ્રાહ્મણ વરણ: ૨૬
જન્તુઇ છિદ્ર પાડ્યૂં પ્રૌઢૂં, હવૂં કષ્ટ અતિ તુઝ;
તે ધિરજ રાખ્યૂં અતિ ઘણૂં, તિ જગાડ્યુ નહીં મુઝ. ૨૭
વરણ તૂં ક્ષત્રી વિનાં, બીજુ નહીં નિરધાર;
તે માટિ મુઝનિ કહિ સાચૂં, નહીંતુ શાપ દિઉં આ ઠાહરિ." ૨૮
તવ દીન થૈ કર્ણ ઉચ્ચરયુ: "સ્વામી ! સહી ક્ષત્રી ભૂપ;
વિદ્યા-અર્થિં આવિઉ છૂં, ધરી બ્રાહ્મણ-રૂપ." ૨૯
એહવી સુણી વાણી રામ કહિ: "તૂંહિં નહીં વિદ્યા હુઇ સિદ્ધ;
મન્ત્રવિદ્યા નહીં ફલિ તુઝનિ, રણ વિષ," શાપજ દીધુ. ૩૦
"તિ સેવા કીધી અતિ ઘણી, માટિ જીવતુ મેહલૂં આજ."
એહવુ શાપ પૂર્વિં હવુ છિ, સુણિ, જન્મેજે મહારાજ ! ૩૧
તે માટિ કર્ણ-વિદ્યા વિષિ, બુદ્ધિ ભ્રષ્ટ થૈ જાણિ;
શાપ તણા કારણ થકી, નવિ ચાલિ આયુધ બાણ. ૩૨
તે માટિ કર્ણ રણ માંહિ પડ્યુ; હવુ અતિ હાહાકાર;
દુર્યોધન એહવૂં સાંભલી, મૂર્છા પામ્યુ તે વાર. ૩૩
સુભટ સહૂ ટોલિ મિલ્યા, રાય કેરિ પાસિ;
શલ્ય કહિ: "કાલિ કરૂં પ્રાજિ, પાણ્ડવ સહિત અવિનાશ." ૩૪
આશ્વાસના કીધી દુર્યોધનની, ઊઠાડ્યુ ગ્રહી હાથ;
ધારણ દીધી અતિ ઘણી, મિલી સરવિ સાથ. ૩૫
દુર્યોધન કહિ: "હાવિં આશ કહુની ? મહારથી ગ્યા ત્રણિ;
બુદ્ધિ આધાર હૂતુ તેહનુ, ભીષ્મ, દ્રોણ નિ વલી કરણ. ૩૬
હાવિ જીવી હૂં શૂં કરૂં ? વલી કહુનિ જાઉં શરણિ ?
સુભટો ! સવિ કો સાંભલુ, હાવિ તે આવ્યૂં મરણ." ૩૭

અશ્વત્થામા કિહિ રાઇનિઃ "તહ્મ્યો ધીરજ રાખુ આપિ;
પાણ્ડવનિ પ્રાજિ કરૂં, યેણિ મારિઉ મુઝ બાપ. ૩૮
હાવિ સઙ્ગ્રામ કરવુ આપણિ, મન કઠણુ કીજીઇ, રાઇ!
ધિરય આપુ સરવ કુહુનિં; થનાર હુઇ તે થાય." ૩૯
દુર્યોધન કિહિઃ "શું કરૂં? હાવિ રાજિ કેરી આશ!
સ્વજન સવિ કો નાશ પામ્યૂં, હાવિ થયુ નિરાશ." ૪૦
દુર્યોધન કિહિ શલ્યનિઃ "એક તાહ્રુ છિ આધાર;
પાણ્ડવ સાથિં યુદ્ધ કરિવા, કરુ કાંઇ વિચાર." ૪૧
શલ્ય કિહિંઃ "અર્જુન પ્રાક્રમી, વલી સાથિ સુન્દરસ્યામ;
તેહ સાથિ યુદ્ધ કરવૂં, નવ ધાલિ કો હામ." ૪૨
સુભટ સવિ મિલી કિહિ શલ્યનિ, વિચારીનિ બુદ્ધિઃ
"એક દિવસ રહ્યુ છિ હાવિ, તહ્મ્યો કીજીઇ યુદ્ધ." ૪૩
શલ્ય કિહિઃ "નહીં મુઝ આશરુ; કરૂં અર્ધ દિવસ નિરવાણ;
અરધ દિવસ રાઇ દુર્યોધન, કરિ તે પરમાણ." ૪૪
સેનાપતિ તે શલ્ય કીધુ, વરત્યુ જૈજૈકાર;
સરપાવ આપ્યા શોભિતા, સેનાપતિ અધિકારિ. ૪૫
હાવિ યુદ્ધ કરશિ શલ્ય રાજા, સુણિ, જન્મેજે રાઇ!
સઞ્જે કિહિ ધૃતરાષ્ટ્રનિ, પાણ્ડવ તણુ મહિમાઇ. ૪૬
શ્રોતાવક્તા! સાંભલુ, પુહુચિ મનની આશ;
**ભારથ**-પદ સાંભલતાં શ્રવણિ, હોઇ વૈકુણ્ઠવાસ. ૪૭
એહવી અમૃત વાણી હ્રિદિ જાણી, હરખિઆ મહારાજ;
પછિ યુદ્ધ કુણ સુભટિ કીધૂં? કિમ્મ પામ્યા રાજિ? ૪૮

## ઊથલુ

કિમ રાજિ પામ્યા સુભટ? કિમ હણ્યા કૌરવ-દલ-અરિ?
કર જોડી વિપ્ર **ભાઉ** કિહિઃ તહ્મ્યો સદા સેવુ શ્રીહરિ. ૪૯

૧૪૮૭

## ઇતિ શ્રીમન્મહાભારતે ભાઉકવિ-વિરચિત કર્ણપર્વ સમ્પૂર્ણ

**પુષ્પિકાઃ**—ઇતિશ્રી દ્રોણપ્રવ કરણપ્રવ સંપુરણ સમાપ્તે ॥ સંવત **૧૮૬૯**ના વરષે ભાદરવા વદ ૮ દને વાર સુકરે ॥ **શ્રીરામજી** ॥

# કર્ણપર્વ

( ૮ )

સ્કમ્ભતીર્થનિવાસી

શ્રીવિષ્ણુદાસ-વિરચિત

શ્રીકૃષ્ણ:।

સ્કમ્ભતીર્થવાસી મકરકુલોત્પન્ન દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૮. કર્ણપર્વ

---

## ૧. કર્ણપર્વ—

### કડવૂં ૧ લૂં—રાગ અશાઉરી

શ્રીશૈલસુતાત્મજનિ સ્તવૂં યે ગ્યરૂઉ શ્રીગણરાઇ રે,
પાઇ રે લાગૂં નેહ ધરી રે. ૧
સુખદાતા સુરનાયક! હૂં સ્તવન કરૂં શિર નામી રે;
સ્વામી! વિઘ્ન હરુ વેગિ કરી રે. ૨

ઢાલ—સ્વામી! વિઘ્ન હરુ વેગિ કરી, આપુ નિજ ઉપદેશ;
તુઝ કીર્તન શુભમતિ પામવા, તૂંહ્નિ સમરૂં, અમરેશ! ૩

હંસવાહની હરખિ સેવૂં, પ્રણમી લાગૂં પાઇ;
મૂંહ્નિ દીન જાણી દયા આણી, કૃપા કરજ્યો, માઇ! ૪

શ્રોતાજન! મન સ્થિર કરીનિ, સાંભલજ્યો સવિ કોઇ.
કહૂં કથા કર્ણપર્વ તણી, યે અખિલ પાવન હોઇ. ૫

નરનારી યે કો સાંભલિ, આણી મનિ ઉલ્લાસ,
ગર્ભવાસિ તે નવિ અવતરી, કર જોડી કિહિ **વિષ્ણુદાસ.** ૬

વૈશમ્પાયન ઉચ્ચરિઃ સુણિ, જન્મેજે રાઇ!
દ્રોણનૂં પ્રાક્રમ અતિ ઘણું,[1] તે કહિતાં પાર ન થાઇ. ૭
અરે, નિજ પ્રાક્રમ પાણ્ડવ તણૂં તેણિ હણ્યૂં સૈન્ય અનન્ત;
પઞ્ચ દિવસ યુદ્ધ કરીનિ, પછિ પડ્યા દ્રોણ મહન્ત. ૮

દુર્યોધન-આદિ દેઇનિ, બહુ સુભટ બલિઆ ચેહ,
આચાર્યસુત કહ્નિ શીઘ્ર થૈયનિ, આવતા હોઆ તેહ. ૯
દ્રોણનૂં દુઃખ મન માંહિ ધરી,[2] આપ પછાડિ રણધીર;
આશ્વાસના દેઇ અતિ ઘણી, પછિ સન્તોષ્યા સહૂ વીર. ૧૦

[3]અશ્વત્થામાનિ પ્રતિબોધ કરીનિ, પછિ સઞ્ચરયા સવિ તેહ;
પછિ સેનાપતિ તે કર્ણ કીધા, મહા સુભટ બલિઉ ચેહ. ૧૧
કર્ણ સુભટ મહાપ્રાક્રમી, અનિ શકુનિ દુઃશાસન,
[4]મન્દિર વિષિ બિઠા જઈ, જ્હાં હૂતુ દુર્યોધન. ૧૨

વિમાસણ કરતા [5]હવા, દુઃખ ધરિ મન-સઙ્ઘાતિ;
ઉદ્વેગસહિત નિશા ગઈ, ઉદિ થયુ ત્યહાં પરભાત. ૧૩
કર્મકાલ સુભટિ સાંચર્યુ, કુલધર્મ યે કહિવાઇ;
પછિ યુદ્ધ કરિવા [6]રણ વ્યષિ, સવિ કો તત્પર થાઇ. ૧૪

પછિ કર્ણ સેનાપતિ કીધુ, દેવરાવ્યુ અભિષેક;
આનન્દભેટિ આપતુ હવો, વિપ્રનિ દાન અનેક. ૧૫
[7]પાણ્ડવ સહૂઇ સજ થયા, કરવા ધર્મ-વિરોધ;
પછિ યુદ્ધ કરવા શીઘ્ર થૈયનિ, સઞ્ચરયા સહૂ યોધ. ૧૬

---

૧. સુભટે સહ્યું નવિ જાઈ. બ. ૨. રોયો પછે રણ°. બ.
૩. અશ્વત્થામા તણાં વાયક સાંભલી અવશમેવ,
આપાપણાં સ્થાન વિષિં સહુ સાંચર્યાં તતષેવ. બ.

૪. રયણી વિષે. બ. ૫. અતિ ઘણી, સુખ નહી મન સિદ્ધાંત. બ. ૬. કારણિ, સાંપ્રદ થાય. બ. ૭. પાંડવે કર્મ તે કરયાં, જમ નોહે ધર્મ-વિરોધ. બ.

મહાયુદ્ધ માંડ્યૂં રણ વિષિ, કરી કૃષ્ણ કેરૂં સ્મરણ;
ધૃતરાષ્ટ્રના સુત દેખતાં અર્જુન, [૮]મારશિ કરણ. ૧૭
પછિ જન્મેજે કિહિઃ રણિ પડ્યો, યે કરણ રાઇ સુજાણ,
તે સાંભલીનિ ધૃતરાષ્ટર, [૯]આક્રન્દ કરતા નિજ પ્રાણિ? ૧૮

વૈશમ્પાયન બોલિઆ; સુણિ, જન્મેજે રાઇ!
તિ પ્રશ્ન મુઝનિ પૂછિઉ, તેહ્નુ કહૂં મહિમાઇ. ૧૯
ભીષ્મ દ્રોણ પડ્યા પછી, સહૂ કરયૂં દલ સહ્વાર;
પછિ કૌરવ કેરા સેન માંહિ, થૈ રહ્યુ હાહાકાર. ૨૦

તેણિ સમિ કર્ણરાઇ બોલ્યોઃ "સાચૂં કહૂં હૂં એહ;
તૂંહ્નિ વિદુરિ વચન કહ્યાં ઘણાં, તહ્મ્યો કહ્યું ન માન્યૂં તેહ. ૨૧
મહારથી યે કોઇ પડિઆ, સઙ્ગ્રામનિ ઉપદેશિ,
તેહ્નિ સમ્ભારી દુઃખ મન વ્યપિ, તૂં રાઇ! મ ધરેશ લેશ." ૨૨

ધૃતરાષ્ટર કિહિઃ દ્રોણનિ વલી, બીજુ ભીષ્મ કિહિવાઇ;
તે સુભટનાં દુઃખ મન વ્યપિ, સઞ્જે! કહ્યાં નવિ જાઇ. ૨૩

દ્રોણનિ પડતાં રણ વ્યપિ, થૈ રહ્યુ મહા ઉત્પાત;
પછિ માહ્રા પુત્ર શૂં કરતા હવા? મૂહ્નિ કહુ વિસ્તારી વાત. ૨૪

એહ્વાં વાયક સાંભલી, સઞ્જે વદિ મુખથી વાણિઃ
કૌરવ દલ અવટાઇઉં, તે તાહ્રાનૂં કૃત જાણિ. ૨૫

દ્રોણનિ પડતાં રણ વ્યપિ, શોકાતુર બહુ વિધિ હોઇ;
અવિલોકતાં અરિષ્ટ તે, દેખતાં હવા સવિ કોઇ. ૨૬

આયુધ પડિ નિય પાણિથી, દીસિ સહૂ કો દીન;
પ્રાક્રમ સરવે નાશ પામ્યૂં; બિઠા છિ થૈ મતિહીન. ૨૭

ત્યાહ્રિ દુર્યોધન કિહિઃ "સાંભલુ, સુભટો! કહૂં મુખિ યેહ,
તહ્મ્યો માટિ મિ પાણ્ડવ સાથિ, સઙ્ગ્રામ માંડ્યો એહ. ૨૮

---

૮. મારચો. બ. ૯. ક્યમ ધરતો હવો. બ.

કાયરપણું મનિ આણવૂં, શૂરનિ ન ઘટતું હોઇ;
[10]તે માટિ સઙ્ગ્રામ કરિવો, સાંભલુ સરવે કોઇ. ૨૯
આ કર્ણ સાહ્મૂં જોઇનિ, મન માંહિ ગ્રહી મતિ ધીર;
એહ આગલિ રણ માંહિ, રહી નવિ સકિ અર્જુન વીર. ૩૦
[11]યુદ્ધ કરતાં ભીમસેનનિ, મારિ હેલા માત્રિ મુઝારિ;
યેણિ ગટોરગચ્છનિ યુદ્ધથી, હેલાં પમાડ્યો હારિ." ૩૧
એહ્વૂં કહીનિ કરણનિ, સેનાપતિ કીધો રણ માંહિ;
પછિ યુદ્ધ કરિવા રણ વ્યપિ, આવી રહ્યા ઊભા ત્યાંહિ. ૩૨
બાણ મૂકતુ યેહ્વુ પાવક, રીસિ કરી બલવન્ત;
તેણિ સમિ પાણ્ડવ તણું પછિ, હણ્યૂં સેન અનન્ત. ૩૩
અર્જુનિ ક્રોધ રુદે ધરી, ધનુષિ ચઢાવ્યૂં બાણ;
પછિ કર્ણનિ મારયૂં રણ વ્યપિ, તે પડ્યુ થૈ ગતપ્રાણ. ૩૪

### ઊથલુ

પડ્યો થઈ ગતપ્રાણ રે, એહ્વુ સુભટ કો બીજુ નહીં;
**વિષ્ણુદાસ** કિહિઃ એહ્વૂં સાંભલી, ધૃતરાષ્ટર ધરણિ ઢલ્યુ સહી. ૩૫

---

## કડવૂં ૨ જૂં—રાગ ગોડી

વૈશમ્પાયન કિહિઃ સુણિ, રાઇ! મહીપતિનિ મનિ શોક ન માઇ;
અંગ તણી તે ચેતન ગઇ, પડ્યો રાઇ મૂર્છાગત થઈ. ૧
સુભટ માત્ર તિહાં વિસ્મિ હોઇ; રાણી રુદન કરિ સહૂ કોઇ;
સઞ્જે વિદુર મિલ્યા અશ્વમેન, બિહુ કરયુ ત્યાહાં રાઇનિ તત્ખેવ. ૨
ત્યાહ્રિ વિખાણ કરયૂં અતિ ઘણું, ધન્ય પ્રાક્રમ બલ પાણ્ડવ તણું;
મારયુ સુભટ કરણ મહાપાત્ર, તુ દુર્યોધન તે કેહી માત્ર? ૩

---

૧૦. "જય તથા પ્રાજય ઈશ્વરી ઇછા તણે વશ હોય." બ.
૧૧. ભડતા થકા ભીમસેન ભાગો. બ.

કવણ પડ્યા રણિ યુદ્ધ કરી? સઞ્જે! કિહિ મુઝનિ વિસ્તરી;
તેણિ સમિ જોડી બિહૂ પાણિ, વલતા સઞ્જે બોલ્યા વાણિ: ૪
મહાક્રોધ મન માંહિ ધરયુ; શકુનિ તણો વધ સિહિદેવિ કરયુ.
અદ્ભુત યોધ હણીનિ ત્યાંહિ, ભીષ્મદેવ પડ્યા રણ માંહિ. ૫
મહાકોશલ દેશ ભણીઇ પઞ્ચાલ; રાજિ કરિ દ્રુપદ ભૂપાલ;
તેણિ મારચા યોધ અનન્ત; પછિ પડ્યા ગુરુ દ્રોણ મહન્ત. ૬
ભીષ્મ દ્રોણનિ[1] પડતાં એવ, રિષ્ટિ મારી પડ્યા ભીષ્મદેવ;
યોધ સહૂના કટકા કરી, પડ્યો કર્ણ મહાદાનેશ્વરી. ૭
[2]એહ રવિસુત યે છિ કરણ, અર્જુનહાથિ પામ્યુ તે મરણ;
સિન્ધુ રાઇ દ્રુપદ મહાબલી, તેહૂનિ પાપિ નાખ્યા દલી. ૮
રણ માંહિ ધાયુ વૃકોદર વીર, પાડ્યુ ભગદત્ત મહાધીર;
ભૂરિશ્રવા રણ માંહિ સઞ્ચરયુ, સાત્ત્વિકિ વધ તેહૂનુ કરયુ. ૯
યમ ઇન્દ્રિ મનિ રાખ્યુ મહાધીર, મારયો વૃત્રાસુર મહાવીર,
રામિ હણ્યો રાવણનિ યિમ્મ, કર્ણનિ અર્જુનિ મારયો તિમ્મ. ૧૦
આંહિ તુ કર્મ દુર્યોધન કરિ, તેહ તુ રાઇ રુદિ માંહિ ધરિ;
એહવૂં સુખ તૂં પામ્યુ સહી, હાવિ શોક મનિ ધરિવુ નહીં. ૧૧
એહ્વાં વાક્ય શ્રવણિ સાંભલી, કૌરવપતિ મુખિ બોલ્યુ વલી:
મુઝ સુભટિ મનિ આણી ક્રોધ, કવણ હણ્યા પાણ્ડવના યોધ? ૧૨
વલતા સઞ્જે બોલ્યા વાણિ: અહો ભૂપ! મન નિર્ભે આણિ;
ભીષ્મદેવિ શરાતન ધરચૂં, કુન્તીભોજ–દલ ચૂર્ણ કરચૂં. ૧૩
દ્રોણે દ્રુપદ રાજા તણૂં, અકલિત સેન મારચૂં તે ઘણૂં;
ખટરથી મોહૂટા યે રાજન, રણ માંહિ વિરથ કરયુ અભિમન. ૧૪

---

૧. 'ની પડતાં દેહ, રહ્યું સેન પાંડવનું યેહ, તેહનુ અર્ધ કટકે ક કરી, બ.

૨. એકવીશ સાતે અતિ વિકર્ણ, ભીમ તણે કરિ પામ્યા મર્ણ.
સિંધુ રાજા જયદ્રથ મહાબલી, તે પાર્થે નાખ્યો દલી. બ.

દુઃશાસન-પુત્ર નિરધાર, તેણિ હણ્યો અભિમન્ન કુમાર;
નીલ રાજા વારૂ ભડ્યુ, દ્રોણપુત્રનિ હાથિ પડ્યુ. ૧૫
જન્મેજિ! એ દુર્મુખનિ હાથિ, રણ માંહિ પડિઉ સઘલુ સાથ;
બાકી રણ માંહિ અતિ ઘણૂં, હણ્યૂં સેન યે પાણ્ડવ તણૂં. ૧૬
એહ મિ તુઝનિ કહ્યો ઉપાય, રહ્યા સુભટ તે સાંભલિ, રાઇ!
કૃપાચારય કૃતવર્મા યેહ, દ્રોણપુત્ર સાથે છે તેહ; ૧૭
શલ શકુનિ દુર્યોધન તણા, બલિઆ બન્ધવ છિ અતિ ઘણા;
ચિત્રસેન તે સાધુ ઉદાર, તમ સુત સાથે છે નિરધાર. ૧૮
કૌરવપતિ વલતૂં ઉચ્ચરિ, એહથુ અર્થ એકુ નવિ સરિ;
માહરા પુત્ર તે પ્રાજિ થશિ; રણ માંહિ જિ પાણ્ડવ પામશિ. ૧૯
કર્ણ પડ્યો આશ્રિજ્ય મુઝ થાઇ; મનિ વિશ્વાસ ન આવિ, રાઇ!
[3]રવિ શશીની કલા યે હોઇ, કર્ણ પ્રાણ તજિઆ તે સોઇ; ૨૦
સમુદ્ર તણું કો શોષિ વારિ, તુહી કર્ણ નવિ પામિ હારિ;
કર્ણ માટિ પાણ્ડવશું વિર કરી, મુઝ પુત્રિ શ્રદ્ધા તેહ ધરી. ૨૧
ચન્દ્રની કલા વાધિ છિ યિમ્મ, કર્ણ વૃદ્ધિ પામ્યો છિ તિમ્મ.
દાનકીર્તિ સચરાચરિ રહી, અનેક દેશ યેણિ જીત્યા સહી. ૨૨
મચ્છ દેશનિ વલી ગન્ધાર, માલવ દેશ તણુ નહીં પાર,
શઙ્ખ પઞ્ચાલ નિ વલી વિદેહ, કાશી કોશલ પ્રોદ્રક યેહ, ૨૩
શૂરસેન ગુર્જર નિ અઙ્ગ, નૈષધ દેશ નિ વલી કલિઙ્ગ;
એહવા અનેક દેશ છિ બહુ, યુદ્ધ કરી યેણિ જીત્યા સહૂ. ૨૪
સકલ કલા ગુણ યેહ માંહિ હોઇ, તેહનિ કિમ અર્જુન મારિ સોઇ?
પર્વત સકલ મધિ યમ મેર, મહીતલ-માધ યથા કુબેર, ૧૫
ઉચ્ચૈઃશ્રવા હય-મધિ સર્વથા, સુર માંહિ મુખિ શચીપતિ યથા,
આયુધધાર અનેકજ હોઇ, કર્ણ-સમોવડિ બીજુ ન કોઇ. ૨૬
'મારયુ કર્ણ,' સાંભલી ત્યાંહિ, હૂં બૂડૂં સત સાગર માંહિ;
એણિ દુઃખિ જીવૂં છૂં સહી, તુ મુઝ સમોવડિ કોણ કો નહીં. ૨૭

૩. "રવિશશિકલા રહિત જો હોયે તો એ કર્ણ ન જીતે કોય." બ.

કિ હૂં વિષ ખાઇનિ મરૂં, કિ હૂં અગ્નિ માંહિ સઞ્ચરૂં?
કિ હૂં પર્વત શિખર પર ચઢી, તિજૂં પ્રાણ હૂં ત્યહાંથુ પડી? ૨૮
પણિ જીવવૂં નવિ ઘટિ આજ, કહૂં છૂં તિણે મન કેરી લાજ.
ભૂપવચન સુણી નિય રુદિ, વલતુ સઞ્જે વાણી વદિઃ ૨૯
યશ શોભા લક્ષ્મી છિ ઘણી, યશ વિભૂતિ સવિ પોતા તણી;
આવિ વૈમાન કાયર થાઇ, ઇમ તુઝનિ ઘટિ નહીં, રાઇ! ૩૦
એહ્‌વાં વાઇક શ્રવણિ સાંભલી, સઞ્જે પ્રતિ રાઇ બોલ્યા વલીઃ
કર્ણ પડ્યો તે વાત જ ખરી, સઞ્જે! તે વાત કુહુ વિસ્તરી. ૩૧
દુર્યોધન મનિ ચીતવિ યેહ, દૈવિ વિપરીત કીધૂં એહ;
ભીષ્મ દ્રોણ મારચા છલ કરી; હણ્યુ કર્ણ મહાદાનેશ્વરી. ૩૨
કર્ણ તણો ભય આણી મન્નિ, પાણ્ડવ જે વસિ તે વન્નિ;
મહાબલિઉ જાણિ સહૂ કોઇ, ભે કુહુનુ નવિ આણિ સોઇ. ૩૩
ગણના માંહિ કુહુનિ નવિ ગણિ, તે કિમ કર્ણનિ અર્જુન હણિ?
ત્યાહૂર પછિ, સઞ્જે! રણ માંહિ, દુર્યોધન શૂં બોલ્યુ ત્યાંહિ? ૩૪
[૪]દાતા કર્ણ મહા સુભટ સુજાણ, અતિ ઘણૂં શૂં કરૂં વિખાણ?
સકલ શૂર માંહિ બલિઆ યેહ. શૂં બોલતા હવા મુખિ તેહ? ૩૫
તે કિહિ મુઝનિ વિસ્તારી, વીર! સઙ્ગ્રામ વ્યપિ કુણ રહ્યા રણવીર?
કેહી પિરિ શલ સારથિ થૈ, કર્ણ તણે રથિ બિઠુ જૈ? ૩૬
કર્ણ સાથિ યુદ્ધ કરિવા ત્યાંહિ, કિમ પાણ્ડવ આવ્યા રણ માંહિ?
દ્રોણ પડ્યા પૂઠિથી યેહ, સઞ્જે! કિહિ વિસ્તારી તેહ. ૩૭
તેહ કથા સાંભલવા તણી, મુઝનિ [૫]ચિન્તા છિ મનિ ઘણી.
તવ વચનિ આવ્યુ વિશ્વાસ, બિહૂ કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૩૮

૭૩

---

૪. દ્રોણપુત્ર મહાસુભટ સુજાણ, કૃતવર્મા કૃતવીર્ય વખાણ. શલ્ય [શ]કુનિ મહાબલિયા જેહ, બ. ૫. ઇચ્છા. બ.

આભરણ અઙ્ગિ ઓપતાં, તેજ સૂર્ય સરીખૂં હોઇ;
અનેક વિધિ આયુધ ભલાં, ધરતા હવા સવિ કોઇ. ૨૩

શઙ્ખનાદ કરયુ સહી કરણિ, ધરી મનશૂં ક્રોધ;
દ્રોણનૂં દુઃખ ગયૂં વીસરી, સાવધાન થયા સવિ યોધ. ૨૪
પછિ ચક્રાવુહુ જીત્યુ સહી; મન માંહિ હર્ષ ન માઇ;
તેણે સમિ અર્જુન પ્રતિ, બોલ્યા યાદવરાઇ: ૨૫

"આ કર્ણસેના જો સહી, મન વ્યપિ રાખી ધીર;
એહ્નિ મારતાં ઘણૂં તુઝનિ, સુખ હોઇ શરીરિ." ૨૬

અર્ધચન્દ્રવુહુ રચ્યુ સહી, અર્જુનિ તે રણ માંહિ;
પછિ યુદ્ધનુ આરમ્ભ માંડિઉ, કૌરવ-પાણ્ડવિ ત્યાંહિ. ૨૭

દુન્દુભિ વાજાં ગાજતાં; હય તણા બહુ હીંસાર;
વાજિત્ર વાજિ અતિ ઘણાં, તેહ્નુ ન જાણૂં પાર. ૨૮

તેહ્નૂં વર્ણન કરતા હવા, સુભટ પરમ ઉદાર;
રણ વિધિ ભારથ રચાયુ, અપરમ યુદ્ધ અપાર. ૨૯

ગજ અશ્વ રથ રણ માંહિ પડ્યા; પાલાનુ ન આવિ અન્ત;
બહુ મહારથી યોધા પડિઆ; ઇમ ભાગૂં દલ અનન્ત. ૩૦

પછિ કૌરવ કેરા સેન માંહિ, સઞ્ચરયુ અર્જુન વીર;
ગજયૂથ માંહિ જૈ રહ્યુ, વૃકોદર મહાધીર. ૩૧

એક ગજ ઊપરિ આવ્યુ ચઢી, ખેમદત્ત ભણીઇ યેહ;
ભીમસેન ઊપરિ બાણવૃષ્ટિ, મેહ્લતુ હવુ રણિ તેહ. ૩૨

ભીમસેન મેહ્લતુ હવુ, રણ માંહિ ડોટ અશ્વમેવ.
તે છેદિ ઊલક આવતાં, ક્ષણ માત્ર માંહિ તત્ખેવ. ૩૩
ખેમદત્ત મહાબલિઉ; ગજયૂથ નાહ્ઠાં જાઇ;
[11]ભીમ તે થકુ થગો વિહ્વલ; રણ માંહિ રહ્યૂં નવિ જાઇ. ૩૪

૧૧. "ભીમનો હસ્તી હેલા માંહિ, બ. તહે તણી પુઠે ધાય." બ.

ભીમિ ક્રોધ મન માંહિ ધરી, એક ગદા મેહ્લી ત્યાંહિ;
[12]પ્રાણ તિજીનિ તેહ પડ્યા, સવિ રણભોમિ માંહિ. ૩૫
[13]પછિ સેના પાણ્ડવની મારવા, રણ વિષિ લાગુ સોઇ;
એહવિ ભીમ નિકુલ તિહાં ગયા, જે મહાબલિઆ હોઇ. ૩૬
પછિ બિન્દુ અનુબિન્દુ બલિઆ, આવ્યા હુતા યેહ,
સાત્વિકના સઙ્ગ્રામથી, પડ્યિા રણ માંહિ તેહ. ૩૭
પછે [14]સુભટ કૃતવર્મા અતિ, ચિત્રસેન બલિઉ યેહ,[15]
તે યુદ્ધ બિહૂ કરતા હવા, રણ નવિ છાંડિ તેહ. ૩૮
શરવૃષ્ટિ બહુ કરતા હવા, મન માંહિ ધરી બહુ રીસ;
એક બાણથી છેદ્યૂં પછિ, ચિત્રસેનનૂં શીસ. ૩૯
પ્રતિબોધ રાય ચિત્રસેનનુ, રણિ તેહ્નુ આણ્યુ અન્ત;
પછે અશ્વત્થામા વૃકોદર, વલગ્યા બેહૂ બલવન્ત. ૪૦
બહુ બાણ મારયાં દ્રોણપુત્રે, કરી [16]વચન-વિવાદ;
શર સહસ્ર ભીમિ મેહ્લિઆં, પછિ કીધુ શઙ્ખનુ નાદ. ૪૧
એક એકનાં કવચ કાપ્યાં; કરિ બાણની વૃષ્ટિ;
તેણિ દાવાનલ અતિ પ્રજલિ, તેહ્વૂં બહુ અરિષ્ટ. ૪૨
પછિ યુદ્ધ કરતાં હવી મૂર્ચ્છા, ગતચેતન હવા નિદાન;
રથ વાલી બિહૂના સારથિ, લેઇ ગયા સ્વસ્થાનિ. ૪૩

ઊથલુ

સ્વસ્થાનિ લેઇ ગયા સારથિ, તેહ માંહિ કાંઇ સન્ધે નહીં;
વિષ્ણુદાસ કિહિ: તે સાંભલી, પછિ ધૃતરાષ્ટ્ર બોલ્યુ સહી. ૪૪

૧૧૭

---

૧૨. "ગતપ્રાણ થઇ બેમધુત પડચો પછી રણ માંહિ" બ.

૧૩. "પછિ કર્ણ સેના પાંડવી મારવા લાગો સોય." બ. ૧૪. સુભુજ સેના મલી. અ. ૧૫. રાય...તે કલ્યા કોણે નવી જાય. બ. ૧૬. મન માંહિ. અ.

## કડવું ૪ થું—રાગ ગોડી

રાઇ ધૃતરાષ્ટ્ર એણીપિરિ બોલિ; ધન, સઞ્જે! મતિ તાહ્‌રી;
પછિ અર્જુન શું કરતુ હવુ, તે વાત કિહિ વિસ્તારી. ૧
પછિ સઞ્જે કિહિઃ [1]ધૃતરાષ્ટ્ર! સુણિ, રાખીનિ મતિ ધીર;
સહીસપ્તક સાથિ યુદ્ધ કરયૂં, રણ માંહિ અર્જુન વીર. ૨
ચતુરઙ્ગ દલ કરયૂં તે ચૂરણ, ત્યાહ્‌રિ વર્ત્યું હાહાકાર;
[2]ત્યાહ્‌રિ દ્રોણપુત્ર ક્રોધ કરીનિ આવિઉ તેણી વાર: ૩
"સુભટ માત્ર માંહિ શિરોમણિ, મિ તાહ્‌રી ગતિ જાણી;
આપિ યુદ્ધ, અર્જુન! તૂં મુઝનિ," એહ્‌વી બોલ્યુ વાણી. ૪
વલતા અર્જુન વાઇક કિહિ છિ, પ્રભુનિ કરી પ્રણામ:
"મિ નથી મારયા સહીસપ્તક, તુ કિમ કરૂં સઙ્ગ્રામ?" ૫
કૃષ્ણ કિહિઃ "હૂં આજ એહ્‌વૂં, દેખૂં છૂં તે આંહિ;
અશ્વત્થામા સાથિ યુદ્ધ તૂં, કરિ અર્જુન! રણ માંહિ." ૬
દ્રોણપુત્રિ પછિ સાઠ બાણ મેહ્‌લી હદે કૃષ્ણનૂં ભેદ્યૂં;
[3]તે બાણિ હેલા માત્ર માંહિ, ધનુષ અર્જુનનું છેદ્યૂં. ૭
દ્રોણપુત્રનૂં પ્રાક્રમ દેખી, વિસ્મે પામ્યા દેવ;
[4]વલી મૂર્છા પામ્યા કૃષ્ણ-અર્જુન, રથ પર પડ્યા તત્ખેવ. ૮
અર્જુન કિહિઃ "આ [5]રણ બ્યવિ, હણવા ઈછિ આજ;
એથૂં હૂં સઙ્ગ્રામ કરૂં છૂં; તહ્મ્યો જોજ્યો, મહારાજ!" ૯
દ્રોણપુત્રનાં પછિ અર્જુનિ, છેદ્યાં બાણ અનન્ત;
વલી યુદ્ધ કરતા હવા, તે સુભટ મહાબલવન્ત. ૧૦
ગજ રથ અશ્વ અસઙ્ખ્ય તણુ, રણ માંહિ હનુ સઙ્ઘાર;
વલી આવ્યુ સહીસપ્તક સાથિ, કરવા યુદ્ધ અપાર. ૧૧

---

૧. તહ્મો સાંભલો, ધૃતરાષ્ટ્રરાય રણધીર. બ. ૨. "હવે દ્રોણ પુત્ર ત્યહાં આવ્યો, આણી મન્ય ક્રોધ અપાર." બ. ૩. ત્રીસ બાણ તાં તતક્ષણ મેહેલ્યાં, ધનુષ પાર્થનું. બ. ૪. "કૃષ્ણ ધનંજય બાણજાલમાં, જે પડ્યો તતખેવ." બ. ૫. આપણુને બ.

[૬]અનન્ત વીર પડ્યા રણ માંહિ, સહીસપ્તક કેરા ત્યાંહિ;
તિહાંથુ અર્જુન આવ્યુ વેગિ, દ્રોણપુત્ર છિ યાંહિ. ૧૨
પછિ દ્રોણસુતિ બહુ બાણ મેહ્‌લ્યાં; પાર ન જાણું તેહ;
તેણિ પાર્થ નિ કૃષ્ણ તણ્, રુધિરવર્ણ થયુ દેહ. ૧૩
શ્રીકૃષ્ણ તણી આગ્‍ન્યા લેઈ પછિ, અર્જુનિ મૂક્યાં બાણ;
રથ લેઇનિ નાહ્‌ઠું પછિ, સુભટ વીર સુજાણ. ૧૪

પછિ કર્ણ તણા સેન માંહિ, ગયુ અશ્વત્થામા શૂર;
પછિ સહીસપ્તકનૂં સેન સહ, અર્જુનિ કીધૂં ચૂર. ૧૫
ગજિ આરૂઢ થૈ પછિ આવ્યુ, ડણ્ડધાર બલવન્ત.
શ્રીકૃષ્ણ કહિઃ "તૂં મેહ્‌લિ બાણ, પારથ! ત્યાંહિ અનન્ત." ૧૬
પછિ અર્જુનનિ અનન્ત બાણ, મારતુ હતુ [૭]બલવન્ત;
હસ્ત ચરણ છેદ્યાં તેહ્‌નાં; પાર્થિ કીધુ [૮]કલ્પાન્ત. ૧૭
પછિ એક બાણિ ડણ્ડધારનૂં તત્ક્ષણ છેદ્યૂં શીસ;
હસ્તી તેહ્‌નુ હેલાં હણ્યો, તે પડ્યુ પાડી ચીસ. ૧૮
ડણ્ડધારનુ ભ્રાત ડણ્ડ યે, તે બલિઉ સુભટ ઉદાર;
તે મારયુ આવતુ અર્જુનિ, પછિ વર્ત્યુ હાહાકાર. ૧૯

વલી સહીસપ્તક માંહિ પાર્થ ગયુ, ત્યાહ્‌રિ બોલ્યા વૈકુણ્ઠરાઇ:
"હાવિ કર્ણશૂં યુદ્ધ કરિવા, તૂં શિઘ્ર તત્પર થાઇ?" ૨૦
શ્રીકૃષ્ણનાં વાઇક સુણીનિ, હદે ધરી મતિ ધીર;
દુર્યોધનનિ કર્ણ [૯]હણિવા, ત્યહાં આવ્યુ અર્જુન વીર. ૨૧
પછિ મન્ત્ર [૧૦]પૂજતિ બાણ અર્જુનિ, મેહ્‌લ્યૂં; દુઃખ વીસારયૂં;
કર્ણ અનિ દુર્યોધન કેરૂં, સેન સબલ સંહારયૂં. ૨૨

સુભટ સહૂ બલવન્ત દેખતાં, સાથ સહૂકો ભાગ્યુ;
પાણ્ડવનુ એક પાણ્ડ્ય રાઇ, તે યુદ્ધ કરિવાનિ લાગુ. ૨૩

---

૬. "અનેક યોધ પડા, સંસત્યક વીર પડ્યા રણ માંહિ." બ.
૭. તે ભૂપ. બ. ૮. વિરૂપ. બ. ૯. હતા. બ. ૧૦. પ્રયોજી. બ.

ત્યાહરિ અશ્વત્થામા વીર વદિ: “સુણિ, પાણ્ડય! વાઇક સોઇ:
યુદ્ધ કરી તુઝનિ સન્તોષિ એહવુ, નથી મુઝ વિના કોઇ.” ૨૪
ધનુષિ ધનુષ, રથિ રથ છેદ્યા, બાણિ બાણ અનેક;
દ્રોણપુત્ર મેહલતુ હવુ, પવનાસ્ત્ર જ યે એક. ૨૫
પછિ રાજાઇ પવન-અસ્ત્ર મૂકી, તે છેદ્યૂં તત્કાલ;
હસ્તી ઊપરિ ચઢીનિ આવ્યુ, પાણ્ડયરાઇ ભૂપાલ. ૨૬
હસ્તી હેલા માંહિ પાડિઉ, કીધુ મહા કલ્પાન્ત;[૧૧]
[૧૨]પાણ્ડયરાઇ રણભોમિ વ્યષિ પડ્યુ, આણ્યે તેહનો અન્ત. ૨૭
દુર્યોધનિ આચાર્યપુત્રની, બહુ આશ્વાસના કીધી;
મન માંહિ અતિ આનન્દ ઊપનુ; તવ વિપ્રિ આશિષ દીધી. ૨૮
કૃષ્ણદેવ કહિ: “અહો, ધનઞ્જે! સાંભલિ સત્ય ઉપાય;
શીઘ્ર થઇ આપણિ ત્યહાં જૈયિ, જ્હાં દુર્યોધન રાઇ.” ૨૯
પછિ કૃષ્ણદેવ-અર્જુન દલ માંહિ, શીઘ્ર સઞ્ચરચા ત્યાંહિ;
મહાયુદ્ધ વલી કૌરવશું, કરતા હવા રણ માંહિ. ૩૦
કો નાહ્હા, કો વઢ્યા સુભટ, કેટલા ધરિ મનિ ક્રોધ;
[૧૩]પછિ કર્ણનિ મારતા હવા, પઞ્ચાલ કેરા યોધ. ૩૧
[૧૪]પછિ કર્ણ સુભટનિ ઘેરચુ પાણ્ડવિ, મન માંહિ રાખી ધીર;
મહા યુદ્ધ રણ માંહિ હવૂં, પડિઆ બહુ રણધીર. ૩૨
ધૃષ્ટદ્યુમ્નશું પાઞ્ચાલીના પાંચ પુત્ર યે હોઇ,
ભીમસેન સિહિદેવ નિકુલ, [૧૫]તત્પર થયા સવિ કોઇ. ૩૩
કવચ ટોપ [૧૬]સેના સહૂ સજીનિ, અણ્યાં ધનુષ અનિ બાણ;
મહાયુદ્ધ કરતા હવા તે, બલિઆ સુભટ સુજાણ. ૩૪

---

૧૧. માહાવિનાણ. બ. ૧૨. “પાંડયરાય ગતપ્રાણ થૈ ભૂમિ વિષે પડયો નિર્વાણ.” બ. ૧૩. “પછિ કર્ણ મારતો હવો, પાંચાલ તણા બહુ યોધ.” બ
૧૪. “પછિ પાંડવને સુભટ જઈ ઘેરચો કર્ણરાય રણધીર.”
મહાયુધ તે સમે હવું, રણ વિષે પડયા બહુવીર.” બ.
૧૫. °શું, સાંપ્રદ. બ. ૧૬. સનાહ ધરિ બહુ. બ.

હસ્તીઇ હસ્તી આથડ્યા, રથ સાથિ રથ સોઇ;
[17]તે જોતાં ઉત્પાત થયુ, સવિ સેન અવટાયૂં જોઇ. ૩૫
કૌરવના ગજ અષ્ટ પછિ, મારતુ હવુ સિહિદેવ;
પછિ કર્ણ તણી પૂઠિ યોધા, ધાઇ આવ્યા તત્ખેવ. ૩૬
સિહિદેવ નિ વલી દુઃશાસન, કરતા હવા સઙ્ગ્રામ;
પ્રાજે કો પામિ નહીં; તેહ્નાં, મન માંહિ મોહ્ટી હામ. ૩૭
પછિ સિહિદેવિ એક બાણુ મેહ્લ્યૂં, કાલરૂપ યે હોઇ;
શરીર માંહિ સોંસરૂં નીસરચૂં, ત્ય્હાં પ્રાણગત થયુ સોઇ. ૩૮
રથ વાલીનિ [18]આવ્યુ સારથિ; મન માંહિ શોક ન માઇ;
દુર્યોધનની સેના વ્યથિ, પછિ આવ્યા યુધિષ્ઠિર રાઇ. ૩૯
પછિ કર્ણ પ્રતિ નકુલ ઉચ્ચરિ: "મનથી મેહ્લી લાજ;
દિવસ કેટલે તૂં પાપીનૂં, દરસન થયૂં છિ આજ. ૪૦
મહાબલિઉ સઙ્ગ્રામ વ્યથિ, તૂં સુભટ માંહિ શાર્દૂલ;
એ અવની માંહિ અખિલ [19]આવ્યૂં, અનરથ કેરૂં મૂલ. ૪૧
[20]વલી વલી હૂં કહૂં છૂં તુઝનિ, તૂં જોજે કરી વિચાર;
પણિ તાહ્રા દોષ થકી ત્ય્હાં થશિ, કૌરવ–કુલ–સહ્વાંર. ૪૨
તુઝનિ મેહ્લી જીવતુ ઇહાંથી, મિ તુ સત્ય નથી જાવૂં;
પાપી! તાહ્રુ નાશ કરીનિ, કૃતારથ મિ થાવૂં." ૪૩
કર્ણ કિહિ: "યુદ્ધ કરચા વિના, ફોકટ આપ વિખાણિ;
મહાનુભાવ નવિ કહી દેખાડિ, સકલકલા યે જાણિ." ૪૪
એહ્વૂં કહી એક એક ઊપરિ, મેહ્લ્યાં બાણુ અનન્ત;
તેણિ કરી નભ પૂર્ણ હવૂં, તે દીસિ શોભાવન્ત. ૪૫
કર્ણ તણિ બાણિ તવ ભેદ્યૂં, માદ્રીસુતનૂં ગાત્ર;
નાહ્ઠુ નિકુલ રણ છાંડીનિ, રહી ન શક્યુ પલમાત્ર. ૪૬

---

૧૭. "હય સાથે હય, પાલે પાલા, અવટાયા સર્વ તેહ." બ. ૧૮. ગયો. બ. ૧૯. અધિકા. બ. ૨૦. "પાપી, હું તુજ પ્રત્યે કહુ છું; જો મન કરિ વિચાર." બ.

પછિ કર્ણિં ધનુષ કણ્ઠ માંહિ ઘાલી, તાણ્યુ નિકુલ ત્યાહ્‌રિ :
"પેહ્‌લિ બોલ બોલતુ હતુ, તે બલ દેખાડેશ ક્યાહ્‌રિ ?" ૪૭
સરખા સાથિ યુદ્ધ કીજીઇ, આણી મનિ વિશ્વાસ.
આવ્યુ તુહી પણિ મારયુ નહીં, કિહિ સેવક વિષ્ણુદાસ. ૪૮
૧૬૫

## કડવું ૫ મું—રાગ સામેરી

વૈશમ્પાયન ઉચ્ચરિ: સુણિ, જન્મેજે રાઇ !
કર્ણનું પ્રાક્રમ અતિ ઘણું; [1]સુભટ સહૂ પ્રાજે થાઇ. ૧
તે આગલિ નવિ રહી શકયુ તે, માદ્રી તણુ સુત ચેહ;
કુન્તી તણાં વાઇક થકી, જીવતુ મેહ્‌લ્યુ તેહ. ૨
ધૃષ્ટદ્યુમન સાહ્‌મુ કર્ણ આવ્યુ, યે મહાબલિઉ હોઇ;
એહ્‌વું યુદ્ધ કરતાં પ્રહર બિ, પૂરણ હોઆ સોઇ. ૩
રણ માંહિ એહ્‌વિ આવ્યા ધશી, પચ્ચાલ કેરા યોધ;
શતખણ્ડ કીધાં સરવ કો, કરણિ ધરી મનિ ક્રોધ. ૪
ક્ષણ માત્ર કો રહી નવિ શકિ, નાહ્‌શી ગયા સવિ વીર;
કર્ણના બાણપ્રહારથી, કો નવિ રહ્યા રણધીર. ૫
રણ વ્યચિ કૃતવર્મા [2]સાત્યકિ, કરિ યુદ્ધ અપાર;
શ્રુતિસોમ શકુનિ ભલા ભડિ; થૈ રહ્યુ હાહાકાર. ૬
એહ્‌વિ કૃપાચાર્ય જે રહ્યા, ધૃષ્ટદ્યુમન હતુ યાંહિ;
ત્યાહ્‌રિ અપરિમિત બાણ મૂકી સુત–દ્રોણિ વેધ્યુ ત્યાંહિ. ૭
અવિલોકતાં તેણિ સમિ, વિસ્મિ થયા સવિ દેવ;
ધૃષ્ટદ્યુમન પરવશ થઇ, રણ માંહિ પડ્યુ તતખેવ. ૮
સાવધાન થયુ ત્યાહ્‌રિ સારથિનિ, ઉચ્ચરયુ વાઇક ઇમ્મ :
"રથ પાછુ [3]વાલિ વેગિ કરી, જઇઇ તે આશ્રમ્મિ." ૯

૧. સુભટ સહુ નવિ જાય. બ. ૨. શતાનીક. બ. ૩. વાલી એ સ્વામીજી, કાહો તો. બ. ૪. હય ચાર. બ.

એહવિ સમિ કૃપા વાઇક કહિ, મનિ પ્રેમ ધરી અપાર;
એહવિ કૃષ્ણિ અર્જુનનુ, રથ ખેડ્યુ [4]તે સાર. ૧૦

તેણિ સમિ આવ્યુ શિખણ્ડી, હેલામાત્ર મુરારિ;
કૃપાસર્વ્વાંતિ યુદ્ધ કરતુ, હવો તેણિ હારિ. ૧૧

[5]અન્યોઅન્ય સુભટ બલિઆ, યુદ્ધનુ લહિ તે મર્મ;
બહુ બાણ મૂકી શિખણ્ડીઇ, તેહ તણું છેદ્યૂં ચર્મ. ૧૨

બહુ બાણ ત્યહાં મેહ્લ્યાં કૃપાઇ; દલ કરચૂં મારી ચૂર;
ત્યાહ્રિ મૂર્છાગ્રંત થૈ પડ્યુ, શિખણ્ડી મહાશૂર. ૧૩

શિખણ્ડી મોહ પામતાં, મન થકી મેહ્લ્યુ ગર્વ;
ત્યાહ્રિ પાણ્ડવની સેના વ્યપિ, નાહ્સવા લાગા સર્વ. ૧૪

એહ્વિ પાર્થ ક્રોધ ધરી હદે, ઊભુ રહ્યુ અશ્વમેવ;
ત્યાહ્રિ સુશર્માના સપ્ત બાન્ધવ, આવિઆ તત્ખેવ. ૧૫

ચન્દ્રદેવ નિ ચિત્રદેવ, ત્રીજુ ચન્દ્રવર્મા વીર;
[6]એ સર્વ સુભટ સાથ લેઇ, આવ્યુ સુશર્મા ધીર. ૧૬

પારથ ઊપરિ બાણ-વરસા, મેહ્લવા લાગા ત્યાંહિ;
અર્જુનિ ક્રોધ હદિ ધરી, [7]સાતે હણ્યા રણ માંહિ. ૧૭

એહ્વિ સહીસપ્તક આવ્યુ સહી, તેણિ યુદ્ધ કરચૂં અપાર;
ત્રિલોક માંહિ તેણિ સમિ, થૈ રહ્યુ હાહાકાર. ૧૮

એકલુ અર્જુન તિહાં વહિ, મન વ્યપિ મોહ્ટી હામ;
એહ્વિ યુધિષ્ઠિરનિ દુર્યોધન, કરતા હવા સઙ્ગ્રામ. ૧૯

ધર્મરાઇ દુર્યોધનનુ, રથ કરચુ શતખણ્ડ;
[8]ગજ છેદ્યા, અશ્વ મારચા, ભાંજ્યૂં ધનુષ પ્રચણ્ડ. ૨૦

---

૫. "બહુ સુભટ બલિઆ યુધના, તે લહે સઘલા મર્મ." બ. ૬. "સત્ય, સૌશ્રુત, શત્રુંજય અને સુશ્રુમા નિર્ધાર." બ. ૭. શતસહસ્ર મારચા ત્યાંહિ. બ. ૮. હય ચ્યારશું છેદિ ધ્વજ, ભાંજ્યુ...તે. બ.

તેણિ સમિ રાઇ દુર્યોધન, અતિ દુઃખિઉ મનિ હોઇ;
[9]એહ્‌વિ સમિ અશ્વત્થામા, કર્ણ આવ્યુ સોઇ. ૨૧

એહ્‌વિ સમિ રાઇ યુધિષ્ઠિર પાસિ, [10]આવી રહ્યા સવિ કોઇ;
પછિ કૌરવ નિ પાણ્ડવ તણૂં, મહાયુદ્ધ દારુણ હોઇ. ૨૨

તે સરવ દેખતાં અમર, વિસ્મે થયા અશ્વમેવ;
ધર્મરાઇનિ લીધા વીંટી, તે વેલા તત્ખેવ. ૨૩

ગજે ગજ, તુરીઇ તુરી, અનિ રથિ રથ તે ઠારિ;
પાલિ પાલા અવટાઇ છિ, તેહ તણુ નવિ જાણું પાર. ૨૪

કો રહ્યા, નાહ્‌ઠા સુભટ શૂરા, કો કાઢ્‌તા ગજદન્ત;
કો ગદા–બાણિ યુદ્ધ તિહાં કરતા હવા [11]અનન્ત. ૨૫

વલી મુષ્ટિ પાટૂ ઘાઇ, કો કરતા હવા રણધીર;
રણ વ્યપિ બહુ ભડતા હવા, કો વીર સાથે વીર. ૨૬

પારકા નિ પોતા તણા, રણ મધિ કો ન જાણાઇ;
[12]ઇમ કૌરવ પાણ્ડવ તણી, સેના બહુ અટવાઇ. ૨૭

ત્યાહ્‌રિ દુર્યોધન સારથિનિ, સાને કરી સમઝાવુ:
[13] "હાવિ રાજા ભણી રથ વેહ્‌લુ વાલિ;"
તે સારથિ રથ લ્યાવ્યુ. ૨૮

[14]દુર્યોધન ક્રોધ કરીનિ આવ્યુ, જ્હાં હૂતા ધર્મકુમાર;
વલી યુદ્ધ બિહૂ કરતા હવા, મનિ ધરી ક્રોધ અપાર. ૨૯

તેણિ સમિ રાજા દુર્યોધન, આકલુ થયુ રણ માંહિ;
એહ્‌વિ યુદ્ધ કરવા ધર્મશું, કૃતવર્મા આવ્યુ ત્યાંહિ. ૩૦

---

૯. "એહવે અશ્વસ્થામા કર્ણ કૃપ તતકાલ આવ્યા ત્યાંહ." બ. ૧૦ જૈ રહ્યા તતખેવ. બ. ૧૧. બલવંત. બ. ૧૨. "એણી પેરે કૌરવ પાંડવ તણી સેના તણો ક્ષય થાય." બ. ૧૩. "હાવિ યુધિષ્ઠિર રાજા ભણી રથ શીઘ્ર ચલાવ્ય." બ. ૧૪. સારથિ રથ ચલાવ્યો ત્યહાં, બ.

રણ વ્યપિ બન્ન્યો અભઙ્ગ છિ; [૧૫]કુહુતુ ન આવિ નાશ;
અર્જુનને બાણે કરી પૂર્ણ, ઢાંકિઉં આકાશ. ૩૧

એહ્વિ દુર્યોધન આવ્યુ સહી, દેખતાં સુભટ અનેક;
રથ અશ્વ છેદ્યા અર્જુનિ, વલી બાણુ મેહ્લ્યુ એક. ૩૨

તવ દ્રોણપુત્રિ આવતાં, શતખણ્ડ કીધુ તેહ;
[૧૬]અર્જુનિ તેણિ બાણિ છેદ્યૂં, કવચ નિ ટોપ યેહ. ૩૩

વલી કૃપાચારયનૂં ધનુષ છેદ્યૂં, મન માંહિ રાખી ધીર;
વલી યુદ્ધ કરિવા કર્ણશું, આવિઉ અર્જુન વીર. ૩૪

કર્ણિં તે શ્રીકૃષ્ણ ઊપરિ, સિત્તેર મેહ્લ્યાં બાણ;
ત્રણ બાણ મેહ્લ્યાં પાર્થ ઊપરિ, પછિ ગાજ્યુ ચતુરસુજાણ. ૩૫
શત બાણ તવ સાત્યકિ, મેહ્લતુ હવુ તત્ખેવ.

ત્યાહ્રિ આવ્યા દ્રુપદ શિખણ્ડી, શકુનિ, નકુલ સિહિદેવ. ૩૬

બહુ બાણ તે મેહ્લ્યાં તિહાં, આગમી પોતિ મરણ;
તે સરવ સાથિ યુદ્ધ કરતુ, હવો ક્ષત્રી કરણ. ૩૭

મહાક્રોધ આણી મન વ્યપિ તે મૂકિ બાણ અનેક;
પછિ સેન દુહુદિશિ કરચૂં, ત્યાહ્રિ રહ્યુ અર્જુન એક. ૩૮

કર્ણ અર્જુન યુદ્ધ કરતાં, કો ઊસરિ નહીં તત્ખેવ;
એહ્વિ સૂર્ય અસ્તાકૃંત તણ્, તવ સમુ થયુ અશ્વમેવ. ૩૯

## ઊથલુ

અશ્વમેવ રાજા સુભટ બહુ, અતિ યુદ્ધ કરી શ્રાન્ત થયા;
**વિષ્ણુદાસ** કિહિઃ આપઆપણિ, સ્થાનક વ્યપિ સહૂ કો ગયા. ૪૦
૨૦૫

---

૧૫. યુધે ન પામે નાસ. બ. ૧૬. "અર્જુને તેહનુ ધનુષ છેદુ કનક ભૂષણ જેહ." બ.

## કડવું ૬ ઠ્ઠું–રાગ મારૂ

[1]રાઇ સઞ્જે પ્રતિ કહિ છિઃ મુઝ મનિ નિશ્ચે હોઇ.
હૂં જાણૂં છૂં, અર્જુન આગલિ, નહીં ઊગરિ કોઇ. ૧
પાણ્ડવ બલિઆ [2]અતિ ઘણૂં, મુખિ કરશિ સહૂનુ આહાર;
[3]યેણિ દૈત્યજ મારિઆ; [નિવાત–]કવચનુ આણ્યુ કાલ; ૨
યેણિ અર્જુનિ યુદ્ધ કરીનિ, સન્તોષ્યા ત્રિપુરારિ;
તે આગલિ પુત્ર [4]શૂં કરતા હવા, તે વાત કુહુ વિસ્તારિ. ૩
વલતુ સઞ્જે [5]વાણી વદિઃ સુણિ, ભૂપતિ પરમ ઉદાર!
તાહ્‌રા પુત્ર અતિ દુઃખિઆ થયા, તે મનિ કરિ વિચાર. ૪
ત્યાહ્‌રિ કર્ણ વાઇક ઇમ બોલ્યુ, હાથ ઘસિ નિ લાજિઃ
"હીણપ્રાક્રમી પાણ્ડવ આગલિ, આપણિ હોઆ પ્રાજિ. ૫
તે શ્રીકૃષ્ણ–પ્રતાપ માટિ, જય પામિ પાણ્ડવ વીર;
પ્રભાતિ હૂં સરવનિ હણૂં, તહ્‌મ્યો, રાખુ નિજ મતિ ધીર." ૬
પ્રભાતકાલ [6]હવો; સહુ ચાલ્યા કરવા માહા સગ્રામ,
દુર્યોધન પાણ્ડવ જીત્યાની [7]કરી હદિશૂં હામ. ૭
ત્યારિ કર્ણ કિહિ: "માહ્‌રી વિદ્યાનૂં સકલ [8]કારણ દેષાડૂં;
કિ પાંડવ મુઝનિ મારિ, કિ હૂં તેહનિ [9]નાશ પમાડૂં. ૮
આગિ ઇદ્રિ ધનુષ સમર્પ્યૂં ફરશુરામનિ હાથે,
તેહ આપ કરિ ગ્રહી યુદ્ધ મિ કરવૂં પાણ્ડવ સાથે. ૯
અર્જુનના [10]શરખી માહારિ બાકી [11]સર્વ સજાઇ હોય,
એહનિ સારથિ કૃષ્ણ[દેવ] છિ [12]તેહવો માહ્‌રિ નથી કોય. ૧૦
તે શરખો [1]આપણિ શલ્ય છિ; સત્ય જાણો મન માંહિ.
તે માહ્‌રો સારથિ હોઇ તો યુદ્ધ કરૂં જૈ ત્યાંહિ." ૧૧

---

૧. રાય ધતરાષ્ટર કહે સુણી સંજે, મુજને. બ. ૨. અગ્નિ તણો, પૂર્ણ કરયો જેણે આહાર. બ. ૩. "જુધ દૈત નિવાતકવચનો, આણિ રણિ સંઘાર." બ. ૪. માહરા. બ. ૫. વાત કહે. બ. ૬. ☞ અહીંથી સં. ૧૭૧૩ વાળી પ્રત શરૂ થાય છે. થએ તારે સરવ કરવા ચાલા સંગ્રામ. ૭. કરે મંનમાં. ૮. કલા ૯. હાર. ૧૦. સમરૂં. ૧૧. સરવસ જોડ. ૧૨. એટલી માહારે ષોડ.

ર્યોધન એહ્‌વૂં (વાક્ય) સાંભલી મનમાં થયો રલીઆત્ય;
ણૂ: "કર્ણ! હૂં સૈન્ય લેઇનિ આવૂં તુઝ સહ્‌ધાત્ય." ૧૨
:છિ કર્ણ સાવધાન થયો માહ ધીરયપણૂં મન્ય આણી.
.ણિ સમિ વળી શલ્ય પ્રત્યે દુર્યોધન બોલ્યો વાણી: ૧૩

મહો શલ્ય! તૂં માટિ [13]હૂં રણમાં રૂડૂં ભાવ્યો;
[15]'કર્ણ તણૂં સારથિપણૂં કરિ', એ પ્રારથના આવ્યો. ૧૪
[16]તુઝ દેખીનિ એ સમરાંગણ્ય સુભટ સહૂકો ત્રાહ્‌સિ;
[17]યમ અર્જુન નિ એક કૃષ્ણ, ત્યમ કર્ણ તણિ તૂં પાસિ. ૧૫

। તે સુભટ [18]પડ્યા રણમાં યે માહાબલીઆ હોય.
ર્ણ સહૂંત્યિ તુઝ દેખી ઊભા ન રહિ કોય." ૧૬

શલ્ય કિહિ: "હૂં હીન-પ્રાક્રમી, એહ્‌વૂં તુઝ મન્ય આવિ,
। તૂં મુઝનિ કર્ણ તણૂં સારથિપણૂં કરાવિ." ૧૭

ાધ-વાઇક ઇમ શલ્ય ઊચરચો: "અરે પાપી! શ્યૂં બોલિ?
હૂં એકલો સગ્રાંમ [19]કરૂં, પણ નહીં કો માહ્‌રિ તોલિ. ૧૮
[20]પ્રાહરિ પર્વત ચૂર્ણ કરૂં અનિ વસુધા પાણ્ય વિદારૂં;
કેહિ તો સમુદ્ર તણૂં જલ શોષૂં, કો ન સકિ બલ માહ્‌રૂં. ૧૯

ખણપીછ્યૂં અવિચારયૂં વાયક આંહાં બોલ્યો તૂં ઇમ્મ.
સૂતપુત્રનો મુનિ સારથિ કરવા ઈછિ કયમ્મ? ૨૦

જે ત્યિ એહ્‌વાં વાક્ય કહ્યાં તો યુદ્ધ [21]કરૂં નવિ લેશ."
અતિ ક્રોધિ ઊઠી ત્યાંહાંથો, [22]સઞ્ચરચો શલ્ય નરેશ. ૨૧

---

૧૩. એક. ૧૪. મુજને અતી રૂડુ મુને ભાવે. ૧૫. "જો કરણ તણા થી થાઓ તો પારથ અહીં ના આવે. ૧૬. તમોને દેખીને સહુ રાજા. "જેમ અરજુનને કૃષ્ણ સારથી તેમ તમો કરણની પાસે." ૧૮. ઉભા. કરૂં રણમાં. ૨૦. "કેહે તો વસુધાને વીદારૂં: સમુદ્ર જલ સોખું સાર. કોઈ બલ નવ લેહે માહારૂ: ધરા આભ કરૂ એકાકાર."
૨૧. ના કરૂ લવલેશ. ૨૨. સલ્ય ચાલ્યો માદ્રદેસ.

દુર્યોધન કહિઃ "અહો શલ્ય! હું તવ વચને મન્ય રાચું.
તુઝથી અધિકો કર્ણ નહીં, એ તૂં બોલ્યો મુક્ષ સાચું. ૨૨
આર્તિવન્ત પૂરુષની રાખવા પોતે બરદ કહાવૂં;
શત્રુ સર્વનિ શલ્યરૂપ તિં સાચૂં નામ ધરાવ્યૂં." ૨૩
દુર્યોધન કિહિઃ "હૂં મુઝ-અર્થે વાક્ય કહૂં છૂં એહ:
તુઝ સરખો કો સુભટ નથી, રણ માંહ્ય રાખિ યેહ." ૨૪
શલ્ય કહિઃ "સારથિપણૂં હવિ મિ કરવૂં નિરધાર.
એ રણમાં કહ્યૂં કર્ણનૂં હૂં નહીં કરૂં (એક) લગાર." ૨૫
દુર્યોધન કિહિઃ "(અહો) શલ્ય! તૂં આણે મન્ય વિશ્વાસ;
એક માર્કણ્ડેયનૂં ઉક્ત છિ તે *તુઝનિ કહૂં અતિહાસ. ૨૬
માહ્‌રા પિતાનિ કિહિ માર્કણ્ડેયઃ સાંભલિ, કૌરવરાય!
કોઇ કાલિ દેવ દાનવથં યુદ્ધ અપરિમિત થાય. ૨૭
હાહાકાર તવ થૈ રહ્યો રે ભુવન ત્રણ્ય મોઝારય.
પ્રથમ યુદ્ધ તારકિ કરૂં; તે રણમાં પામ્યો હારય. ૨૮
ત્રણ્ય પુત્ર તેહનિ હવા રેઃ એક નામ કમલાક્ષ,
બીજો પુત્ર [૨૩]તે વિષ્ણુમાલી, ત્રીજો તે તારકાક્ષ. ૨૯
ત્રોહિ મલીને માહાતપ માંડચોઃ બ્રહ્મા થયા તુષ્ટમાન;
કહ્યૂં: પુત્ર! માગો મન્ય ભાવિ તે આપૂં વરદાન. ૩૦
તારકસુત વલતા વદિ તે બ્રહ્માનિ શિર નામીઃ
પ્રાણી માત્રથી અહ્મો ન મરીઇ, એ વર આપો, સ્વામી! ૩૧
(પછિ) બ્રહ્મા કહિઃ મૃત્યુરૂપ સૃષ્ટિમાં અમર નહીં કો પ્રાણી.
તે માટિ બીજો વર માગો, એ કારણ મન્ય જાણી. ૩૨
[૨૪]કરી વિચાર વિરઞ્ચિ પ્રતિ પછિ એહવૂં બોલ્યા ત્યાંહિઃ
ત્રણ્ય ભુવનમાં [૨૫]રહ્યા થકા અહ્મો વિચરૂં ત્રિભોવન માંહિ; ૩૩

*સાંભલ. ૨૩. તેહનો બીદૂ નાંમ કાહાવે.
૨૪. આરાધન કરી વીરંચી પ્રતે, ૨૫. અમો પરવરઃ પણ બીજુ મંન માંહે.

સહસ્ર [26]વર્ષે તે નગર પછિ મલિ એગઠા થારિ,
એકે બાણે [27]વેધ કરિ, અહ્નો મરૂં, પિતામહ! ત્યારિ. ૩૪

[28]સત્ય વર આપી અનિ વિખ્યાતા હૌઆ અંતરધ્યાન.
[29]નર રચવા ત્રણ્યે નગર વિચારી જોયૂં આભીંતર જ્ઞાન; ૩૫

પછિ મયદાનવનિ જે કહ્યૂં, તેણિ નગર રચ્યાં તતકાલ;
એક કનક, એક રૂપ્ય તણૂં. એક લોહમિ અધિક વિશાલ. ૩૬

સ્વર્ગ કનક, અંત્રીક્ષિ રૂપ્યમય; કહ્યું ન જાય વિખાણ્યું;
લોહમિ નગર રહિ વસુધાતલિ શતજોયન-પ્રમાણ. ૩૭

ધર-પ્રાકાર અનેક-અટાલી-યુક્ત્ય મનોહર દીસિ.
અનેક-દ્વાર-વિરાજિત રચના, યે જોતાં મન હીંસિ. ૩૮

હેમ નગરનો તારકાક્ષ તે થૈ રહ્યો આધકારી.
રૂપ્ય નગર કમલાક્ષ ભોગવિ માહાપ્રાક્રમ-બલધારી. ૩૯

લોહમિ નગર તણો અધિપતિ તે વિદ્યુન્માલી કહાવિ,
ત્રણ્ય ભુવનમાં માહાબલીઓ, યેહની યમલી કો નાવિ. ૪૦

એણી પ્રકારિ ત્રણ્યે બાંધવ રાજ્ય કરિ અવશ્યમેવ.
મનમાં યે ઇચ્છા કરિ તે ત્યાંહાં પામિ તતખેવ. ૪૧

તારકાક્ષનો પુત્ર હરિ તેણિ માહા ઉગ્ર તપ કીધો.
વિરઞ્ચિ પ્રગટ હવા કારણિ સત્ય બોલ કરિ દીધો. ૪૨

હરિ કહિઃ 'બ્રહ્માજી! મુઝનિ એક વર કરો પસાયઃ
સ્વામી! અહ્માર નગર વિષિ એક અમૃત વાપી થાય. ૪૩

તેણિ સમિ બ્રહ્માજી અંતરધ્યાન હવા વર આપી.
હેલાં માત્ર માંહાં નીમી એક અમૃત કેરી વાપી. ૪૪

---

૨૬. જોજંન ત્રણ. ૨૭. કો વધ. ૨૮. "વરદાંન આપી ભ્રંમા વલીઆઃ થઆ ઊનમત બલીઆ સોંએ." ૨૯. અહીંથી ૪૪ મીના પૂર્વાર્ધ પર્યંત સો. માં નથી.

પછિ ઉન્મત્ત હવા તે દાનવ માહાબલીઆ યે હોય.
ત્રણ્ય લોકમાં દેવ રષેશ્વર દુખિ કરચા શ્રવ કોય. ૪૫
તેણિ સમિ [30]જઇ અમર કહિ શ્રી બ્રહ્માનિ શિર નામી :
'ત્રૈલોક્યમાં તારકસુત આગલિ કયમ રહીઇ અહ્મો, સ્વામી ?' ૪૬

બ્રહ્માજી વલતા ઇમ બોલ્યા: 'અમર ! તહ્મો અવિધારો:
યે પાપી તમનિ દુખદાયક [31]તે તાં દૈષી અહ્મારો. ૪૭
જાઓ શર્ણ્ય માહાદેવ તણિ; ત્યાંહાં [32]કિહિજ્યો નિજ વૃત્તાન્ત.
ઇશ વિના [33]કોણિ પાપીનો આણી ન સકિ અન્ત.' ૪૮

બ્રહ્માનિ પછિ મુક્ષ કરી સુર ત્યાંહાં આવ્યા તતખેવ.
મન એકાગ્રપણિ સ્તવ્યા ત્યારિ પ્રસન્ન થયા માહાદેવ. ૪૯
બ્રહ્મા કહિઃ 'તારકસુત આગલિ અમર દુખી શ્રવ થાય.
[34]તહ્મ વિના તેહનો નાશ કરી કો ન સકિ, શંભુરાય !' ૫૦

પછિ ઇશ કિહિઃ 'હું [તેહને] મારીશ હેલાં માત્ર મોઝારય.'
ત્યારિ [35]દિવ્યરૂપ અમરિ રથ નીમોં; બિઠા શ્રીત્રિપુરારય. ૫૧

રુદ્ર કહિઃ સારથિ કરો કો મુઝપિ અધિકો (હોય) [યેહ;]
[36]તે તાં મિ એણિ રથ બિઠા દૈત્ય હણાએ તેહ.' ૫૨

પછિ [37]બ્રહ્માનિ સારથિ કરચા રે; વરત્યો જેજેકાર.
[38]દાનવ હણવા ઇશ સંચરચા આણી પ્રેમ અપાર. ૫૩

જઈ યુદ્ધનો [39]સમિ રચ્યો પૂરવા અમરની હામ.
પાશુપતાસ્ત્ર બાણુ મેહેલી શિવ કરે માહા સગ્રાંમ. ૫૪

---

૩૦. સરત. ૩૧. તેહનો દયાડીએ અતુઠાર. ૩૨. જઇ કેહેજો વતાંત. ૩૩. એ પાપીનો કોએ ના આંણે અંત. ૩૪. "તમ થકી તેહેનો નાસ થાસેઃ બાકી કોણ કરે સંભુરાઅ." ૩૫. દેવ અમર મલી. ૩૬. તારે અમો રથ બેસીને દઇત હણ્યા તેહ." ૩૭. "પછે વિરંચીને કરા સારથી, આણી મન ઉલ્લાસ." ૩૮. "તતખણ બ્રમાજી રથે બેઠાઃ ગીરજાપતની પાસ." ૩૯. આરંભ કરો.

ત્રણ્યે પુર તેણિ સમિ બલીનિ ભસ્મરૂપ થયા ત્યાંહિ.
તારકાસુત ત્રણ્ય પાપી પછિ પડયા રણ માંહિ. ૫૫
પરમ ક્રિપા કીધી માહાદેવિ; વચન પોતાનૂં પાલ્યૂં.
જયજયકાર હવો ત્રિભોવનમાં; અમર તણૂં દુઃખ ટાલ્યૂં." ૫૬
દુર્યોધન કિહિઃ "અહો શલ્ય! તૂં સાંભલ્ય સત્ય ઉપાય.
તે માટે હવિ કર્ણ તણૂં સારથિપણૂં કરચ, રાય! ૫૭
રુદ્રરૂપ એ કર્ણ ભણિજિ, [40]તૂં તે વિરંચિ સમાન્ય.
તેણિ ત્યાંહાં [41]કરચૂં ત્યમ ત્યિ કરવૂં કાર્ય નિદાન્ય. ૫૮
[42]તે માટિ વલી સાંભલ્યઃ તૂઝનિ હૂં કહૂં એક અતિહાસ."
દુર્યોધન રાજા ઇમ બોલિ; કિહિ સેવક વિષ્ણુદાસ. ૫૯
૨૬૪

## કડ્વૂં ૭મૂં—રાગ ધવલ ધન્યાશી

દુર્યોધન કહિઃ "શલ્ય! સાંભલો, કર્ણ તણું બલ યેહજી,
શ્રીફરશુરામ થકી [1]બહુ વિદ્યા નિશ્ચે પામ્યો એહજી; ૧
ત્રિપુરા દૈત્ય હણ્યા યારિ મ્યલીઆ દેવ સઘાતિ ઇશજી,
ત્યાંહાં માહાબલીઆ જાણીનિ તેડયા ફરશુરામ (રુષિ)ધીશજી. ૨
રુદ્ર કહિઃ 'તહ્નો દૈત્ય સર્વનિ હેલાં મારો આજ જી.
તમ પાખિ સુર સર્વ તણાં નહીં કાર્ય કરિ માહારાજ જી.' ૩
ત્યારિ રામ કિહિઃ 'એ દાનવ બલીઆ [2]દિવ્ય[અ]સ્ત્ર બહુ જાણિજી.
તે માટિ એ સાહ્મો રહિનિ ધનુષ હાથ્ય કોણ તાણિ જી? ૪
હૂંમાં કાંઇ એવડી વિદ્યા દિવ્ય અસ્ત્રનૂં ગ્નાનજી,
તોહે પણ સંગ્રામ કરૂં; મુહ્નિ આયસ દ્યો, ભગવાનજી!' ૫

૪૦. તુ વીરંચીને ઠાંમ. ૪૧. તારકાસુત મારા તંમ કરતુ એહે કામ.
૪૨. વલણ—એ કાંમ કરતુ સરવથા.

કડ્વૂં ૭મૂંઃ—૧. નીજ. ૨. દેવ અંત સરત આંણેજી.

અનેક આયુધ અદ્ગય ધરીનિ ચાલ્યા રણમાં રામજી.
વિવિધ પ્રકારિ દૈત્ય સઘાંતિ [3]કીધો માહા સઙ્ગ્રામજી. ૬
બાણુ તણી ત્યાંહાં વૃષ્ટિ કરી, ત્યારિ અસુરનિ [4]હવૂં જ્ઞાનજી.
પુરમાંથી બહુ માર કરચો; જાણ્યૂં: આવ્યા શ્રીભગવાનજી. ૭
ત્યારિ દિવ્યઅસ્ત્ર મૂંકી દૈત્યપુત્રે ભેદ્યું રુક્ષનૂં ગાત્રજી.
ત્યાંહાં રથકી મૂક્યા પછિ હેલાં જાણિનિ મહા પાત્રજી. ૮
[5]રુદ્ર સમીપ રહ્યા ત્યાંહાં આવી ત્રાહિ વદિ મુક્ષ વાણીજી :
'એ દાનવ સાથિ યુદ્ધ કરિ એહવો નથી કો પ્રાણીજી. ૯
દિવ્ય અસ્ત્ર [6]મૂકીનિ માહરૂં કરચૂં જાજરૂં અઙ્ગજી.
તુઝ વિન [7]એહનિ કો મારિ? સાંભલ્ય, કહૂં, પતિ–ગઙ્ગજી!' ૧૦
એહવૂં કહી શ્રીરુદ્ર તણી ત્યાંહાં પૂજા બહુવિધિ કીધીજી.
નિગમ ચ્યારના મંત્ર ભણીનિ તવ આશી [8]મુક્ષ દીધીજી. ૧૧
ક્ષણમાં [9]રુષ્ટ હવા ગિરિજાપતિ; તવ આપ્યૂં વરદાનજી:
'સકલ [10]દિવ્ય અસ્ત્રવિદ્યાનૂં તુઝનિ થજો જ્ઞાનજી.' ૧૨
અનેક વર બીજા વલી આપી તવ શિર મેહ્લ્યો હાથજી:
'હવિ, રુષ્ય! પધારો સ્થાનક્ય;' એહવૂં બોલ્યા(ગાજી રીઝા)નાથજી. ૧૩
કરી પ્રણામ વલ્યા રુષિનાયક, આનંદ અઙ્ગ ન માયજી:
'કો એક રૂડો શિષ્ય મલિ તો કરૂં પરમ ક્રિપાયજી.' ૧૪
એહવી મનમાં ઇચ્છા ધરતાં માંડચો તપ માહા ઉગ્રજી.
તેણિ તપિ[11] ત્રિભોવનમધ્યે સુરનર હોઆ વિગ્રજી. ૧૫
એમ કરતાં બહુ કાલ ગયો રે માહા તપથી વન માંહિજી.
ચિરંજીવ થઇ રુક્ષનાયક પછિ રહ્યા તે ત્યાંહિજી. ૧૬
તે રુક્ષિ કેરિ શરણ્ય ગયો એ કર્ણ રદિમાં જાણીજી;
'અરે સ્વામી! હું શિષ્યરૂપ છૂં;' એહવી બોલ્યો વાણીજી. ૧૭

---

૩. માંડયો તાંહાં. ૪. થઉ જાંણુજી.
૫. દ્રોણુ (?). ૬. મુનીએ મારૂ. ૭. એકે નવ મરે. ૮. રૂષીને.
૯. પ્રસંન થઆ. ૧૦. અસ્ત્ર દીવાસ્ત્રાતણું. ૧૧. સમે.

દેવપુત્ર શરષો ત્યાંહાં જાણી હર્ક્ષા હૈડામાંહિજી.
[12]દિવ્ય અસ્ત્ર તણી યે વિદ્યા સર્વ સમર્પી ત્યાંહિજી.　　１૮

એહવા ગુરુ હરિરૂપ થકી યે વિદ્યા પામ્યો સર્વજી,
એ કર્ણ આગલિ સાહ્મો રહી [13]કો સુભટ મન્ય કરિ ગર્વજી?　　１૯

સૂતપુત્ર તાં [14]અપયશ એહવો રષે, રાયજી! જાણોજી.
દેવપુત્ર એ કર્ણ [15]ઘટિ. તહ્મો રદિ જ્ઞાન શાન આણોજી?　　૨૦

કુણ્ડલ કવચ સહિત [એ] જનમ્યો દીર્ઘ બાહુ વિશાલજી.
રિપુદલ ભ્રાત હણેવા ઊભો રહ્યો દીશીઇ [16]કાલજી.　　૨૧

લોહકપાટ [17]શરષૂં વક્ષસ્થલ; સૂંઢિ સમા કર શોભિજી.
તે કર્ણ આગલિ જુઓ, રાયજી! કોણ સુભટ વલિ થોભિજી?　　૨૨

[18]સૂર્યસમાન્ય કાંત્ય જલહલિ; સૂતપુત્ર ક્યમ હોયજી?
સિંહપુત્ર ક્યમ મૃગલી પ્રસવિ; રદિ વિચારી જોયજી.　　૨૩

તે માટિ તહ્મો થાઓ સારથિ. [19]વેગ વાર મ લાયજી.
તમ પાષિ કુન્તાસુતનિ જીતિ નહીં કો રાયજી.”　　૨૪

એહવૂં સુણિ દુર્યોધન પ્રતિ હશી આલીઘન દીધૂંજી:
[20]“જા; મિ સૂતપણૂં આચરવૂં,” સત્ય વચન કરચ દીધૂંજી.　　૨૫

“હૂં હિત અથવા કોહ્નિ અહિત કરૂં રહી રણ માંહિજી,
પણ રક્ષે કર્ણ મુઝ ઊપરિ, રાજા ક્રોધ ધરિ મન માંહિજી!　　૨૬

---

૧૨. “બેહુ કર જોડીને કરણ ઊભો રહ્યો છે તાંહેજી.” ૧૩. ને કરે. ૧૪. આપજ. ૧૫. કાહાવે. ૧૬. જાંણે કાલજી. ૧૭. વજ. ૧૮. આ પહેલાં ૧ કડી વધુ:—

“કરણ સરખો પ્રાક્રમી: વલી બાંણાવલી સુર કાહાવેજી.
તેજવંત અતિ ઘણું રૂડો: એ સમોવડ કો નવ આવેજી.”

૧૯. જસ તમોને થાએજી. ૨૦. “કરણ હરષ પાંમો તે મંનમાં: કારજ હાવે સીધુજી.” ૨૧. “સલ કહે સમોવડ માહારે: કૌરવ પાંડવ રંણ માંહિજી તો પ્રગટ મન ઊપર રાજા ... ... ...”

ત્યારિ કર્ણ કહિ: "[22]શિવ-રથ્ય યમ બ્રહ્મા, પાર્થ કહિ પરબ્રહ્મજી,
સુરપતિનિ યમ સમીપ માતલિ, તહ્મો અહ્મારી ત્યમ્યજી." ૨૭
ત્યારિ હસ્યો શલ્ય વદિ મુક્ષ વાણીઃ "નિર્ભિ થા હવિ, કર્ણજી!
રણમાં અશ્વ સબલ સાચવૂં યાંહાં લગિ પામૂં મર્ણજી." ૨૮
ત્યારિ દુર્યોધન કિહિ: "યોગ્ય સારથિ, કર્ણ! તહ્મારી આજજી.
એ વિરઞ્ચિ-માતલિપિ અધિકો; હવિ સરશૂં મુઝ કાજજી." ૨૯
ત્યારિ કર્ણ કહિ: "તૂં અહો સારથિ! કલ્પ્ય હવિ રથ માહ્રોજી,
જૈ સઙ્ગ્રામ કરીજિ રણમાં, યેણિ રહિ યશ તાહ્રોજી." ૩૦
ત્યારિ લોહમિ રથ કલ્પ્યો એક નૌતમ ગન્ધર્વનગરાકારજી.
જૈત્રરથ છિ નામજ તેહનૂં; કો નહિ લહિ તેહનો પારજી. ૩૧
અનેક પિરિનાં આયુધ [23]વેગિ મૂકયાં તેહ મધ્યજી.
સ્વામી આગલિ મૂકયાં આણી યે કો ન લહિ નિષ્યજી. ૩૨
તે દેષીને સૂર્ય તણો સુત પામ્યો હર્ષ અપારજી.
બ્રહ્મા મન્ત્રિ અભિષેક કરાવ્યો તતક્ષણ તેણી વારજી. ૩૩
ત્યારિ પ્રદક્ષણા કીધિ રથ પાપલિ સમરી આદિત્ય દેવજી;
શલ્ય તણી ત્યાંહાં આજ્ઞા માગી બિઠો રથ તતક્ષેવજી. ૩૪
ત્યારપછી આરૂઢ થયો રે મદ્ર દેશનો રાયજી:
'હવિ હણૂં કુન્તાના કૂંઅર;' આનન્દ અઙ્ગિ ન માયજી. ૩૫
ઘન મધ્યે યમ અર્ક શોભાએ, રથ [24]શોભિ ત્યમ કર્ણજી.
તે દેષીનિ [25]કાયર સુભટ તેહવા પામતા મર્ણજી. ૩૬
પણ દુર્યોધન કહિ: "ભીષ્મ દ્રોણથી ના સરશૂં કાર્ય માહ્રૂંજી.
[26]આજ હણી અર્જુનનિ હવડાં [27]યશ વિસ્તારૂં તાહ્રૂંજી. ૩૭
યમ વજ્ર ધરી સુર[રા]જ ભડિ, ત્યમ તાહ્રી મુઝનિ આસજી.
યમ ત્યમ કરી, [28]રાધે! અર્જુનનિ હેલાં કરયે નાશજી. ૩૮

---

૨૨. સીવને બ્રાંમા જમ, પારથને. ૨૩. મેહેલાં, વેગે રથની. ૨૪. પર બેઠો તંમ. ૨૫. હરયા સહુ સુભટ, લજા રાખે અસરણ-સરણજી. ૨૬. હેવાં. ૨૭. તમારો જસ વાધે આજજી. ૨૮. હણજે.

અથવા ધર્મ તણા સુતનિ તૂં કરયે નાશ આહા વારજી.
અથવા ભીમ-નિકુલ-સિહિદેવનિ બહુ વિધિ કરયે મારજી. ૩૯

માર્ગિં જતાં (તુહિ) શકુન હયો રે અતિ રૂડાં અવશ્યમેવજી.
[29]દ્રિષ્ટ માત્રથી સર્વ સૈન્યનિ ભસ્મ કરો તતખેવજી." ૪૦

ત્યારિ વાજિત્રના નીઘોષ ગડગડિ; જય બન્દીજન બોલિજીઃ
'આજ ત્રૈલોકય [30]વિધિ બલીયો, જો, કર્ણ સમો નવ તોલિજી. ૪૧

ત્યારિ યોદ્ધ [31]સહુ ત્યાંહાં સાન્નદ્ધ હોઆ; મનમાં મોટી આશજી.
[32]રાય કહિ પછિ આજ્ઞા માગી. કિહિ શેવક વિષ્ણુદાસજી. ૪૨

૩૦૬

## કડવું ૮ મૂં—રાગ રામગ્રી

સઞ્જિ બોલ્યાઃ સાંભલ્ય, રાયજી!
કર્ણ તણો [1]હવિ કહૂં ઉપાયજી. ૧

દ્વિતીય દિવસનૂં[2] યુદ્ધ વિશેષજી.
[3]તે વિસ્તારી કહૂં નીશેષજી. ૨

**ઢાલ**–[4]નીશેષ વિસ્તારી કહૂં; તૂં રાય! સાંભલ્ય ધિરિ.
કયમ યુદ્ધ કીધૂં પારથ સાથિ, કહૂં માંડી પિરિ. ૩

---

**૨૯.** દ્રષ્ટ દેખતાં. **૩૦.**—માં જોતાં. **૩૧.** સરવે તતપર થઆ. **૩૨.** "માહાબલીઆ ચઢા રણમાંહેઃ સેનનો કરવા નાસજી.

**વલણ**

કરવા સેનાનો નાગરે કરણ સુભટ રણમાં ચઢો.
તે દેખી પાંડવ દલ ધસીઊઃ સનમુખ અરજુન ગડગડો."

**કડવૂં ૮ મૂંઃ**–**૧.** કહૂ મહીમાએજી. **૨.** કહુ વીસ્તારજી. **૩.** હાવે જુધ થાશે અપરંપારજી.

**૪.** "અપાર જુધ. વીસ્તારી કહુ. રાએ થાસે અતીસે કેહેર."

ત્યાંહાં કર્ણ કહિઃ "રે સારથિ! રથ હાંકય માહ્રો સોય.
હવિ શીઘ્ર થૈઇ, જૈઇ ત્યાંહાં, યાંહાં પાણ્ડુસુત હોય; ૪

પ્રથમ યાંહાં પારથ રહ્યો રે અથવા યુધિષ્ટર રાય,
વૃકોદર શૂં નિકુલ સિહિદેવ રણે નાહ્રશી જાય. ૫

માહ્રરાં કઙ્કપત્ર વિશાલ સાયક ક્યમ સિહિશિ આજ?
અવરચશૂં આંહાં યુદ્ધ કરવાનૂં નહીં માહરિ કાજ. ૬

આજ પાણ્ડુના સુત રણ્ય હણી પછિ કરૂં બીજૂં કામ.
'દુર્યોધનનિ જય પમાડું,' એહવી મનમાં હામ." ૭

ત્યારિ શલ્ય મનમાં ક્રોધ આણિ બોલીઓ મુક્ષ માંહિઃ
"પાણ્ડવની અવગણના કરિ, તુાન્ન ન ઘટિ આંહિ. ૮

યે સત્યવાદી ધર્મ [તત્પર] માહારથી કિહિવાય;
દિવ્યાસ્ત્રમાં સર્વે કુશલ તે રણ ક્યમ [6]હણાય? ૯

યાંહાં લગી નથી સાંભલ્યો, ગાણ્ડીવનો નિર્ઘોષ,
ત્યાંહાં લગી મિથ્યા શૂં લવિ? [7]મન્ય રોપ માણે ફોક. ૧૦

યાંહાં લગી ભીમિ નવિ હણ્યા ગજદન્ત વ્યોહ્રણા જાય,
ત્યાંહાં લગી મિથ્યા શૂં લવિ? તિ યુદ્ધ કેહિ પિરિ થાય? ૧૧

યાંહાં લગી ધર્મ તણિ શરે છાહ્યો નહીં આકાશ,
ત્યાંહાં લગિ મિથ્યા શૂં લવિ? પણ નેટય પામીશ નાશ ૧૨

યાંહાં લગી માદ્રી-સુત તણૂં લાઘવ ન દીઠૂં સર્વ,
ત્યાંહાં લગી [8]બલ સહૂ તાહરૂં; તૂં ફોક આણિ ગર્વ." ૧૩

એહવાં શલ્યનાં વાયક [9]મન્ય ધરીનિ પ્રજ્વલ્યો મન માહિ;
[10]યમ બધિર હોઇ ત્યમ થૈ રહ્યો; પછિ ન બોલ્યો વલી ત્યાંહે. ૧૪

---

૫. બાંણુ, એ કેમ રેહેસે આજ. ૬. જીતાએ. ૭. મુષ કેહે તે સરવે ક્રોધ. ૮. મીયા તુ લવેઃ મંનમાં આણિ ગરવ. ૯. સાંભલી. ૧૦. તવ મુન્ય થઇને બેઠો કરણ.

ત્યારિ માહારથી દેષી કર્ણનિ કૌરવ કરિ માહા સોર.
આનન્દ પામ્યા યોદ્ધ સર્વે; શબ્દ કીધો ઘોર. ૧૫
ત્યાંહાં ભેરી દુન્દુભિ-નાદ ની નિર્ઘોષ વર્ત્યા જાણ્ય.
એમ પુત્ર તાહ્રરા રણ્ય રહ્યા; ધૃતરાષ્ટ્ર! સાંભલ્ય વાણ્ય. ૧૬
યારિ કર્ણ આવ્યો રણ વિષિ, ત્યારિ થયો માહા ઉત્પાત.
[11]આરિષ્ટ ત્યાંહાં શાં શાં હવાં, તૂં, રાય! સાભલ્ય વાત. ૧૭
ચલી પૃથવી શેષ-શિરથી, રથચક્ર કેરિ ધાય.
[માહારણ] ભયાનક [થઇ રહ્યૂં]. સર્વે વાય [12]સામા વાય. ૧૮
[13]સૂર્ય-વર્જિત નભ હવો, માહા તિમિર પ્રગટ્યાં એવ.
અતિ રુધિરમિ ત્યાંહાં વૃષ્ટિ હોઇ આકાશથી અવશમેવ. ૧૯
નક્ષત્રમણ્ડલ પડિ ત્રૂટી; મૃગ પશુ [14]ડાબા જાય.
[15]બહુ અગ્નિ ઊડિ ગગનમાં; તેણિ ધ્વજા બલતી જાય. ૨૦
સહૂ વાહન કેરી ચક્ષુમાંથી ઝરિ અશ્રુ-પાત.
[16]એહવા બહુ ઉત્પાત વરતિ; રાય! સાંભલિ વાત. ૨૧
વલી કર્ણનો રથ ચાલતાં રથ પડ્યા ભોમિ મુઝાર.
ખર વાયસ કેરા સ્વર સુણિ નિ વિચારિ વલી ત્યારિ. ૨૨
એહવાં અપશુકન મન્ય [17]નવિ ધરચાં; દેવિ પરેરચો ત્યાંહિઃ
'આજ પાણ્ડુના સુત નાશ થાશિ [18]સરિ સહી રણમાંહિ.' ૨૩
ત્યારિ સૂતપુત્ર સમીપ સહૂકો વદિ જયજય વાણ્યઃ
'આજ પાણ્ડુસુતનિ કર્ણ [19]સહી જીતશિ રણમાં, જાણ્ય.' ૨૪
ત્યારિ કર્ણ કહિઃ "હૂં હણૂં અર્જુન આજ સહી નિદાન."
ત્યારિ શલ્ય કિહિઃ "[20]તિ નવિ મરિ. તૂં કાં કરિ અભિમાન? ૨૫

---

૧૧. તાંહાં હાહાકાર સબલો થઓ ૧૨. સામટા. ૧૩. બ્રમાંડ તે સેચભીત થઊઃ માહા તીવ્ર તાપ પ્રગટો ષેવ. ૧૪. તરૂ઼ી બહુ જાત. ૧૫. આ લીટી નથી. ૧૬. આ પહેલાં:-"સબદ કો સુણે નહીઃ થાએ ઊલકાપાત."
૧૭. માં. ૧૮. એહેવુ વીચારે. ૧૯. હણશે, સહી. ૨૦. એ નાં મરે.

રાખનાર તેહનિ કૃષ્ણ બલીઓ ભક્તજન-વિશ્રામ.
યેહની ગમાં ગોવ્યન્દજી રહ્યા તેહનૂં સકિ લેઇ કો નામ? ૨૬
જો ઈંદ્ર યમ નિ વરુણ [21]બ્રહ્મા કરિ એહની સાર,
તોહિ પણ્ય હૂં પાર્થનિ મારૂં સહી નિરધાર. ૨૭
[22]બલ સર્વ માહ્‌રૂં નિર્ભંઝ્ઝી કાં કરિ મિથ્યા વાત?
આજ રણ વિષિ પાણ્ડુના સુતનિ [23]નેટિ કરવા પાત. ૨૮
રથ હાંકય વિહિલો શીઘ્ર થૈ;" એમ વદિ વાણી-ગર્વ;
"આજ રણ વિષિ ઊતાવલો જઇ હણું પાણ્ડવ સર્વ. ૨૯
યમ પાપ ગંગાજલ હરિ, માહ્યા [24]તિમિર ટાલિ અર્ક,
યમ નામ નારાયણ તણિ બહુ નાશ પામિ તર્ક, ૩૦
યમ સિદ્ધ ઔષધ વ્યાધિનિ, જલ અગ્નિને તતષેવ,
ત્યમ પાણ્ડુના તન [રણ]વિષિ હૂં સહી હણું અવશમેવ." ૩૧
તવ વાયુવેગિ રથ ચલાવ્યો શલ્ય સૂતિ ત્યાંહિ;
દૂર થકી દ્રિષ્ટિ પડી સેના પાણ્ડવી રણ માંહિ. ૩૨
ત્યારિ હરીષ અતિ પામ્યો સહી રાધ્ય તણો સુત યેહ:
'હવિ પાર્થ મુઝનિ ક્યમ મલશિ?' વિચારી મન્ય તેહ. ૩૩

### ઊથલો

વિચારી મન્ય [25]તેહ રિ; જય પામવાની આસ.
પછિ ત્યાર પૂઠિ શું હવૂં, કરજોડી કિહિ વિષ્ણુદાસ. ૩૪
૩૪૦

---

## કડવૂં ૩ જૂં—રાગ ધન્યાશ્રી

સઞ્જિ કિહિ: સુણ્ય, પ્રથવીપતિ! આવ્યો કર્ણ ત્યાંહાં શુભમતિ;
દીઠી પાણ્ડવ સેના [1]ત્યાંહિ, તવ આનન્દ [2]હવો મન માંહિ. ૧

---

૨૧. આવે, વલી બ્રંમા. ૨૨. "બલ માહારૂં. ૨૩. નથી જાણતોઃ સહ કાં..." ૨૩. હણ્યુ હુ સાક્ષાત. ૨૪. તીવ્ર મોહોટા. ૨૫. કરણ એહવું.

કડવૂં ૩જૂં:—૧. સોહોર. ૨. પાંમ્યો મનમાં જોર.

યે યે મલિ જન માર્ગિં જતાં, તે પ્રતિ બોલિ આવતાંઃ
"કો દેષાડે(મુહ્નિ)અર્જુન વીર, [3]ધનુર્વિદ્યા યે જાણિ ધીર. ૨
પાર્થ તણું સ્થાનક [યે] હોય, તે મુઝનિ દેષાડો કોય.
યે ગુડાકેશનૂં કિહિ અભિધ્યાન, તેહનિ આપૂં ઉચિત દાન." ૩
કો કહિઃ 'ધનઞ્જિ [ઊભુ] અહીં,' તે માગિ તે આપૂં સહી.
વલી શકટ એક સુવર્ણિં ભરી આપૂં મન્ય અનુકમ્પા કરી. ૪
વલી શતધેનુ દાસી શત યેહ, શત હયવરશૂં આપૂં તેહ.
સુન્દર કનક તણા રથ બહુ, તેહનિ આણી આપૂં સહૂ. ૫
હયવર માહા તેજી તોષાર આપૂં, કો તેહનો ન લહે પાર.
માહા મદનિ ઝરતા માતઙ્ગ, સુવર્ણા [4]કવચ પિહિરચાં (યેહનિ) અઙ્ગ; ૬
તે સઘલા આપૂં તેહનિ, અર્જુનની સિદ્ધિ કિહિ યે મુંનિ.
શત નારી-રૂપિ સુન્દરી કહિ [5]રત્નમિ હારજ ધરિ, ૭
[6]યે દીઠિં સિદ્ધિ પામિ કાજ, તેહ અણાવી આપૂં રાજ.
વલી અશ્વ [7]પાંચસિહિ ઊજ્જવલ વર્ણ, [આણી આપૂં;" કિહિ કર્ણ.] ૮
"ગ્રામ ચૌદ માહા પ્રૌઢા યેહ, [8]મહા સમદ્ધિં ભરીઆં તેહ,
[9]તે આણી આપૂં તેહનિ, યે અર્જુન દેષાડુ મુહ્નિ. ૯
વલી નિષ્ક સુવર્ણ અનન્ત આણીનિ આપૂં ગુણવન્ત.
યે કો પાર્થ દેષાડિ આજ, તેહનાં સારૂં સઘલાં કાજ." ૧૦
એહવાં વચન રણ્ય કિહિતો જાય; શલ્ય તણિ મન ક્રોધ ન માય.
એહવી કર્ણ તણી વાણી સાંભલી, દુર્યોધન-મન્ય [10]ઉપની રલીઃ ૧૧
"એથી સરશિ [11]માહરાં કાજ. [12]એ પાણ્ડવનિ મારશિ આજ."
એહવૂં સુણી કર્ણે તતષેવ શંષ-નાદ પૂરચો અવશમેવ. ૧૨

---

૩. જે કાહાવે ધનુરવિદ્યાનુ ધીર. ૪. ઝુલ વીરાજે અંગ. ૫. રતન આભુષણ ભરી. ૬. અરજુન દેષાડે સીધાં કાજ. ૭. પાએ સોવરણ. ૮. હેત કરીને આપુ નેહ. ૯. જે માગે. ૧૦. પોહોતી. ૧૧. સઘલાં. ૧૨. એમ કેહે દરજોધન રાજ.

વલી સિંહનાદ કીધ્યો તતકાલ; સુરનરશું [13]કાંપ્યા દિગપાલ.
ત્યારિ રણ્ય વાજિત્ર વજારયાં સર્વ. વીર રહ્યા મન્ય આણિ ગર્વ. ૧૩
[14]એહવાં વાક્ય કર્ણનાં [15]સુણી, રથ રાખી [16]બોલ્યો આફણીઃ
"શા માટિ અભિમાનિ [17]સહી મિથ્યા ધન પાંકિ રણ્ય રહી? ૧૪
પાત્ર વિના કો આપિ દાન? જોનિ મન્ય વિચારી જ્ઞાન.
[18]ક્યાંહાં વઢવૂં તિ બલિઆ, રાય? અર્જુન, કહૂં, તિ નહીં જીતાય. ૧૫
[19]કણ્ઠિ શિલા કો બાંધી અન્ધ સમુદ્ર તરવા ઇછિ મન્દ. ૧૬
[20]તાહરિ શું કૌરવનિ ઘિર? પાણ્ડવ સાથિ શાહનૂં વિર?"
ત્યારિ કર્ણ કહીઃ "બલ માહરિ સહી; કરૂં પ્રાણ પાણ્ડવશૂં રહી. ૧૭
જો વજ્ર ધરી આવિ સુરધીશ, અથવા સાહિ કરી [21]એહનિ ઈશ,
તોહિ રણમાં નવિ ઓસરૂં; હવડાં [22]સર્વ કચર્ઘણ કરૂં. ૧૮
પાસૂં અણ્ણૂં ન મૂંકિ યેહ, માનુભાવનો પન્થા તેહ.
મિત્ર થકો વલી ગે [23]રિપુ થાય, તે કુમ્ભીપાક માહા નર્ક પચાય. ૧૯
જોનિ, પક્ષ તિ માહરો ગ્રહ્યો, પાણ્ડવનિ પરશંસે રહ્યો.
બલ મારૂં કાં ઓછૂં કરિ? કિહિ છિઃ 'પાણ્ડવ તિ [24]ક્યમ મરિ?" ૨૦
ત્યારિ શલ્ય કહિઃ "વાયક સુણ્ય સત્ય. પાણ્ડવની [25] નવ જાણિ ગત્ય.
ઢાંક્યો અગ્નિ યમ ભસ્મિ કહી, ત્યમ કુન્તા સુત પાંચે સહી. ૨૧
દેવરૂપ તણા પાંચે રહ્યા, તે માનુષ તિ કેહી પેરિ લહ્યા?
તેહ પાર્થ તણો મહિમાય અવની માંહિ કલ્યો નવિ જાય." ૨૨

---

૧૩.—શેષ ડોલ્યા. ૧૪. એહવા અનૃત(?)વાક્ય. ૧૫. સાંભલી. ૧૬. સલ બોલ્યો વલી. ૧૭. ધરે, એહેવી વાંણી સલ ઓચરે. ૧૮. કાં પાંડવપુત્ર ને કાં વલી રાએ. ૧૯. જનમ તણો જે કાહાવે અંધ, તે. ૧૦. તુ કૌરવ ઉપર રાખે મેહેર, તુને. ૨૧. જુગદીસ. ૨૨. સરવને ચુરણ કરૂં. ૨૩. રૂઠાએ, તેહને સીર તો દોસજ થાએ. ૨૪. નહીં. ૨૫.—તણી તુને સી ગત.

હવિ શલ્ય બહુ ઉપમાનિ શરિં કર્ણ પ્રતિ વાણી ઊચરીઃ
"પાણ્ડવનિ શિર શ્રીઅવિનાશ;" એહૂ કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૨૪
૩૬૪

---

## કડ્વું ૧૦ મું—રાગ કેદારો

શ્રીશલ્ય કિહિઃ "સાંભલ્ય [તૂં] વાતઃ સૂત કહીઇ તાહ્‌રો તાત.
[1]વિક્ષાત–યશ પાણ્ડવ માહાપ્રાક્રમી રે. ૧
તે માહાબલીઆ કુન્તાજાત, પાણ્ડુરાય [તે] યેહનો તાત,
કહૂં વાત, તે આગલિ તૂં શૂં લહિ રે? ૨
ઢાલ–તે આગલિ તૂં શૂં [2]પોશાઇ? ક્યાંહાં અર્જુન બલધારી?
તેહના યશ પ્રાક્રમ તણી તૂહ્નિ કહૂં કથા વિસ્તારી. ૩
યમ રણમાંહિ સિંહ રહ્યો માહા પ્રૌઢ–શિરોમણિ શાન્ત,
તે શૂં સ્વાદ્ધાં કરિ શ્રગલો પોતે [3]પામવા અન્ત. ૪
મદોનમત્ત [4]સહી વનમાં યેણિ મારગ કીધો રુન્ધ,
પણ શશ તણો સુત સાહ્મો આવી કરવા ઈછિ યુદ્ધ. ૫
યમ કૃષ્ણ સર્પ મણિધર માહા મોટા બલ્લમાં પિડો જાણી,
કાઇ વડિ કો બાલક તેહનિ ત્યાંહાથો કાઢિ તાણી. ૬
યેહનૂં શૂં બલ જાણિ મૂરખ જલ મલ્યો મણ્ડૂક?
તે યમ તે શૂં કરિ બૂંબારવ મૂકી મુક્ષથી હૂંક. ૭
ઘણિ મૃગલી શશક પરેર્યો, સિંહની શૂં ગત્ય જાણિ?
આજ મૃગેન્દ્રપણૂં પામ્યો [5]અન્તિ એહવૂં મન્ય આણિ. ૮
તમ તૂં કર્ણ! કૌરવે પરવર્યો પાર્થપણૂં મન્ય ભાવિ.
બીજા સહૂ પ્રમાણ કરિ પણ મુઝ મન્ય વાત ન આવિ. ૯

---

કડ્વૂં ૧૦ મૂં–૧. વીખ્યાતેજ પાંડવ માહાજતીતિ આગલ તમો કા. હાવો હીણમતી." ૨. પાહોચી સકે. ૩. મરવા. ૪. હસ્તી વન વસે, જેણે કીધો રોધ. ૫. પણ અંત આવ્યો નાં જાંણે.

યમ આકાશિ મેઘ ગડગડિ [6]વાયુ-સારથિ પાસિ,
ત્યમ અર્જુનનિ કૃષ્ણ સારથિ [7]પ્રષ્ટિ થકી તૂં નાહ્સિ. ૧૦
વલી વિભાવસુ પ્રગટ્યો વનિ જાણિ વાયુ-સારથિ થાય,
ત્યમ અર્જુનનિ કૃષ્ણ સારથિ; પાસિ તિ ન જવાય. ૧૧
યાંહાં લગી [8]સાહ્મો નથી સાંભલ્યો ગાન્ડીવનો નિર્ઘોષ,
ત્યાંહાં લગી ગર્વ કરી તૂં રણમાં; વલતૂં [9]સર્વે ફોક. ૧૨
યાંહાં લગી તેહના [10]સ્યન્દનનો રે નથી સાંભલ્યો શબ્દ,
ત્યાંહાં લગી મિથ્યા [11]વાદ કરિ છિ. કાં થયો અબુદ્ધ? ૧૩
યમ મૂષક વૃષભુક પ્રતિરે, શૃગાલ સિંહનિ જાણિ,
વલી યમ શશક કુન્જરનિ દેષી ગર્વિ બોલિ વાણિ, ૧૪
[12]યમ પદ્યોત ભડિ રવિ આગલિ, યથા પાપ નિ પૂન્ય,
ત્યમ અર્જુન આગલિ તૂં, રાધે! રહિ કરી, કહૂં, સુન્ય." ૧૫
કર્ણ કિહિ: "તૂં[13] ગુણઅવગુણમાં શૂં જાણિ, મતિ-હીન?
માહ્‌રૂં [14]બલ નીંદી, અર્જુન તૂં શૂં વિષાણિ દીન? ૧૬
હૂં અર્જુનનૂં સહૂ બલ જાણૂં, પેહનિ વાસુદેવની આસ;
તે ન હોત તો હેલાં માત્રમાં પાંચે પામત નાશ. ૧૭
(પણ)માહ્‌રા બલની શૂં ગત્ય જાણિ, અસ્ત્ર તણા વલી મર્મ?
આજ સંગ્રામ વિષિ રહી રણમાં ભાંજૂં તાહ્‌રો ભર્મ. ૧૮
ભુવન ત્રણ્યમાં માહ્‌રાં સાયક ખમી સકિ નવિ કોય.
એકે બાણે વન્ધ્યાચલને ચૂર્ણ કરૂં; તૂં જોય. ૧૯
અથ[વા] કિહિ તો મેરુ સમૂતો કાઢ઼ી નાખૂં આજ,
તો અર્જુનનો શો આશરો? તાહ્‌રૂં શૂં છિ કાજ? ૨૦

૬. તેહનો સારથી વાયુ કહેવાએ. ૭. તે પાસે નવ જવાએ. ૮. રણમાં. ૯. થાસે. ૧૦. નાદનો. ૧૧. લવે છે. ૧૨. જમ ખર ચરે સાલના ખેત્રમાં, તે. ૧૩. તુ ના જાંણુ ગુણ. ૧૪.-રાબલપ્રાક્રમને નંદે.

એહવાં અસ્ત્ર; કૃષ્ણ-અર્જુન [15]સાથિ બાણ સિહિ નહીં કો માહરાં,
(પણ)આજ રહ્યો રણ માંહિ પ્રજ્વલૂં વચન સુણીનિ તાહરાં. ૨૧
(પણ) સાંભલ્ય તાહરા દેશ તણી રે [16]ક્ષાત્ય; કહૂં હૂં તુઝનિ.
[17]આજ સમરાંગણિ રહી ધર્મવાક્ય વલી સમ્ભલાવિ છિ મુઝનિ. ૨૨
[18]અનાર્ય દેશ, મદ્રાધિપતિ! તાહરો; બ્રહ્મદ્વેષી લોક.
ધર્મ તણો કો માર્ગ ન જાણિ, તો શૂં બોલિ ફોક? ૨૩
માંસ મદ્ય સહૂ આહાર કરિ, યાંહાં લજ્જાનો નહીં લેશ,
નિજ પર [19]નરમાં ભેદ [ન] આણિ, [20]એકડો અનાર્ય દેશ. ૨૪
પિતા પુત્રી, ભગ્વની [નિ] ભ્રાતા કરિ એકહાં પાન.
મદવશથી વલી અશુભ [21]આચરિ; પણ આણિ મન્ય જ્ઞાન. ૨૫
નિજ પુરુષ જોતાં અન્ય પુરુષશૂં વિલાસિ નારી ત્યાંહિ.
સ્વામી તણી ત્યાંહાં [22]અર્ગલા [ન] આણે કો મન માંહિ. ૨૬
દયા, દાન નિ ધર્મ તણી કો વાત ન જાણિ લોક,
તો ધર્મ તણા ઉપદેશ [23]કહી મુહિ પ્રતિબોધિ છિ ફોક. ૨૭
જેહવો દેશ, તેહવો વલી રાજા; પ્રજા તેહની તેહવી.
તે શૂં ધર્મ તણી ગત્ય જાણિ? વાણી બોલે એહવી! ૨૮
મિ પ્રથમ પક્ષ કાપ્યો કૌરવનો ક્ષત્રધર્મ વિસ્તારી;
(આજ) રણ-આંગણમાં પ્રાણ સમર્પીશ દુર્યોધન-હિતકારી. ૨૯
પણ માહાપાપી મિત્રદ્રોહી [24]તૂઝ સરખો નહીં હોય:
સ્વપક્ષનૂં બલ-નાશ કરી પરપક્ષ [25]વિકારિ કોય. ૩૦

ઊથલો

પરપક્ષ વિકારિ[25] કોય પાપી મુઝનિ મોટી આસ."
ત્યાર પછી શી કથા હવી, કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૩૧
૩૯૫

---

૧૫. પાષે, કો નવ સકે સાહી માહારાં. ૧૬. કતવ. ૧૭. ધરમ રહીત વદે તુ વાએક, તે દૂષ લાગે મુજને. ૧૮. અધર્મ. ૧૯. નારમાં. ૨૦. એહેવો તાહારો દેસ. ૨૧. આચરે: નવ આંણે મંન ગ્નાન. ૨૨. મરજાદા. ૨૩. મુજને: તુ સુ કેહે છે ફોક. ૨૪. કાહાને, તુજ. ૨૫. વીખાંણે.

## કડવૂં ૧૧ મૂં—રાગ આંદોલ

સ્વામી! ઇ મદ્રાધિપ ઊચરિ વાણી એ,
આણી અભ્યન્તર દુઃખ ઘણૂં રેઃ　　૧
"સ્વામી! એ સાંભલિ વેકર્તન[1] વાત રે,
[2]પાત હશે રે સહી તાહરો રેઃ　　૨

**ઢાલ**—[2]પાત હસે રે તાહરો, તૂં દ્વેષ મૂઝશૂં માણિ.
સકલ ગુણ[3] માહ્રરિ વિષિઃ તૂં, રાય! સાચૂં જાણિ.　　૩
હૂં બલાબલ માહારથી કેરૂં સર્વ જાણૂં આજ.
વલી હિતાહિત સઘલૂં લહૂં, [4][લહૂં] કાજ—અકાજ.　　૪
[5]શ્રમ ષેદ રથ હય માહારથીનૂં બલ હૂં આણી જ્ઞાન,
સકલ આયુધ માત્રનાં પણ કહૂં માંડી માન.　　૫
વલી મૃગ પશુ ષેચર તણા બહુ શબ્દ જાણૂં સોય.
શસ્ત્રના મન્ત્ર–પ્રયોગ–ગતિ તે સર્વ [6]મુઝમાં હોય.　　૬
અતિ ભાર નિ લઘુતાપણૂં, શુભ અશુભ[7]-સૂચક સર્વ.
નર તણા મનનૂં સર્વ કારણ ધરિ યે કો ગર્વ;　　૭
તે માટિ તૂઝનિ કહૂં છૂં મન્ય મૂકી લાજઃ
વિજય તુઝનિ સર્વથા નહીં હોઇ રણમાં આજ."　　૮
ત્યારિ કર્ણ કહિઃ "જા, દુષ્ટ પાપી! શૂં લવિ રહી પાશ?
આ ગદા [8]માટિ સર્વથા તૂંહ્નિ કરૂં હવડાં નાશ."　　૯
ત્યારિ ફરી સાહ્મો શલ્ય બિઠો ધરી મનમાં રીસઃ
"તાહ્નરો મારચો નવિ મરૂં, મુહ્નિ રાષિ શ્રી જગદીશ.　　૧૧
જો મારે તો મારયે; હૂં રહ્યો તાહ્નરિ પાશ.
[9]પણ દૃષ્ટાન્તપૂર્વક, કર્ણ! તુઝનિ કહૂં એક અતિહાસ.　　૧૧

---

**કડવૂં ૧૧ મૂંઃ**-૧. વીકત. ૨. નીપાત. ૩. તાહારા. ૪. એ કહુ છુ તાહારે કાજ.

૫. "સરવ દેવ માહારે રથ મુહુરતઃ તે સરવ જાંણુ સાંન." ૬. મુષમાં. ૭. કહીએ. ૮. માહારી તણે પ્રતાપે તુજને પમાડુ નાસ.

એક સમુદ્ર-ઉપકણ્ઠિ સુન્દર દેશ માહા વિક્ષાત.
ત્યાંહાં સુષ્યમોક રાજા વસિ. તૂં, કર્ણ! સાંભલ્ય વાત. ૧૨

તેહનૂં નગર સુન્દર અતિ વિરાજિત કનકમિ અતિ આસ.
વલી દુર્ગ પાષલિ [10]શોહતો, તેહનો કો ન જાણિ પાર. ૧૩

[11]પ્રાક્રમર મેડ઼ી માલીઆં [12]પુર છજાં બહુ હોય.
વલી ચોક સુન્દર, [13]ચોવટાં ત્યાંહાં [14]રમ્ય સુન્દર સોય. ૧૪

[14]પુર પાશ જલનિધિ ગડ઼ગડ઼િ, યેહનૂં અતિ ભયાનક રૂપ.
[15]સહૂ ધર્મ-મારગ આચરિ; ઇમ પ્રજા પાલિ ભૂપ. ૧૫

તેહના નગરમાં એક વસિ છિ ધનપાલ [16]વેશ ઉદાર.
[17]તેહના ધન તણી સઙ્ખ્યા નહીં, કિહિતાં ન આવિ પાર. ૧૬
તેહનિ [18]સદન સૂંદર કામ્યની: [19]વપુ ગૌર કેરે વર્ણિ;
મુષ ચન્દ્ર શરષાં જલહલિ; [20]કુણ્ડલ વિરાજિત કર્ણિ. ૧૭

અઙ્ગ્ય આભર્ણ ઓપતાં રે, [21]રત્નના કણ્ઠિ હાર.
વલીં ચર્ણે નેઉર રણઝરિ; કહી મેષલા-ઝમકાર. ૧૮

અતિ વસ્ત્ર નાના ભાત્યનાં પિહિરતી અઙ્ગિ, જાણિ.
ગજવાલ્ય-ચાલિ ચમકતી, બોલતી મધુરી વાણી. ૧૯
વલી પુત્ર-પૌત્રાદિક ઘણા ઘિરિ, સ્વજનનો નહીં પાર.
વલી અશ્વ મહિષી ઘેન બહુ ગજ રથ, ભરયા ભણ્ડાર. ૨૦

તે નિત્યદાન [22]એક આપિ, વલી અન્ન નિ જલદાન.
યે કો ઘિરિ આવિ સહી તેહનિ [23]આદરિ સમાન. ૨૧

---

૯. "એક દ્વપ તે પુરવ તણુ છેઃ તુ કરણ સાંભલ, ઇતીહાસ." ૧૦. સુદર સોભે. ૧૧. પરસાલ. ૧૨. ગોષ. ૧૩. ચોગમાં. ૧૪. રંભા. ૧૪. પુર પાછલ સમુદ્ર ગરગડે. ૧૫. તાંહાં સરવ વરણ ધરમ-. ૧૬. માહા તેજ અતી ઊદાર. ૧૭. "જાતજ વસે તેહજ તણીઃ તેહેનો કહુ વીસ્તાર." ૧૮. ચંદ્રવદન. ૧૯. બહુ. ૨૦. ઝાલ. ૨૧. કંઠે વીરાજે હાર. ૨૨. આપે વીપ્રને, જલ સહીત અંનદાંન ૨૩. તેહને ઘણાં આદરમાન.

ધૃત [૨૪]સાલ્ય ષટરસ કરિ ભોજન કુટુમ્બશું પરિવાર.
ઉછીષ્ટ રહિ તે બાહરચ નાખિ [૨૫]નેગે સારોધાર. ૨૨

[૨૬]ભુક્તશેષ તે અન્ન કેરો, શીથ પડીઆં તેહ,
કો એક રમતો કાગ આવી [૨૭]નિત્ય ખાઇ તેહ. ૨૩

વેશ્ય-સુત તેહનિ દેખતાં તે દયા આવિ મન્ન.
ઉછીષ્ટ [૨૮]અન્ન હતું સહી આણી નખાવિ અન્ન. ૨૪

એમ શાક [૨૯]ઓદન દુગ્ધ મધુ માંસ ઘૃતશું સાર;
ઉછિષ્ટ ભોજન સર્વનું કરિ એકઠું નિર્દ્ધાર. ૨૫

વાયસ તણા હિતકારણિ [૩૦]થાઇ દયા મન માંહિ.
સહૂ મલિ કૌતક-કારણિ; [૩૧]આણિ નિ નાખિ ત્યાંહિ. ૨૬

તે કરિ ભક્ષણ કાક નિત્યિ; કુઅર ઊભો જોય;
પાલવા-અર્થિ ઝાલવાનિં શીઘ્ર તત્પર હોય. ૨૭

[૩૨]પછિ ગ્રહી તેહની શીઘ્ર તાં ઘર વિખિ લાવ્યા બાલ.
હેમપઞ્જરમધ્ય ઘાલી કરિ નિત્ય પ્રતિપાલ. ૨૮

તેહનિ વસ્ત્ર અઙ્ગિ ધરાવ્યાં શોભતાં સુન્દર સાર,
વલી વિવિધ્ય પિરચનાં અઙ્ગે ભૂષણ ધરાવ્યાં નીધાર. ૨૯

એક હાર કણ્ઠિ આરોપ્યો; નેપુર ધરાવ્યાં ચર્ણ.
કાકનિ અવિલોકતાં દીશીઇ સુન્દર વર્ણ. ૩૦

કીંકણી સુન્દર શોભતી અઙ્ગિ ધરાવી તત્ર;
રમઝમ સુન્દર વાજતી; તેણિ શોભીઇ અતિ વિચિત્ર. ૩૧

---

**૨૪.** સાકર. **૨૫.** તે સાંભરો નીરધાર. **૨૬.** "ભક્ષ કરતાં અંત જે સેસ રેહે, તે બાહાર નાંખે તેહ." **૨૭.** રહો તાં વલી તેહ. **૨૮.** રેહેજે સરવનુઃ તે તાંહાં નખાવે. **૨૯.** પાકને દધી દૂધઃ જલપાન તે અતીસાર. **૩૦.** દયા મનમાં થાએ. **૩૧.** મીન બાહાર નખાવતા જાએ. **૩૨.** "પછે સીએ ઝાલો તેહનેઃ જે વઇસ કરે બાલ."

કેટલિ દિવશિ વૃદ્ધ પામ્યો; પ્રૌઢ દીસિ કાય.
પક્ષી મલ્યા જોવા બહુ, પણ પાસિ કો નવિ જાય. ૩૨

પુર મધ્ય બાંધ્યૂં પાંજરૂં. બહુ લોક જોવા જાય.
નરનારય તેહનિ દેખતાં આનંદ અઙ્ગય ન માય. ૩૩

ઉછીષ્ટ ભોજી કાક તે બહુ ગર્વ આણિ મન્યઃ
‘ભૂતલ્ય વિષિ કો મુઝ [૩૩]સમો સહી નથી પક્ષી અન્ય. ૩૪

[૩૪]કો મેલવો પક્ષી બહુ ખગ[ગરુડ સાર]સ ભૂર.
મમ ચઞ્ચ-પઙ્ખ પ્રહારથી તેહનિ કરૂં [૩૫]મારી ચૂર.’ ૩૫

ઇમ અહર્નિશ [૩૬]ગર્વિષ્ઠ વાયક ધ્વઙ્ક્ષ બોલિ ત્યાંહિ.
બહુ પ્રૌઢ પક્ષી જાત્યનિ કાંઇ નવી ગણિ મન માંહિ. ૩૬

એમ દિવસ બહુ ત્યાંહાં વહી ગયા. કો સમિ વૈસ્યકુમાર,
સમુદ્રનિ ઉપકણ્ઠ ચાલ્યા ગ્રહી પઞ્જર સાર. ૩૭

ત્યાંહાં રમ્ય વાડ઼ી અભિનવી. રમવાનિ લાગા બાલ.
પછિ વૃક્ષ-ડાલિ કાકપઞ્જર બાંધીઉં તતકાલ. ૩૮

એહવિ હંસ બહુ આકાશ માંહાંથી ઊડતા તતખેવ,
[૩૭]જલનિધિ તણો તટ રમ્ય દેખી ઊતરયા અવશ્યમેવ. ૩૯

ગરુડ઼-વગત્ય [છિ] જેહની; [૩૮]ગો-ખીર સરપા દેહ.
રતા ચઞ્ચ વિશાલ સહી; [૩૯]સર્વાઙ્ગ શોભિ તેહ. ૪૦

એહવા હંસ [૪૦]દેખી વૈશ્યસુત કૌતક વિખિ ચિત હામ.
જૈ ધ્વાઙ્ક્ષ પ્રતિ બોલીઆ મનમાં ધરિ અભિરામ. ૪૧

---

૩૩. સમોવડઃ કો નથી પંક્ષીજન. ૩૪. “કાહોને લેખામેવ ગણે નહી, ગજ ગરૂડ સારસ હંસ.” ૩૫. મારીને ભંગ. ૩૬. ગરવ ;વાખોઃ એમ વાએક બોલે તાર. ૩૭. સમુદ્રજલ સનીપ દેખી. ૩૮. સોભા સોવરણ દેહ. ૩૯. મત સાર-ફૂલ કરીએ તેહ. ૪૦. દીઠા કાગ સુતે.

### ઊથલો

મનમાં ધરી અભિરામ રે, તેહમાં કાંઈ સન્ધે નહીં.
વિષ્ણુદાસ કિહિ: સર્વ સાંભલો; હવે તેહ કથા બોલીશ સહી. ૪૨

૪૩૭

---

## કડવૂં ૧૨ મૂં–રાગ દેશાખ

સઞ્જિ[૧] કહિ: તેણિ સમિ કાંઇ વૈશ્ય તણા[૨] કુમાર રે,
સાર રે વચન કહિ[૩] ત્યાંહાં કને રે[૪]: ૧
"આ હંસ સહુ[૫] ટોલિ મલ્યા બહુ ગર્વ રદિમાં આણિ રે;
જાણિ રિ અમ શરષો[૬] બીજો નહીં રે. ૨
**ઢાલ**–બીજો નહીં પક્ષી અમ શરષો; મિથ્યા કરિ છિ ગર્વ.
પણ તુઝનિ [૭]કાંઇ મનમાં નથી ગણતા, એ બિઠા તે સર્વ ૩
નિધિ-ઉપકણ્ઠિ રહી એમ બોલિ: [૮]ટલિ શં એહનિ સાન?
તે માટિ [૯]બલિભુક્! તુઝ વિન કો નહીં ઉતારિ માન." ૪
વૈસ્યપુત્રનૂં વાક્ય સુણીનિ કાક વદિ મુક્ષ વાણિ;
અભિમાની ત્યારિ અન્ધ થયો; ગત્ય દેવ તણિ નવિ જાણી: ૫
'કુવણ હંસ મુઝ આગલિ [૧૦]કહીઇ? આંહાં તિડો અવશમેવ;'
એહવૂં કિહિતાં હંસ સર્વ કો ત્યાંહાં આવ્યા તતષેવ. ૬
ત્યારિ વાયસ કિહિ: રે હંસ! તહ્મો મોટા કચમ કિહેવાઓ?
હંસ-નામ ત્યજો કિ અધુના મુઝ સમોવડિ થાઓ. ૭
ભૂતલમાં કો નથી વિહંગમ માહારિ જોડિ ઊડિ.
દેવિ પ્રેરચો[૧૧] કેડ્ય કરિ તો જલનિધિમાં તે બૂડિ.' ૮

---

**કડવું ૧૨ મું**—૧. સઘ. ૨. તણો. ૩. કેહતો. ૪. તું મીત્ર મંન વીચાર. ૫. બહુ. ૬. કો નથી બીજો એહનું વાએસ મંન વિષાને. ૭. અમો નથી જાણતા જે બેઠા છું સરવ. ૮. ટલીને સુધસાન. ૯. વળી. ૧૦. તેહને. ૧૧. ફેરો મુજ સાથે આવે તો.

'માન સરોવર વાસ અહ્મારો;' હંસ બાપડ્યા બોલિ;
'વાયસ-અણ્ડ[12]-મધ્યથી પ્રગટ્યો કયમ આવિ અમ તોલિ?' ૯
એહવૂં કિહિતાં પઞ્જરમાંથી પાસિ [13]પડિઓ ષેવ;
અનેક પિરચની ઊડણ ઊડતો[14] તવ બોલ્યો અવશમેવ: ૧૦
'અરે મૃણાલો![15] તમ્યો સર્વમાં [16]અતિ બલિયો યે કહાવિ,
તે તાં શીઘ્ર થૈ દેપાડો યે માહારિ જોડિ આવિ. ૧૧
કોહો તો હૂં આકાશિ ઊડૂં[17], કોહો તો હૂં પાતાલ,
કોહો તો આડો દેશ દેશની રે હૂં ઊડૂં તતકાલ. ૧૨
કોહો તો સ્વલ્પ[18] ઊડણી ઊડૂં, કોહો તો ગરુડ હરાવૂં,
કોહો તો સઘલા હંસ માત્રનિ [19]સાયર-શ્રમ્મ કરાવૂં. ૧૩
કોહો તો [20]સઘલી દિશ વિષિ રે હેલામાં જૈ આવૂં,
કોહો તો સુરપતિ-ભવન્ય [21]તણૂં રે અભિજ્ઞાન લેઇ આવૂં.' ૧૪
એહવૂં કહી બહુ સોહોર કરિ રે; ઊડી આઘો જાય.
[22]તેહ દેપતાં હંસ સર્વનિ દુઃખ સહ્યૂં નવિ જાય. ૧૫
તેહમાંથી એક હંસ ઊડીનિ[23] હશી વચન મુક્ષ બોલિ:
'માનસરોવર વાસ અમારો. કયમ આવૂં તુઝ તોલિ? ૧૬
તુઝમાં ગત્ય, એહવી નહીં અમમાં; એ તૂં નિશ્ચિ જાણ્ય.'
એમ કરતાં વલી ચાલ્યો[24] જોઇએ, યોજન અર્ધ પ્રમાણ. ૧૭
કોટાકોટી બીજા બહુ પંખી જોવા આવ્યા[25] ત્યાંહિ.
કાક તણાં એહવાં [26]વચન સુણીનિ હસ્યા [27]સર્વ મન માંહિ. ૧૮
વૈશ્યપુત્ર જૂઇ ત્યાંહાં ઊભા કાક તણૂં યે કર્મ.
'હમડાં હંસ હરાવ્યો,' કહિ; બાકી ન[28] લહે મર્મ. ૧૯

૧૨. ઇન્દ્ર. ૧૩. પાસે આવ્યો તતષેવ. ૧૪. ઊડે કણ તે અવં. ૧૫. મારગ ચાલે. ૧૬. કોઈ બલીઓ કાં. ૧૭. જાઉં. ૧૮. સવલી અવલી. ૧૯. સાએરમાં ઝંપલાવું. ૨૦. સઘલા દેશ. ૨૧. તણી રે સુધ લેઇને. ૨૨. એહવુ હંસ સઘલા દેપતાં. ૨૩. ઊઠીઓ. ૨૪. ચાલ્યો જઈએ. ૨૫. મલીઆ. ૨૬. વાએક સાંભલી. ૨૭. પછે. ૨૮. ના જાણે.

એહવૂં સુણતાં હંસ–કાક બે ઊડ્યા તાં આકાશ.
પક્ષી સર્વ જૂઇ ત્યાં ઊભા, પણ કો નવિ જાઇ[29] પાશ. ૨૦
એક ઊડણીની ગત્ય એહુની; હરિષ ઘણો મન માંહિ.
પછિ શત ઊડણીની ગત્ય કાકિ વેગે લીધી ત્યાંહિ. ૨૧
પછિ હંસ પૂઠેથી જાઇ બિસતો [30]દ્વીપવૃક્ષ યાંહાં આવે.
કાક કિહિ; 'શું થાકો પક્ષી? [31]એહવૂં મુજનિ ભાવિ.' ૨૨
એહવૂં સુણતાં વાયસ બીજા હરિષ ધરી મન્ય હસતા:
'આજ હવી યશ–આપત્ય અમને,' વાણી એહવી વદતા. ૨૩
ત્યારિ હંસ કહે 'વાયક[32]! તૂં સાંભલ્ય; શ્રાન્ત[33] હવો દેહ માહારો.
રખે પડૂં જલનિધિમાં ત્રૂટી! સાથ વ્યછૂટો તાહારો.' ૨૪
ત્યારિ કાક [34]ગર્વતાશું નવિ બોલ્યો; 'નામ ત્યજાવૂં તાહારૂં.
આજ હંસ[35] બહુ લોક વિષિ રે નામ ધરાવૂં માહારૂં.' ૨૫
ત્યારિ હંસને ક્રોધ ચઢ્યો મન્ય; તવ આકાશે આવ્યો.
ભર–સમુદ્રમાં પાંષ તણે વશ હંસ કાકને લાવ્યો. ૨૬
જોતાં દહોદશ વૃક્ષ ન દીસિ, નહીં બેટ નિ ગ્રામ.
ત્યાંહાં આવીનિ હંસ ઉતપત્યો આણી મન્ય અભિરામ. ૨૭
શ્રાન્ત થયો વાયસ ત્યારિ જોતાં; શરીરની ગત્ય ભાગી.
પાંષ સર્વ[36] નીશરી ગઇ ત્યારિ અઙ્ગેં વેદના લાગી. ૨૮
[37]ચ્યોહો દિશે વેગિ જોવા લાગો; વૃક્ષ ન દીસિ ત્યાંહિ.
અપાર જલનિધિ ભયાનક દેક્ષી દુષ પામ્યો મન માંહિ. ૨૯
ત્યારિ જલચર જીવ [38]જૂએ રે રહ્યા વિકાશી મૂષ.
[39]સાંસ–પીંડ એ પક્ષી પડે તો લિહિચી કરીઇ ભક્ષિ. ૩૦

૨૯. આવે. ૩૦. ધરતી. ૩૧. મુજ મનમાં એહવું આવે. ૩૨. સાંભલ્ય વાયસ. ૩૩. સસ્ત. ૩૪. હંસસુ. ૩૫. સકલ હંસ દેષતા નામ હરાવી ધરાવુ. ૩૬. સરવની ગઇ ગત તારે મહાવેદના. ૩૭. ચ્યોહો દસ જોતાં વ્રષ ના દીસે: રોવા લાગે તાંહે. ૩૮. રહ્યા જુવે છે, વીકાસીને. ૩૯. આ પંષી પડે જલમાં તો.

એહવું દેષતાં[40] ધ્વાંક્ષ તણો મન્ય દુઃખ સહૂ નવિ જાય.
શીઘ્રપણે વલી ઊંચો ઊડે[41] આકુલવ્યાકુલ થાય. ૩૧
ત્યારિ ગર્વ તજીની વાયસ બોલ્યો હંસ પ્રતિ તેણી વારઃ
'આ દુસ્તર[42] જલમાં તૂં પાષિ હવિ કોણ કરિ માહારી સાર? ૩૨
[43]અભ્યાગત તાહારો જાણીનિ શરણમાત્ર મૂને આપો.
સન્મુખ થૈ નિ, હંસરાયજી! બહુ દુઃખ માહારાં કાપો. ૩૩
હૂં વાયસ દારુણ મહાપાપી, ક્રોધી ને [44]અહંકારી.
જાતિસ્વભાવ [45]માટિ નવિ જાણૂં, કિડિ ધરીયે તાહારી.' ૩૪
ઇમ કાલાવાલા કરિ હંસનિ, દયા[46] હવી તતષેવ.
પડો જલમાં ત્યારિ ચરણે ગ્રહીને [47]પ્રષ્ટે ધરયો તતષેવ. ૩૫
અકલાયો વાયસ ત્યારિ [48]અધિકો, મુષમાં પિઠૂં આપ.
ઉત્તમશું અભિમાન કરયૂં તે માટિ લાગૂં પાપ. ૩૬
કાઢીનિ ઉપકણ્ઠે નાક્ષો પૂર્વતણે સ્વસ્થાન્ય.
પ્રાણરહિત સરખો વલી[49] દીસિ, ટલી સાન ને વાન. ૩૭
[50]ત્યારિ અપર હંસ કહેઃ 'અહો વાયસ! પૂછૂં છૂં અહ્યો તુઝનેઃ
દુસ્તર જલમાં કેહિ પિરિ ઊડ્યા? કોહો વિસ્તારી મુઝને.' ૩૮
ત્યારિ લજ્જા પામી વાયસ બોલ્યો: 'હૂં અપરાધી તમાહારો.
[મિ અપરાધ યે કરચો હોઇ, ક્ષમા કરુ તે માહારો.] ૩૯
વૈશ્ય-અન્ન-ઉછીષ્ટ ભોજનથી[51]અહંકારિ ભારચો,
[52]તેમાં હૂં હીનજાતિ શૂ[53] જાણૂં મહિમા તહ્મારો? ૪૦
આસવાસના દેઇ વાયસને ઊડ્યા સહુ[54] આકાશ;
હેલામાત્રમાં ત્યાંહાંથી આવ્યા માન-સરોવર-પાશ." ૪૧

---

૪૦. કેહેતાં. ૪૧. ચઢીને. ૪૨. અઘાત. ૪૩. આપ કતારથ. ૪૪. માહા-અં. ૪૫. માહારો ભુંડો છે, ગત નવ જાણી. ૪૬. ઉતપાત હવે. ૪૭. પંક્ષે ગ્રહ્યો. ૪૮. જલ મુષ પડે આપ. ૪૯. તે. ૫૦. "અપાર હંસ બીજા બહુ બોલા, અમો પુછુ છુ તુજને." ૫૧. ને, અતિ. ૫૨. તે માટે. ૫૩. છુ; ના જાણો. ૫૪. હંસ.

શલ્ય કહિ: "તૂં, સૂતપુત્ર રે! કાક-સમોવડિ આજ,
હંસ-તુલ્ય માહારિ મન્ય ભાવિ અર્જુન શ્રીમાહારાજ. ૪૨
કૌરવના ઉછીષ્ટ તણો[૫૫] નિતિય ભોગવે તૂં કાગ.
[૫૬]તે માટિ તે હંસ-તુલ્ય રે ગુડાકેશ માહાભાગ. ૪૩

ઊથલો

ગુડાકેશ માહાભાગ રે," એહવાં શલ્યનાં વાયક સાંભલી
**વિષ્ણુદાસ** કેહેઃ તેણે[૫૭] સમિ રહ્યો કર્ણ મનમાં[૫૮] પ્રજ્વલી. ૪૪

૪૮૧

—×—

## કડવૂં ૧૩ મૂં–રાગ કેદાર ગુડી[૧]

સઞ્જે કેહે: સુણ્ય, કૌરવના પતિ! [૨]વચન-લીધો ગત્યસાર,
શલ્ય તણાં એહવાં વાયક સુણીનિ બોલ્યો સૂતકુમાર: ૧
[૩]"અરે સારથી! ષેડ્ય હિવિ રથ, કહૂં છૂં, અર્જુન-પાશ.
એક બાણ મેહેલી બેહુ જણનિ શીઘ્ર પમાડૂં નાશ. ૨
હૂં જાણૂં છૂં: એ બેહુ બલિઆ નરનારાયણ–અવતાર.
[૪]પણ એ આગલે જય હૂં નવિ પામૂં. માને તૂં નિરધાર. ૩
પણ પુર્વિં એહવૂં[૫] છિ કારણ તે તૂજને કહૂં, રાય!
[૬]જામદગ્નનો શાપ હવો; રણે તે અહીં સાચૂં થાય! ૪
એક સમે હૂં વિદ્યા ભણતો કૌરવ–પાણ્ડવ-સઙ્ગે.
દ્રોણાચાર્ય પ્રેમ ધરીનિ શીષવતા બહુ રઙ્ગે. ૫

---

**૫૫.** તણા તુ:નીત કરે ભોગવીલાસ. **૫૬.** "તે માટે હંસ તુલનો ગરડ કહીએ: શ્રીકૃષ્ણ કેરી પાસ." **૫૭.** તે સાંભલો. **૫૮.** રદે.

**કડવૂં ૧૩ મૂં:—૧. અંદોલ ગોડી** ૨. વચને વેધો કરણ સલ તણે રે; એહેવાં. **૩. ઢાલ**–હાવે સારથી ષેડ રથને. ૪. "ક્ષણ એકમાં એ બેહુ જણને હવડાં પમાડુ હાર. ૫. એક કહુ છુ કારણ, સાંભલ કહુ સત રાએ. ૬. "ફરસરાંમનો સરાપ છે તે, રણે સાચે થાએ.

દ્રોણ કહેઃ 'યે વિદ્યા શીખ્યા, તે દેખાડો અમને.
બાણ તણી ગત્ય-લાઘવ જોઇને કૃપા કરૂં છૂં તમને.' ૬
પછિ પ્રથક પ્રથક દેખાડી સર્વે માહાવન મધ્યે આવી.
કૌરવ-પાણ્ડવ-આગલિ જોતાં મુજ વિદ્યા મન્ય ભાવી. ૭

ત્યારિ દ્રોણ કહિઃ 'જા, નહીં ભણવૂં. કર્ણ ! કવણ વિક્ષાત ?
રાજપુત્ર જોતાં તૂં અધિકો, એ તાં કૂડી વાત.' ૮
ત્યારિ ચિત્તમાં બહુ દૂષ પામ્યો; કીધો મન્ય વિચાર:
'હવિ કયાંહાં જાઉં ? મુહ્નૈ કોણ [૮]ભણાવિ ? કરવો કવણ પ્રકાર ? ૯

એમ કરતાં શ્રીસૂર્યે માહારા મનની પૂરી આસ:
'વિપ્ર-વેષ[૯] ધરી જાઉ અધુના ફરશુરામને પાશ.' ૧૦

એહવાં અર્ક તણાં વાયક સાંભલતા આનન્દ્યો મન માંહિ;
વિપ્રવેષ[૧૦] ધરીનિ આવ્યો ભાર્ગવ[૧૧] હૂતા યાંહિ. ૧૧
એહવૂં વાડ઼વ શરષૂં રૂપ દેષતાં તવ બોલ્યા માહારાજ:
'કિહે રે, કવણ [૧૨]તૂં ? શે કાર્યે મુજ કને આવ્યો આજ ?' ૧૨

'હા સ્વામી ! હૂં [૧૩]નિર્ધન છૂંઃ કુટુમ્બ બહુ પરિવાર.
દાતા જાણી [૧૪]તુજ કને આવ્યો; કાંઈ આપો [૧૫]નિર્દ્ધાર.' ૧૩
ફરશુરામ કહેઃ [૧૬]'શરીર માત્રે હૂં રહ્યો [છૂં] આવી.
કાંઇ ધન ગ્રહેવાની કરી પ્રાર્થના, મુજ મન્ય વાત ન ભાવી. ૧૪

પણ અસ્ત્ર તણી યે અદ્ભુત વિદ્યા તેહ ભણાવૂં આજ.
પણ ક્ષત્રના સુતને શીષવયે, શરશે તાહારાં કાજ.' ૧૫
ત્યારિ હરિષ ધરી [૧૭]ગુરુભક્ત્ય ઘણી મિ કરવા માંડી ત્યાંહિ.
અનેક પિરચની વિદ્યા શિક્ષો [૧૮]આદરશૂં મન માંહિ. ૧૬

---

૭. તે જાત. ૮. પાસે, હાવે. ૯.—રૂપ ધરીને જા તુઃફરસ૦. ૧૦. રૂપ ધરી તાંહાં. ૧૧. ફરસરામ છે. ૧૨. કારણ તુ આંવ્યો: તે મુજને કેહેને આજ. ૧૩. માહા. ૧૪. તમ પાસે. ૧૫. મુજને સાર. ૧૬. સરીતા-તીરે આંહાં રહો. ૧૭. ગુરૂસેવા : તે કરવા. ૧૮. આનંદસુ.

પછિ ક્રિપા કરી મુજને રુક્ષે સમર્પ્યું બ્રહ્મઅસ્ત્ર યે બાણ.
[20]સ્વર્ગાધીશની તેણે સમિ ત્યાંહાં તતક્ષણ હોઉં જાણ. ૧૭
અર્જુનના હિત-કારણિ ઇન્દ્રે કરયા અનેક ઉપાય.
ઘણા દિવસ જોતો હરિ પણ કશું વિઘન નવિ થાય. ૧૮
કોએક સમિ [21]મમ અંકું વિષિ રે પોઢ્યા [22]શ્રીરુક્ષ-ઇશ.
[23]ત્યારી વજ્રકીટનૂં રૂપ ધરી ત્યાંહાં આવ્યો સ્વર્ગાધીશ. ૧૯
[24]ઊરુ હેઠલે [25]મુજ સ્પર્શ કરયો ત્યાંહાં જોઈ મર્મનો ઠામ.
તોહિ ચરણ મિ ત્યાંહાં ન હલાવ્યો; જાણ્યૂં જાગશે રામ. ૨૦
પછિ જહ્નાં મધિ પિશીને [26]રુધિર માંસ શ્રવ વાધૂં.
[27]પણ મિ માહાધીરય સ્થકી ન હલાવ્યૂં આસન બાંધૂં. ૨૧
પછિ ફૂટી[28] નીસરી, ફરશુરામને મસ્તક્ય ચટકો દીધો.
તવ જાગ્યા રુક્ષ હેલા માત્રમાં, મુજ ઓલમ્ભો દીધો. ૨૨
[29]અંગ નિર્ષતાં વજ્રકીટનૂં દર્શન પામ્યા રૂક્ષ;
મનમાં ગ્નાન ધરી મુજ પ્રતિ વાણી બોલ્યા મૂક્ષ: ૨૩
'આ રુધિર અંગ ગલે કાં તાહારૂં? સાચી કિહિ મુજ વાણી.'
'ગુરુસેવા માટિ સ્થિર રાક્ષો કેટભવ[30] મન્ય જાણી.' ૨૪
ફરશુરામ મન્ય ગ્નાન ધરીને બોલ્યા રહી મુજ પાશ:
'કીટસ્પર્શથી હૂં જાગ્યો, તૂં પામ્યો હોએ નાશ. ૨૫

---

૧૯. રૂષેસ્વરે મુને. ૨૦. તવ ઇંદ્રરાએને તે ૨૧. મંચક વિષે. ૨૨. રૂષી તે ધીસ. ૨૩. મુજ ખોલામાં નીદ્રા કીધી જંઘા પર મુકી સીસ. ૨૪. આ કડી પૂર્વે:—

"તેણે સમે ઇંદ્રે વિચારૂ: આજ લાગ પાંમો અનુપ.
પરપંચ કરીને પરવરો: ધરી ભમરા કેરૂ રૂપ"

૨૫. પરવેસ. ૨૬. રૂધીર પાંન કરૂ તે સોએ. ૨૭. "તોહે હુ ડગો નહી: ચટકો વજ્રસમ હોએ." ૨૮. બહાર. ૨૯. અગ્ની રાષતાં. ૩૦. કીટ પ્રભાતે.

પણ કો ક્ષત્રી શરખો; [31]વિપ્રવેષ નહીં આપ.
સત્ય કહે, [32]નહીંતરિ હૂં હવડાં તુજને દેઇશ શાપ.' ૨૬
ત્રાસ [33]ધરી મનમાં હૂં બોલ્યોઃ 'વિદ્યાનો છૂં કામી,
[34]સૂતપુત્ર; અપરાધ કરચો મિ. કરુણાનિધિ તૂં સ્વામી.' ૨૭
ત્યારિ રામ કહિઃ 'કાંઇ કપટવિદ્યાઇ [35]હાર્દ અહૂ તિ માહારૂં,
તો મરતી વેલાં બ્રહ્માસ્ત્ર તે નિઃફલ હરચો તાહારૂં.' ૨૮
તે માટિ દૈવી ગત્ય તે, કોણે કલિ નવિ જાય.
રામશ્રાપથી[36] વચન તાહારૂં રણે રણ્ય સાચૂં થાય! ૨૯
તોહે પણ રણ્ય અર્જુનને મારૂં, જો રાષિ ભગવન્ત.
માહારી જોડ્ય જમલિ કો નાવિ, આણૂં સર્વનો અન્ત. ૩૦
પ્રલિકાલ યેહવો પાવક પ્રજ્વલે, તેહવો અર્જુન જાણૂં;
તોહે પણ બાણ તણી બહુ વૃષ્ટિ અન્ત તેહનો આણૂં. ૩૧
યદ્યપિ અર્જુન જલનિધિ શરખો, ગર્વવાયક [37]મુક્ષ બોલે,
તોહે પણ અસ્ત્રે કરૂં નિવારણ; મુજ આગલિ કોણ તોલે? ૩૨
યદ્યપિ અર્જુન મેઘ શરીખો, [38]તાહારિ તાં માહાપાત્ર,
[39]દ્વન્દ્વ યુદ્ધ અસ્ત્રે રણિ કરતાં હૂં આગલિ કોણ માત્ર? ૩૩
યદ્યપિ અર્જુન વાયુ સરીખો, યેહની ગતમત કો નવિ જાણિ,
પણ કૃષ્ણ નો હો તો [40]હૂં સાહામો રહી ધનુષ માત્ર નવ્ય તાણિ. ૩૪
યદ્યપિ અર્જુન [41]અર્ક-સમોવડિ તુજ મન્ય રૂઅડૂં ભાવિ,
કુરુક્ષેત્ર રણમાં રહી વઢતાં માહારી જોડિ ન આવિ. ૩૫
દ્વાદશ મેઘ મલી સામટા કરિ અગ્નિનો નાશ,
ત્યમ હૂં બાણિ કરૂં નિવારણ રહી અર્જુનને પાશ. ૩૬

---

૩૧. તુ દીસે છે વીપ્ર નાં હોએ આપ. ૩૨. હવડાં તુ સાચુ, કે. ૩૩. પાંમી ગુરૂ પ્રતે બોલો. ૩૪. હુ સુરજપુત્ર. ૩૫. તે રૂદે. ૩૬. વચનથી. ૩૭. એમ. ૩૮. તાહારા મનમાં પાત્ર. ૩૯. જુધ કરતાં રણ વીષેઃ મુજ. ૪૦. મુજ આગલ, ધનુષ બાણ કોણ તાણે. ૪૧. સુરજ સરષો.

[42]પાણ્ડવ યારિ દહન કરૂં ત્યારિ હણ્યા જીવના કોટિ,
તે મુજ વિન કો અર્જુન-કરિથી પમિ બાણનિ ડોટિ?[43] ૩૭
ત્રિભોવનમાં કો અર્જુન શરખો નહીં ધનુર્દ્ધર કહીએ,
મુજ આગલે તે ન રહે ઊભો, દીઠા વિન શું લહીએ? ૩૮
વલી જોયે; રણમાં અસ્ત્ર મારાં નાનાવિધ્યનાં હોય,
દિવ્ય અસ્ત્ર ને બ્રહ્માસ્ત્રને ગન્ધર્વ મનુષ્યાસ્ત્ર સોય. ૩૯
હું અર્જુનને આજ રહી રે રણમાં ભેદ પમાડું;
યશ આપૂં કૌરવ સઘલાને મનમાં ભલું ભવાડું. ૪૦

### ઊથલો

[44]મનમાં ભલું ભવાડું" એહવી કર્ણે વાણી કહી.
**વિષ્ણુદાસ** કહેઃ તે સાંભલી [45]ત્યાંહાં રાયશું બોલ્યો રહી. ૪૧
૫૨૨

## કડવું ૧૪ મું—રાગ સારઙ્ગ

સઞ્જિ કિહિઃ તેણે સમિ વલી શલ્ય બોલ્યો ત્યાંહિઃ
"અર્જુન સાહામો સુભટ કો વલી રહી સકે રણ માંહિ?" ૧
ત્યારિ કર્ણ કહેઃ "તું થયો કાયર આજ સહી નિરધાર.
તે માટિ મુક્ષે વચન એહવાં [1]કિહિ છિ સારોદ્ધાર. ૨
નાહાશી ગયો નહીં ઊગરિ આ રણિ ચઢ્યો યે આજ.
માહારે સારથિ છિ અતિ ઘણા, કાંઇ નથી તાહારૂં કાજ." ૩
ત્યારિ શલ્ય કિહિઃ "કાં દૂહવણ આણિ? વચન બોલ્યો હાશ,
યાંહાં લગી તૂં રણમાં પડિ ત્યાંહાં લગી રહૂં તવ પાશ. ૪

૪૨. "પાંડવે જારે દહંન કરૂં: તે રે હણ્યા જીવ કોડ." ૪૩. જોડ.
૪૪. રણમાં ભલો ભમાડું. ૪૫. સલસુ તાંહાં બોલો સહી રે.

**કડવું ૧૪ મું:**—૧ વદે છે તીછકાર.

પછિ પાણ્ડવશૂં[૨] ભડૂં મન્ય ક્રોધ આણીનિ, કર્ણ!
જય હોય દૈવી–ગત્ય કદા કે નેટ પામૂં મર્ણ.” ૫

ત્યારિ કર્ણ પરસ્યંસા કરિ: “તૂં ભલો વીરાખ્ય વીર.
રથ હાંકય વિહેલો શીઘ્રતા, યાંહાં રહ્યો ધનઝે ધીર.” ૬

ત્યારિ વાયુ–વેગે રથ ચલાવ્યો મેઘ [૩]ગાયો યમ.
દૂરિથી દષ્ટે પડી પાણ્ડવી સેના ત્યમ. ૭

ત્યારિ સૂતપુત્રે કરચો મુક્ષ સીહનાદ વિશાલ.
સુર જક્ષ ગુણ ગાન્ધર્વ સાથે કમ્પિઆ દિગપાલ. ૮

કર્ણ કાયા ક્રોધથી થરહરે અઙ્ગિ અઙ્ગ.
મુક્ષ વદેઃ “વિહિલો હાંકય રથઃ હવડાં પમાડૂં ભઙ્ગ.’ ૯

વાજિત્રના નિર્ઘોષ તવ[૫] સૂત–સૈન્યમાં બહુ થાય.
કમ્પવા લાગી મેદની, સુભટે [૬]રહ્યૂં નવિ જાય. ૧૦

“યમ [૭]શચીપત્ય આસુરીસેના હણે જે[૮] ક્ષણમાંહિ,
ત્યમ પાણ્ડવસુતની હણૂં[૯] સેના રહીનિ રણમાંહિ.” ૧૧

દષ્ટદ્યુમ્ન [૧૦]પાણ્ડવ તણી સેના તણો પતિ કિહિવાય,
[૧૧]અપસવ્ય મૂકી યુધિષ્ઠિરને, રથ હકાવ્યો રાય. ૧૨

ધૃતરાષ્ટ્ર ત્યારિ એમ કેહેઃ તૂં કહિ, સઞ્જે! તેહ,
કયમ યુદ્ધ કર્ણે ત્યાંહાં કરચૂં? મુહ્ને કહો કારણ એહ. ૧૩

યે પાણ્ડવી સેના સબલ બહુવિધિ રહિ છિ યાંહિ,
દષ્ટદ્યુમ્ન ભીમ સમીપ બલિઆ કરિ રક્ષા ત્યાંહિ. ૧૪

વલી કોણ કોણ સુભટ બલિઆ કરિ રક્ષા ત્યાંહિ,
કોણ કોણ મમ સુત તણી રક્ષા કરી ઊભા આંહિ? ૧૫

---

૨. સાથે જુધ કરે બહુ. ૩. ગરગડ. ૪. કરણે ક્રોધસુ. ૫. વાજો: કરણ સેન્યા માંહે. ૬. સહુ. ઇદ્ર. ૭. જેમ જઇ તાંહે. ૯. હણી. ૧૦. સેનાપતી પાંડવનો કેહે. ૧૧. “અસ્વ મુકી જુધીષ્ઠીરે રથ હકારો રાએ.”

માહાયુદ્ધ દારુણ્ કયમ હવૂં ? મુક્ષ કહૂં કહી પિરિ જાય ?
[12]તે મૂનિ સાંભલવા તણી મનિ ઘણી ઇચ્છા થાય. ૧૬
[13]અમાનુષ કર્મનો કર્તા ધનઞ્જે માહાધીર;
તેહનિં આગલિ કર્ણ વિન કો [14]રહિ રણમાં વીર ? ૧૭
સઞ્જે કહે તેણે સમિ વ્યૂહ તણી રચના એહ,
તાહારા-પુત્ર-રક્ષા-કારણિ રચતા હવા શ્રવ તેહ. ૧૮
[15]હાદીક નિ વલી ક્રિપાચારય માગધપુરના રાય,
દક્ષણમાં તે રહ્યા ઊભા, વલી[16]કલ્યા નવ્ય જાય. ૧૯
વલી વામપાશિ [17]યે રહ્યા શકુનિ ઉલૂક સુજાણ,
હાક દીએ રણમાં રહ્યા મૂકતા બહુ [વિષ]બાણ. ૨૦
ગાન્ધાર દેશ તણી[18] બહુ યે પાર્વતી, રાજાન !
ચ્યોહો ગમાં [20]પાષલિ ફ્રિરિ જોતાં મન્ય ધરી અભિમાન. ૨૧
સંસપ્તક [21]ઊભો સહી રથ સહિત સહસ્ર છત્રીસ,
તે કૃષ્ણ અર્જુન સાથિ ભડશિ મન્ય [22]આણી રીસ. ૨૨
કામ્બોજ દેશ તણા બહુ, [23]બાહ્લીક યવન ઉદાર,
તે કર્ણની આજ્ઞા રણ વિષિ [24]પાલિ રથી નિરધાર. ૨૩
મધ્ય સેના વિષે ઊભો કર્ણ [25]વીર પ્રચણ્ડ,
ચે યુદ્ધ કરતાં ષલભલે સુરનર સહિત બ્રહ્માણ્ડ. ૨૪
વલી ચિત્રવર્મા રહ્યો [26]અગ્રે પુત્રશૂં નિરધાર.
તેણે વાહનીમુષ શોભીઇ. [27]રણ્ય થૈ રહ્યો ઝાતકાર. ૨૫
[28]ગજ મત્ત પીંગલ વિષે બેઠો દુસ્યાસન ગુણવન્ત.
સિના પાછલે રહ્યો ઊભો આણવા [29]બહુ અન્ત. ૨૬

---

૧૨. સાંભલવા સંગ્રામ તણી. ૧૩. કરમાંહે ધનુષ ગ્રહાં છે. ૧૪. નાં રેહે રણવીર. ૧૫. વલી. ૧૬. અસ્વસ્થામાને કૃપાચારજ. ૧૭. બલે. ૧૮. રહા ઉભા. ૧૯. તણો રાએ વલી પરવતી. ૨૦. પાસે રહા જે આણતા અભીમાન. ૨૧. રહા છે ઉભા : સેન સહિત. ૨૨. ધરી બહુ. ૨૩. બહુ રાજા : બાલજીવન માહા ઉદાર. ૨૪ પાલતા હવા. ૨૫. માહા.-૨૬. ઉભો : અગ્ર. ૨૭. થઇ રહો હાહાકાર. ૨૮. મદનીગલ ઉપર. ૨૯. સરવનો.

તે પૂઠે દુર્યોધન રહ્યો; [30]તેહની વર્ણના કેહી પિરિ થાય?
જાણે દૈત્યસેના પ્રતિ ચાલ્યો અમરશું સુરરાય! ૨૭
કવચ પિહિરયૂં [31]રતનમિ; રથ કનકમિ [32]ઝાઝુલ્ય.
બહુ ભાત સાથે પરવરયો; જાણે [33]વિભાવસુનિ કુલ! ૨૮
[34]તેહની રક્ષા-અર્થે પરવરયા બહુ દેશ કેરા રાય.
અશ્વત્થામા માહારથી સઞ્જય [35]મલ્યા રણમાં જાય. ૨૯
માતઙ્ગ ઊપરિ શૂર બિઠા, યેહનાં મદિઝરતાં અઙ્ગ.
રથ તણી [36]સઙ્ખ્યા નહીં; એમ ચઢ્યા તવ-સુત-સઞ્જય. ૩૦
[37]અસવાર કોટાકોટિ પૂઠિ પરવરયા પરમાણ.
જાણે મેઘદ્વાદશ નભ વિષિ સઞ્ચરયા સહી નિર્વાણ! ૩૧
[38]વૈજયન્તી પતાકા ફરહરિ [39]રણમાં સોય.
[40]આયુધ તણી યોતિ કરી ત્યાંહાં વીજ ઝલકિત હોય. ૩૨
હસ્તી એકેકા આગલે શતલક્ષ ઊભા યોદ્ધ;
[41]નમ્ર આયુધ કરચ ગ્રહી તે રહ્યા આણી ક્રોધ. ૩૩
રથ ફરિ ચોહો [42]દશે સૈન્યમાં કિલકિલા શબ્દ અપાર,
જાણે જશે ઊડી ગગનમાં તેણે સમિ નિરધાર! ૩૪

### ઊથલો

તેણે સમિ નિરધાર, એહવી [43]તવ સુતિ રચના કરી.
વિષ્ણુદાસ [44]કિહિઃ પાણ્ડવતણી હવિ કહૂં સેના વિસ્તરી. ૩૫
૫૫૭

---

૩૦. વરણુવ. ૩૧. રાચે અંગે. ૩૨. કુલ. ૩૩. વૃત્રાસુરને કુલ. ૩૪. તે નરષીયે પરવરા. ૩૫. સંગ મલી સહુ જાએ. ૩૬. રક્ષા કારણ ચઢા રણ સુત રંગ. ૩૭. આ કડી નથી. ૩૮. વલી ધ્વજ. ૩૯. જોતાં મનમાં ભેષ. ૪૦. આ અને નીચેની લીટી નથી. ૪૧. "આઊધ કરમાંહે ગ્રહી આણી મનમાં ક્રોધ." ૪૨. હસ અતી ઘણા, સબદ કલાહલ. ૪૩. તેહેવી ત્યાં રચના. ૪૪. દાસ સેજે કેહે હાવેઃ પાંડવ તણી કથા કહુ વીસ્તરી.

## કડવું ૧૫ મું-રાગ ભીમપલાશી

સન્જે બોલ્યો: સાંભલ્ય, રાય રે!
તવ સુત કેરો [1]અતિ મહિમાય રે.　૧
ચાલ્યૂં દલ તે રણમાં સત્ય રે,
વીર તણી કો ન [2]લે ગત્ય રે.　૨

ઢાલ-વીરની ગત્ય ન લહે કો, અકેકપિ[3] બલીઆ સહી.
હવિ પાંડુસુતની[4] સહુ સેના રણ વિષે યે આવી રહી.　૩
યમ દેવ દાનવ વઢ્યા પૂર્વે સબલ દલ સામ્પ્રત કરી,
ત્યમ પાંડુસુત તવ સુત સહ્રાંતિ વઢિ ક્રોધ રિદે ધરી.　૪
સેના-મુક્ષે[5] યારિ કર્ણ દીઠો ત્યારિ યુધિષ્ઠિર બોલ્યા સહી:
"અરે અર્જુન! આજ બહુવિધિ કૌરવી સેના રહી.　૫

વ્યૂહ તણી રચના સબલ કીધી સૂતપુત્રે અતિ ઘણી.
કો ગણી ન સકિ આજ વનમાં સુભટસંખ્યા[6] તેહ તણી.　૬
યમ આપણા દલમાં સહુનિ બાધા કશી નવિ ઊપજિ,
તે પિરચ કરચો[7] અર્જુન રહિયે, [8]કાર્ય આદિ નીપજે.　૭
[9]એહનુ પક્ષ કરવા વીર બહુ નૃપ સર્વ કો આવી મલ્યા,
મહા પ્રાક્રમી નિ શૂર સબલા: બલે નવિ જાએ કલ્યા."　૮

ત્યારિ પાર્થ કરસમ્પુટ કરી નૃપ પ્રતિ તવ બોલ્યો સહી:
"યેહવી શીષામણ દેવી ઘટિ તે દીજીઈ રણમાં રહી."　૯
રાય કહિ: "તૂં કર્ણ સાથિ યુદ્ધ કરચ વેગે[10] વલી.
[11]ભીમસેન રાજા સયોધનશૂં [સુ]ભડ તે રણમાં મલી.　૧૦

કહૂવં ૧૫ મૂં:-૧. તણો કહુ મહીમાએ રે. ૨. જાંણે.
૩. અનુકંપે. ૪. °નો કહુ મહીમા: સહુ સેન્યા આવી રહી. ૫.-વીષે ૬. -સેના. ૭. કરો...સહી. ૮. જમ કામ સમીરાઢે ચઢે. ૯. "એહેની પક્ષ કરવા કારણે: સહુ નટ ટોલે વલ્યા." ૧૦. કોપે. ૧૧. "ભીમ સાથે દુરજોધન તે રંણમાં સુભટ બલી."

વૃ[ષ]સેન સાથે નિકુલ બલીઓ, શકુનશૂં સિહિદેવ તાં,[12]
દુઃશાસન શૂં સતાનીક, મમ પુત્ર વઢ્શે ષેવ[13] તાં. ૧૧
[14]શનીપુઙ્ગ કૃતવર્મા સઙ્ઘાતિ, શિખણ્ડી કૌરવ[15] મલ્યો,
[16]દ્રષ્ટદ્યુમ્ન વઢ્શે દ્રોણસુતશૂં, બલિ નવિ જાએ કલ્યો. ૧૨

દ્રૌપદીના પુત્ર પાંચે કૌરવના સુતશૂં ભડિ.[17]
એમ સબલ[18]રક્ષા કરો[18] રણમાં; [19]આપણો કો નવિ પડિ. ૧૩
પણ ક્રિપાચારય સાથિ હૂં તાં સ્વઈ[20]જઇનિ આથડૂં."
[21]રણ દિવ્ય દારુણમાં હણૂં કિ નેટિ નિશ્ચિ હૂં પડૂં." ૧૪

એહવૂં ધર્મ કેરૂં વચન સુણતાં [22]પાર્થ મનમાં ગિહિગયો.
બહુ વીરને આપી આજ્ઞા; દલમૂક્ષ તે આવી રહ્યો. ૧૫

યમ અગ્નિ શોભે હોમતાં [23]સપ્તધા કાયા વિસ્તરી,
ત્યમ પાર્થ રણમાં કૃષ્ણ સાથે તેહવી યુક્તિ પરવરિ[24]. ૧૬

બ્રહ્મેન્દ્ર ઇશિને વરુણ પૂર્વે રથ-વિધિ જાણિ ચઢ્યા !
બહુ ક્રોધ આંણિ રણ વિષિ દાનવ સઙ્ઘાતિયે જે ચઢ્યા. ૧૭

તે રથ વિષે પાર્થ બિઠો દૂરથી દીઠો સહી;
ત્યારિ શલ્ય કિહિ રે કર્ણ પ્રતિ :"[ઓ]અર્જુન આવ્યો અહીં. ૧૮

એહના શ્વેત ઘોડા સબલ શોભે, ધ્વજાએ કપિવર રહ્યો.
ગાંડીવ(નો) નિર્ઘોષ સુણતાં [25]એ એંધાણિ મિ લહ્યો. ૧૯

ચેહને વારિવારિ પૂછતો તે પાર્થ હેલાં આવીઓ.
એ હોએ અર્જુન સર્વથા, મન વિષે માહારે ભાવીઓ. ૨૦

---

૧૨. આંહે. ૧૩. તાંહે. ૧૪. સુકનીસુત. ૧૫. °સુ ભડયો. ૧૬. આ લીટી નથી. ૧૭. વઢો. ૧૮. રાખ્યા. ૧૯. સંગ્રાંમ થાસે ઘોર. આ પછી એક લીટી વધુ:—"ભીરૂએ ભીરૂ ભડેઃ નવ છાંડવો ઠોર." ૨૦. નીસે આવડુ. ૨૧. "રણ માંહાં જુધ દારૂણ કરી, એહેને માર કે હુ પડુ." ૨૨. પારથ રણમાંહે ગઓ. ૨૩. તે સરવ ઠાંમે વીરતરો. ૨૪. પરવરો. ૨૫. સબદ તે ગગંન ગઓ.

આજ [27]તુમુલ શરષો શબ્દ રણમાં સાંભલ્યો મિ આંહાં રહી;
અર્જુન-કરથી વાજતી ગાણ્ડીવ-પરતઞ્ચા લહી.[28] ૨૧
આ રેણુ ઊડિ ગગન્યમાં, તેણે [29]અર્કમણ્ડલ આવરચૂં.
ષર પવન વાતિ મિ લહ્યૂં: દલ પાણ્ડુસુતનૂં પરવરચૂં.[30] ૨૨

ઊથલો

દલ પાણ્ડુસુતનૂં પરવરચૂં:[30] ઉતપાત[31] તાં દીસિ ઘણા."
**વિષ્ણુદાસ** કહેઃ તે અતિ ભયાનકઃ; નામ કહૂં હવિ તેહતણાં. ૨૩
૫૮૦

---

## કડવૂં ૧૬ મૂં—રાગ વેલાઉર

સઞ્જે કિહિ : ધૃતરાષ્ટ્ર! સાંભલો તાહરા સૈન્ય તણી યે વાત.
કર્ણ પ્રતિ ત્યારિ શલ્ય કિહિ છિ, દેષી મન્દ[1] શુકન ઉતપાત : ૧
"અર્જુન આવ્યો રણુ[2]મઘ્ય કૃષ્ણદેવ યેહને છે સહાય :
મન્દ[1] શુકન હોએ સહી આપણે, તે માટિ એ નહીં જીપાય. ૨
રેણુ સબલ ઊડિ રણમધ્યે; [3]વાય સાહામો વાય.
[4]ગૃધ્ર કાક ઉલ્લક પોકારે; મૃગ ડાબાં યમણાં જાય. ૩
અન્ધકાર પ્રગટ્યો માહાદારુણ; સૂર્યબિમ્બ નવિ દીસે આંહિ,
રુધિરવૃષ્ટિ ઉલૂક તારાગણ પડે તે તૂટી અબ્યની માંહે. ૪
કબન્ધ અનેક ઊડતાં દેષૂં: જાણે મેઘ ચઢ્યો આકાશ !
આમસિંહ શૃગાલી[5] સાથિ કરિ શબ્દ આપણિ પાશ. ૫

---

૨૭. આજ મે તો વજ્ર સરખોઃ સબદ સાંભલો સહી. ૨૮. અહી. ૨૯. સુરજ ... ... આવરે. ૩૦. પરવરે. ૩૧. દેષી અતી ઘણૂ.

કડવૂં ૧૬ મૂં-૧. માંન. ૨. દલ. ૩. વાઊ આપણ સા°. ૪. "કુ જાંણૂ છુ કરણ રાજાઃ પાછુ નહી જવાએ. ૫. વનસીહ સાથેઃ રહે કેમ તે પાસ.

[6]ક્રવ્યાદ પક્ષી પશુ આવ્યા આમિષ ભક્ષ કરેવા કાજ્ય;
કિહિ છેઃ 'વીર[7]ટલે એ ક્યાહારી ? કાર્ય આપણાં શિઝિ આજ. ૬
કમ્પિ મેદની; દહોદશ જોતાં અગ્નિ પ્રગટ[8] ઊડે[8] તતખેવ.
ધ્વજા પતાકા બલતાં દેખી તેણે દુઃખ પામ્યો હૂં એવ. ૭

વાહન ધ્રૂજે[9] સર્વ સૈન્યમાં; ચરણભારિ નિર્વાણ્ય.
[10]પર્વતપ્રાય શરખા વારણ બૂંબપાત કરતા જાણ્ય. ૮
હવિ પાણ્ડવ કેરા સૈન્ય બાપિ રે શઙ્ખ તણા હોઇ બહુ નાદ.
[11]સુરાતનભિરિ શૂર ધસે અનોઅન્ય ત્યાંહાં કરતા સાદ. ૯

દુન્દુભિના[નિર્ઘોષ ગરગડિ; વાજિ ગોમુષ ભેરી તાલ
જોઉંનિ], નિર્ઘોષ કરિ ઊભા અનેક દેશ તણા મહીપાલ. ૧૦
રથનેમીના શબ્દ સુણીનિ ચાતુક મોર કરિ કિઙ્કાર.[12]
સુવર્ણરત્ન-[13]ઉપચિત વિરાજિત ધ્વજ તણો [14]ન લાભિ પાર. ૧૧
જો, અર્જુનની ધ્વજા વિષિ કપિ બિઠો દીસે પ્રચણ્ડ.
તે આગલિ કોણ[15] યોધા આપણા યેથી ભય પામિ બ્રહ્માણ્ડ. ૧૨

શબ્દ હોઈ ગાણ્ડીવ ધનુષના; જાણે ગર્જિ દ્વાદશ મેઘ !
ત્યાંહાંથા બાણ પડિ આવી આંહાં યેહનો છિ(માહા)અદ્ભુત વેગ. ૧૩
અર્જુનના બહુ બાણ રથકી રે માહારથી [16]રણ પડતા જાણ,
[17]ક્ષીણ પૂન્યથી યમ પડે તારાગણ નભથી નિર્વાણ્ય ૧૪
બાજૂબન્ધ સુગન્ધિ ચર્ચિત[18] અનેક સુભટના યે હાથ,
[19]અર્જુન કેરાં બાણ થકી હૂં પડતા દેષૂં આયુધ સાથ્ય. ૧૫

૬. દૂરવાષી પંક્ષી બહુ આવ્યા. ૭. વઢે વીકારેઃ કામ આપણાં થાશે આજ. ૮. પ્રગટે. ૯. ભયાંનક. ૧૦. "પસુપ્રાંણ વીના તે દેષુઃ સુ કરે વીષાંણ" ૧૧. "સાહાંમસાહાંમા હુકલેઃ કરતા માંહોમાંહે વાદ." ૧૨. ચીકાર. ૧૩. –સોભા. ૧૪. નહી પાર. ૧૫. આપણ કોણ માત્રઃ ૧૬. પડતા નીરવાંણ. ૧૭. "સાહામસાંહાંમા જોધા અફલાએઃ થાએ કચરઘાણ." ૧૮. –રચતાં. ૧૯. "અરજુન થકી રે હવડા દેષુઃ પડતા ભોમી સાથ."

વાસુદેવ સાથે એ અર્જુન એક રથે હોઆ આરૂઢ.
તે સન્મુખ[20] રહી કોહો કોણ વઢશે?
(એ એવો) મિથ્યા ગર્વ કરે કાં, મૂઢ?" ૧૬
શલ્યતણું એહવું વાયક સાંભલતાં [21]ક્રોધ કર્ણમન્ય સહ્યો ન જાય:
[22]"વિરિનો યશવર્ણન રણમાં તુજને કરવો ન ઘટિ, રાય!" ૧૭
શલ્ય કિહિ: "તું કર્ણ! સાંભલિ; વલી એક (તુજને કહૂં) દૃષ્ટાન્ત:
કો એક પુરુષ જલ અસહ્ય[23] લેઇનિ વરુણ તણો કયમ આણે અન્ત?
૧૮
અથવા [24]શુષ્ક કાષ્ઠ-સમૂહે પાવક પ્રગટ્યો પમાડે નાશ,
અથવા વાયુ ગૃહિ કો કરમાં, [25]સમુદ્ર તણી ઇછિ આસ. ૧૯
ત્યમ અર્જુનનિ આજ [26]સહી રણ્ય જીતી ન સકિ કો યૂધ-સુજાણ.
તેહવો રાજા ધર્મ યુધિષ્ટિર,[27] ભીમસમાનિ નહીં કિહિના પ્રાણ. ૨૦
તેહવા નિકુલ સિહિદેવ પ્રાક્રમી, દ્રષ્ટદ્યુમ્ન [28]પ્રમુખ બહુ રાય.
તે આગલિ જય કયમ પામીશે? એ માહારિ મન્ય આશ્ચર્ય થાય."૨૧
એહવૂં કિહિતાં બેહુ દલ મલીઆં; પરસ્પરિ જીતવાની આસ.
કરચૂં યુદ્ધ કેહીપિરિ રણમાં, કરજોડી કહિ વિષ્ણુદાસ. ૨૨
૬૦૨

---

## કડવું ૧૭ મું—રાગ [1]ભાણમલાર

રાય બોલીઆ રે સઞ્જે પ્રતિ વીનતી:
કયમ વઢીઆ રે પાણ્ડવ સાથિ શુભમતિ? ૧

---

૨૦. સાથે રહી કોણ: મીથા કરે ગરવ મુઢ. ૨૧. કરણે ક્રોધ સહે ન જાએ. ૨૨. "વેરીને સુ અતિ વર્ષાંને તુને ના ઘટે સલરાએ." ૨૩. લેએ તો વરૂણનો નાવે અંત. ૨૪. સુકા કાષ્ટમાં અગ્ની પ્રગટે પાવક કરવા નાસ. ૨૫. સમુદ્ર તરવા આસ. ૨૬. સકે કો જીતી: નવ સકે કો નીરવાંણ. ૨૭. ધરમધોરંધર. ૨૮. કો જાંણ. ૨૯. સનમુખ રાએ.

કડવું ૧૭ મું:—૧. ભાણમતી.

એ સુણતાં રે હરિખ ઘણો મન્ય માહારિ,
ભારથની રે પુણ્યકથા [2]મુક્ષ તાહારિ. ૨
ત્યારિ બોલ્યા રે સઞ્જે મન્ય [3]આદર ઘણે:
તહ્મો સાંભલો રે, રાયજી! [4]મન્ય નિશ્ચલપણિ. ૩
[5]યારિ અર્જુન રે દલમાંથી અલગો પડ્યો,
તવ સુતના રે સૈન્ય [6]વિધિ આવી વઢ્યો. ૪
સંસપ્તક રે હુતા, ત્યાંહાં ક્રોધે[7] ઘણો,
તેહ[નિ હરિખ રે ] યોદ્ધ[8] આવી મનમાં વશો. ૫
તવ ધાયા રે [9]નિવાતકવચ્ય સાથે સહુ,
[10][તવ] અર્જુન [રે] વેગે જઇ વીટ્યો સહુ. ૬
[11]"જ્ય પામિ રે," દર્યોધન એહવૂં મન્ય ધરી,
ચાલ્યા [12]મૃત્યુનિ રે માથે રણમાં પગ કરી. ૭
[13]બહુ મારિ રે ગદા સાંગ્ય ફરશી ગ્રહી;
બહુ બાણુની રે વૃષ્ટિ કરે ઊભા રહી. ૮
[14]તવ વ્યાકુલ રે કીધો પાર્થ બાણાઉલી,
અકલાણો રે; યેહનિ કોણ સકિ કલી? ૯
[15]તવ બોલ્યો રે: " કૃષ્ણદેવ! કરુણા કરો.
એ દૈત્યના રે રથ સઘલા આઘા કરો." ૧૦
ત્યારિ કૃષ્ણે રે શઙ્ખનાદ પૂર્યો સહી.
ત્યારિ પ્રથવી રે કમ્પારવ હોઇ[16] રહી. ૧૧

---

૨. મુજને કહે. ૩. આનંદ ઘણો. ૪. મહીમા, રંગ તણો. ૫. "જઇ અરજુન રે: દલમુખે આવી અડે." ૬. સેન સાથે આવી ભરે. ૭. આવી. ૮. મંન માંહે અતી હસો. ૯. કવચક સાથે સહી. ૧૦. "અરજુને રે: વેધા બહુ વેગે જઇ." ૧૧. દ્રૂપ પાંમો રે. ૧૨. માતુલ રે. ૧૩. આ લીટી નથી. ૧૪. આ પહેલાં:-" સાંહાંમસાંહાંમા રે: જોધે જોધ ઢુકડે તહી." —આ ૯ મી કડી પહેલાં ૧૨ મી કડી આવે છે. ૧૫. આ ૧૦ મી કડી નથી. ૧૬. થઇ તહી.

ત્યારિ સૈન્યમાં રે ભઙ્ગ પડ્યો સહુ પેખતાં,
તવ અર્જુન રે પ્રગટ થયો હરિ દેખતાં. ૧૨
યમ મેઘથી રે અર્ક પ્રગટ થાએ સહી,
ત્યમ અર્જુન રે વ્યૂહ વચિ આવ્યો રહી. ૧૩
તવ કીધી રે બાણવૃષ્ટિ,[17] કહી નવિ જાય.
[18]બહુ પડીઆ રે રથ સાથે મોટા રાય. ૧૪
બહુ છેદ્યા રે ગજ રથ હય, સઙ્ખ્યા નહીં.
સર મારિ રે ક્રોધ સઙ્ઘાતિય ત્યાહાં રહી. ૧૫
તવ વીટચો રે પુનરપિ અર્જુન વીરને;
બહુ મારિ રે સાઙ્ગ્ય ગદા અતિ ધીરને. ૧૬
સંસપ્તક રે [19]અર્જુન સાથ્ય વાઢ્ય રહ્યા.
એહવે તવ સુત રે પાણ્ડવ ઊપર [20]આવિયા. ૧૭
[21]તેણે મારચો રે, રિષ્ટકદન કર્યૂં બહુ.
પાણ્ડવનૂં રે સૈન્ય સબલ મારચૂં સહુ. ૧૮
[22]મુક્ષ કર્ણજ રે પાષલે સહુ કેરવ રહ્યા.
[23]ધશી આવ્યા રે રામ યુધિષ્ઠિર યાંહાં લહ્યા. ૧૯
તવ મૂકચાં રે બાણ અસઙ્ખ્ય ઊભા રહીઃ
"કો આવો રે વઢવા મુજ સાહામો સહી." ૨૦
એહવૂં કિહિતાં રે દ્રષ્ટદ્યુમ્ન–[24]પ્રમુષ હતા,
તે મારિ રે કર્ણને [25]અર્જુન નાવતાં. ૨૧
[26]રણિ ગોમુષ રે ભેરી શઙ્ખ વાજિ બહુ.
[27]બહુ મેહેલે રે બાણ ઊભા તે સહુ. ૨૨

૧૭. પુષ્ટ ઘણું થાએ. ૧૮. તવ. ૧૯. ભડે અરજુન સાથે બહુ સહો. ૨૦. આવી રહો. ૨૧. "તેણે માડૂ રેઃ રીષ્ટ કદલ કરવા બહુ." ૨૨. "જે કારણ રેઃ પાછલ સહુકો પરવરા." ૨૩. વલી આવ્યો. ૨૪. મુખે રહો જતાં. ૨૫. અર્જુન આવતા. ૨૬. "રણમુખે રેઃ ભેરીસબદ વાજે બહુ." ૨૭. "તારે મારે રેઃ બાણ ગદા તેહને સહુ."

બહુ કાયર રે કૌરવદલમાંથી પડ્યા.
અતિ ક્રોધ રે પાણ્ડવના[૨૮] સઙ્ગી ભડ્યા. ૨૩
વલી કર્ણે રે બાણવૃષ્ટિ કીધી ત્યાંહાં.
બહુ મારિ રે પાણ્ડવના હુતા યાંહાં. ૨૪
દલ ઊપરિ રે [ ધસિ જોધ વલી વલી. ]
ગજ પડીયા રે [૨૯]દોહો દલ નાહાસિ વલી. ૨૫
રથ ભાંયા રે કનકવર્ણ ચિત્રિત બહુ,
[૩૦]હય નાસિ રે સૈન્ય તણા ચોહોદશ સહુ. ૨૬
એહવાં કર્ણના રે બાણ–પ્રહાર કો નવિ સહિ.
કર જોડી રે **વિષ્ણુદાસ** વાણી કહિ. ૨૭

૬૨૯

## કડવું ૧૮ મૂં—રાગ રામગ્રી

એણી પિરિ બોલ્યા સઞ્જે સત્ય જી:
સુણ્યો ધૃતરાષ્ટ્ર ! ત્યાંહાં શી થઈ ગત્ય જી. ૧
કરણે કીધૂં રણિ[૧] કલ્પાન્ત જી;
ઘણા વીરનો આવ્યો[૨] અન્ત જી. ૨
**ઢાલ**- અન્ત આણ્યો વીરનો,[૩] કો ન થોભે રણિ રાય;
રથ સહસ્ર ભાંજ્યા કનકના [૪]મૂક્ષ કહ્યા કેહી પિરિ જાય? ૩
સાતસિહિ ગજ ભદ્રજાતક, અયુત ત્યાંહાં તોષાર;
પાલા તણી સઙ્ખ્યા નહીં, કિહિતાં ન આવે પાર. ૪
પઞ્ચ શર પછિ ક્રોધથી મૂકીઆં કર્ણિ ત્યાંહિ;
પાઞ્ચાલપતિ પાંચે હણ્યા જોતાં [૫]રહી ક્ષણ માંહે. ૫

---

૨૮. સાથે જઇ ભડે. ૨૯. રંણ માંહાં કો ના સકે હલી. ૩૦. "હોએ નાસ રે: સેનાપત દોહોદસ સહુ."

કડવૂંઃ—૧. માહા. ૨. આણ્યો. ૩. તેહનો. ૪. તે કેહી પેરે ગણાએ. ૫. જોતાં રહા રણ માંહે.

એક ભાનુકેત [6]પરાક્રમી, બીજો ચિત્રસેન[7] સુજાણ;
[8]સેના બીહૂ સુરસેન પાંચે હવા ત્યજતા પ્રાણ. ૬

પાઞ્ચાલપતિ [9]ત્યારિ પડયા ત્યારિ હવો હાહાકાર;
રાય યુધિષ્ટિર શોચે[10]ઘણું : "હવે થશે કવણ પ્રકાર ?" ૭

ત્યારિ ક્રોધ આણી પાણ્ડવે અદ્દભુત મેહલ્યા બાણ;
કૌરવતણી સેના વિપિ સહ્વાર કીધો[11]જાણ. ૮

વૃષસેન[12] કુંઅર કર્ણનો તે રહ્યો પૂઠે જાણ્ય;
તે પિતા કેરી કરિ રક્ષા, સબલ મારિ[13]બાણ. ૯

દ્રષ્ટદ્યુમ્ન નિ વલી સાત્વકી, દ્રુપદી કેરા બાલ;
ઉતપતી સૈન્ય વિપિ ગયા, વૃષસેન[12] ગ્રહ્યો તતકાલ. ૧૦

ત્યારિ બાણવૃષ્ટિ કરી[14] ઘણી કર્ણે રહીનિ ત્યાંહિ;
[15]અકલાણા ત્યારિ વીર સર્વે, મૂકીઓ ક્ષણ માંહિ. ૧૧

ત્યારિ અન્ય સુત યે કર્ણનો આવ્યો [16]ધરી ત્યાંહાં ક્રોધ;
પાણ્ડવતણા[17] ત્યારિ સૈન્યમાં તેણે કરચો જો[18] રોધ. ૧૨

ત્યારિ સુષેણે ભીમના કરથી[19] ધનુષ છેદ્યું પેવ.
વલી સાતે બાણે [20]રદે ભેદ્યુ, ગાજીઆ અવશ્યમેવ. ૧૩

ત્યારિ ધનુષ બીજૂં કરચ ધરી સજ્જ કરચૂં તેણીવાર;
ત્યારિ કર્ણસુતનૂં ચાપ હેલાં કરચૂં કટકા ચાર. ૧૪

ત્યારિ બાણ મારચાં રદેમાં અતિ ક્રોધ આણી કાય;
[21]ત્રાહેતેર વડે રાધાતણો સુત હણ્યો રહી રણ માંય. ૧૫

---

૬. મહાપ્રાક્રમી. ૭. °કેત. ૮. સેના સુર પાંચે હતા; તે. ૯. હણ્યો જારે. ૧૦. રૂએ. ૧૧. વરતો. ૧૨. °કેત. ૧૩. મેહેલે. ૧૪. કીધી. ૧૫. "કલ્યાંણ સરવ વીરને હોએ; જો તતકાલ જઇએ તાંહે." ૧૬. ધસી મંન ક્રોધ. ૧૭. તણી સેના વીષે; ૧૮. સબલો. ૧૯. હાથ થકી ગદા છેદી પેવ. ૨૦. તે રૂદે મારાં. ૨૧. સાંબ પ્રાહારે પડો સહી; હણ્યો રાધાસુત રણમાંહે."

પછિ ભાનુષેણુ પરાક્રમી તેણે મારચાં પનર બાણુ;
[22]ત્યારિ ભીમસેને કર્ણસુતના હણ્યા જોતા પ્રાણ. ૧૬
શિર પડ્યૂં પ્રથવી શોભીએ, જાણિ કમલ જલમાં સોય;
દેષતાં બહુ દૂષ ધરિ, યે વીર તાહારા હોય. ૧૭
ત્યારિ ભીમસેનિ ત્રણ્ય શર લેઈ [23]દીર્ઘ પાડી ચીસ;
દુઃશાસનનિ [24]રૂદિ મારચાં સબલ આણી રીસ. ૧૮
ષટ બાણુ મારચાં સબલ સુત, ઉલૂકને અગીઆર;
સુષેણને[25] બાવીસ મારચાં, કરચો રણ્ય સહ્વાર. ૧૯
ત્યારિ કર્ણ મન્ય ક્રોધિ ચઢ્યો, તેણે સબલ મેહેલ્યાં બાણુ;
બહુ યુધિષ્ઠિરના યોધના તતકાલ લીધા પ્રાણ. ૨૦
ત્યારિ ધર્મરાય કોપિ ચઢ્યો, એહવૂં વચન બોલ્યો ત્યાંહિઃ
"કાં સૈન્ય મારિ કર્ણ ઊભો રહીને રણ માંહિ? ૨૧
નિત્ય પાર્થ સાથિ વાદ કરતો, યુદ્ધ કેરી[26] હામ;
[27]તે મારિ બલીઆ યોદ્ધ કોશ સૈન્ય સાથે કામ. ૨૨
દેષાડ્ય બલ યે તાહારૂં, [28]યે હોઇ તાહારે હાથ્ય;
કૌરવ તણા હિત કારણે તૂં રહી વઢે અમ સાથ્ય. ૨૩
આજ કોડ મૂજનિ અતિ ઘણુ તાહારૂં જુદ્ધ જોવા કાજ્ય;
તે માટિ માહા[29] ક્રોધ આણી વઢે રહી રણ[30] માઝ્ય." ૨૪
એહવૂં કહીનિ ધર્મપુત્રે મેહેલીઆં દશ[31] બાણુ;
'કર્ણ કેરા[32] રણવિષિ હૂં લેઉં હવડાં પ્રાણ.' ૨૫
[33]ત્યારિ વૈકર્ત્તન કોપિ ચઢ્યો; નવ[34] બાણુ લીધાં પ્રૌઢ;
ત્યારિ યુધિષ્ઠિરને રદે મારચાં, થયા નૃપ[35] દિગ-મૂઢ. ૨૬

---

૨૨. "તે માહારથી હાર પાઇને; પડો પ્રથવી જાણ" ૨૩. રૂદે મારાં આંણી રીસ. ૨૪. °ની પાસે જઇને સબલ પાડી ચીસ. ૨. "સુષેણ આવી વીસ મારાં; જે કર દલ સંઘાર." ૨૬. કરાની. ૨૭. "કો આજ જોધો છે સહીઃ કરણના પ્રાંણ લે આ ઠાંમ." ૨૮. જો બલ હોએ તા°. ૨૯. મન. ૩૦. મુજસુ આજ ૩૧. સાત. ૩૨. તાહારાં. ૩૩. તારે કરણ મનમાં કોપીઓ. ૩૪. એક......°ધુ. ૩૫. નર.

બહુ વીર જોતાં યુધિષ્ઠિરને [36]રદે કીધા પ્રહાર;
રથ છત્ર ભાંજી વિરથ [37]કીધાં હેલાં માત્ર મોઝારચ. ૨૭

ત્યારિ બીજે રથ ત્યાંહાં અણાવી આરૂઢ થયા તતકાલ;
કર્ણનૂં પ્રાક્રમ દેષતાં મન્ય પ્રજ્વલ્યા મહીપાલ. ૨૮

યમ આજ્ય[38] હોમિ અગ્નિ [39]વાધિ, ક્રોધ વાધ્યો ત્યમ;
[40]'હવિ હણૂં અધુના કર્ણનિ,' રાય વિચારિ ઇમ. ૨૯
[41]એક સુવર્ણપૂંષ વિશાલ દૃઢ ચાપિ ચઢાવ્યૂં બાણ;
યમ દણ્ડ શરખૂં મહા દારુણ હણે ક્ષણમાં પ્રાણ. ૩૦

સુરરાજ કેરા કર વિધિથી વજ્ર છૂટિ યમ્મ;
વલી યુધિષ્ઠિરના કર વિધિથી બાણ છૂટું ત્યમ્મ. ૩૧
મહારથીના ઉર વિષે વાગૂં જઇ [42]નિરધાર;
[43]રથ વિખેથી અવ્યની પરિ ઊઠી પડ્યો તેણીવાર. ૩૨

ત્યારિ હાહાકાર હવો સહી કૌરવ તણા દલ માંહિ;
રાય દુર્યોધન શોચા[44] કરે: 'શૂં કરચૂં દૈવે આંહિ?' ૩૩

રાય યુધિષ્ઠિરના[45] સૈન્યમાં "જય" શબ્દ બોલે વાણ્ય;
[46]શંખ દુન્દુભિ–નાદના નિર્ઘોષ વર્ત્યા જાણ. ૩૪

રાયની પરશંસા કરિ [47]સર્વ કો બલિઆ ત્યાંહિ;
ચેહના યૂધ આગલિ કર્ણ શરષો પડ્યો અવ્યની માંહિ.[48] ૩૫

મહુર્ત્ત એક થયા પછી સાવધાન હોઓ કર્ણ:
'ક્યાંહાં ગયો રાજા યુધિષ્ટિર? હવડાં પમાડૂં મરણ.' ૩૬

---

**૩૬.** કરા હઇડે. **૩૭.** કીધો: રંણ મધે તેણી વાર. **૩૮.** અહુતી. **૩૯.** માંહે: તવ. **૪૦** "આજ હણુ કરણ જે રંણમાં: રાએ વિચારૂ મંન એમ." **૪૧.** "સોવરણચાપ વીસાલ કહીએ: તે ધનુષ ચઢાવું બાંણ." **૪૨.** તેણીવાર. **૪૩.** "રથ ઉપરથી પડો અવનીમાં: તે કરાગે ખાધી હાર." **૪૪.** વીચાર. **૪૫.** °ને સેના વીષે. **૪૬.** "સંષધુની ગડગડે બોલે ને ફરી જાંણ." **૪૭.** પરમ બલીઆ હોએ." **૪૮.** સોએ.

ત્યારિ ધનુષ[49] વિસ્ફારણ કરી બહુ બાણ મૂક્યાં ત્યાંહિ;
પાણ્ડવી સેના ન્યાશ કરતો સઞ્ચરચો રણ માંહિ. ૩૭

### ઊથલો

સઞ્ચરચો રણ માંહિ રે; કયમ પરાક્રમ તેહનૂં લહૂં ?
**વિષ્ણુદાસ** કહિઃ વલી યુદ્ધ માંડૂં, તે કથા માંડી કહૂં. ૩૮
૬૬૭

## કડ઼વૂં ૧૯ મૂં-રાગ ધન્યાશી

સઞ્જે એહવૂં બોલીઆ રેઃ સાંભલ્ય, રાય સુજાણ !
કર્ણે ક્રોધ રદિ ધરી રે રણમાં મૂક્યાં રે બાણ. ૧
યુધિષ્ઠિર રાય ઢાંકીઆ રે; વ્યાકુલ કીધો રે દેહ;
[1]સારથિ રથ આપશૂં રે ભાંજિનિ નાક્ષો રે તેહ. ૨
**ઢાલ**-તેહનો રથ ભાંજ્યો સહી, વ્યાકુલ થયો તવ રાય;
રથ અન્ય ઊપરે શીઘ્ર બિઠો ક્રોધ આણી કાય. ૩
ધનુપ લીધૂં હાથમાં; બહુ બાણ મૂક્યાં[2] ત્યાંહિ;
ત્રીસ શર કર્ણની મારચાં, ક્રોધશૂં [3]રણ માંહિ. ૪
ચ્યાલીશ મારચાં સુષેણને, શતસેનને પઞ્ચાશ,
શત્યેર મારચાં શલ્યને; રથ કરચા [4]સહુના નાશ. ૫
તૃહોતેર મારચાં કર્ણને, મારચાં રહી નિરધાર;
જાઈ સબલ ભેદ્યાં રદિમાં [6]આશીવિષ-આકાર. ૬
ત્રણ્ય ત્રણ્ય બાકી[7] સર્વનિ ઉરમાં હણ્યાં તતખેવ.
[8]રાય યુધિષ્ઠિર એમ સૈન્ય મારિ રણ્ય રહી અવશ્યમેવ. ૭

---

**૪૯.** જેપે ટંકારવ.

**કડ઼વૂં ૧૯ મૂં**:-૧. "સારથી ઘોડા હણ્યા; રથ ભાંજીઓ તાંહાં તેહ." ૨. મારાં જાંણ. ૩. નીરવાણ. ૪. બેહુના. ૫. પુનરપી. ૬. વીજલીને આકાર. ૭. મારાં. ૮. "રાએ જુધીષ્ટરે સેના સરવે; રણ હણી તતખેવ."

અધરથી તવ કોપે ચઢ્યો કાંઇ હશીને મન માંહિ;
એક [9]ભલૂકીં યુધિષ્ટિરનૂં ચાપ છેદ્યૂં ત્યાંહિ. ૮
વલી સાઠ્ય શર માહા [10]અંશુગામી રહે મારયાં જાણ્ય.
રથયૂથ મારી કરયા કટકા; વિકલ કીધા પ્રાણ. ૯
ત્યારિ વીર જે પાણ્ડવતણા માહારથી મોટા ત્યાંહિ,[11]
[12]રાય યુધિષ્ઠિરનિ રાખવા આવી રહ્યા રણ માંહિ, ૧૦
દ્રષ્ટદ્યુમ્ન નિ શિખણ્ડી, [13]દ્રુપદી કેરા તન,
કર્ણ આગલિ રહ્યા ઊભા કરીનિ દ્રઢ મન. ૧૧
નિકુલ નિ સહદેવ આવ્યા, ભીમ માહા પરચણ્ડ,
શતસહસ્ર ભાર તણી ગદા ઝાલી તદા ભુજદણ્ડ. ૧૨
શિશુપાલસુત નિ કાશિરાજા, કરુષ યે ભૂપાલ,
[14]વલી મછ્ય કૈકય આવીઆ, દીસતા જાણે કાલ ! ૧૩
વલી કોશલપતિ કૈકેય[15] રાજા [16]પ્રભદ્રક માહાવીર,
યુધિષ્ટિરને રાખવા આવી રહ્યા રણધીર. ૧૪
વલી સાત્ત્વકી ને જનમેજે પાઞ્ચાલપતિ રાજાન,
તેણે વિવિધપિરનાં બાણ મૂક્યાં, [17]તેહનાં કહૂં અભિધાન. ૧૫
વરાહદન્ત ને વિપાઠક,[18] નાલીક[19]ને વછદન્ત,
[20]યે મૂકતાં ગજરથ હયતણા રણ્ય શીઘ્ર આવિ અન્ત. ૧૬
વલી ચટકમુખ[21] ને અર્કચન્દ્રક ક્ષુરપ્રિય[22] નિદાન;
એ આદિ દેઇનિ [22]અસ્ત્ર કેરાં અસઙ્ખ્યાત અભિધાન. ૧૭
[23]એહવાં ઉગ્ર આયુધ મૂકતાં કૌરવી સેના માંહિ,
ગજ અશ્વ મારી રણ વિષિ કલ્પાન્ત કીધૂં ત્યાંહિ. ૧૮

---

૯. ભોગલ મુકી. ૧૦. અસુરગ્રાંમી. ૧૧. જાંણ. ૧૨. "તે રાત્રે જુધીષ્ટરની રક્ષા કરવા આવી રહ્યા માહારાંણ." ૧૩. વલી દ્રૂપદ તંન. ૧૪. "મછદેસી વલી આવીઆ; તે દીસતા માહા વીકાલ." ૧૫. કોરંગ. ૧૬. ભદ્રકેત. ૧૭. સાંભલ. ૧૮. ત્રીપાઠક. ૧૯ નાલીકંન મછદન્ત. ૨૦. "તે મુકતાં છુટે નહી જોતાં નાં આવે અંત." ૨૧. કંટકમુખ. ૨૨. કમલપીત. ૨૩. અંત નાં જાંણ. ૨૩. મહા અદભુત જુધ કીધુ હો°.

રથ સબલ ભાંગ્યા કનકના, ધ્વજ પતાકા છત્ર,
ઊંટ પર ને [24]અમ્બાડીશૂં પડે મેગલ તત્ર. ૧૯
કવચ માંહિથી અંગ ભેદ્યાં, ચાપ કરચથી જાણ્ય.
[25]શરત્રાણથી શર કરચાં અલગાં રણ વિષે નિર્વાણ્ય. ૨૦
માહા પ્રૌઢ વારણ[26] તણાં કુમ્ભસ્થલ પડે અતિ કાંય.
કૌરવતણી સેના પડે; રણ્ય રહ્યૂં કેહી પિરિ જાય? ૨૧
પાણ્ડવતણી સેના વિષિ સિંહનાદ કરતા યોદ્ધ;
તેણે કરી બલ[27]ક્રોધશૂં તવ સૈન્ય કીધૂં રોધ. ૨૨
તે દશોદશથી બાણ મૂકે સૈન્યમાં નિરધાર;
જાણિ મેઘ દ્વાદશ શામટા કરિ વૃષ્ટિ ભૂમ્ય મોઝારય! ૨૩
ત્યારિ કર્ણ ઊપરિ જઇ પડ્યા પાણ્ડવતણા જે શૂર;
કહ્યૂં: રખે જાતો [28]રણ તજી! કરિ યુદ્ધ અમશૂં, ભૂર! ૨૪
શું યુધિષ્ટિર[29] સાથે વઢે, યે ધર્મરાય[30] પવિત્ર?
પઞ્ચ બાણ મૂક્યાં[31] અમારાં, [32]યે ધર્મરાય વિચિત્ર.'' ૨૫
એહવૂં વચન તેહનૂં સાંભલીને[33] કર્ણ પામ્યો ખેદ;
બ્રહ્માસ્ત્ર મૂકી પાણ્ડવે સેના [34]કરી શ્રવ છેદ. ૨૬
કર્ણરૂપી [34]અગ્નિ રણમાં ઉતપત્યો ઉતપાત;
પાણ્ડુસુત-વન[35] દશોદશથી જાય કરતો[36] પાત. ૨૭
ત્યાંહાં બાણવૃષ્ટિ કરિ રહ્યો; જાણિ પ્રલેકાલી[37] મેઘ!
નવિ ચલિ પાછા વીર કો શરતણા માહા વેગ. ૨૮
સર્વ સૈન્ય મારી કરચૂં અલગૂં, રહ્યા કેવલ રાય,
ત્યારિ કર્ણ કહે: "રે યુધિષ્ટિર! હવિ જીવતો કેયમ[38] જાય? ૨૯

---

૨૪. અંબાડી; તે પાડીઆ ભડ તત્ર. ૨૫. સેહેસ્રદસનાં સીસ કરાં. ૨૬. કુંજર. ૨૭. વલી. ૨૮. જીવતો, કહુ કરો મારી ચૂર. ૨૯. ધરમરાએ. ૩૦. પુનવંત શરીર. ૩૧. ઇ. ૩૨. જે કનક પુષતીર. ૩૩. સાંભલી; મંન... ...ખેદ. ૩૪. સંધારૂં અસ્વમેધ. ૩૪. અગ્નીમાં થઓ માહા ઊતપાત. ૩૫. -સુતને. ૩૬. કરતા ઘાત. ૩૭. પ્રલેકારી. ૩૮. કાંહાં.

કૌરવતણૂં પાસૂં અણૂ મે સર્વ મૂકી ધીરચ,[૩૯]
તે માટિ [હું] રણ્ય વઢૂં છૂં; આદરી એહવી પિરચ. ૩૦
તે માટિ દુખ[૪૦] મન વિષે કાંઇ[૪૧] રખે આણો, રાય!
આજ કરુણા આંહાં[૪૨] કરૂં તો ધર્મ-ક્ષત્રી જાય.'' ૩૧
એહવૂં કહી [૪૩]નારાચ મૂકયાં તીક્ષ્ણ નિ માહા ક્રૂર;
રાય યુધિષ્ઠિરનૂં [૪૪]વર્મ ભાંજી કરૂં તતક્ષણ ચૂર. ૩૨
રુધિરમિ અંગ હવૂં સહી; ત્યારિ કોપીઓ મહીપાલઃ
એક સાંગ્ય લીધી કર વિષિ: 'કર્ણનો આણું[૪૫] કાલ? ૩૩
અગ્નિજ્વાલા પ્રગટી [૪૬]મૂક્ષ-અગ્રથી તેણીવાર;
[૪૭]ઘણ્ટા-વિભૂષિત શબ્દ કરતી વછૂટી નિરધાર. ૩૪
આકાશ-મધ્યે[૪૮] ઉત્પતી, ગઇ રદિ કરવા ભેદ;
આવતી [૪૯]તતક્ષણ સપ્ત બાણે કરી કર્ણે છેદ. ૩૫
વલી ધર્મપુત્રે ચ્યાર બાણે[૫૦] હણ્યો કર્ણ કઠોર.
ત્યારિ ઉભય દલ-મધ્યિ રહી કરતા હવા બહુ સોર. ૩૬

## ઊથલો

કરતા હવા બહુ સોહરિ રે, તેહમાં કાંઇ સન્ધે નહીં.
પુનરપિ યુદ્ધ સબલ રચ્યૂં; વિષ્ણુદાસ કહે [૫૧]તે સહુ કહૂં રહી. ૩૭
૭૦૪

---

## કડવૂં ૨૦ મૂં—રાગ શામેરી

સઞ્જે કેહેઃ સાંભલ્ય વાત, રણ્ય કર્ણે કરચો ઉત્પાત.
જાણે પન્નગ પૂછે ચાંપ્યો! એમ અન્તર મધ્યે કાંપ્યો. ૧

---

૩૯. વેર. ૪૦. કાંઇ. ૪૧. દુખ. ૪૨. તમોને. ૪૩. ને રાએ ઉપરઃ બાંણ મેહેલાં ક્રુર. ૪૪. ચરમ છેદી. ૪૫. આંણવા. ૪૬. સહી મુષ અગ્નિથી. ૪૭. કરકટાટ સબલ કરતી. ૪૮. મારગ. ૪૯. કરણે બાંણ મારીઃ કરી સતખંડ છેદ. ૫૦. બાંણ જ મારાંઃ ૫૧. તે કહુ સહી.

એક ભલ્લ[1] ગ્રહીનિ હાથ્ય, ભાંજ્યો રથ ધ્વજા સઘાંત્ય.
ચ્યોહો ઘોડા સાથિ સૂત, મારી [નિ] કીધૂં અદ્દભુત. ૨
વલી ભાંગ્યૂં શિરનૂં છત્ર, રણ્ય યોદ્ધ જુએ સહુ તત્ર.
રથ હાંકયો અદ્દભુત વેગ; જાણે ગાજે[2] દ્વાદશ મેઘ ! ૩
કહે કર્ણ: " સુણો, શલ્ય સાહજી ! [3]કહેવા સાચવિ રણમાં વાજિ !
જઇ ઝાલૂં[4] રાયનો તનજી," મુક્ષ બોલ્યો કર્ણ વચનજી. ૪
'કયમ મારૂં ધર્મનો જાત ?' ઇમ મન્ન્ય વિમાસી વાત;
"જાઓ યજ્ઞ કરો આરમ્ભ; [ઘેરિ] બિઠા પૂજો બમ્ભ. ૫
તહ્મો ક્ષત્રમાં [છો] હીન; તે માટિ થાશો[6] દીન.
મુજ શરષા યોધ સઙ્ગ્રાત્ય, તહ્મો નવિ કરવી રણ્ય-વાત. ૬
તાહારૂં ધર્મધુરન્ધર નામ. તિ નવિ કરવો સઙ્ગ્રામ.
જાઓ હસ્તિનાપુરમાં ષેવ, જૈ રાજ્ય કરો અવશ્યમેવ. ૭
આંહાં દારુણ કરવૂં કર્મ, ક્ષત્રીનો એહવો ધર્મ:
નવે સાંષિ તાતનિ પુત્ર, નવિ ગણિ ભ્રાત ને મિત્ર." ૮
એહવૂં કહીનિ મૂકયા રાય, પછિ સૈન્ય સાહામો ધાય;
બહુ કદન[7] કરૂં ત્યાંહાં આવી; મૂકે અસ્ત્ર નાનાવિધ્ય ભાવી. ૯
હસ્તી ઊપરિ મૂકિ ઘાય, રણમાં થોભ્યું નવિ જાય;
મારચા અશ્વ તણો નહીં પાર, [8]રથ ચૂર્ણ કરચા તેણીવાર. ૧૦
ધર વેસર ઊંટ અમ્બાડી, [9]શર-ઘાત થકાં સહુ પાડી;
ગજ પર્વત સરષા પડતા, ત્યાંહાં વીર અનોઅન્યે ભડતા. ૧૧
એક ચાપ વિષિ શર લીધૂં. તેણે [10]છિન્નભિન્ન શ્રવ કીધૂં;
ગજગજ [ઊ]પિરિ નાહાઠા જાય, [11]હય કોણે ત્યાંહાં ન સહવાય. ૧૨

---

કડ્વૂ ૨૦ મૂં:—૧. ભોગલ. ૨. ગાજે. ૩. સાચવજો હાવે રંણ વાજી. ૪. ઝાલો. ૫. મુખથી કરણ વદે વચંન. ૬. દીસો છો. ૭. નીકંદન. ૮. રંણમાં ચુરંણ કરા. ૯. એણી પેરે સેના રંણ પાડી. ૧૦. છાંતુમાંનુ આરાધન કીધુ. ૧૧. જુધ કોણે નવ સેહેવાએ.

[12]રથ સૂતહીન થઈ નાહાસિ, બહુ વીર પડિ રણ્ય ત્રાહાસિ;
[ઇમ] મારી કીધૂં આંદોલ, જાણિ નાવ [13]હવૂં દ્રહ ગોલ! ૧૩
શોણિતની સરિતા થાય, નર અશ્વ તણાયા જાય;
[14]રથ ફેરા કીધા સાત; રણ્ય સૈન્ય કરચૂં શ્રવ પાત. ૧૪
ત્યારિ તવ સુત પામ્યો હર્ષ; વાગિ દુન્દુભિના નિર્ઘોષ;
[15]વાગા શંખ તણા ત્યાંહાં નાદ; કરે યોદ્ધ અન્યોઅન્ય સાદ. ૧૫

કૌરવ શ્રવ ટોલિ મલીઆ, ત્યારિ પાણ્ડવ [16]ત્યાંહાંથી પલીઆ.
રાય ધર્મ થયા સાવધાન; [17]પાસે સહુ તેડ્યા પરધાન: ૧૬
"બલ સર્વ તમારાં પૂટાં; અથવા [18]શૂં હૈઆં ફૂટાં?
આજ અર્જુન નહીં મમ સઁચ, યે કરિ કર્ણનો ભઁ. ૧૭
શ્રવ સૈન્ય આપણૂં કાંહિ? [19]કો લાવ્યો પાર્થનિ આંહાં.
યશ પામ્યો [20]માહારો નાશ, યારિ કર્ણ રહ્યો મુજ પાશ. ૧૮

ઓ દીસે સૈન્ય પલાય! [21]રણ શોભ્યૂં કેહી પિરિ જાય?
એહના સૈન્યમાં જયજયકાર; [22]માહારિ દુઃખ તણો નાવિ પાર. ૧૯
[23]બહુ વીર એકઠા થાઓ, મારો કર્ણનિ કિ રણ્ય સાહો."
એમ કહે યુધિષ્ઠિર રાય, ક્રોધેથી ધ્રૂજે કાય: ૨૦

"ક્યાંહાં ભીમ ગયો મમ ભ્રાત? તેહને સમ્ભલાવો જઇ વાત:
'કર્ણે કીધૂં [છે] કલ્પાન્ત, સર્વ સૈન્યનો આણ્યો અન્ત. ૨૧
તુજ વિન રહી રણમાં આજ, માહારૂં નહીં કરે કો કાજ.'"
એહવૂં રાયનૂં વાયક જાણી, ધાયા ધનુષ વિષે શર તાણી. ૨૨

---

૧૨. કો રથ થકી ઊતરીને નાહાસે. ૧૩. બુડ્ડ જલબોલ. ૧૪. રથ ફેરી કીધા છે સ્યાંત. ૧૫. વાજે સંખ તાલને નાદ હોએ. આનંદમાં બહુ સાદ. ૧૬. પાછા. ૧૭. તવ પાસે તેડા. ૧૮. હઇઆં તમારાં ફુટાં. ૧૯. આ કોણ લાવો તે આંહાં. ૨૦. તાહારો. ૨૧. રણમાં શોભ્યું નવ જાએ. ૨૨. માહારા દુખ તણો નહી પાર.

૨૩. 'મારો કરણને જીવતો સાહો, એમ કહુ જુધીષ્ટર રાઓ;
ક્રોધ થકી ધ્રુજે છે કાએ, વચન રોસભરા કેહે રાએ."

કહ્યું: 'કર્ણ કેહી પેરિ જાય?' [24]દહો દશ જૈ વીટચો રાય;
દ્રષ્ટદ્યુમ્ન [25]પ્રમુખ યે વીર, ધાયા ક્રોધ આણીનિ ધીર. ૨૩
કરિ બાણ તણી ત્યાંહાં વૃષ્ટ, જોતાં દીસે આરિષ્ટ.
રથ છત્ર અમ્બાડી [26]ભાંજિ, પણ કર્ણ ન પામિ પ્રાજે. ૨૪
ત્યારિ રાય યુધિષ્ટિર જેહ[27]' રથ ઊપરિ બિઠા તેહ;[28]
હાકિ [29]શિર ઊપરિ આવી, નિજ સેના સહુ બોલાવી. ૨૫
ત્યારિ ભીમે સાંભલી વાત: 'કર્ણે [30]કીધૂં ઉત્પાત;
મારચૂં સૈન, ન લાભે પાર; [31]રણિ જોતો પવનકુમાર. ૨૬
[32]માહા ક્રોધ ચઢ્યો મન માંહિ: "હવિ કર્ણને મારૂં આંહિ."
ત્યાંહાં પ્રગટ કરચૂં નિજ[33] રૂપ, દેપી આયુધ નાપિ [34]ભૂપ. ૨૭
"કિહિશે,[35] પારથ પાપિ આજ, [36]શીધૂં નહીં એકો કાજ."
સઞ્જે કેહેઃ સાંભલ્ય, રાય! ભીમસેન તે રણિમાં જાય. ૨૮
"[37]દુષ્ટને જૈ મારૂં આજ તો શીઝે માહારૂં કાજ;
રજ્ય જીતૂં," એહવી આસ, કર જોડી કહિ વિષ્ણુદાસ. ૨૯
૭૩૩

---

## કડવું ૨૧ મું—રાગ મલાર

સઞ્જે એહવૂં બોલીઆ: સાંભલ્ય, કૌરવના ભૂપ રે!
[1]ભીમસેન મન્ય ક્રોધશં ત્યાંહાં અદ્દભુત કીધૂં રૂપ રે. ૧
[2]તેહની વર્ણવના કચમ કહી સકૂં, જો મુજ મૂક્ષ જિહ્વા એક રે?
શત રસનાએ વર્ણવૂં તોહે નવિ આવિ છેક રે. ૨

---

**૨૪.** એહેવુ કહીને વીટો રાએ **૨૫.** સીષંડીવીર. **૨૬.** પાડે, ભાંજે, તોહે કરણ. **૨૭.** એવ. **૨૮.** તતપેવ. **૨૯.** સહુને સીર પર. **૩૦.** કીધો માહા. **૩૧.** એહેવુ જોતાં. **૩૨.** તત. **૩૩.** માહા. **૩૪.** તાંહાં ભૂપ. **૩૫.** કેસુ. **૩૬.** ના સીધુ એકુ તાંહાં કાજ. **૩૭.** કરણ દૂષ્ટને મારૂ.

**કડવૂં ૨૧ મું:—૧.** "ભીમસેને તાંહાં ક્રોધસુ જુધ કરૂ અનુપ રે." **૨.** "તેહનુ વરણ કેમ કરૂ: મમ મુખ જીભા એક રે."

પર્વત [3]પ્રૌઢ સમો થઓ દીસતો કર્જલ–વર્ણ રે.
મુગટ વિરાજિત[4] કનકમિ તેહને, કુણ્ડલ ઝલકિ કર્ણ રે. ૪
પિરિપિરિનાં ભૂષણ [5]અઁચ ધરી ત્યાંહાં ધાયો આણી વેગ રે.
તડિત–ચોત્ય સુરચાપસ્યું જાણિ ચઢિઆ દ્વાદશ મેઘ રે ! ૪
અનેક આયુધ કરચ ધરચાં, તેહનો નવ્ય જાણું પાર રે.
ધનુષ [7]પ્રચણ્ડ ગદા ગ્રહી તવ ચાલ્યો પવનકુમાર રે. ૫

તેહના [8]પદક્રમથી પ્રથવી ડગે, દિગ્પાલ ભયાતુર થાય રે,
[9]થડ઼ મૂલસ્થકી ગરીવર ચલિ, તેહનાં શૃઁગ તે અલગાં થાય રે. ૬
ત્યારિ શેષનાગ સલકચો સહી, ભય પામ્યા સુરનર [10]નાગ રે,
રણષેત્ર વિષે ચાલ્યો સહી યારિ ભીમસેન [11]માહાભાગ રે. ૭

પ્રલિકાલિ [12]પ્રગટચો વન્ય પાવક દીસિ યમ્મ રે.
મનમાં ક્રોધે પ્રજ્વલે વૃકોદર દીસિ ત્યમ્મ રે. ૮
યમ સેના [13]દાનવની પ્રતિ ધાઈ વજ્ર ગ્રહી સુરરાય રે,
ત્યમ કૈરવની સેના વિષિ [14]વૃકોદર ક્રોધિ ધાય રે. ૯

યારિ હિરણ્યકશ્યપ મારચો સહી, [15]નરહરિનું લીધૂં શરીર રે,
ત્યમ કૈરવ-દલ ઊપિરિ ધસો [16]ધરી ક્રોધ વૃકોદર વીર રે. ૧૦
યારિ વૃત્રાસુરને મારવા ઇન્દ્રે [17]કીધૂં યમરૂપ રે,
તેહવૂં રૂપ [18]પ્રગટ થયૂં દીશીઇ રણમાં વૃકોદર ભૂપ રે. ૧૧
[19]યમ દક્ષયજ્ઞ હણવા શિવિ વીરભદ્ર પ્રયુઞ્જ્યો યમ્મ રે,
ભાઇ ! કૈરવ સેના ઊપરિ ભીમસેન [20]ચઢ઼ચો રણ્ય ત્યમ્મ રે. ૧૨

---

૩. સરષો પ્રૌઢ દીસે એ કજલવરણ રે. ૪. °જે કનકમાં: કુંડલ. ૫. ધરીં, તાંહાં. ૬. જાંણે દાવાનલ ઊલટો: ચઢો. ૭. બાંણ પ્રોઢાં ધરી, ચાલો. ૮. પદપ્રાહારથી: પ્રથવી કંપાએ રે. ૯. "ક્રોધે જાંણે કાલ સરષો: દીગપાલ ભઆંનક થાએ રે." ૧૦. મંન રે" ૧૧. ભડ જંન રે. ૧૨. °કાર પ્રગટો હવડાં, પવંન પાવક જંમ રે. ૧૩. અસુરની વીષે. ૧૪. ધાઓ વ્રકોદર જાએ રે. ૧૫. નરસીહનુ ધરૂ. ૧૬. ક્રોધે. ૧૭. ધરૂં. ૧૮. માહા દીસી એ, વીર ૧૯. "તારકને હણવા સીવે: ધરૂ રૂપ જંમ રે." ૨૦. ચાલો તંમ રે.

યમ જલનિધિ [21]ચાલે વેગશૂં, ભાઇ ! અમાવાસ્યાને દિન રે,
ત્યમ કૌરવ–દલ સહ્વારવા [22]ચાલ્યો ક્રોધ ધરીનિ મન્ન્ય રે. ૧૩
[23]દીર્ઘ સ્મશ્રૂ મૂક્ષ શોભીઇ, આરક્ત નેત્ર વિશાલ રે;
અરે નાશ કરેવા વિશ્વનિ જાણિ આવ્યો જર્કીમ કાલ રે ! ૧૪
[24]રાય ધર્મ કહ્નને આવી રહ્યો એહવૂં પ્રગટ કરી નિજ રૂપ રે:
“હવિ કાં ચિન્તા મનમાં ધરો ? મૂહ્નને [25]આપો આજ્ઞા, ભૂપ રે !”૧૫
એહવૂં રૂપ ભયાનમક ભીમનૂં દેષી [26]નૃપ પામ્યા ત્રાહાસ રે.
એ કૌરવ સઘલાને હણે, [27]એહવો આવ્યો મન્ય વિશ્વાસ રે. ૧૬
કહ્યું: “યુદ્ધ કરે રણમાં રહી; કાં થાવા દ્યો અસૂર રે ?
કર્ણ–પ્રમુખ કૌરવ ઘણા તૂં મારી કરચે ચૂર રે.” ૧૭
ત્યારિ પ્રદક્ષણા કરી રાયને વલી લાગો આવી ચરણ્ય રે:
[28]“આજ મુજ આગલથી રણ વિષે રક્ષે નાહાશી જાતો કર્ણ રે ! ૧૮
બ્રહ્માણ્ડ વિષિ યાંહાં હશે ત્યાંહાંથી [29]મારવો નિરધાર રે.
તહ્મો શોચા [30]મૂક્ષથી મૂકયો, રક્ષે દુ:ષ ધરો લગાર રે !” ૧૯
ત્યારિ નિજ સેનાપતિ સર્વનિ એહવૂં વાયક [31]કિહિ તતષેવ રે:
“તમ્યો રાજાની રક્ષા કરો [32]શીઘ્ર રહીને અવશ્યમેવ રે.” ૨૦
ત્યારિ ભેરી શક્ષ્ઁ પ્રમુખ [33]સહી નીસાણે વલીઆ ઘાય રે;
પછિ [34]યે ત્યાંહાં હુના સહી તે આવીને લાગા પાય રે. ૨૧
[35]સિંહનાદ કરિ ગર્જના મૂક્ષ વદતા એહવી વાણ્ય રે:
“આજ કૌરવ કેરા દલપતિ, તે નિશ્ચિ ભાગા જાણ્ય રે.” ૨૨

---

૨૧. સાથે. ૨૨. ભીમસેન ચાલો વંન રે. ૨૩. માહા વીક્રાલ મુષ સોભીએ: રતુ નેઅન. ૨૪. “આગ્ના માગી ધરમ પાસે: રહો પ્રગટી રૂપ રે.” ૨૫. આજ્ઞા દીજે. ૨૬. ભેએ પામ્યા મુક્યો ગરવ રે. ૨૭. મંન આવો વીસવાસ સરવ રે. ૨૮. “આજ મુષ આગલ થકો: ભાઇ રષે નાહાંસે કરંણ રે.” ૨૯. હું મારૂ. ૩૦. મંનથી મેહેલજો: માં દૂષ. ૩૧. તેડાવીને; વાએક કહું છુ શેવરે. ૩૨. સજ થઇ. ૩૩. પુરો. જે જોધા હુતા. ૩૫. “સંષનાદ કીધો સહી: જે મુષ વદતા વાંણ રે.”

ત્યારિ આજ્ઞા માગી રાયની ભીમસેન [૩૬]વલ્યા રણુમાંહિ રે.
ત્યારિ યોદ્ધ અપરિમિત રાયના તે [૩૭]દૂરિ રહ્યા ક્ષણુમાંહિ રે. ૨૩
ત્યાંહાં પ્રૌઢ સમીરણ [૩૮]પ્રગટચો, જાણે પ્રલે કાલનો [૩૯]વાયુ રે !
રજ ઊડી પિસિ ચક્ષુમાં; રણુમાં થોભ્યૂં નવિ જાય રે. ૨૪
ગિરિશૃઙ્ગ [૪૦]પડે ત્રુટી તદા, ત્યાંહાં વૃક્ષ[ડાલિ] બહુ [૪૧]ભાજિ રે.
ત્યાંહાં દ્રષદ [૪૨]સકલ ઊડી કરી શિર કૌરવને વાજિ રે. ૨૫
ઉતપાત [૪૩]પ્રગટ હોએ અભિનવા, ત્યાંહાં[૪૪]મન્દ શુકન બહુ થાય રે,
[૪૫]શકુન્ત કોલાહલ કરિ; મૃગ ડાબાં જમણાં જાય રે. ૨૬
ત્યારિ કૌરવ શ્રવ ટોલિ મલી [૪૬]રણુમાંહિ વિચારી વાત રેઃ
" આજ દલ [૪૭]આપણનાં ક્ષય હશે; રણ્ય વર્ત્તિ છિ ઉત્પાત રે. " ૨૭
એહવૂં કેહેતાં તવ દ્રિષ્ટે પડ્યો ભીમસેન માહાવિકરાલ રે.
જાણિ સર્વે હમડાં હણિ [૪૮]સામટા, [૪૯]યમ ધાઓ આવે કાલ રે. ૨૮
ત્યારિ સિંહનાદ ભીમિ કરચો; જાણિ ગર્જિ દ્વાદશ મેઘ રે !
નિજ તાત તણૂં ચિન્તન કરચૂં, યેહનો છે અધિકો વેગ રે. ૨૯
[૫૦]જાણિ પ્રલિકાલે પરવરચા યેહવા દીસે શ્રી અવિનાશ રિ;
ત્યમ કૌરવદલ સર્વ સામટૂં હણવાને આવ્યો પાશ રે. ૩૦
એહવૂં રૂપ અસમ્ભવ દેષતાં કૌરવ શ્રવ [૫૧]કાંપ્યા ત્યાંહે રે;
"હવે શી વિધિ કરશો ?" રાય કહેઃ"કાંઇ[૫૨]વિચારો મન માંહિ રે."૩૧
ત્યારિ ભીમસ્વરૂપ દેષી કરી [૫૩]દલમાં પડ્યો ભઙ્ગાણ રે;
ત્યારિ ગજ ઊપરિ ગજ નાહાસતા [૫૪]તે હૌઆ રણુમાં, જાણ રે. ૩૨

---

૩૬. રંણુમાં જાએ રે. ૩૭. રક્ષા કરતા રાએ રે. ૩૮. સમો. રંણ. ૩૯. °કારનો. ૪૦. સીષર. ૪૧. સરવે. ૪૨. લોહ ગદા ઊડી શરીઃ ૪૩. હોએ તાંહાં. ૪૪. વલી. ૪૫. સહુ આકંદ કુલાહલ કરેઃ અગલાં ડાબાં જાએ રે." ૪૬. વીચારે સરવ વાત રે. ૪૭. આપણાં માંહેઃ હસે કાંઇ ઊતપાત રે. ૪૮. હણવા. ૪૯. ધાઓ આવે છે. ૫૦. જાંણે કાલ એ પરવરોઃ ૫૧. પાંમા તાપ રે. ૫૨. વીચારોની આપ રે. ૫૩. કૌરવ દલમાં. ૫૪. તેહવા તજતા પ્રાંણ રે.

નાહસિ રથ માહા સુભટના, ત્યાંહાં નાહાસિ બહુ અસવાર રે;
ધનુષ બાણ કરયથી પડે, નાસતા તેણી વાર રે. ૩૩
[55]એમ સૈન્ય વિશ્રસ્થલ સહુ થયૂં, પણ કર્ણ તણે નહીં મન્‍ન્ય રે;
[56]એહવા ભીમ સાથે રણે રહી વઢિ, તેહવો કો નવિ દીસે અન્ય રે. ૩૪
ત્યારિ કર્ણ ભણી આવ્યા [57]સહી તવ કુન્તા કેરો જાત રે,
**વિષ્ણુદાસ** કહિ કયમ યુદ્ધ કરયૂં, તે માંડી કહૂં [58]વિક્ષાત રે. ૩૫
૭૬૮

---

## કડ્વૂં ૨૨ મૂં–રાગ વસન્ત

સન્જે કિહેઃ સુણયો, રાયજી રે ! યારિ આવ્યો વૃકોદર વીર,
તવ સેના [1]સહુ કદન કરી રે રાષી મનમાં ધીર. ૧
ત્યારિ શલ્ય [2]કહિ કર્ણને રેઃ “ ભીમ [3]કરિ ઉતપાત.
ઘણુ થઉ ક્રોધિ ભરયો રે, યેહનો પુત્ર થયો રણપાત. ૨
વલી બીજૂં દુઃખ [4]અભિમન્યનૂં રે; એહનિ રદિ શાલિ ઘાય.
[5]તે ક્રોધ અહીં રણિ મૂકશે રે; તે માટિ નહીં જીતાય. ૩
આહાવૂં રૂપ ભયાનક એહતણૂં રે મિ નથી સાંભલ્યૂં કયાહારિ;
ધરયૂં હતૂં પૂર્વે સહી રે, શત કૈચક મારયા યારિ. ૪
ત્રૈલોક્ય વિષિ એહવો નહીં રે, કો રહિ ભીમ આગલિ આજ;
તે માટિ આંહાં આપણે રે શૂં ઘટિ તે કરવૂં કાજ ? ૫
હૂં જાણૂં છૂં: સત્ય માનયે રે, [6]એ હણશે તુજને આંહાં.
તે માટિ રણ છાંડીએ રે, જો આવે [7]તવ મન માંહાં.” ૬

---

૫૫. “ એમ સરવ વીભલ થઊઃ પણ કરણને નહી મંન રે.” ૫૬. “એહવો ભીમ સાથે રણ રેહેઃ એહેવો ન દીસે કો અંન રે.” ૫૭. દીઠો. ૫૮. સાક્ષાત રે.

કડ્વૂં ૨૨ મૂંઃ—૧. સરવ નીકંદન કરી મનમાં રાષી મત ધીર રે. ૨. વચંન કેહે. ૩. કરસે માહા. ૪. જુધ અભીનનું. ૫. તે માટે ગદા આરસેઃ તે કહી પેરે જીતાએ. ૬. એ કહું તુજને આંહે. ૭. તમારા ચીત માંહે

ત્યારિ હશિ કર્ણ મૂક્ષ ઊચરચો રેઃ હૂં જાણૂં છૂં [૮]એહનો પ્રાણ;
આજ ભુવન ત્રણ્ય વિષિ સહી રે કો ન ષમિ માહરાં બાણ. ૭
પણ કૈચક મારચા સામટા રે, દ્રુપદસુતાને કાજ્ય;
મૃત્યુ લક્ષ કરચ એહને રે તો કોણે ન થાએ ત્યાજ્ય. ૮
મૂને ઇચ્છા હુતી અતિ ઘણી રે, અર્જુનશૂં વઢવા કાજ;
જો પારથ મુજને મારતો રે કિ હૂં [૯]હણતો તેહને આજ. ૯
પણ વિચમાં વિઘન હવૂં સહી રે, ગત્ય દૈવતણી નિરધાર;
તે માટિ કલપ્યૂં [૧૦]નોહે સહી રે, હોએ હોનાર પદારથ સાર. ૧૦
બાણ [૧૧]એ રણિ મૂકીને રે હૂં એહને કરૂં અહીં વિઘ્ર."
[૧૨]પછિ રથ ષેડો ઉતાવલો રે અર્જુન પાસે શીઘ્ર. ૧૧
ત્યારિ શલ્ય કિહિઃ "રુચતૂં નથી રે મૂહ્નને વચન તાહારૂં આંહિ;
આજ જે એ સાહામો યુદ્ધ કરિ રે, તે પડિ સહી [૧૩]રણમાંહિ." ૧૨
"હાકય હવે રથ માહારો રે": કર્ણ વદિ મુક્ષ વાણ્ય;
"કયમ સિહિશિ શર માહરાં સહી રે રણમાં [૧૪]રહી નિરવાણ્ય ? ૧૩
આજ ભુવન ત્રણ્ય વિષિ સહી રે [૧૫]કો ન ષમિ માહારાં બાણ !
સુરરાજ સમો પ્રાજિ કરૂં રે ત્યાંહાં કવણ ભીમ પ્રમાણ ?" ૧૪
ત્યારિ શલ્ય માહાક્રોધિ કરી રે રણ રથ ષેડ્યો માહાવેગ;
સિંહનાદ કર્ણે કરચો રે, જાણિ [ગાજિ] દ્વાદશ મેઘ ! ૧૫
ત્યારિ ભીમસેન દલને તજી રે ફરી ઊભો રહ્યો અવસ્યમેવ.
ત્યારિ રથ લાવ્યો ત્યાંહાં સારથિ રે, આરૂઢ થયો તતષેવ. ૧૬
ત્યાંહાં શઙ્ખ પરસ્પરિ [૧૬]પૂરીઆ રે, બહુ વાજે રણ્ય વાજિત્ર;
બાણ અપરિમિત પાઠવી રે ચેહનાં કનકપૂષ વિચિત્ર. ૧૭
ત્યારિ કર્ણ ઊપરિ ત્રુટી પડચો રે રથ સાથે પવનકુમાર.
બહુ બાણે કરચો આકલો ને શત સહસ્ર લક્ષ, નહીં પાર. ૧૮

---

૮. એહેનુ બલ પાણ. ૯. તેહને કરતો નાસ. ૧૦. નહી રે હસે પાંણ ૯. તેહને કરતો નાસ. ૧૦. નહીં રેઃ હસે પદારથ હોનાર. ૧૧. ક્રોધે મુકીનેઃ હુ એહને કરૂ વીચે. ૧૨. "તુ રથ ષેડ...સીઘ્રે." ૧૩. તાંહે. ૧૪. સહી. ૧૫. કોણ. ૧૬. કરીઆ.

ત્યારિ વૈકર્ત્તન[17]મન્ય કોપીઓ રે: એક શર [18]લીધૂ માહાક્રૂર;
[19]ત્યારિ ભીમસેનના કર તણૂં રે તેણે ધનુષ કરચૂં ત્યાંહાં ચૂર. ૧૯
બીજૂં શર લીધૂં સહી રે, કરચ ક્રોધ કરીનિ કાય.
તેણે [20]સ્તનાન્તર ભેદ્યૂં સહી રે; ત્યારિ આકુલવ્યાકુલ થાય. ૨૦
પછિ સ્વસ્થ થઇ રણમાં રહી રે ગ્રહ્યૂં ધનુષ અન્ય માહાપ્રૌઢ.
[21]નિશિત બાણ મૂકચાં સહી રે, ત્યારિ કર્ણ થયો દિગમૂઢ. ૨૧
પછિ સિંહનાદ કીધો સહી રે, તેણે કમ્પ્યા દશ દિગપાલ.
રથચક્ર થકી પ્રથવી ડગિ રે; જાણું આવ્યો પ્રલેકાલ. ૨૨
ત્યારિ કર્ણ ક્રોધ રદિ ધરી રે ત્યાંહાં મેહેલ્યાં બાણ અનન્ત.
ભીમ રદિ ભેદ્યુ જઇ રે, જાણ્યૂં હવડાં આણ્યો [22]અન્ત. ૨૩
ત્યારિ કુન્તીસુત [23]કોપે ચઢ્યો રે, થયો રુધિરમિ જાણ્ય;
"હવે દુષ્ટ હવડાં હણૂં રે;" એહવી મુખથી બોલ્યો વાણ્ય. ૨૪
એક [25]વજ્રસાર શર યે હતૂં રે, તે સાધૂં ધનુષિ બાણ;
ક્રોધ સહિત મૂકચૂં સહી રે, 'જાણે [26]હરૂં કર્ણના પ્રાણ!' ૨૫
ત્યારિ શબ્દ પ્રચણ્ડ હવો સહી રે, જાણે ત્રુટી પડચૂં આકાશ!
સૂર સર્વ [27]રહ્યા એમ ઊચરિ રે: 'હવિ કર્ણ પમાડો નાશ!' ૨૬
[28]સ્તનાન્તર શર ભેદીઓ રે, નિઃસઞ્જ્ઞ હવો ત્યારિ કર્ણ.
[29]રથી તો રથ ઊપરિ પડ્યો રે, જાણે નિશ્ચે પામ્યો મરણ! ૨૭
[30]ત્યારિ મદ્રાધિપ એહવૂં [દેષતાં] તેણે રથ વાલ્યો તતકાલે;
લેઇ આવ્યો ત્યાંહાં કર્ણનિ રે, પછિ યાંહાં હુતો [31]ભૂપાલ. ૨૮

---

૧૭. રવીતંન તે કોપીઓ. ૧૮. લીધો ક્રુર. ૧૯. તાણ્યે. ૨૦. રૂદે ભેદુ કરણનુ: તે આકુલ. ૨૧. સત બાંણ સહી મુકસે. ૨૨. આવ્યો. ૨૩. કોપે. સહી: નેત્ર થઆં રાતાં ચોલ. ૨૪. તુજને: મુષથી બોલે બોલ. ૨૫. વજ્રસાર સજ હતુ તે: તે ભીમે ચઢાવુ બાંણ, ૨૬. હણ્યા. ૨૭. એહેવુ બોલીઆ: કરણને લીધો નાસ. ૨૮. આકુલવાકુલ થઓ સહી: રંણ મધ્યે કરણ. ૨૯. રથ ઉપર તે તો પડો. ૩૦. "સલ એહવુ દેષતાં: રથ ચલાવ્યો તતકાલ."

ત્યારિ હાહાકાર થૈ રહ્યો રે કૌરવની સેના માંહિઃ
"આજ વૈકર્ત્તન[32] પ્રાજે હવો રે, તો રહી સકિ કોણ આંહિ ?" ૨૯
ત્યારે ભીમસેન આવ્યો ધશી રે[33] દલ કૌરવ કેરે સઙ્ગ,
બાણ ગદા[34]પ્રાહારિ સહી રે સહુ મારી કીધૂં ભઙ્ગ. ૩૦
ત્યાંહાં મારયા મેગલ મલપતા રે; રથ ભાંજી કીધા ચૂર.
વદ્ધતાં બલ વાધ્યૂં સહી રે, જાણે [વાધ્યૂં] સાયર-પૂર ! ૩૧
અસઙ્ખ્ય તેજી ત્યાંહાં હણ્યા રે, તેહની કહી નિવિ જાઇ વાત.
[35]ખર ઊંટ શકટ હણ્યા રે, રણ્ય કીધૂં [બહુ] ઉતપાત. ૩૨
નાહાસિ દલ દોહો દશ થકી રે, રણમાં થોભ્યૂં નવિ જાય.
ગજ ઊપરિ ગજ નાહાસતા રે, હય ઊપરિ હય ધાય. ૩૩
રથ વાલ્યા ત્યાંહાં નવિ વલે રે; માહારથી હવા ગતપ્રાણ.
વલી ભીમ ક્રોધ રિદ્દિ ધરી રે ત્યાંહાં અસઙ્ખ્ય મૂક્યાં[36]બાણ. ૩૪

### ઊથલો

અસઙ્ખ્ય મૂક્યાં[36]બાણ રે. તેહની સઙ્ખ્યા નવિ જાએ લહી.
**વિષ્ણુદાસ**[37]કિહિઃ પછિ શૂં થયૂં રે રણિ, તે કથા બોલૂં[38]સહી. ૩૫
૮૦૩

---

## કડવૂં ૨૩ મૂં–રાગ દેશાખ

### ચોપાઈ

સઞ્જે કિહિઃ સાંભલ્ય, રાય ! તાહારા પુત્ર[1] તણા ઉપાય.
[2]ચમૂપતિ ભાગો યેણી વાર, રણમાં શૂં હૌઊ તેણી વાર. ૧

---

૩૧. દુરજોધન. ૩૨. કરણ સરષો પ્રાજે થઓ...તાંહે. ૩૩. કૌરવ સેના સંગ. ૩૪. કરણ સરવ સેન કીધુ ભંગ. ૩૫. બહુ નર હસ્તી મારી કરી કીધો માહા. ૩૬. મેહેલાં. ૩૭. કેહે કથાઃ પછે સુ થૈ તે બોલુ સહી. ૩૮. બોલી અ.

કડવૂં ૨૩મૂંઃ—૧. પુત્રનો કહી મહીમાએ. ૨. "પછે કરણ ભાગો જેણી વાર તાર પછી રણમાં સુ હવુ નીરધાર."

દુર્યોધન-મન્ય દુઃખ ન માય રણમાં વાત વિચારે રાયઃ
"નિત્યે મૂજનિ કિહિતો કર્ણઃ 'હૂં' પાણ્ડવને પમાડીશ મરણ. ૨

સકલ યોદ્ધ શાહાનિ મોકલો ? હૂં પાણ્ડવ મારૂં એકલો.'
યેહ[નાં] બલ કીરત્યની ક્ષાત, [3]સુરપતિ શરષો જાણિ વાત; ૩

ધરિ પાણે યારિ કોદણ્ડ, ત્યારિ [4] ભય પામિ બ્રહ્માણ્ડ.
ધનુષ વિષે ગત્ય અધિકી હોય. એ આગલે નવિ માંડિ કોય. ૪

યેહના શર[5]તણો નિર્ઘોષ, સાંભળતાં રિપુ પામે શોક,
તે આ[6]કર્ણની શી ગત્ય થઈ ? કૌરવ માત્રની કીરત ગઇ". ૫

એમ ટલવલવા લાગો માહારાજ "એકો[7] ન શીધૂં માહારૂં કાજ.
કર્ણ સમો નહીં ભૂતલ માંહી, તે મૂર્છા પામ્યો રણમાંહિ. ૬

કયાંહાં ગયા માહારા ભ્રાત[9]સુજાણ, યે રણિ લે પાણ્ડવના પ્રાણ" ?
એહવિ રથ્ય બિશી [10]તતષેવ, ચ્યાર ભ્રાત રાયના[11]અવશ્યમેવ ૭

કરી પ્રણામ નિ ઉભા રહિ;[12]શૂર વચન રાય આગલિ કિહિ:[12]
"સુખ મન્ય પામિ મહીપાલઃ અહ્મો સર્વનો આણૂં કાલ. ૮

[13]શાન આજ્ઞા આપો એક વાર ? પાણ્ડવ પાંચ મનાવૂં હારચ".
દુર્યોધન કેહેઃ "સેના[14]સાથ્ય જઇ પાણ્ડવશૂ[15]મારો બાથ. ૯

[16]પાણ્ડવ-ભય અગાધ્ય દ્રહતોય, તેમાં કર્ણબૂડતો જોય.
તેહની રક્ષા કાજિ સહુ પરવરો; મનમાં ક્રોધ આભ્યન્તર ધરો.[17]" ૧૦

(એહવી) રાયતણી આજ્ઞા શિર ધરી ચ્યાહારે જણ રથ્ય બિઠા ફરી.
લોહમિ કવચ ધરચાં છિ અઙ્ગિઃ 'હવડાં સૈન્ય પમાડૂં ભઙ્ગ. ૧૧

---

૩. સુરી નર જાણે તે સાક્ષાત. ૪. ભઅંકાર થાએ બ્રમંડ. ૫. સંપતણો. ૬. આજ. ૭. નવ સરૂ. ૮. કેમ પાંમો આંહે. ૯. સુભટ. ૧૦. તે ષેવ. ૧૧. આવા. ૧૨. રહા ..કહા. ૧૩. "સેનને આગના આંહો હાએ "પાંચ પાંડવની છેદ કાએ" ૧૪. સામો મુજકાજ. ૧૫. ને મારો આજ. ૧૬. આ કડી નથી. ૧૭. ધરિ. અ.

[18]પાણિ ધનુષ લીધૂં વિકરાલ; ચાલ્યા ક્રોધ ધરી તતકાલ.
ત્યારિ[19]મહીપત્ય મૂક્ષ આશી ઊચરે:"જાઓ, પાણ્ડવને મારો શરિ." ૧૨
મનમાં શૂર ધરી[20]ઉદ્દેશ, ચાલ્યા સ્મરણ કરી દેવેશ.
પાણ્ડવ હણવા કેરી આસઃ અનેક સૈન્ય રાક્ષૂં નિજ પાશ. ૧૩

[21]યમ પતઙ્ગીઆ પાવકમૂખિ પડિ દેષતાં આવી વક્ષે.
આવ્યા રણિ[22]મનમાં ધરી માન. ચ્યારેનાં કહૂં હવે અભિધાનઃ ૧૪
[23]શ્રુતવાચક દુર્ધર માહાબલી, વિવસુ વિકટ ન સહિ કો કલી.
[24]વલી ક્રોધને સમ બલવન્ત, ભડતાં ચેહનો નાવિ અન્ત. ૧૫

રથ પાંચસેહે આગલ્ય કરી આવ્યા રણ્ય માંહાં ક્રોધ જ ધરી,
રથ સાઠચ નિ ગજ પચ્ચાસ, પ્ર[થમ] આવતાં કીધા નાશ. ૧૬
પછિ[25]વિવસુ રણિ[26]અલગો થાય.[27]પાણ્ડવની સેનામાં જાય.
[28]તેણે ભલ્લપ્રૌઢ એક કરમાં ગ્રહી. હણ્યૂં સૈન્ય પાણ્ડવનૂં સહી. ૧૭

ત્યારિ ભીમિ મૂકી એકજ ફાલ, રણમાં[29]તેહનો આણ્યો કાલ.
કુણ્ડલ[30]મુગટ સહિત શિરત્યાંહિ શોભિ પડીઆં અવ્યની માંહિ. ૧૮
[31]તેહનિ હણ્યો જાણી સહુ ભ્રાત કરિ ભીમનિ માહા ઉપઘાત.
અસઙ્ખ્ય ભલ્લ ગ્રહી કરમાંહિ વીટચો[32]ભીમ રહી રણમાંહિ. ૧૯
પછિ ભીમ ચરણ તણા બહુ પ્રાહારિ, ભગ્ન કરચા ત્યાંહાં રાજકુમાર.
[34]વાતભગ્ન દ્રુમ ચેહવા હોય, તેહવા ત્યાહાં દીસિ[35]સોય ૨૦

---

૧૮. ઓર...લીલાં. ૧૯. દૂરજોધન આસીસ ઓચરે" તમે...ધરે. ૨૦. ધરૂ આવેસ. ૨૧. જેમ પનંગ દીપક મુષ ભક્ષ, ૨૨. રણમાં ધરી બહુ માંમ તે ચાર જનના કહુ સુર નાંમ. ૨૩. "સુત વાચક દુરધર માબલી એ ચાર ભ્રાત રંણ ચાલા વલી," ૨૪. આ લીટી નથી. ૨૫. વીવીછલ અગલો. ૨૬. રણમાં અ. ૨૭. પાંડવ સેના માંહે તે જાએ. ૨૮. "તેણે ગદા એક હાથે ધરી ચાલો ક્રોધ રૂદેમાંહા કરી." ૨૯. આંણો ચારેનો કાલ ૩૦. કવચ રહાં છે તાંહે. ૩૧. "તેણે જાંણો હણો સહી પ્રાત કરો ભીમે મહા ઊતપાત." ૩૨. વેધો. ૩૩. ભંગ. ૩૪. વાઊથી દ્રુમ જંમ ઊડી જાએ. ૩૫. છે કાએ.

[37]પછિ [વિકટ] નેસમ ઉભે કુમાર, તેણે ભીમને કીધો પ્રાહાર.
મારિ ભલ્લ રદિમાં બહુ; સેનાપતિ ત્યાંહાં જુઇ[36]સહુ. ૨૧

પછિ ભીમિ ક્રોધ ધરી મનમાંહિ, તહારા સુત સહુ મારચા ત્યાંહિ.
(ત્યારિ) હાહાકાર હવો તેણે સમિ, રુધિર પીવાનિ યોગ્યની ભમિ. ૨૨
અપર પુત્ર તાહારા યે વલી, નાહાઠા સહુ તે એકઠા મ્યલી.
ભીમસેનનૂં દેષા તન્ન રહ્યા શૂર તેહનાં કમ્પિ મન્ન. ૨૩

પછિ [બૂંબ] પાડતા નાહાસિ(બહુ)યોદ્ધ. ત્યારિ કર્ણનિ હુયિ[38]પ્રતિબોધ.
સાવધાન[39]પછિ હોઓ જાણી મદ્રાધિપશૂં બોલ્યો વાણીઃ ૨૪
"અરિ સૂત ![40]હવિ અધક્ષણમાંહિ રથ આપણો હાકે ત્યાંહિ.
હણ્યૂં સૈન્ય દીસિ છિ ઘણૂં, રણમાં તાં નવિ જાઇ ગણૂં. ૨૫

રક્ષે રાયનિ થૈ હોઇ ઘાત ! કુશલ તણી[41]કાહો મુન્હે કો વાત."
ત્યારિ શલ્ય કિહિઃ "દુર્યોધન તણા વઢતા ભ્રાત પડ્યા અતિઘણા. ૨૬
હજી લગી દુર્યોધનરાય; રણમાં કુશલી છિ તેહની કાય.
તે માટિ, વૈકર્તન ![42]સુણો, થાએ વિલમ્બ આપણે[43]ઘણો. ૨૭

જો એ આજ રણ્ય પાણ્ડવ મરિ, તો નિશ્ચે રાજ્ય[44]સયોધન કરે."
એહવૂં કહી રથ ખેડ્યો ત્યાંહિ,[45]વૈકર્તન આવ્યો રણમાંહિ. ૨૮
ભીમ આવતો દીઠો યમ્મ, સન્મુખ થૈ રથ લાવ્યો ત્યમ્મ.
સાહમસાહમા માહારથી મલ્યા, બલે કો નવિ જાઇ કલ્યા. ૨૯

માંડ્યૂં યુદ્ધ અપરિમિત સહી; મારિ બાણ[46]પરસ્પરિ રહી.
કર્ણે બાણ [મૂક્યૂં] એક કાલ,[47]વિરથ ભીમ કીધો તતકાલ. ૩૦
પછિ હશી[48]વચન મુક્ષ બોલો ત્યાંહિઃ"ભલિ કર્ણ ! તૂં આવ્યો આંહિ"
એહવૂં કહી કર ઝાલી ગદા રથ કર્ણનો ભાંયો તદા. ૩૧

---

૩૬. પછે વીકની સંમ. ૩૭. જઇ અ. ૩૮. હવિ (?) અ. ૩૯. હવો કરણ જાંણ. ૪૦. સલ. ૪૧. મુજને કેહે વાત. ૪૨. વીકતતંન. ૪૩. આપણને. ૪૪. દૂરજોધન. ૪૫. વીકતતંન કંપો. ૪૬. અન્યોઅંન. ૪૭. વીકાલ. ૪૮. ભીમ બોલો.

પછિ સૈન્ય[49]હણ્યૂં તે ઘણૂં, ગણી માન કહૂં તે તણૂં:
સાતસેહિ મોટા માતઙ્ગ હણી રણમાં પછિ પાડ્યો ભઙ્ગ. ૩૨

વલી સુબલપુત્ર[50]નાના પઞ્ચાસ, તે સહુ પણ ભીમે કીધા નાશ;
વલી એક શત[51]રથ અલગા ગણ્યા, ગદાપ્રાહારિ ભીમે હણ્યા. ૩૩

[52]તેથા દ્વિગુણ ગણ્યા અસવાર; પદાતિનો નવિ લાભિ પાર.
[53]ત્યાંહાં રથી [53] પાંચશે આવ્યા સઙ્ઘ,
લોહમે કવચ ધરચાં યેહણે અઙ્ગ. ૩૪

અસઙ્ખ્ત તેણે મૂકયાં બાણ ભીમસેનના હણવા પ્રાણ;
[54] તોહે પણ [54] ભીમિ કરચા વિરૂપ,
[55] ગદાપ્રહાર કો [56] ન સકે સહી ભૂપ. ૩૫

વલી સુબલપુત્ર મન્ય આણી રીસ મારચા યોદ્ધ[57]સહસ્ર એકવીસ,
યેહનિ હાથે ગદા તોમર ને પાશ, રહ્યા ભીમનિ કરવા નાશ. ૩૬

કો ગજ રથ હય ઊપરિ ચઢ્યા; આવી ભીમસેનશૂં ભડ્યા.
[59]તોહે પડ્યા ગદાનિ ઘાય. રણમાં કોણે થોભ્યૂં નવિ જાય. ૩૭

[60]હવિ કર્ણ ગયો રથ્ય બિશી ત્યાંહિ, રાય યુધિષ્ઠર હુતા યાંહિ;
[61]બાણવૃષ્ટિ ત્યાંહાં કીધી રહી. તે વાર્તા ભીમિ રણ્ય લહી. ૩૮

રથ—આરૂઢ થઈ અવશ્યમેવ, ધાયો કર્ણ પ્રતિ[62]તતખેવ:
"કરે યુદ્ધ મુજ સામો રહી; રાય કનિ શૂં આવ્યો[63]અહીં ?" ૩૯

એહવૂં કહી[64]પરસ્પરિ[65]સહી મારિ બાણ અનોઅન્ય રહી.
[66]યમ સાયર મનમાં ધીરય ધરી ગર્જિ[67]વારિ અમોઘિ કરી, ૪૦

૪૯. મારૂ. ૫૦. નાગજપાસ. ૫૧. ગજરથ. ૫૨. તેપે દુગણા અસ્વાર, ચાલા તણો. ૫૩. પછે. ૫૪. તેહને. ૫૫. વીરથ. ૫૬. નાં ધમે ભમરથ. ૫૭. એકસોને વીસ. ૫૮. ભીમને સનતુઝ ભડા. ૫૯. તેહ પણ. ૬૦. આ ક્ષીટી નથી. ૬૧. ફરી વાદણી કીધી. ૬૨. જાણી. ૬૩. વહી. ૬૪. પેરે પેરે. ૬૫. સહી...રહી. ૬૬. જેમ સાએરમાથી રજ ધરી. ૬૭. વીર અપરમીત કરી.

[68]યમ ઉભે નદી મન્ય આણી ગર્વ, જલિ કરી ત્રટ વ્યાપિ સર્વ,
ત્યમ કર્ણ ને ભીમ જ ભડે. પાણ્ડવ–કૌરવ–સેના પડે. ૪૧

ત્યારિ દુર્યોધનના યે માહારથી, નામ કહૂં તેહનાં હૂં કથીઃ
સુબલપુત્ર કૃતવર્મા જાણિ અશ્વત્થામા[69]કૃપ પરિમાણ, ૪૨

[70]એહ પ્રમુખ યેયે બલવન્ત, તે રણમાં આવ્યા ગુણવન્ત.
ત્યારિ પાણ્ડવના યેયે માહારથી, તેહના રથ લાવ્યા સારથિ. ૪૩

એમ પરસ્પરિ માંડ્યો સઙ્ગ્રામ, લેતા વીર અનોઅન્ય નામ.
અશ્વે અશ્વ, ગજિ ગજ સોય, રથી માહારથી[71]ભડતા જોય. ૪૪

બાણવૃષ્ટિ ઊભા ત્યાંહાં કરિ; અતિ સૂરાતન મનમાં ધરિ,
[72]પ્રાસ સાંગ્ય[73]મદ્દૂર ભીંડીમાલ વાગિ, ભૂમિ પડે મહીપાલ. ૪૫

ગદા[74]ભલ્લ ફરશી તરુઆરિ ભડિ વીર, તેહનો ન લહૂં પાર.
બાણવૃષ્ટિ છાહ્યો આકાશ, પડે વીર તે પામે નાશ. ૪૬

રુધિર તણી ત્યાહાં સરિતા વહિ; પડે યોધ યે રણમાં રહિ.
માંસ તણો કર્દમ ત્યાંહાં બહુ,[75]કરતા વીર અનોઅન્ય સહુ. ૪૭

[76]વાયસ ગૃધ્વ હર્ક્ષો અતિઘણૂં કરિ ભક્ષ[77]આમિષ જ તણૂં.
[78]અદૃષ્ટપૂર્વક એ સઙ્ગ્રામ તારકામય યેહનૂં જિ નામ. ૪૮

એહવિ દિનકર (શિર) આવ્યા અવશ્યમેવ,
ત્યારિ ક્ષણ એક યુદ્ધ તજ્યૂં તતષેવ.
[79]સન્ધ્યાકાલ મધ્યનો લહી તજ્યો સઙ્ગ્રામ પરસ્પરિ રહી. ૪૯

---

૬૮. "જંમ મેઘ વરસે. આંણી ગરવ, જયમે પ્રથવી થાએ સરવ; તે રીતે ભીમ ભડે." ૬૯. કૃપાચારજ પ્રમાંણ. ૭૦. કૌરવના જે વીર બલવંત. ૭૧. ભડે સહુ કોએ. ૭૨. ફરસી. ૭૩. મદગલ. ૭૪. "ગદાગ્રહ આવે નીરધાર, પડે વીર મંન પાંમીને ત્રાસ" ૭૫. મરતા ૭૬. પક્ષી વાએસ હરના સહુ ઘણુ. ૭૭. તે મનુરાજ તણું. ૭૮. "અદ્રષ્ટ કરંણ હવો, ભારેથંમ જેહનું." ૭૯. આ લીટી નથી.

ત્યાર પછિ રણિ શી ગત્ય થાય, સઞ્જે કિહિઃ સાંભલ્ય, રે રાય!
હવિ કહૂં યુધ સંસપ્તક તણૂં અર્જુન સાથિ વઢિ ઘે ઘણૂં. ૫૦
૮૫૩

---

## કડવૂં ૨૪ મૂં—રાગ કેદાર ગોડી

સઞ્જે કિહિઃ સાંભલ્ય, શુભમતિ ! વઢિ કર્ણ [ત્યાંહાં] સેનાપતિ.
સંસપ્તક સાથે અર્જુન કરિ યુદ્ધ સ્થિર રાષી મન.
[1]ત્યાંહાં ગાઞ્જીવ કેરા નિર્ઘોષ સુણી [2]રણમાં વીર ધરિ શોક.
[3]ત્યાંહાં પાર્થે રણ્ય ઊભા રહી સંસપ્તક શેષ કરચા સહી. ૨
એહવે સુશર્મા આવી મલ્યો, [3]જે યુદ્ધિ નવિ જાએ કલ્યો,
તેણે બાણવૃષ્ટિ કીધી ત્યાંહિ, અર્જુનને ઢાંકચો [5]રણ માંહિ. ૩
ત્યારિ પાર્થ હવો વ્યાકુલ-કાય; [6]પૂઠે–થા સંસપ્તક ધાય.
ત્યારિ પ્રકટ થયો પારથ ત્યમ, જાણે મેઘથી આદિત્ય યમ્મ, ૪
વલી નવિ બાણ[7] રાયે સહી, માર્યો અર્જુનને ઊભાં રહી.
વલી ત્રણ્ય બાણ[8] માહાક્રૂર ધરી માર્યા યદુનન્દનને યત્ને કરી. ૫
એક[9]ભલ્લ ગ્રહી હસ્તિ પ્રૌઢ છેદી ધ્વજા કરચો દિગમૂઢ.
ત્યાંહાં [10] ગયો હરિવર ક્રોધિ ધરી,
ત્યાંહાં નાહાઠા યોદ્ધ સહુ[11]આફણી. ૬
ત્યારિ સુશર્મા[12] હાકે રહ્યો આવી કૃષ્ણ સહિત[13] રથ ગ્રહ્યો.
ત્યારિ શંષનાદ કીધો નાથ, સંસપ્તકનો નાહાઠો[14]સાથ્ય. ૭
સર્પાસ્ત્ર મૂકી કીધો રોધ, અર્જુને બાધ્યા [15]સાહ્યા યોધ.
થયૂં સુશર્માનિ રણિ જાણઃ તેણે મૂકયૂં ગરુડ તણૂં બાણ, ૮

---

**કડવૂં ૨૪ મૂંઃ**—૧. બહુ વાજાં ગાંજીવના. ૨. વીર પમાડો સોષ. ૩. "અરજુન સાંહામો ઊભો રહી. સંસપ્રતષ તાંહાં આવો સહી." ૪. તે તો બલે નવ. ૫. દલ. ૬. સંસપ્રતષની પુઠે. ૭. બાણ મુકયાં. ૮. મારાં ફરી, મારા જોધને ક્રોધે ભરી. ૯. સ્થાન હસ્તી. ૧૦. ગાજે હરીવંસ. ૧૧. આવ્યા ફરી. ૧૨. કેડે. ૧૩. અરજુનને. ૧૪. લેઇ સાથ. ૧૫. સરવ.

ત્યારિ સર્પ સહુ નાહાશી ગયા, પન્થી યોદ્ધ સહુ નિર્ભે થયા. ૯
પછિ માંહાં હુતા ત્યાંહાંથા સહુ[16]જઇ રણિ વીટ્યો અર્જુન બહુ.
ત્યારિ સુશર્મા કોપિ ચઢ્યો; રથ સાથે અર્જુનનિ[17]અડ્યો.
[18]એક ત્રણ્ય બાણ ગ્રહી વિકરાલ મારચાં પાર્થને જઈ તતકાલ. ૧૦
તે અર્જુન ન સકયો છેદી, પડ્યો રથ ઊપરિ હૃદયાભેદી.
ત્યારિ હણ્યો પાર્થ રણમાં જાણી[19]સહુ ગર્જ્યા વીર આનન્દ આણી. ૧૧
[20]વાજિત્રના હોએ નિર્ઘોષ, સહુ વલ્યા તજી મન્યથી શોક.
વાગાં જયકારી ત્યાંહાં નીસાણ: 'કો[21]રાયનિ કરો જઈ જાણ.' ૧૨
વાગા શંષતણા બહુનાદ; કરિ પરસ્પરિ[22]રહી રણ્ય સાદ.
એહવે[23]જાગ્યો પારથ બલ ધારી; ત્યાંહાં આવી તવ સેના મારી. ૧૩
મૂક્યૂં ઇન્દ્રાસ્ત્ર આણી ક્રોધ, તેણે અસઙ્ખ્ત મારચા યોધ:
[24]સંસપ્તક નાક્ષિ નિર્દલી, પછિ ભાગો[25]શિવશર્મા વલી. ૧૪
રથ ભાંજ્યા, ગજ કીધા નાશ. કો[26]ન રહિ અર્જુનને પાશ.
યે રણમાં આવિ તેહ પડિ; નવિ અર્જુન[27]સાહમો કો વઢિ. ૧૫
[28]ત્યાંહાં દશોદશ સેના નાહસિ; ન જુએ પાછૂં[29]મનમાં ત્રાસિ.
એમ સંસપ્તક કીધું ભઙ્ગ—ત્યાંહાં કૃષ્ણ રહ્યા જુએ સઙ્ગ્રામ. ૧૬
[30]રથ અયુત હણ્યા, ગજ શતત્રીસ. અસવાર પડ્યા[31]રણિ શતવીશ.
ત્યાંહાં પદાત્ય યે હુતા પાશ[32]પચ્ચીસ સહસ્ત્ર પામ્યા નાશ. ૧૭
રણે હણતાં દલ શેષ રહ્યૂં, તેણે દુર્યોધનને આવી કહ્યૂં:
"સ્વામી ! પાર્થિ કીધૂં કલ્પાન્ત; સંસપ્તકનો આણ્યો અન્ત. ૧૮
દલ ઊપરિ દલ નાહસિ શહી." એહવી સેવકે વાણી કહી.
"હોએ ગાઞ્જીવ કેરા ઘોષ; તેણે ત્રાસ[34]ધરિ મન્ય ત્રૈલોક્ય". ૧૯

---

૧૬. જૈ વીર અરજુનને નમતા બહુ. ૧૭. જુ ભડો. ૧૮. એક મારૂ ૧૯. સરવ વીર ષરષરા રૂદે આંણી. ૨૦. વજાત્રનો વાજે. ૨૧. કેહે. ૨૨. સહુસાદ. ૨૩. ગાજે. ૨૪. સુભટ સહુને નાષાં દલી દલી. ૨૫. સુરુહમાં ૨૬ ના આવે. ૨૭. સાથે. ૨૮. દોહોદસ સેનાનો થઓ નાસ. ૨૯. પામા ત્રાસ. ૩૦. રથ ભાગા હણા ગજ. ત્રીસ. ૩૧. રંણમાં પંચવીસ. ૩૨. તે સરવેને કીધા નાસ. ૩૩. જઇ. ૩૪. છે ત્રૈ૦

[35]ત્યારિ રાય કહિઃ "સામ્પ્રત થાઉ. સહુ શીઘ્ર મલી સાહમા જાઉ."
ત્યારિ કૃતવર્મા નિ કર્ણ વલી[36]કૃપ અશ્વત્થામા સંક્રિંચ મલી. ૨૦
વલી ઉલૂક ને સૌબલરાય, શીશ નામી સહુ તપ્તર થાય.
"રથ ગજિ[38]ઘનવત રણમાંહિ જાણૂં, હવિ પાર્થ આવ્યો આંહિ!" ૨૧
એહવૂં કહીનિ મૂકયાં બાણ ઘણાં, ત્યારિ નાહાઠાં દલ પાણ્ડવ તણાં.
વલી યૂદ્ધ અપરમિત થાય; સઞ્જે કહીઃ[39]તે સાંભલ્ય, રાય! ૨૨
૮૭૫

---

## કડવૂં ૨૫ મૂં–રાગ કલ્યાણ[1]

સઞ્જે વાણી બોલીઆ; તૂં સાંભલ્ય રે ધૃતરાષ્ટ્ર સુજાણ!
રાય દુર્યોધન રણ વિષિ આવીને રે એહવી બોલ્યો વાણ્યઃ સઞ્જે. ૧
"ધર્મ રહિ ક્ષત્રિ તણો, એહવૂં જાણી રે[2]વઢયો આંહિ.
નિશ્ચિ જય તહ્મો પામશો; હૂં જાણૂં છૂં રે મનમાંહિ. સઞ્જે. ૨
પાણ્ડવનિ રણ્ય મારશો તહ્મો, કરશો રાજ્ય અવશમેવ.
અથવા રણ્ય પડશો તહ્મો તો સ્વર્ગી રે થાશો તતખેવ. સઞ્જે. ૩
દેવ તણી દેવાઙ્ગના તે આવી રે વરશિ સાર.
પછિ નાનાવિધિ ક્રીડા સહોરે તેશૂં કરશો રે ત્યાંહાં નિરધાર સઞ્જે. ૪
એહવા સ્વર્ગ તણા સુખ સાધવા રણિ મારો રે કુન્તાજાત.
[3]તમ પૂઠે હૂં આવીશ સહી;" ઇમ કિહિ છિ રે દુર્યોધન વાત. સઞ્જે. ૫
ત્યારિ કર્ણ[4]પ્રમુષ યે માહારથી, તેણે રણમાં કીધો સહ્વાર;
પાડ્યૂં દલ પાણ્ડવ તણૂં, તેહનો[5]જોતા રે નવિ લાભિ વાર. સઞ્જે. ૬
ત્યારિ ગાઞ્જીવધર આવ્યો ધશી, તેણે મૂકયાં રે બાણ અનન્ત.
કૌરવની સેના હણી, તેનો નાવિ રે કાંઇ ગણતાં અન્ત સઞ્જે. ૭

---

૩૫. દૂરજોધન કહે સહુ સાંપ્રદ થાસો તમો સરવ મલીને જુઓ."
૩૬. કતબ્રંમા. ૩૭. સાંપ્રદ. ૩૮. અસ્વ. ૩૯. સાંભલીએ.

કડવૂં ૨૫ મૂંઃ—૧. વેરાડી. ૨. "વઢયો" નથી. ૩. તારપુઠે અમો આવીસુ. ૪. દૂરમુષ સારથી, તેણે કીધો રણસંઘાર. ૫. નાં જાંણું પાર.

એહવિ ભીમ દ્રિષ્ટે પડ્યો ત્યારિ હરક્ષો રે પારથ વીર;
"કુશલ વાત સહુની કહો,[૭]માહારા ભાઈ રે વૃકોદર વીર !" સગ્જે. ૮
ત્યારિ ભીમ કહે: "કર્ણે રહી માહા કીધો રે રણમાં ઉતપાત;
રાય[૮]પમાડ્યા મૂર્છા; બહુ સેનનો રે કીધો ઘાત." સગ્જે. ૯
પછિ પારથ કહે: "દર્શન કરૂં એક વાર જ રે ધર્મકુમાર
[૯]ત્યારિ પૂઠે રણમાં રહી બહુ સૈન્યનો રે વાલૂં સહ્વાર." સગ્જે. ૧૦
શિબિર વિષે આવ્યા સહી રથ ષેડી દીનદયાલ.
આલિઙ્ગન દીધૂં સહી આદરશૂં રે ઊઠી મહીપાલ. સગ્જે. ૧૧
જાણ્યૂં-કર્ણ હણીને આવીઆ; બહુ દીધૂં રે માન-સન્માન.
રુધિરે અઙ્ગ લેપન હવાં, એહવા દીઠા રે અર્જુન-ભગવાન. સગ્જે. ૧૨
"તમ વિન કર્ણ મરે નહીં; માહા મોટું રે કીધૂં કામ.
જય હોએ રણે આપણે, હૂં પામ્યો રે મનમાં અભિરામ. સગ્જે. ૧૩
સકલ[૧૦]અસ્ત્રવિદ્યા તણૂં યે લેહેતો રે જ્ઞાન-વિવેક.
દુર્યોધનના[૧૧]હિત વિષિ મૂક્ષ થાતો રે પોતે એક. સગ્જે. ૧૪
[૧૨]સર્વ લોક સુરનર વિષિ નહીં એહવો રે કો માહાબલવન્ત,
[૧૩]રામિ કર મસ્તકય ધરી બહુ કીધો રે માહા ગુણવન્ત. સગ્જે. ૧૫
પાવક શરષો પ્રજ્વલે[૧૪]તેજસ્વી રે જાણિ અર્ક અપાર.
વાયુ થકી ગત્ય અતિ ઘણી, સુણ્ય પારથ[૧૫]રે ! સારોદ્ધાર. સગ્જે. ૧૬
દુર્યોધન શરષો[૧૬]સહી નિધિ શરષો રે ગમ્ભીર સુજાણ,
[૧૭]વજ્રસાર સરખૂં નવિ ભેદે રે યેહનિ એકો બાણ. સગ્જે. ૧૭

---

૬. મારાં. ૭. માણ ભડ વ્રકોદર ધીર. ૮. મુરછા થઇ થઇ, સહુ સેના કીધી નીપાત. ૯. "પાપ માટે પ્રથવી તણુ, ભારથનો ઉતરે ભાર." ૧૦. કલા વિદ્દા તણું જે જાણે સરવે માંન ૧૧. ન હેત કારણે કરણ ધરતો અભીમાન. ૧૨. "વીદ્દા પામો હરીકનેઃ એ ભણ્યો ફરસરાંમની પાસ." ૧૩. "તે માટે બલવંત છેઃ તમે જાંણો રે અવિનાસ." ૧૪. જાંણે ઊગ્યા અરક. ૧૫. તુ નીરધાર. ૧૬. કો નહી રેઃ કો ગુણ ગંભીર. ૧૭. "તે બલ કરી અરજુનજી, કેમ વેધારે બાંણ."

યોધ સર્વ રણ્ય દેષતાં મુજ ઊપરિ રે ધાઓ અવસ્યમેવ.
ધ્વજા છેદી રથ ચૂર્ણ કરચો,[૧૮]મારચો સારથિ રે વેગે તતષેવ.સઞ્જે.૧૮
શર ભેદ્યાં [૧૯] વપુ માહરે કરચો આકુલ રે વ્યાકુલ દેહ.
કઠિણ વાયક મૂજનિ કહ્યાં સહુ[૨૦]સુણતાં રે કહુ તુહ્મે તેહ. સઞ્જે. ૧૯
ભીમ ન હત તો માહારી શી થાતી રે ગત્ય ઉદાર ?
[૨૧]તે કહો ક્યમ મારચો સહી રણમધ્યે રે સુતકુમાર !" સઞ્જે. ૨૦
૮૯૫

---

## કડવું ૨૬ મું–રાગ કેદારો

સઞ્જે કહિઃ સાંભલ્ય, રાય ! તાહારા પુત્રનો મહિમાય.
યમ થાય દારુણ યુદ્ધ તે રણ વિધિ રે.
વલી ધર્મ કહેઃ "પારથ ! સુણો; કર્ણ તણો મહિમા ઘણો;
સોહામણો દીસે રણિ, જાણે કેશરી રે !
ઢાલ–કેશરી સરષો માહાસુભટ, સહુ યુદ્ધ તણી ગત્ય જાણિ.
તે આજ કૃષ્ણ સહિત અર્જુન વિન તેહનો અન્ત કોણ આણિ ? ૩
ભીષમ દ્રોણ વદ્યા એ આદિ, તેણે હૂં ઊગારચો.
પણ કર્ણિ નિશઙ્ક થઇનિ, મૂજને રણમાં મારચો. ૪
અતિ બલ સહિત રૌદ્ર શર ભેદ્યાં; વ્યથા ઘણી મૂહ્મે થાય.
તે પાપી મારચો તિ, અર્જુન ! મૂજ મન્ય હરિષ ન માય. ૫
શ્રીભગવન્તની કિપાથી, પારથ ! હૂ ઊઠચો તતષેવ.
ઘણી કિપા કીધી ભગવન્તિ; યશ આપ્યો અવસ્યમેવ. ૬
ચૌદ વરસ વનમાંહિ વસતાં આનન્દિ દિન જાય.
એક દુઃખ મોટૂં હતું યે કર્ણ નહીં જીતાય. ૭
સૂતાં બિઠાં રયણી દિવસે નિત્યકર્મ આચરતાં,
સ્નાન દાન દેવાર્ચન કરતાં ધ્યાન હરિનૂં ધરતાં, ૮

---

૧૮. રંણ માંહે તત.° ૧૯. બહુ માર મારો. ૨૦. સુણતાં તેહ. ૨૧. કહેવો તમો અરજુનજીઃ ક્યંમ મારો રે.

૧વલી યે યે કાર્ય કરૂં હું ત્યારિ ત્યાંહાં દેખૂં કર્ણ.
ભલું થયૂં શ્રીકૃષ્ણ-પ્રતાપે પાપી પાંમ્યો મરણ. ૯
ઘરૂં અર્કું કૌરવનૂં કરતો દર્યોધન-હિતકારી.
કિહિ, રે અર્જુન ! તેહ કર્ણનિ ત્યિ કિમ નાક્ષો મારી ? ૧૦
સભા મધ્ય આણી પઞ્ચાલી કેશ ગ્રહીનિ ચારિ,
સકલ રાય સુણતાં તે પાપી એહવૂં બોલ્યા ત્યારિઃ ૧૧
'ત્યજ, કૃષ્ણા ! કુન્તાના સુતનિ, યે દુર્બલ થયા દીન.
આજ સ્થકી તૂં નિશ્ચે માનેઃ યશ થાશે એહનો હીન.' ૧૨
એહવાં વચન સભામાં બોલ્યો; મનમાં નાણી લાજ.
નિજ પાપી લીધો રણ્ય પડાંકિ; સારચાં હવિ [અહ્મ] કાજ. ૧૩
એ આવ્યો રણમાં યારિ વઢવા લેતો તાહારૂં નામઃ
'કો મુજને અર્જુન દેખાડો, આપૂં તેહેને ગ્રામ;' ૧૪
દર્યોધનનિ પ્રાંણ થકી યે અધીકો સુત કુમાર,
એહના બલ માટિ આપણશૂં વીર કરચૂં નીરધાર, ૧૫
તે કયમ કર્ણ પડચો રણ મધ્યે અર્જુન તાહારે બાંણિ ?
સાંભલતાં આનન્દ ઉપજે; શ્વન બોલે મૂક્ષ વાંણિ ?" ૧૬
ત્યારિ પાર્થ કહેઃ "સુણ્ય, રાજા ! રણમાંની યે વાત,
કર્ણ તજી સંસપ્તક સાથે જઈ વઢયો બહુ ભાત. ૧૭
સબલ યુદ્ધ કરચું તે સાથે મૂક્ષ કહ્યૂં નવિ જાય,
સહસ્ર લક્ષ અપર્મીત દલ મિ રહી મારચૂં, રાય ! ૧૮
ત્યમ સંસપ્તક કેરી સેના મિ રહી રણ પાડી;
ચઢચો મેઘ આકાશ વીખિ યમ નાખિ પવન ઉડાડી. ૧૯
ત્યાંહાં સ્થકી તવ દર્શન કરવા હેલાં આવ્યો આજ,
તે માટિ કાંઇ શીઘ્ર થઈ વલી આજ્ઞા દ્યો, માહારાજ !" ૨૦

---

૧ કડવા ૨૬ માંથી નકામું લંબાણ થાય તે દૂર કરવા પાઠાંતરો જતાં કરી સં. ૧૬૯૯ની પ્રામાણિક પ્રતને આધારે આખર સુધીનૂં સમ્પાદન કરવામાં આવ્યૂં છે. સંપાદક

ત્યારિ રાય યુધિષ્ઠિર એણી પિરિ બોલ્યા મહાક્રોધ મન્ય આંણી:
"કર્ણ આગલિ ભય પાંમી નાહાઠો મનમાં નીશ્ચિ જાંણી. ૨૧
ચૌદ વરસ યારિ વનમાં વશીઆ તહીની આશા તાહારી:
'એક અર્જુન કૌરવ સઘલાનિ હેલાં નાષિશિ મારી.' ૨૨
યમ ધ્યાંન સકલ પ્રથ્વીમાં વાવી કરિ મેઘની આસ,
વૃષ્ટી સમિ અઙ્ગાર વૂઠા, કષી હવાં સાહુ નીરાસ, ૨૩
તે ગત્ય સર્વ થઇ આહા માહારિ; દૈવ કરે તે સાચૂં.
યાંહાં લગી કર્ણ રહ્યો રણિ જીવે ત્યાંહાં લગિ કારણ કાચૂં. ૨૪
અરે દુષ્ટ! તૂં જન્મ્યો યારિ વાંણી હવી આકાશ:
'સુર સાથિ સચીપત્ય જીતી પાણ્ડવ કરશિ નાશ. ૨૫
બાણાવલી બીજો એ શરષો નહી કો અબ્યની માંહિ.'
જન્મસમિ આકાશ રહી સુર એહવૂં બોલ્યા ત્યાંહિ. ૨૬
'ક્ષમાવન્ત જાંણિ પ્રથ્વી શરષો, ધૈર્ય વીષિ જાંણે મેર,
ચન્દ્ર સૂર્ય તારામણ્ડલ યે દે પાષલિ ફેર. ૨૭
કાન્તી અત્રી તણા સુત શરષો, ગત્ય પવનના શરષી,
સુભટ–હાથ્યથી આયુધ પડશે સ્વરૂપ એહવૂં નીરષી. ૨૮
તેજે અર્ક સમો, ધનપક્ષે કૂવેર શરષો ભાસિ,
શૌર્યે શક્ર સમો સ્થિર અંશે વિષ્ણુ રહ્યા જાંણિ પાસિ. ૨૯
અહો કુન્તાસુત! કિહવો તાહારો બલ અમોઘ અપાર!
જાંણિ અદિતિનાં ઉદર વીષે રે આદ્ય વિષ્ણુ–અવતાર! ૩૦
સ્વપક્ષનો પ્રતિપાલક થાશે રિપુકુલ–ઘાત–વિનાશી,
સદા નિરન્તર સૂત થઇ રથ્ય ગ્રિહિશિ શ્રીઅવિનાશી. ૩૧
પાણ્ડુરાયના કુલનો અઙ્કુર પ્રગટ થઓ એ આજ;
એહને મૂક્ષ રાષી નારાયણ સઘલાં કરશિ કાજ.' ૩૨
ત્યારિ ગયા દેવ સ્વસ્થાંનકય (જોતાં) કહીને એહવી વાત:
'આજ તે વચન થયાં શ્રવ મિથ્યા શો ઘટિ ઉત્પાત?' ૩૩
એહવાં વાયક સાંભલતાં મુનિજન હર્ષા હૈડા માંહે;
કુશુમ પૂષ્પ અક્ષત લેઈ તાહારી પૂજા કીધી ત્યાંહિ. ૩૪

ત્વષ્ટા-કૃત સ્યન્દન એ તાહારે, ધ્વજા વીષિ હનૂમન્ત.
અનેક અસ્ત્રના ઓઘ પડે પણ રથનો નાવિ અન્ત. ૩૫
અનિ તૂણી દત્ત-વરુણ બિ ભાથા પૂરણ-બાંણ,
અગ્નિદત્ત ગાણ્ડીવ ધનૂંષ તે સપ્ત તાલ પ્રમાંણ. ૩૬
ષડૂ વિચિત્ર સુરિ મ્યલી આપ્યૂં હેમરચિત-ભાસિ.
હસ્ત વીષિ ધરતાં રણ મધિ વિપક્ષ સઘલા નાહાસિ. ૩૭
રથ હાકિ શ્રીયુદુનન્દનજી ત્રિભોવન કેરો રાય,
તે કાં કર્ણ આગલિથી નાહાઠો વ્યાકુલ થૈનિ કાય ? ૩૮
જો થોભત તો કૃષ્ણ હણત એ કર્ણ માહાબલધારી,
પણ કાયર થઈ રથ સાથે નાહાઠો પૂછ્યા વીન અવિચારી. ૩૯
ધીક્ રથ ધીક્ બલ ધીક્ યશ તાહારો ધીક્ કરચ ઝાલ્યૂં ચાપ,
યે ક્ષણમાત્ર વૈકર્ત્તન આગલિ સક્યો ન રાષી આપ. ૪૦
આપ્ય હવિ, ગાન્ડીવ ધનૂષ કો સુભટ ધરિ યે પાંણ્ય."
માહાક્રોધ ધરી પાર્થશૂં મહીપત્ય બોલ્યા વાંણ્ય. ૪૧

## ઊથલો

મહીપત્ય બોલ્યા વાંણ્ય રે ત્યારિ અર્જુન દુષ મનમાં ધરિ;
વિષ્ણુદાસ કેહિ: તે સાંભલીને વલતો પારથ શું ઉચરિ. ૪૨

૯૩૭

---

## કડવૂં ૨૭ મૂં-રાગ સામગ્રી

સન્જે બોલ્યાઃ સાંભલ્ય રાય જી,
અર્જુન કેરો કહૂં ઉપાય જી. ૧
મહીપતિ કેરાં વાયક યેહ જી
રહી સાંભલવા લાગો તેહ જી. ૨

ઢાલ-તે સાંભલ્યતાં સહી મન્ય ચઢ્યો કોપિ વીર,
રક્તનેત્ર થયાં તદા ધ્રુજવા લાગૂં શરીર. ૩

ઇહિ ષડ્ગ લીધૂં હાથમાં છેદવા રાયનૂં શીસ,
ગયો ઘાત કરવા યુધિષ્ઠિરને, ઝાલ્યો ધશી જગદીશઃ ૪
"અરે અર્જુન! દુષ્ટમત્ય કાં કરી વીર અજાંણ?
નિય ભ્રાત ચેષ્ટ તણો અહી કો કરિ આવી પ્રાંણ? ૫
આજ હરીષકાલ વીષિ સહી કો કરિ એહવૂં કર્મ!
રાય યુધિષ્ઠિરને મારતાં નવિ રહિ તાહારો ધર્મ. ૬
એ સત્યવાદી ધર્મતત્પર જાત નહી કો માંત્ર,
એ-શૂં દ્વૂષ આંણે તે પડિ કુમ્ભી વીષે, સુણ્ય, મિત્ર! ૭
તો ષડ્ગનિ કરમાં ગ્રહ્યૂં, મૂહને કિહિ, પારથ! વાત,
તૂં અજાંણિ એ કાર્ય કરત તો દુષી થાતી તાહારી માત." ૮
અર્જુન તવ બોલ્યો રહી મન્ય ક્રોધ આણી કાયઃ
"મુહ્ન કઠીણ વાયક બહુ કહ્યાં તમ દેષતાં, યદુરાય! ૯
કહ્યું: 'આપ્ય ગાન્ડીવ અંન્યનિ યે સુભટ બલીઓ હોય.
તૂં શૂં ધરિ રહી રણ વીષે કર્ણથી ભાગો સોય?' ૧૦
મિ પ્રતિજ્ઞા પૂર્વિ કરી, યદુનાથજી! અવિધારયઃ
'ગાન્ડીવ માહારૂં ત્યજાવી તેહને મારવો નીધાર.' ૧૧
એહવૂં સત્ય વાયક માહરૂં મિ સત્ય કરવૂં આજ.
તે માટિ એહને આંહાં હણી પછિ કરૂં બીજાં કાજ. ૧૨
એ રાવ પાપી અધર્મી કાયર મૂઢ અજાંણ,
શૂં લહે ગત્ય રણ્ય યુદ્ધની યે વદે એહવી વાંણ્ય? ૧૩
એહને હણી વજ્ર થઈ પછિ ત્યજું મનનો શોક.
પછિ પઢું જઈ રણ યુદ્ધ વીષિ તો લહું ઉત્તમ લોક. ૧૪
હવિ તહ્મો યે કોહો તે કરૂં હું વચન અઙ્ગીકાર.
સત્યવચન કે ભ્રાત અધિકો વિચારો નીરધાર. ૧૫
અજાંણ્યું કાંઈ નથી તમને, પ્રભુ શ્રીમાહારાજ!
યેહવી આજ્ઞા દ્યો મૂજ પ્રત્યે તેહવી કરૂં હું આજ." ૧૬
ત્યારિ કૃષ્ણ કહિઃ "પારથ! સુણો, હું કહું વાયક સત્ય;
એ સૂક્ષ્મગતિ છિ ધર્મની તે કો ન જાંણે ગત્ય. ૧૭

હીંસા સમૂં પાતક નથી, તૂં જો વિચારી આપ.
રણ્ય રચ્યા વીન જો મારીઇ તો પ્રૌઢ લાગે પાપ. ૧૮
ભય થકી રણથી પલે વા શસ્ત્રવ્યોહોણો યોધ,
એહવા રિપુને યે હણે મન વીષિ આંણી ક્રોધ, ૧૯
અથવા હોએ વલી યશન કીધૂં, નારય કે વલી બાલ,
રથ ભગ્ન થયો, રહ્યો પાંણ્ય જોડી તેહનો આંણે કાલ, ૨૦
અથવા મદિ ઉન્મત્ત હવો, અથવા રહ્યો વલી શર્ણ્ય,
એહવા રિપુને ક્રોધ આંણિ યે કો પમાડિ મર્ણ, ૨૧
તે ઘોર દારુણ નર્કમાં નીશ્ચિ પડે નીર્વાણ્ય.
એહવો ધર્મ રણમાં સુભટનો તૂં, પાર્થ! નીશ્ચિ આંણ્ય. ૨૨
એ ધર્મ રાજા ભ્રાત તાહારો, ગુરુ તણો અધિકાર,
કર્ણે હણ્યો રથ રાયનો પછિ કર્યો અદ્ભુત માર. ૨૩
એ શર્ણ ઈછિ તાહરૂં, તુ વીના રાખિ કોણ?
કર્ણનિ પારથ હણે, એહવૂં કર્યુ પૂર્વિ પોણ. ૨૪
એહનિ મારવા તત્પર થયો એ કોણ તાહારો ધર્મ?
બહુ વીર સુણતાં કરિ નીંદા દેષી તાહારૂં કર્મ. ૨૫
સત્ય સમૂં કાંઇ છિ નહી. સહુ સત્યનિ આધાર.
પણ પ્રાંણસંકટ પડિ યારિ ત્યારિ નહી અધિકાર. ૨૬
અથવા પડિ સંકટ બહુ દ્વિજ ધેનુ બાલક નારય,
અથવા વીહીવા વ્યાપારમાં સત્ય ન બોલાઇ ત્યારય; ૨૭
તો તેહનૂં પાતક નહી, શ્રુતિ શાસ્ત્ર બોલિ વેદ,
તો નીરથક રાજા તણો તૂં કાં કરિ અહી ભેદ? ૨૮
તાહારી પ્રતિજ્ઞા જાશિ નહી, ચીત વીષિ આંણે જ્ઞાંન.
હું સત્ય ઉપરિ અતીહાસ કહું," એમ વદિ શ્રીભગવાંન. ૨૯
"મૃગવ્યાધ એક (એક) વનમાં વસે, તેહનૂં બલાક એહવૂં નામ.
તે માત તાત ને પુત્ર ભાર્યા પોષવા કરિ કાંમ. ૩૦
ધર્મ પોતા તણો પાલિ સત્યવાદી ત્યાંહાં.
નહી રીસ કો ઉપરિ કદા, આનન્દ ચીત મનમાંહાં. ૩૧

એક દિવસ વનમાં નીસરચો મૃગ મારવા અવશ્યમેવ:
'માહારૂં કુટુંબ ભૂક્ષું સર્વ બિશિ રહ્યું છિ તતષેવ: ૩૨
એહવૂં કહી વનમાં ભમિ જોતો મૃગ તણી કહીં ભાલ,
એહવિ અપૂર્વ કો તાપસ ત્યાંહાં દ્રષ્ટિ પડ્યો તતકાલ. ૩૩

તેહનિ પૂછૂં: 'આંહાં કો મૃગ ગયા? તૂં કહિ સત્ય પ્રમાંણ.
હું આજ અહી તેહનો વધ કરૂં મૂકી બહુવીધી બાંણ.' ૩૪
તે અસત્ય વાયક ઉચરચો: 'ગઈ નથી કો મૃગપાંત્ય.
જા અહી થકો વેગિ કરી. કાંઇ મ પૂછીસ મુજ વાત.' ૩૫

ત્યારિં વ્યાધ ત્યાંહાંથી વલ્યો પાછો. ઉગરચા મૃગ–પ્રાંણ.
વલી વન વીથિ આવ્યો ફરી જોતો હવો ગ્રહી બાંણ. ૩૬
એક શ્વાન ત્યાંહાં સુતો હતો કરી ઉદર કેરૂં પાંન,
બાંણ મારયું તેહનિ મનમાં ધરી બહુ ગ્નાંન. ૩૭

તે સત્ત્વ મારી લેઇ ગયો નિજ પિતા કેરે પાશ.
પાંણ્ય જોડી રહ્યો ઉભો દેઈ બહુ આશ્વાસ. ૩૮
ત્યારિં તાત કહિ: 'રે સત્યવાદી! સત્ય છાંડ્યૂં આજ.
મૃગ હણ્યા પાષિ નાવતો. આજ નથી તાહારૂં કાજ.' ૩૯

પરિત્યાગ સુતનો કરચો તેણે, પછિ આવ્યાં યાંહાં છિ અન્ત.
નિજ તાત નિ પોતા તણો પછિ કહ્યો સત્ય સમન્ધ. ૪૦
પછિ રુષી તણા ઉપદેશથી તેણે તયાં ચાપ નિ બાંણ.
બેહુ જણિ મનમાં વિમાંશી તજ્યા તતક્ષણ પ્રાંણ. ૪૧
વિમાંનિ બિશી સુરસદન્ય જાતા હવા તતષેવ.
અહીં સાકૂત કહ્યો મહિમા જાંણ્યે અવશ્યમેવ. ૪૨

સત્ય વચન બેહુ પૂજતે ઉગરચા પ્રાંણી ત્યાંહિ.
સત્ય ગયાથી હીંસા અધિક તૂં જાંણ્યે મન માંહિ. ૪૩
સત્ય રાષતાં વધ થએ પ્રાંણી, તે કહું અતીહાસ.
તે સત્યથી અનૃત્ય ભલૂ યેણે જીવન પામિ નાશ. ૪૪

ઊથલો

યેણે જીવન પામિ નાશ રે તે ધર્મ નાચરીઇ સહી;
શ્રીકૃષ્ણજીઇ ધર્મપૂર્વક પાર્થનિ વાંણી કહી. ૪૫

૯૮૨

---

## કડ્વૂં ૨૮ મૂં–રાગ ધન્યાશી

સંન્જિજ એહવૂં બોલીયા રેઃ સાંભલ્ય, રાય પવિત્ર!
કહું તુજનિ કથા રેઃ ધર્મતણી ગત્ય વિચિત્ર. ૧
કૃષ્ણ કહિ પારથ પ્રતિ રે સત્ય રહ્યાની રે વાતઃ
"પ્રાંણ રહીવા કારણિ રે સત્ય ત્યજવું, રે ભ્રાત! ૨

**ઢાલ**—ભ્રાત અર્જુન! સાંભલેઃ કહું તાહારા હિત કાંમ.
પૂર્વિ એક બ્રાહ્મણ હતો કૌશિક એહવૂં નામ. ૩
માહાતાપશી સંયમ વીધિ વલી નેમ–તત્પર હોય,
સત્યવાદી તે સમો નર નહી બીજો કોય. ૪
તે નદીત્રટ આશ્રમ કરી તપ કરી ત્યાંહાં અનુદીન.
એક સત્યવ્રત ત્યાંહાં આચરિ, બીજૂં ન જાંણિ મન્ય. ૫
જપ તપ સુરાર્ચન આચરિ, તેહની કો ન જાંણિ ગત્યઃ
'તે ધર્મ જાઇ તો સહુ જયો પણ રક્ષે જાતૂં સત્ય! ૬
સ્વપનમાં નવ્ય બોલવૂં મિ અસત્ય એક લગાર.'
ત્યારિ સત્યવાદી નાંમ તેહનૂં પરહું તાં નીરધાર. ૭
એહવૂં સત્યવ્રત પાલિ સહી તેહની જાંણી સહુ કો વાત.
સત્યવાદી નાંમ તેહનૂં હવૂં ત્યાંહાં સાક્ષાત. ૮
કો પાન્થ નાહાંઠા ત્યાંહાં ગયા ધરી ચૌરભય મનમાંહિ.
બહુ વૃક્ષ ગુલમ લતામાં નાહાશી રહ્યા જઈ ત્યાંહિ. ૯
તે સ્થાનક ગુપ્ત માહા અગોચર, કો ન જાંણિ પિરચ.
તે સ્થાનકય પાન્થ રહ્યા સહી, સુખ સંબલ પાંમ્યા વિરચ. ૧૦

ત્યારિ કૌરવ બહુ પૂઠી થકા પદ નીર્ષતા નીર્વાણ્ય,
રહ્યા સત્યવાદી તણિ આશ્રમ્ય ધરી આયુધ પાંણ્ય. ૧૧
ચોર કહિઃ 'રે માહાપુરુષ ! કયાંહાં ગયા નાહાશી લોક ?
દેષાડય અમનિ શીઘ્ર થઇ, પણ રક્ષે બોલે ફોક ! ૧૨
બહુ દિવસના કેડે થયા અહ્મો કહી ન પાંમ્યા લાગ.
ત્યાહારિ સ્થાનકય આવ્યા લહી તુજ કહિ સત્યવ્રત મહાભાગ ! ૧૩
અહ્મો અહ્મારૂં કર્મ કરશૂં, પછિ વલશૂં ષેવ.
તે માટિ જ્ઞાન કિહિ સાચૂં શીઘ્ર થઇ અવશ્યમેવ ? ૧૪
સત્યવ્રત છિ તાહારિ, તૂં વિચારિ મનમાહિ.
દેષાડય અમને શીઘ્ર થઈ.' એહવૂં રૂક્ષશૂં બોલ્યા ત્યાંહિ. ૧૫
ત્યારિ સત્ય કૌશિક બોલીઓ. તેણે વિચાર્યૂં નહી આપઃ
'રખે પાપી હણે એહને ! મૂહને લાગશે માહાપાપ. ૧૬
આ વૃક્ષ બોહોલા, દ્રુમ મનોહર, ગુલ્મ દીસે યાંહિ,
પાન્થ સર્વે રહ્યા નાહાશી શીઘ્ર થઇનિ ત્યાંહિ. ૧૭
એહવૂં સત્ય વાયક સાંભલી પાપીષ્ટ માગે પુલાય,
તે અગોચર સ્થલ વીષિ ગયા, આનન્દ અઙ્ગ્ય ન માય. ૧૮
આયુધ વડે તે હણ્યા સર્વે, કર્મ કીધૂં દુષ્ટ.
ધન સર્વ લેઇ પાછા વલ્યા ક્ષણ માત્રમાં પાપીષ્ટ. ૧૯
ઇમ દયા છાંડી સત્ય રાષી દુષ્ટ કીધું કર્મ,
તેહના વાયક થકી ઉત્પાત થયો, ત્યારિ કયમ રહ્યો કોહો ધર્મ ? ૨૦
તે પાપથી કૌશિક પડયો માહા ઘોર નર્ક મુઝારિ,
તે માટિ, પાર્થ ! તમને હું કહું વારોવારય. ૨૧
ચતુર તે યે વિચારયા વીન કશૂં ન કરે કાંમ.
કદાચ્ય જો આચરિ તો નીપજિ સહી આંમ." ૨૨
ત્યારિ પાર્થ કિહેઃ "કરુણાનિધે ! [જે] ઘટિ કરવૂં કાજ,
તે વિચારી મૂજનિ કહો, મિ શીઘ્ર કરવૂં આજ. ૨૩
મિ ચ્યાર ષણ્ડ તણા પ્રભૂજી જીત્યા સકલ રાજાંન,
તે રાજસોઈ વીષિ રહી ત્યજતા હવા અભિમાંન. ૨૪

વલી દહન પાણ્ડવ કરી યારિ હરાવ્યો સુર-ઇન્દ્ર,
દ્વન્દ્વ યુદ્ધ વીષે હરાવ્યા પ્રાક્રમી શિવચન્દ્ર. ૨૫
વલી સંસપ્તક પ્રાજે કરચા રણુમાં રહી બલવન્ત,
ચિરકાલ સુધા વહે તોહે ન આવી અન્ત. ૨૬
હવિ કર્ણનિ મારૂં સહી કે હું મરૂં જે આજ.
આજના દિનમાં ન મારૂં તો હયો દારુણ પાપ. ૨૭
નીંદા કરો તહ્મો માહારી તે નવિ ઘટિ, માહારાજ!
આજ સકલ યોદ્ધા દેષતાં ગાણ્ડીવ કરિ કહ્યું તાજ્ય. ૨૮
તે માટિ મૂહ્ને કોપ મનમાં ઉપનો પણ ફોક,
હું પતિત છૂં, તૂં કૃપાવારિધિ, રષે ધરતા દોષ!" ૨૯
એહવૂ [કહી] ચર્ણે નમ્યો, આનન્દ અર્જુન ન માય,
નિઃશ્વાસ મૂકી મન પીષિ વલી વાકચ બોલ્યો રાય: ૩૦
"અરે અર્જુન! કુલાધમ હું કલીવ કાયર પ્રાંણ,
ષડ્ગમારિ છેદ મસ્તક ધરી ધનૂષિ બાંણ. ૩૧
હું માહાપાપી આલસૂ અતિવ્યસન પામ્યો આપ,
મિ દુષ્ટવાયક કહ્યો તુજને, મૂને હયો દારુણ પાપ. ૩૨
માહારિ રાજ્યનો હવે ષપ નથી, ભીમને આપૂં રાજ્ય,
હુ વન વીષિ જઈ શીઘ્રતા તપ આચરૂં હવિ આજ. ૩૩
પણ દુષ્ટ વાયક પાર્થનાં કચમ સહું રહીનિ આંહિ?"
નિજ શિબિર મૂકી નાકલા દુષ આણતા મન માંહિ. ૩૪
ત્યારિ હાહાકાર થઈ રહ્યો, દલ સકલ પામ્યૂં શેષ.
ભગવન્તજી પૂઠિ ધશા રાયને કહિ પ્રતિબોધ: ૩૫
"અરે યુધિષ્ઠિર! તૂં ધર્મરાજા માહાસુભટ વિક્ષાત,
ઉભા રહો, નવી ઘટિત તહ્મને, સુણો માહારી વાત. ૩૬
પાર્થને છે પ્રતિજ્ઞા તે કરી આજ પ્રમાંણ:
'ગાણ્ડીવ તજાવિ માહારૂં તેહના હરેવા પ્રાંણ.' ૩૭
યેષ્ટ ભ્રાત ગુરુ સમો તેહને કરયૂં અપમાંન.
તે હણ્યા પિ અધીકું થયૂં. તહ્મો સાંભલો, રાજાંન! ૩૮

તે માટિ લધુ ભ્રાત પારથ શરણ ઉભો આજ.
ચીર હસ્ત મૂકી ક્રોધ છોડી વલો, શ્રી માહારાજ! ૩૯
રાધાસુત કર્ણનૂં યે રુધિર દારુણ હોય,
તે ભૂમ્યનિ પામિ સહી આજ પાર્થ રણમાં સોય. ૪૦
આજ સત્ય વાયક માહારૂં તહ્મો માનયો, મહીપાલ!
આજ પાર્થ રણમાંહિ રહી કર્ણનો આંણે કાલ." ૪૧
એહવૂં વચન હરિનૂં સાંભલી પાછા વલ્યા નરધીશ.
બહુ પાંણ જોડી સ્તુત્ય કરી મન થકી છાંડી રીસઃ ૪૨
"તૂં આદિ અવિગત્ય, પ્રભુજી! અહ્મો દાસ તાહારા નિત્ય.
પણ રજોગુણ તાંમસ થકી અહ્મો નવિ લહું તુજ ગત્ય. ૪૩
અહ્મો વ્યસન–અર્ણવમાં પડ્યા, તુજ વીના તારે કોણ?
તાહારી કીપાથી, માહારા નાથજી! પૂર્વે કર્યાં બહુ પોણ. ૪૪
'પાણ્ડુસુત તે હરિ તણા,' ઇમ લહે સહુ કો લોક.
તે પરાજિ પાંમતાં તારૂં બર્દ થાશે ફોક." ૪૫
એહવૂં કહી ચર્ણે નમ્યા વેગે યુધિષ્ઠિર રાય.
નિજ શિબિરમાં આવ્યા પછિ આનન્દ અઙ્ગિ ન માય. ૪૬

## ઊથલો

આનન્દ અઙ્ગિ ન માય રે, ત્યારિ ક્રશ્ન વાંણી મુક્ષ વદિ,
**વિષ્ણુદાસ** કહેઃ તે સાંભલી પારથ ગ્નાંન રદિ ધરિ. ૪૭

૧૦૨૯

---

## કડવૂં ૨૯ મૂં–રાગ આશાવરી

સઞ્જિ એહવૂં બોલીઆઃ સુણ્ય, કૌરવ કેરા તાત રે!
વાત રે કહુ વિસ્તારી શી થઇ રે. ૧
નિજ શિબિર વીષિ આવ્યા રાય, અતિ આનન્દ અઙ્ગિ ન માય.
ત્યાહારે પાર્થ પ્રતિ પ્રભુ બોલીઆ રે. ૨

**ઢાલ**–પ્રાર્થ પ્રતિ પ્રભુ બોલીઆ ત્યાંહાં હસીને તતખેવ:
"તૂંહને કર્મ એહવૂં નવિ ઘટિ, આંહાં રહીનિ અવશ્યમેવ. ૩
જ્યેષ્ટ ભ્રાત પિતા સરખો સત્યવાદી રાય,
તેહના હનનથી માહાઘોર દારુણ નર્ક પાંમિ કાય. ૪
હવિ ક્રોધ છોડી રાયને ચર્ણે ધરો નિજ શીસ.
રણ રચી મારો કર્ણને," એમ કહિ છિ શ્રીજગદીશ. ૫
"આનન્દ રાયને પમાડી આજ્ઞા માગો, વીર!
ગાણ્ડીવ લેઈ રથ વીષિ બિશો શીઘ્ર થઈને, ધીર!" ૬
એહવૂં વચન હરિનું સાંભલી પડ્યો રાય કેરે ચર્ણ;
"હું માહા પતિત," એહવૂં કહી લોટવા લાગ્યો ધર્ણ્ય. ૭
"અજ્ઞાન વશથી કહ્યૂં હોઈ તે ક્ષમા કરયો, નાથ!
ક્રોધ છાંડી આજ માહારિ શીશ મેહેલો હાથ." ૮
ત્યારિ ધર્મરાજા કહિ પાર્થનિ કરચ ગ્રહી ત્યાંહાં નીરધાર:
"શામાટિ તૂં કરિ રોદન, ભ્રાત સારોધાર!" ૯
ત્યારિ રદિશૂં ચાંપી યુધિષ્ઠિર કરિ માહારુદન.
કોપ છાંડી ગયો ત્યારિ હવૂં કોમલ મન્ન. ૧૦
પછિ ભ્રાત બેહુ કણ્ઠે વીલાઈ કરિ માહાવિલાપ.
હરિ રહી વારિ ઉભેનિ, પરવશ થયા નિજ આપ. ૧૧
પછિ શુદ્ધ જલ ત્યાંહાં અણાવિ અભીક્ષેક કીધો અર્ઝુંચ.
શુભ વસ્ત્ર ભૂષણ અભિનવાં ધરતા હવા હરિ સર્ઝુંચ. ૧૨
દિવ્ય વદન અર્ઝુંચ લેપન કરચાં તેણિ ત્યારિ.
તિલક તુલશી સાથિ ગ્રહ્યૂં હરિચર્ણ કેરૂં વારિ. ૧૩
પ્રદક્ષણા કરી કૃશ્નનિ બેહુ જણ લાગ્યા ચર્ણ.
ધર્મપુત્રે પાર્થનૂં મસ્તક કરયૂં આઘ્રણ. ૧૪
ત્યારિ પાર્થ પ્રીત્ય રદે ધરી રાય વચન બોલ્યા એહ:
"આજ કર્ણને મારીશ સહી, તેમાં નહી સંદેહ." ૧૫
ત્યારિ પ્રતિજ્ઞા અર્જુન કરે: 'તૂં, રાય! સાંભલ્ય વાત:
આજના દિન મધ્યે સહી કરૂં કર્ણ કેરી ઘાત. ૧૬

જો ન મારૂં તો મહી વીષિ હું પડું સહી નીર્વાણ્ય;
ગાન્જીવ સાથિ રણવીષિ નવિ ધરૂં હાથે બાંણુ. ૧૭
આજના દિનમાં કર્ણુનિ જો ન મારૂં, નરધીશ!
બ્રહ્માણ્ડમાં યે પાપ હોઇ તે હયો માહારિ શીશ." ૧૮
ત્યારિ ક્રશ્ન કહિ: "હો ધર્મનન્દન! આજ્ઞા દ્યો આજ:
'જા કર્ણુને, અર્જુન! મારય જઈ,' એકવાર કોહો, માહારાજ! ૧૯
સંગ્રામ અધવચ્ય મૂંકતાં તુજ કને આવ્યા રાય;
આજ્ઞના તાહારી ગ્રહ્યા વિના કયમ પાર્થ રણુમાં જાય? ૨૦
બહુ ભાગ્યયોગિ તહ્મો, મહીપત્ય! ઉગરયા રણુમાંહિ.
પણુ કર્ણુ આગલિ યુદ્ધ કરતાં ન જીવિ કો આંહિ. ૨૧
હવિ રાય સાંતના કરો પાર્થની યે લહે જય રણ માંહિ.
આજ્ઞા દો તમો ઉતાવલા, સીધ્રે થઇને તાંહે." ૨૨
ત્યારિ રાય કહે: "રે પ્રાણવલ્લભ પાર્થ માહારા ભ્રાત!
દિ આસીર્વાદ મુજને રહી, પછિ કહું સાચી વાત. ૨૩
મિ વચન દારૂણુ કહ્યાં હોઈ તે ન ધરવાં મન માંહિ,
રથ વીષિ બિસો, ભ્રાત માહારા! કરો યુદ્ધ જઈ ત્યાંહિ. ૨૪
રાધા તણુા સુતને હણી જય પાંમયે તૂં, વીર!
આજ નહી ભૂતલ તુજસમો કો ધનૂર-વિદ્યાધીર." ૨૫
ત્યારિ પાર્થ પ્રુનરપિ રાયને ચર્ણે નમ્યો તેણીવાર.
બેહુ પાંણ્ય જોડી સ્તુત્ય કરિ આગલિ રહી નીરધાર: ૨૬
"હું જાણું છૂં, માહારાજજી! તુહ્નને પ્રાહાર કીધા પ્રૌઢ.
મિ લહ્યૂં મારગ્ય આવતાં ત્યારિ થઈ રહ્યો દિગ્મૂઢ. ૨૭
આ તીક્ષ્ણુ શર માહા અંશુગામી ક્રૂર દારુણુ હોય,
તેણે કરી મારૂં કર્ણુને, તહ્મો, રાય! ઉભા જોય. ૨૮
માહાબલે ગર્વાશ્રિત હવો રાધાતણો સુત આજ,
ત્રૈલોક્ય માંહિ એહને મૂજ વીના કો ન મારિ રણુમાંઝ. ૨૯
યેણે પ્રૌઢ કાર્મુક ધરી શર તહ્મને હણ્યા, ભ્રાત!
તે કર્ણુને રણુમાં રહીને આજ કરવી ઘાત. ૩૦

મારયા વીના પાછો વલૂં તો તવ ચર્ણ કેરી આણ્ય.
નામ આજ કરૂં સહી, ગાન્ડીવ ન ધરૂં પાંણ્ય. ૩૧

ઊથલો

ગાન્ડીવ ન ધરૂં પાંણ્ય રે," એહવી પ્રતિજ્ઞા કીધી સહી.
**વિષ્ણુદાસ** કહિઃ તે સાંભલી વલી શૂં બોલ્યા નૃપ ત્યાંહાં રહી. ૩૨

૧૦૬૧

## કડવૂં ૩૦ મૂં—રાગ ભૂપાલ

સન્જિ બોલ્યા વાંણ્યઃ સાંભલ્ય, રાય ! વલી.
એહવૂં સુણતાં બોલ્યા ધર્મ, મનમાં ઉપની રલી. ૧
તવ દીધો આશીર્વાદ, ચાંપ્યો રદયા ધરી.
પછિ મસ્તક મેહેલ્યો પાંણ્ય શીશાઘ્રણ કરીઃ ૨
"તુહ્નને હયો માહાકલ્યાણ રણમાં આજ સહી.
કૃતકાર્ય કરે, માહારા ભ્રાત ! હરિ સાંનીધ્ય રહી." ૩
ત્યારિ ચર્ણે નમી અર્જુન ત્યાંહાંથી શીઘ્ર વલ્યો;
રણમાં ચાલ્યો ષેવ, નિજ સેનાને મલ્યો. ૪
ત્યારિ ક્રશ્ન પ્રતિ કિહિ વાંણ્યઃ "સાંમી ! સાંભલો સત્ય.
રથ કલપો દિવ્ય અભંગ, યેહની કો ન લહે ગત્ય. ૫
પવનપિ અધિકો વેગ એહવા પ્રયુજ્યા વાજી,
આયુધ કોટાકોટી તે ઉપરી સાહાજી. ૬
જે મારૂં તેહને, આજ તેહમાં સંધે નહી."
ક્રશ્ન પ્રત્યિ ત્યાંહાં ષેવ એહવી વાણી કહી. ૭
ત્યારિ કરુણાનિધિ ગોવ્યન્દ મનમાં હરીષ ઘણે,
કીધી રથની યુક્ત અર્જુન હેત તણે. ૮
જૈમ એહવૂં નામ પ્રતીષ્ટ્યૂં રથનૂં વલી.
સુર ઇન્દ્રાદિક દેવ જોતાં ન સકે કલી. ૯
વલી શત્રૂ-ત્રાહીસ રથ યેહ બીજૂં પ્રતીષ્ટ્યૂં નામ.
આરૂઢ થયા પછે ષેવ, શીજે સઘલાં કામ. ૧૦

તે દેખી અર્જુન ત્યાંહાં મનમાં હર્ષો ઘણું.
આરૂઢ થયો તતખેવ; હિત ગોવ્યન્દ તણું. ૧૧
જય જય હોઉ શબ્દ; આશી વિપ્ર વદિ.
તવ હાકયો રથ વેગ, આનન્દ ઉપનો રદિ. ૧૨

ટંકારવ કરયો ત્યાંહિ ગાન્ડીવ હાથે ધરી,
બેઠો ધ્વજ વિષે હનૂમન્ત રૂપ પ્રગટ કરી. ૧૩
રથ ચાલ્યો વેગી વાય દેખી યુદ્ધ વદિ:
"આજ માર્યો કર્ણ નિદાન," નીશ્ચે આંણે રદે. ૧૪

ત્યારિ નિર્મલ થયું આકાશ જેહવાં સન્તનાં મન,
નિર્મલ થઈ દિશ ચ્યાર, વલી નિર્મલ દીસિ વન, ૧૫
ચાસ ઘણા શતપત્ર ક્રૌન્ચ નિ સારસ હંસ.
રથ આગલિ આવિ જાય બોલિ શુભ શંસ. ૧૬

વલી શૌર્ય શબ્દ વદિ વાંણ્ય પ્રેમે પાર્થનિ ત્યાંહાં,
"સર્પિ, સર્પિ," કિહિ ત્યાંહાં ધરિ મોદ મનમાંહાં. ૧૭
કંક ગૃધ્ર બક ધ્વાંક્ષ ચાલિ આગલિ સહી:
'આજ પડશે રણમાં કર્ણ પાઈશું આંમિષ રહી.' ૧૮

એહવા શુભસૂચક હોઇ શબ્દ, સુણતો પારથ જાય.
આજ થાશિ રિપુનાશ, આનન્દ અંગ્ય ન માય. ૧૯
ત્યારિ રણમાં જાતા ખેવ અર્જુન સંચ સહી,
પ્રસ્વેદ થયો જાંણિ પૂરણ વપુ કમ્પિ રહી. ૨૦

ત્યારિ ચ્યન્તા પામ્યો ઓત્ર, તે કો ન સકે કલી.
ત્યારિ બોલ્યા કૃશ્ન કૃપાલ અર્જુન પ્રતિ વલી: ૨૧
"એહવી ચિન્તા તુજને આજ રણમાં ન ઘટે ધન.
તું ગાન્ડીવધર માહાશૂર, કિહિનિ કોપ્યો કયમ ? ૨૨
તિ જીત્યા યોદ્ધ અનન્ત જેહની સંખ્યા નહી,
તેહનાં તાં પૃથક્ પૃથક્ કહું નાંમ; રણમાં સાંભલ્ય સહી: ૨૩

ભીષ્મ દ્રોણ ભગદત્ત યેહને ન સકે કલી,
બીંદ અનૂબીંદ નાંક્ષા રણમાં દલી. ૨૪
અવન્તીનાથ કામ્બોજ રાજા સુદક્ષ સહી,
શ્રુતાયુદ્ધ અચ્યુતાયુદ્ધ મારચા રણમાં રહી. ૨૫
પ્રત્યુઝમ નિષેમી નિવાતકવચ સહુ,
એ આદિ બલીઆ માત્ર રાજા મારચા બહુ. ૨૬

ત્યારિ દિવ્ય મનોહર અસ્ત્ર તેહવૂં લાઘવ સત્ય,
વેધપાત ને લક્ષ, તેહવી બાંણની ગત્ય. ૨૭
મોહ ન પાંમિ, મન અડ્ગિં સબલ જ્ઞાંન,
રણમાં વઢતાં, વીર! તુજને આપતા માંન. ૨૮

તિ જીત્યા દાંનવ દેવ ગાંધ્રવ કીનર બહુ;
ત્રૈલોક્ય વીષિ યોદ્ધ તુજથી હારચા સહુ. ૨૯
આજ ધનૂષ ધરિ યે કો તુજ સાંહામો રહી,
એહવા નહી કો ક્ષત્રી શૂર અવ્યની મધ્યે સહી. ૩૦

બ્રહ્માનિર્મિત ગાન્જીવ ધરયૂં પાંણ્ય વીષિ,
તેણે જીત્યા યોદ્ધ અસડ્ખ્ય વઢતાં રણમાં સુષે. ૩૧
તું શરષો બીજો કોય નહી દીઠો સાંભલો,
યે રણમાં રહીને આજ વઢે અર્જુન મલ્યો. ૩૨

### ઊથલો

અર્જુન મલ્યો વઢિ સહી એહવો હવો નિ હશિ નહી,
વિષ્ણુદાસ કિહિઃ તૈં શ્રીકૃષ્ણજીએ પાર્થ પ્રતિ વાંણી કહી. ૩૩

૧૦૯૪

## કડવૂં ૩૧ મું—રાગ શામેરી

સઞ્જિ કિહિઃ તેણે સમિ ધૃતરાષ્ટ્ર! સાંભલિ વાત રેઃ
શ્રીકૃષ્ણ અર્જુનનિ કહિ એ શો ધટે ઉતપાત રે. ૧

પ્રસ્વેદ અર્ક્કે ઉદે પાંમ્યો, લહ્યું કારણ ષેવ રેઃ
"કર્ણની અવગિણના કરિ તૂં રણવીષે અવસ્યમેવ રે. ૨
બલવાન કર્ણ સમો સહી કો નહી અબ્યની માંહિ રે,
તે માટિ એ શૂં પ્રાંણુ કરતાં ન ચાલી રણ્ય આંહિ રે. ૩
માહાદિવ્ય અસ્ત્ર સકલ વીષે કુશલી કૃતી કિહિવાય રે,
માહારથીમાહિ શિરોમણ્ય; એ સાથ્યે યુદ્ધ કયમ થાય રે ? ૪
ચિત્ર યોધા કર્ણ કહીએ પર્મ વૈશ્રવદાસ રે,
કો ધનૂષ ઝાલી નવ્ય રહે એ કર્ણ કેરિ પાશ રે. ૫
સવાભાર સુવર્ણ નિત્યે કરે દાન અપાર રે,
જેણે પ્રહાર કીધો આપણો માહાસુભટ બલીઓ સાર. ૬
હવિ ઘણાં વાયક તુજ પ્રતે શાં કહું, પાર્થ સુજાંણ રે ?
એહવો નથી યોદ્ધ રણ વીષે યે ષમે એહનાં બાંણ રે. ૭
મિ મન વીષિ નીશ્ચિ લહ્યૂં તે કહ્યૂં વાયક સાર રે,
તૂં સમો કિ તૂં થકો અધીક બલવન્ત કર્ણ ઉદાર રે. ૮
તેજસ્વી પાવક સમો, વેગ વાયુ શરષો હોય રિ,
ક્રોધ અન્તકના સમો, મૃગરાજ શરષો સોય રે. ૯
વજ્ર કેરૂં સાર લેઇને ઘડ્યું દેવ અઙ્ગ રે,
અને અસ્ત્રપ્રહારથી નવિ થાય કહીઇ ભઙ્ગ રે. ૧૦
લોહમિ રદે જાંણે ઘડ્યૂં યેહના દીર્ઘ બાહુ વિશાલ રે,
શાલવૃષ સમાંન્ય ઉચો રહ્યો જાંણિ કાલ રે. ૧૧
ગર્વીષ્ટ અભિમાંની સહી માહાશૂર દુરજય હોય રે,
કો વીરનૂં ઉપમાંન દીજિ નહી એહવો કોઇ રે. ૧૨
સર્વ ગુણ યોદ્ધાતણા એહને વીષિ તૂ જાંણ રે,
ધનૂર્દ્ધારી માહિ શિરોમણ્ય કર્ણનિ પરમાંણ્ય રે. ૧૩
નિરન્તર રહિત લેષવિ કૌરવતણો આધાર રે,
પાણ્ડવતણો દ્વેષી સદા, યેહનો કો ન પાંમિ પાર રે. ૧૪
ચન્દ્ર આદિત્ય દેવ દાંનવ મલિ ગુણ-ગાંધર્વ રે,
પણ કર્ણ આગલિ રણ વીષિ નાહસતા દીસે સર્વ રે. ૧૫

પણ દુર્યોધનના સઙ્ગથી માહાદુષ્ટ કીધૂં મન્ન રે,
તેણે ભયાનક દીસિ સહી માહા અધમ કેરૂં તન્ન રે. ૧૬
માહારા ભક્ત પાણ્ડવ ઉપરિ યે દ્વેષ આંણિ આજ રે,
તે સુરસદન્ય હું શૂં કરૂં? તેહનૂં નથી માહારિ કાજ રે. ૧૭
એ કર્ણ માટિ સયોધન તમ સાથે આંણિ વિર રે,
એહના બલનિ આશ્રઇ આદરી એહવી પિરચ રે. ૧૮
કવણ કૌરવ બલ રહિત? શો આશરો? તૂં જાંણ્ય રે,
કર્ણને આશ્રા માટિ ન ચાલિ કાંઇ પ્રાણ રે. ૧૯
એ મૂલ કૌરવ સર્વનૂં માહાસ્થૂલ કર્ણ નિદાંન રે,
એહનિ હણ્યા પાષે સયોધન નહી ત્યજે મન્ય અભિમાંન રે. ૨૦
નરરૂપ પણ શાર્દૂલ શરષો પ્રાક્રમી વિકરાલ રે,
ધનૂષ મુષ નિ અસ્ત્ર જિહ્વા ષઙ્ગ ડાઢ વિશાલ રે. ૨૧
માહાવેગવન્તર દીશીએ રણ્ય વચ્ચિ ઉભો કાલ રે,
યમ દેષતાં તેહને યોદ્ધ નાહાસિ અજા શશક શીઆલ રે. ૨૨
તે માટિ તૂં, પાર્થ મહાબલ! આંણ્ય એહનો અન્ત રે,
તૂં વિના એ મરશિ નહિ, સત્ય માંનયે, ગુણવન્ત રે! ૨૩
માતઙ્ગ મોટો મદિ ઝરતો દીસતો વિકરાલ રે,
કેશરી પાષિ તેહનો કોણ આંણે કાલ રે? ૨૪
વિશ્વાસ મુજને છિ નહી; કર્ણનિ મારીશ કયમ્ય રે?”
મન વીષે ચિન્તા ઉપની ભગવન્ત બોલ્યા એમ રેઃ ૨૫
“આજ દિવસ સતરમો થયો, નવિ કર્ણ પાંમ્યો નાશ રે,
નિજ સૈન્ય સહુકો ક્ષય થયૂં, હવે જયતણી શી આસ રે? ૨૬
કૌરવતણું બલ વર્દ્ધ પામૂં, કર્ણ માટિ આજ રે,
કરચ યુદ્ધ દારુણ ગ્રહી ધનૂષ યે થાય સઘલાં કાજ રે. ૨૭
ત્રૈલોક્યને વલી જીતવાની સકૃત્ય તુજને હોય રે,
તો કવણ કૌરવ રણ વીષે જીતતાં હારિ કોય રે? ૨૮
ભગદત્ત સરષો રણ વીષે તુજ વીના જીતે કોણ રે?
આજ કર્ણનિ મારવા અર્થે કીજીઇ કાંઇ પોણ રે. ૨૯

આપણી સેના તિ કરી નીભૈં રહી છિ આંહિ રે,
હવિ કર્ણને મારો સહી ઉતાવલા જઈ ત્યાંહિ રે. ૩૦
દ્રષ્ટદ્યુમ્ન નિ શિષણ્ડી એહુ યોદ્ધ માહાબલવન્ત રે,
ભીષ્મ ને ગુરુ દ્રોણ તેણે કર્યો રણમાં અન્ત રે. ૩૧
વલી કૃપાચાર્ય કર્ણ નિ સોમદત્ત ભૂપ વિશાલ રે,
ભગદત્ત સીંધવ મદ્ર રાજા સયોધન માહાકાલ રે. ૩૨
વલી અનેક દેશતણા પ્રભુ, બલ અપર્મીત તેહનાં હોય રે,
તુજ વીના રણિ તે નહી મરિ; મનશું વિચારી જોય રે. ૩૩
ભોજનાંમિ નૃપ મલ્યા બહુ યવનકોગ રાય રે,
અન્ધક દેશ પુલિન્દ નિ કૈરાત યે કિહિવાય રે. ૩૪
વલી મ્લેછ્ય પર્વતશિષરના, સાગરનિવાસી ભૂપ રે,
અઙ્ગ વઙ્ગ કલિઙ્ગના નૃપ દિવ્ય યેહનાં રૂપ રે. ૩૫
એ સાહાય રાજા સયોધનના લીઆ તે પર્મ ઉદાર રે,
તુજ વીના એકો નહી મરિ; માનયે સારોદ્ધાર રે. ૩૬
માગધ દેશનો અધિપતિ જયસેન એહવૂં નાંમ રે,
અભિમન્ય સાથે યુદ્ધ કરતાં ત્યજાવું નિજધાંમ રે. ૩૭
અયુત ગજમાતઙ્ગ મોટા કરયા ભીમિ ભઙ્ગ રે,
તોહો પણ નૃપ પડ્યો રણમાં વિકલ થઇને અઙ્ગ રે. ૩૮
અભિમન્ય બાલક સૈન્ધવિ યારિ હણ્યો રણમાં ફોક રે,
તેહને મારવાનિ કરી વાચા દેષતાં સહુ લોક રે, ૩૯
ત્યમ કર્ણનિ હણવા અહી કાંઇ યત્ન કરિ, રણધીર !
પૂર્વકૃત એહના અપકાર કાંઇ શન વિચારિ મન્ય, વીર રે ? ૪૦
સભામાં દ્રૌપદી કેશે ગ્રહી આંણી યારિ રે,
બહુ સુભટ સુણતાં દુષ્ટ વાયક કર્ણ બોલ્યો ત્યારિ રેઃ ૪૧
'આજ પાણ્ડુના સુત નાશ પાંમ્યા, ગયા નર્ક મુઝારિ રે,
હવિ અન્ય પતિને વરય સહી ઉતાવલી નીરધાર રે. ૪૨
નહીતરિ કરિ કૌરવતણું દાસત્વ તૂં અનુદિન રે,
પાણ્ડવતણી આશા તજી દૃઢ કરી રાષે મન રે.' ૪૩

તુજ દેષતાં એહવાં કઠિણ વાયક તજી બોલ્યો લ્યાજ રે,
તે ગયાં તુજને વીસરી? કાં ન સમ્ભારે આજ રે? ૪૪
આજ કર્ણ મન્ય અભિમાંન આંણીઃ 'મુજ સમો નહી હોય રે;'
ભાર્ગવતણી વિદ્યાથકી મન્ય ગર્વ સબલો હોય રે. ૪૫
તે કર્ણ પાપી દુષ્ટનિ રણિં હણી સારોધાર રે,
પછી સયોધનનિ મન્ય વીષે ચિન્તા પમાડે સાર રે. ૪૬
હતપક્ષ કૌરવનિ કરી સુષ પમાડે નિજ બન્ધુ રે,
આજ શોક આલસ તજી ઉદ્યમ કરો, કરુણાસિન્ધુ રે! ૪૭
રાય યુધિષ્ઠિર મન હરીષ પાંમિ હણ્યો દેષી કર્ણ રે."
એહવાં વાયક રણ વીષે રહી કિહિ અશર્ણ્યશર્ણ્ય રે. ૪૮

ઊથલો

કહિ અશર્ણ્યશર્ણ્ય રે, તેહમાં કાંઇ સન્ધે નહી.
**વિષ્ણુદાસ કેહેઃ** શ્રીકૃષ્ણ અર્જુન સેનામુષે આવ્યા સહી. ૪૯

૧૧૪૩

## કડવૂં ૩૨ મૂં—રાગ ગોડી

સઞ્જિ કિહિઃ સાંભલિ રે રાય! યારિ પાર્થ રણમાં જાય,
પવનવેગ દીઠા યારિ તૂરી, વઢવા તુજ સુત સેના ફરી. ૧
સુણી પાર્થ-રથનો નિર્ઘોષ રાય દર્યોધન આંણે શોક.
વિવર્ણ્ય વદન થઉં અવશ્યમેવ; તેડ્યા ભ્રાત પછિ તતષેવ. ૨
"પાણ્ડવનિ મારો નિરધાર," એહવૂં આયૂસ દીધૂં ત્યાર.
રાયતણું વાયક શિર ધરી નિજ સેના સહુ સાંપ્રદ કરી. ૩
ગજ રથનો નવિ લાભિ પાર, ઉષ્ટ્રયાંન વેસર અસવાર.
મદઝરતા મોટા માતઙ્ગ, લોહમિ કવચ પિહિરયા નિજ અઙ્ગ. ૪
રણ શો મુષ વાજિ નિર્ઘોષ! શબ્દ થકી વ્યાપ્યૂં ત્રૈલોક્ય.
અનેક પિરિનાં અસ્ત્ર વિશાલ, ચાલ્યા કરચ ગ્રહી મહીપાલ. ૫
શૂરપણિ વપુ ધ્રુજે કાય, દેષી તવ સુત બોલ્યો રાયઃ
"રષે વીર પાછા ઓસરો, જાઓ, યુદ્ધ રણમાંહિ કરો". ૬

ત્યારિ શકુનિ પાસિ તેડી ષેવ; દર્યોધન બોલ્યો અવશ્યમેવ:
"પાંચે પાણ્ડવમાંહિ જાણ્ય ભીમસેન બલીઓ પરમાણ. ૭
જો યુદ્ધ કરતાં તે સહી મરિ તો પાણ્ડવ વલતાં શૂં કરિ ?
ભીમ વડે ગાજે પાપીષ્ટ, પછિ વણમારયા મરે તે દુષ્ટ. ૮
મારુતાત્મજને મારો આજ તો સીદ્ધ પામિ માહારાં કાજ."
ત્યારિ દુઃશાસન કિહિ રે, મમ ભ્રાત! શન સાંભલો તૂં માહારી વાત ? ૯
પવનતણા સુતને રણ રહી મારૂં રણમાં ઉભો રહી.
યમ મૃગને મારિ શાર્દૂલ, ત્યમ એહનૂં આણું નિર્મૂલ. ૧૦
અતુલ્ય યમ ઉડી જાય ત્યમ એહને હું મારૂં, રાય!
પવન ઉડાડે ધનનિ યમ હું ભીમને મારૂં ત્યમ્ય. ૧૧
યમ અગ્નિ કાષ્ટ સૂકાં અવસ્યમેવ ઉડાડી નાષિ તતષેવ,
અર્ક વારિનિ શોષે યમ, રાય ભીમને મારૂં ત્યમ. ૧૨
કો ચિન્તા વ્યાપી તુહ્‌ને કાય, શન આગ્ના આપો મૂને, રાય ?
જો એહને નવ્ય મારૂં આજ તો મિ ત્યજવૂં તાહારૂં રાજ્ય. ૧૩
મુજ ઉભા ચિન્તા શી તુને ? આપ્ય આગ્ના, રાયજી! મૂને.
ઘણું વિટમ્બી કુન્તજાત, રણમાં આજ પમાડ઼ પાત. ૧૪
પછિ રાય એ પ્રથવી તણું આનન્દ પાંમી કરયે ઘણું."
ત્યારિ દુર્યોધન ઉઠી તતષેવ રદિ ભ્રાત ચાંપ્યો અવશ્યમેવ: ૧૫
"તુજથી કાર્ય સરચૂં માહારૂં, મુષ જોતાં, અનુજ! તાહારૂં.
મદઝરતો વારુણ એક ભલ્લ દુઃશાસન બિઠો ત્યાંહાં મલ્લ. ૧૬
પુઠે સૈન્યતણો નહી પાર "કીલ કીલ" શબ્દ હવો નીરધાર.
"જાઓ સૈન્ય લેઇને ત્યાંહિ વૃકોદર ઉભો છે જ્યાંહિ." ૧૭
લેઇ આગ્ના રણમાં જાય, પુઠે પાલો ચાલ્યો રાય.
દર્યોધન આશી ઉચરી, ઘણાં યત્ન ભ્રાતને કરિ: ૧૮
"દશોદશ અવ્યની નિ આકાશ તે તો પુરયો તાહરી આસ.
અસુર નાગ ગ્રહ સાયર સહી તે રક્ષા કરયો તાહારી અહિ." ૧૯
શુભ વચન કહી વલીઓ રાય, દુઃશાસન પછિ રણમાં જાય.
તે વાર્તા ભીમિ ત્યાંહાં લહી, દુઃશાસને યે વાંણી કહી. ૨૦

માહાક્રોધ અંતરિ પ્રજ્વલ્યો, દુ:શાસન સાંહામો તવ પલ્યો.
જાંણે મૃગપતિ ઝાલ્યો કાલ, મૃગબાલક ઉપરિ તતકાલ, ૨૧
સકલ સૈન્ય હલમેષલ કરી, મારચૂં દલ માહાક્રોધ જ ધરી.
માર્યા વારણ ગિરિ-આકાર, હય તણો નવિ લાભિ પાર. ૨૨
ત્યાંહી દુ:શાસન મન્ય આંણી રીસ, બાંણ ભીમને મારચાં ત્રીસ.
એકે રથ ભાંગો ત્યાંહાં સાર, ચ્યારિ અશ્વ હણ્યા નીરધાર. ૨૩
એકે સુત ધ્વજા નિ છત્ર, વિરથ કરચો ભીમને તત્ર.
તવ વૃકોદર કોપ્યો વીર, ગજ એક મત્ત અણાવ્યો ધીર. ૨૪
તે ઉપરિ આરૂઢ જ થયો, દુ:શાસન સમીપે ગયો.
અનોઅન્ય ગજ સન્મુષ થયા, મારિ બાંણ પરસ્પરિ રહ્યા. ૨૫
ગદા પ્રાસ તોમર ને બાંણ, મારિ વીર કરી બહુ પ્રાંણ.
અગ્નિ-બાંણ ભીમિ રણ્ય રહી, મારી, મુક્ષ એહવી વાંણી કહીઃ ૨૬
"મૂજને હણવા આવ્યો, દુષ્ટ! ઉભો રણ્ય રેહેયે, પાપીષ્ટ!"
વલી ગદા કુમ્ભસ્થલ માંહિ ભીમિ બલશૂં મારી ત્યાંહિ. ૨૭
પછિ વલી પવનાસ્ત્ર જ બાંણ મૂંકચાં ત્યાંહાં કરી બહુ પ્રાંણ.
તેણે કરી ગજ રણમાં ભમિ, રુધિર બહુ મુષમાંથી વમિ. ૨૮
અગ્નિ-બાંણથી દાઝિ અઙ્ગ, પછિ પડ્યો પાંમીને ભઙ્ગ.
ત્યારિ બીજો ગજ આંણી અવસ્યમેવ તે ઉપરિ બિઠો તતષેવ. ૨૯
ષેચરની પિરિ ગત્ય આચરિ, માહાક્રોધ પરસ્પરિ કરિ.
ત્યારિ ભીમ કહિ:"ગજપાલ સુજાંણ! સાંભલ્ય માહારૂં વચનપ્રમાંણ:૩૦
ભલો સાચવે રણમાં નાગ, શિર ઉપરિ દક્ષણ દિ પાગ.
આજ અધમને મારૂં સહી," એહવી વાંણી ભીમસેને કહી. ૩૧
દુ:શાસન કહે: "રે ભીમડા! આજ તજે રણમાં ગડબડા.
આજ પ્રગટ યુદ્ધ કરે મૂજ સાથ, હોઈ પ્રાંણ તો મારિ બાથ. ૩૨
ભીષ્મદેવ મારચા છલ કરી, મારચા દ્રોણ અસત્ય આચરી,
વલી અનેક રાય બીજા બલવન્ત, કપટ કરી તેહનો આણ્યો અન્ત.૩૩
તેહ પાપથી નહી ઉગરો; યાંહાં નાહાસો ત્યાંહાં મારચા મરો.

જો બલ તુજમાં હોઇ સહી, તો પ્રગટ યુદ્ધ રણિ કરશે રહી. ૩૪
આજ પ્રતિજ્ઞા સાચી કરૂં કિ ભીમનિ મારૂં મરૂં."
એહવૂં કહી કરચ લીધી ગદા, મારી ભીમનિ ઉરમાં તદા. ૩૫
પછિ હણ્યો ગજનો ભુજદણ્ડ, મારી માહાત કરચો શતખણ્ડ.
પુનરપિ ગદા તણા અતિ માર, ગજ ઉપરિ બહુ કીધા પ્રાહાર. ૩૬
ત્યારિ વારણ પાંમ્યો નાશ; દુઃશાસન પછિ આવ્યો પાશઃ
"અરે ભીમડા, થા સાવધાન, આજ હવે મૂંકાવૂં માન. ૩૭
સ્થૂલોદર બહુહારીતણું, કાંઇ દેષાડ્ય રણિ પ્રાક્રમ ઘણું.
શરષાશરષી મલી યારિ જોડ્ય, ત્યારિ રદિ નવી રાક્ષે કોડ. ૩૮
ઘણું થયૂં ધરતો અભિમાંન, આજ વઢે રણિ આંણી જ્ઞાંન."
ત્યારિ ભીમસેન રણિ બિઠો થાય, અંતર ક્રોધ સહ્યો નવિ જાય; ૩૯
ધરિ ગદા કરમાં અતિ પ્રૌઢ, મારી દુષ્ટ કરચો દિગ્મૂઢ.
પછી હણ્યો ગજ તેણી વાર, કરચો વલી પાણ્ડુનો પ્રાહાર. ૪૦
પછિ સૈન્ય સંહારચૂં બહુ, સઙ્ખ્યા કિહિઃ નવિ ગણુના લહું.
દુઃશાસન એહવો જોઇ લાગ, રણમાંથી નાહાઠો માહાભાગ. ૪૧
ત્યારિ ઉતપત્યો પવનકુમાર, આવ્યો બહુ પિરિ કરતો માર.
દીઠો ભીમ યારિ આવતો, કમ્પિ રાય, તવ સૂત નાહાસતો. ૪૨
અઙ્ગિ સ્વેદ વહિ જલધાર તોહે ભીમનિ કરિ પ્રાહાર.
ત્યારિ વૃકોદરિ મન્ય આંણી રીસ ગ્રહ્યો કણ્ઠે પાડીનિ ચીસ, ૪૩
તીક્ષ્ણ ષડ્ગ કરચ ભીમિ ધરી શિરથી કાયા અલગી કરી.
કમ્પિ ધડ અચ્યનીમાં બહુ, ઉભો યોધ તે નીરષે સહુ. ૪૪
ભીમે ધડ પાડ્યૂં અવશ્યમેવ, રદિ ઉપરિ બેઠો તતષેવ.
પૂર્વ પ્રતિજ્ઞા પાલી ત્યાંહિઃ શોણિત–પાન કરચૂં રણ માંહિ. ૪૫
રદિ ઉપરિ બિશી નીરધાર રુધિર–પાન કરચૂં બહુવાર.
ષડગવતી હઇઉં ફાડીઉં, તેહમાંથી કાલજૂં કાઢીઉં; ૪૬
પઞ્ચ ગ્રાસ આંમીષના કરી પઞ્ચ જય કરચા મુક્ષે ધરી.
પછિ રુધિર-અઞ્જલિ ધરીઉ પાંણ્ય, સહુ સુણતાં મુક્ષ બોલ્યોવાંણ્યઃ૪૭

"માતતણું કીજે સ્તનપાંન, તે–પે એ અમૃત્ય–સમાંન્ય.
અથવા ધૃત ખાંડ નિ પિષ્ટ, તે–પે એ મૂહ્‌ને લાગે મિષ્ટ. ૪૮
અથવા આંમ્ર–રસમાંહિ શર્કરા આગલિ સહુ તે કાકરા.
માધવી પાંન મધુર અતિ હોય, તે–પે આ મીઠું છે સોય. ૪૯
મધુર પાંન બીજાં કિહિવાય, આ આગલિ તે સહુ ઉલપાય.
અથવા સ્વર્ગ નદીનૂં તોય, તે–પે મધુર અતીશિ હોય. ૫૦
અમૃત્યથી રસ અધીકો માગ, તે માટિ સુર લેયો ભાગ."
એમ કરે પાંન નીશંકિ વલી, રદે ઉપરિ બિઠો ફરી. ૫૧
એહવૂં દારુણ કર્મ દેખીનિ ત્યાંહિ નાહાસિ યોધ રહિ રણ માંહિ.
પરસ્પરિ એહવી વદતા વાતઃ 'નોહિ મનુષ્ય એ કુન્તા–જાત.' ૫૨
બીજી અઞ્જલિ પુરણ કરી, દીર્ઘ સ્વરિ વાંણી ઉચરી.
સકલ વીર સુણતાં ત્યાંહાં રહી એહવી વાંણી ગાઢિ કહી: ૫૩
"અધમ દુષ્ટ માહાપાપીષ્ટ રુધિરમાંસ તાહા માહામિષ્ટ.
આજ હુ પાંન કરૂં છૂં આહી. શનમૂષિ વચન ન બોલિ રહી. ૫૪
સાંભલિ અધમ કર્મ તાંહારૂં; સુણતાં વપુ કમ્પે માહરૂં.
કાલકૂટક કરાવી પાંન જલમાં નાક્ષો આંણી માંન. ૫૫
સર્પે વપુ ડશૂં માહરૂં, એ સહુ અધમ કૃત તાહરૂં.
લાક્ષાગ્રાહમાં બાલ્યા તહ્નો દુષ્ટ, તિમ સહુ કર્મ કરયાં પાપીષ્ટ. ૫૬
દૂત રમાડી લીધૂં રાજ્ય, દેશનગર કરાવ્યા ત્યાજ્ય.
વલી દારુણ કર્મ કરચૂં યારિ સહી દ્રૂપદસુતાનિ કેશે ગ્રહી, ૫૭
સભા વિષી આંણી સાધવી, વસ્ત્ર કાઢી બહુ પિરિ પર્ભવી.
તે દુખ મુજનેં સાલે ઘણું, તે માટિ એણી પિરિ તુઝિ હણું. ૫૮
યુદ્ધ–યજ્ઞ મે પરઠયો આજ સોણિત–સોમ–પાંનનિ કાય.
દુર્યોધન પશુ પરઠી આંહિ મસ્તક હોમીશ પાવક માંહિ. ૫૯
ત્યારપછી સુખ પાંમીશ ઘણું, પછિ રાજ્ય કરીશ પુર તણું.
હવિ શ્વાન બોલિ, મૂઢ અજાંણુ? કાં પડચો રહિત થઈ ને પ્રાણુ?" ૬૦

ઝાલ્યા કર પાપીના બેહ, વપુથી અલગા કાઢ્યા તેહ.
પછિ રુધિર–પાંન કરૂં પદ્મ ભરી, તૃપ્ત થયો એહવું કારય કરી. ૬૧
પછિ શેષ રુધિર દુઃશાસનતણું ભીમે અંગેં લેપ્યું આપણું.
એહવો કૃતકાર્ય થયો પાણ્ડવરાય રણમાં નૃત્ય કરતો જાય. ૬૨
હાકિ રણિ, ગાજિ ગડગડિ, કૌરવના દલ સાથે ભડે.
ભીમ તણું દેષાંનિ રૂપ, નાહાઠું સૈન્ય શ્રવ થઉ વિરૂપ. ૬૩
હાહાકાર તવ દલમાં થયો, દુર્યોધન વીસ્મિ પાંમીયો.
પાણ્ડવના દલમાં આનન્દ, પડ્યો સુણી દુઃશાસન મન્દ. ૬૪
ભેરી શંષ તણા હોઈ નાદ, કરતા વીર પરસ્પરિ સાદ.
ભીમસેનને રણ્ય જિ હોઓ, યુધિષ્ઠિર આનન્દ પાંમઓ. ૬૫
કૌરવદલમાં હોએ ઉત્તપાત, સુણી દુઃશાસન પાંમ્યો પાત.
ચેહની ગમાં શ્રીત્રિભોવન–રાય, તે કયમ રાય પરાજિ થાય? ૬૬
કથા કહું દુર્યોધન તણી. પડ્યો ભ્રાત એહવી વાંણી સુણી,
બહુ પિરિ કરતો માહાવિલાપ, અબ્યની સાથી પછાડે આપ. ૬૭

૧૨૧૦

---

## કડવું ૩૩ મું–રાગ પરજીઓ

સઞ્જિજ બોલ્યા રેઃ સાંભલિ, રાય સુજાંણ રે!
દુર્યોધનિ તે સાંભલ્યું, ગયા દુઃશાસનના પ્રાંણ રે. સઞ્જિજ–ધ્રુપદ ૧
ભ્રાત પડ્યો જાંણીને રાજા કરે માહાવિલાપ રે;
અંગેં પછાડે અબ્યની સાથિ, પરવશ કીધું આપઃ સઞ્જિજ૦ ૨
"અરે ભ્રાત! અતુલ પ્રાક્રમી, બલીઆ વીરાધ્ય વીર રે!
તુજ પાષિ હવે આજ અહી મૂહ્ને કોણ દેશે ધીર રે?" સઞ્જિજ૦ ૩
એહવું કહી રાય રણ્ય આવ્યો મૂકી મન્ય અભિમાંન રિ,
જૂએ તો રણ્ય મારી ભીમિ કરચૂં રુધિર મૂક્ષ પાંન રે. સઞ્જિજ૦ ૪
"અરે ભ્રાત! કાયર થઇનિ હવિ શૂં સુતો રણમાંહિ રે?
આજ સઙ્ગ્રામ વિષિ તુજ પાષિ પાણ્ડવ પ્રભવિ આંહિ રે. સઞ્જિજ૦ ૫

અરે ભ્રાત! લાવ્યો પંચાલી સભા વીષે અવશ્યમેવ રે,
ઉઠો, દ્વૈતસરોવર જોઇએ, પાણ્ડવ પ્રગટયા ષેવ રે. સઞ્જિ૰ ૬
ઉઠો ભ્રાત! શીષામણ દેવાઃ નવિ કીજે એહવૂં મન રે.
રુધિર–પાંન કરચૂં કો દ્રૂષ્ટિ વીદારી તાહારૂં તન્ન રે.” સઞ્જિ૰ ૭
એણી પિરિ બહુ વિલાપ કરિ. દુઃખનો નાવિ અન્ત રે.
ત્યારિ દશ બાન્ધવ આવીનિ બોલ્યાઃ “સાંભલિ, રાય ગુણવન્ત રે! ૮
અહ્મો ભીમને નીશ્ચિ મારૂં. કાં ન દિ અહ્મને આસ રે?
કિહિ તો પાણ્ડવ પાંચે ને રણુમાં પમાડું નાશ રે.” સઞ્જિ૰ ૯
એહવૂં કહી શાન્તના પમાડી વલ્યો પાછો રાય રે.
માહાક્રોધ અન્તરમાં આંણી રણુમાં દહોદશ ધાય રે. સઞ્જિ૰ ૧૦
રણુમાં વીટચો વૃકોદરને, મનમાં મોટી આસ રે;
કરચૂં યુદ્ધ કેહી પિરિ તેણે, કિહિ સેવક **વિષ્ણુદાસ** રે. સઞ્જિ૰ ૧૧

૧૨૨૧

---

## કડ્વૂં ૩૪ મૂં–રાગ દોહોરી ગોડી

સઞ્જિ કહેઃ ધૃતરાષ્ટ! સાંભલોઃ તવ સુત રણુમાં આવ્યા.
અનેક બાંણે વૃષ્ટિ કરી ત્યારિ ભીમતણે મન ભાવ્યા. ૧
લોહમે કવચ વિરાજિત અઙ્ગિ રથ્ય બિઠા વીરાધ્ય વીર.
ધાલ્યો કુડિ ભીમસેન રણિ રાષી નિજ મત્ય ધીર. ૨
બાંણ ગદા ફરશી તરૂઆરિ હણે ભીમનૂ અઙ્ગ;
અનેક યોધ રહ્યા જૂએ પણ નાવિ કો તેહને સઙ્ગ. ૩
વાયુતણો સુત માહાપરપચ્યી ગદા ગ્રહી નિજ હાથ્ય,
શિર પાષલિ ફેરવી મૂંકી મારચો સઘલો સાથ્ય. ૪
પછિ વલી દલ ભણી ધશો રથ્ય, હણ્યા શૂર યે હોય;
કર્ણ શલ્ય ત્યાંહાં રહ્યા જૂએ પણ વારિ નહીં તેહને કોય. ૫
ત્યારિ દશોદશ દલ નાહાશતૂં દેષી કર્ણ કરિ વિચાર;
રણુમાં આવી અનેક અસ્ત્રે બહુવિધિ કીધો માર. ૬

ત્યારે શલ્ય કહેઃ હો રાધાસુત ! હવે વારો આવ્યો તાહારો;
આજ નહીં ઉગરિ આ રણમાં; બોલ માંનચે માહારો. ૭
જોને, કૌરવ માત્ર હણ્યા; અવિશિષ્ટ રહ્યા છિ યેહ,
મારયા પૂઠે સહુકોહોને પાણ્ડવ હણશિ તેહ. ૮
દુઃશાસનનૂં રુધિરપાંન ભીમસેનિ રણમાં કીધૂં,
ત્યમ અર્જુન હવિ તુજનિ મારી ઓ દીસિ સહુ લીધૂં. ૯
તુજ મારયા પૂઠે દુર્યોધન સબલ પાંમશે કષ્ટ,
તે સહી દિવસ આજની મધ્યે તાહારૂં થાશે રિષ્ટ. ૧૦
પાણ્ડવ સઘલા મલી એકઠા રહ્યા હણેવા તુજને.
તાહારો રણમાં વધ થાશે, એ મોટું દઃખ છે મુજને. ૧૧
તે માટે કિહિ તો હવિ અર્જુન સન્મુષ અશ્વ ચલાવૂં,
કિહિ તો ભીમ સમીપે, કિહિ તો રાય ભણી રથ લાવૂં. ૧૨
દુર્યોધન રાજાએ તુજને ભાર સમર્પ્યો સર્વ,
તે માટિ, રાધાસુત ! મનમાં નવિ ધરવો તિ ગર્વ." ૧૩
શલ્યતણાં એહવાં વાયક સાંભલીને મનુષ્યભાવ મન્ય આંણ્યો;
પાણ્ડવનિ હણવાનિ કર્ણે વૃષ સેન પરમાંણ્યોઃ ૧૪
જા સુત ! હણ્ય સહુ કુન્તાસુતને કરી પ્રાક્રમ અપાર,
રાય દુર્યોધન અતિસુખ પાંમિ તે કરચે નીરધાર." ૧૫
ત્યારિ પિતાતણી આજ્ઞા લેઇને રણ્ય ભડે કર્ણનો તન્ન;
દશ દશ બાંણુ અનેક ઉપર મૂંકયાં દૃઢ કરી મન્ન. ૧૬
ત્યારિ રાય યુધિષ્ઠિર નિકુલ પાઠવ્યોઃ "જાઓ સર્પો કરો સંગ્રાંમ.
રાધાના સુતને મારો તો સરે સર્વનાં કાંમ." ૧૭
ત્યારિ પરસ્પરિ બેહુ વઢવા લાગ્યા; કરિ બાંણુનિ વૃષ્ટિ.
ત્યારિ વૃષસેને તે રણમાં ઉભો દીઠો પારથ દષ્ટિ. ૧૮
રથ ષેડયો અર્જુન સાંહાંમો યમ પતઙ્ગ પાવક જાંણી;
"અરે પાર્થ ! હવિ વઢે મુજશૂં," એહવી બોલ્યો મુક્ષ વાંણી. ૧૯

એહવૂં કહીનિ પાર્થ ઉપરિ સાઠચ પાડવ્યાં બાંણ.
એ શ્રીકૃષ્ણ તણે શિર ભેદ્યાં; ગાજ્યો ચતુરસુજાંણ. ૨૦
ત્યારિ કુન્તાસુત માહાક્રોધ ધરીનિ લીધૂં શર વિકરાલ.
કૃષ્ણ [તણી] આજ્ઞા લેઇ નિ આંપ્યો તેહનો કાલ. ૨૧
તે વાત ગઈ કર્ણ આગલિ તતક્ષણ પાર્થેં મારચો તન્ન.
ત્રૈલોકચ વીખિ યે ક્રોધ હતો તે આવી પ્રગટચો મન્ન. ૨૨

નેત્ર વીખિ જલધાર વહિ, રણિ થર થર ધ્રુજિ કાયઃ
" અરે શલ્ય ! રથ હાકચ; હવિ મિ ક્રોધ સહ્યો નવિ જાય. ૨૩
રુધિરવર્ણ કર્ણ ત્યાંહાં નેત્ર થયાં, મુક્ષ મુકિ તવ નિઃશ્વાસઃ
"આજ હણું કુન્તાના સુતને, સૈન્ય કરૂં સવ નાશ." ૨૪
અર્જુનના રથ સાહામો નિજ રથ ષેડાવ્યો તતકાલ.
ઘણું દુષ શાલે હૈડામાં યે રણ્ય મારચો બાલ. ૨૫
ઉભય સમાંન સ્યન્દન યેહના, હંસવર્ણ તોષાર,
ગાન્ધર્વનગરને આકારિ; કો નવિ જાંણિ પાર. ૨૬

પ્રલિકાલના સૂર્ય હોએ ત્યમ બેહુ રથ સોભિ પાસિ.
વીસ્મે પામ્યા સર્વભૂત દહોદશ જોતાં સહુ નાહાસિ. ૨૭
જાંણે અર્ક ઇન્દુ આકાશિ પ્રગટ થયા તતકાલ !
જાંણિ ત્રિપુર સમીપિ ધરી ચન્દ્ર યેણે ભાલ ! ૨૮
જાંણિ વાસવ નિ વૈરોચન, રાવણ ને શ્રી રાંમ,
તે હવા વીર રણમધ્યે શોભીઇ કર્ણાર્જુન એહવો નાંમ. ૨૯
વરુણ કર્ણ-ધ્વજાઇ શોભીએ, અર્જુન ને હનૂંમાંન,
રત્ન-વર્ણ રથ ઉભે વિરાજિત, શ્વેત અશ્વના વાંન. ૩૦
સિંહનાદ કીધો બહુ બલીએ, કમ્પ્યા સુરનર ધીર.
તતક્ષણ સહુ જોવાને આવ્યા યાંહાં વઢે બેહુ વીર. ૩૧
કૌરવ પાણ્ડવનાં દલ સર્વ જોવા આવ્યા ત્યાંહિ,
શંખનાદ કરિ સહુ ઉભા, હરીષ ઘણો મનમાંહિ. ૩૨

કવચ ભાનુવત અઙ્ગિચ જેહને, ધનૂષ ધર્યાં કરચ પ્રૌઢ,
બાંણતણા પરછન્દ સ્થકી સુરનર થયા દિગ્મૂઢ. ૩૩
માહાશૂર અતિબલ ગિરિ પિરિ સિંહવિરાજિત યમ,
અથવા મદવશ થકી વિરાજિત હસ્તી છૂટા ત્યમ્મ. ૩૪
ત્યારિ દેવ દૈત્ય ગુણ ગાન્ધર્વ પિશાચ જક્ષ કિહિવાય,
રાક્ષસને બહુ વનચર કિન્નર કર્ણ સમીપિ જાય. ૩૫

ઇન્દ્રપ્રમુષ યે દેવતણા ગુણ મુનિ માહાંત મન્ય ભાવ્યા,
સાધુ સહુકો ભુવન તણા યે પાર્થ તણે શિર આવ્યા. ૩૬
સૂર્ય કિહિ: 'મમ સુત અહીં રણમાં હણિ પાર્થનિ આજ,
તે માટિ સહુ સામ્પ્રદ થઇનિ કરો કર્ણનૂં કાજ્ય.' ૩૭

ત્યારે ઇન્દ્ર કહેઃ 'અર્જુન અહીં રણમાં કરિ કર્ણનો નાશ,
તે માટિ સહુ સામ્પ્રદ થઇનિ જાઓ પાર્થનિ પાશ.' ૩૮
ઇમ પરસ્પરિ આકાશ વીષિ રહી કરવા લાગા સાદ.
તેણે સમિ નિજ સેન મધ્યે સુભટ કરિ બહુ સાદ. ૩૯

ત્યારિ હાહાકાર હવો બ્રહ્માણ્ડે, ભય પાંમ્યા શ્રવ દેવ,
ત્યારિ શચીપતિ બ્રહ્મા આગલિ જે બોલ્યા તતષેવ: ૪૦
"જગત–સૃષ્ટ–કરતા! તૂં કહીએ, વચન અહ્મારાં દાષો,
અર્જુન કર્ણ વીષિ જય કોહોને? સત્ય વચન મૂક્ષ ભાષો." ૪૧

ત્યારિ બ્રહ્મા કહેઃ "આહો શચીપત્ય! સાંભલ્ય વચન કહું એક સત્ય.
તે નારાયણને નમૂં, યેહની કો નવ્ય જાંણે ગત્ય. ૪૨
તેણે વાયક કહ્યું પૂર્વે તે સત્યારથ ગણવું.
'મિ નરનારાયણ રૂપ ધરીનિ કર્ણતણું તન હણવું.' ૪૩
તે માટિ જય પાર્થ પામશે તેહમાં નહિ સન્ધેહ.
અર્ક અસ્તાંગત્ય પિહિલો રણમાં પડિ કર્ણનો દેહ.' ૪૪

એહવું બ્રહ્માજીનું વાયક સાંભલી હર્ષો ઇન્દ્ર સુજાંણ:
'આજ હવિ રણમાં મમ સુત કર્ણ તણા લેશે પ્રાંણ.' ૪૫

ત્યારિ મલ્યા પરસ્પરિ ઉભિ માહારથી મેઘતણી પિરિ ગાજિ.
ધનુષતણા ટંકારવથી રે પર્વત પ્રૌઢ ભાજિ. ૪૬
સર્વ સત્વની આજ્ઞા માગી માંડ્યો યુદ્ધનો આરમ્ભ.
ત્યાંહાં નાનાપિરિનાં દાન સમર્પિ પ્રથમ પૂજ્યા બમ્ભ. ૪૭
ત્યાંહાં હનુમન્તિ એક કૌતક કીધું; ગાંયો મુષ વિકાશી.
લાઙ્ગૂલ પ્રૌઢ કરચૂં અભિ ઉંચૂં ત્યારિ કૌરવસેના ત્રાહશી. ૪૮
ગયો ઉત્પતી કર્ણ ધ્વજાએ, મારચો ભુજા બલ ઘાય.
સુન્દર કેત પડ્યો અવની-તલિ. અતિ આશ્રજ મન્ય થાય. ૪૯

## ઊથલો

અતિ આશ્રજ મન્ય થાઇ રે, તેહમાં કાંઇ સન્દેહ નહીં.
[વિષ્ણુદાસ કહેઃ જે યૂધ કરચૂં હવે તેહ કથા બોલીસ સહી. ૫૦

૧૨૭૧

---

## કડ્વૂં ૩૫ મૂં-રાગ ધવલધન્યાશી

સઞ્જે કહિઃ સાંભલ્ય, રાજા ! મલ્યા પરસ્પરિ વીર જી.
ત્યારિ કર્ણ કિહિ મદ્રાધીપ પ્રતિ રાષી નિજ મત્ય ધીર જીઃ ૧
"અરે મિત્ર ! સાંભલ્ય, કહું તુજને માહારા મનની વાત જી.
આજ કદાચીન રણમાં મુજને અર્જુન કરશે ઘાત જી. ૨
ત્યારપછી તિ અહીં શૂં કરવૂં તે કિહિ મુજને આજ જી.
યે હું મન્ય આનન્દ ધરી સુરલોકચ જાઉં, માહારાજ જી!" ૩
ત્યારિ શલ્ય કિહિઃ "વૈકર્તન ! સાંભલ્ય, માહારા બલનૂં પ્રાંણુ જી.
અધર્મિ મારિ તૂહ્નને અર્જુન મેહેલી રણમાં બાંણ જી, ૪
તો મિત્ર કૃષ્ણ સહીત અર્જુનનિ હણવો રહીનિ આંહિ જી."
એહવાં વચન સાચાં માંની આનન્દ ધરે મનમાંહિ જી. ૫
ત્યારિ હશી કૃષ્ણ અર્જુનશૂં બોલ્યા શલ્યવચન સાંભલતાં જી;
ક્રોધ્યે દ્રીષ્ટે કરી ભગવન્તિ વચન કહ્યાં. પછિ વલતાં જીઃ ૬

"જાંણિ અર્ક્ક પડિ છિ ત્રૂટિ વ્યોમથકી નીરધાર જી,
અથવા વસુધા હોઈ વિદારણ અનેક પિરિ તેણી વાર જી. ૭
અગ્નિદેવ તાં શીતત્વ પાંમ્યા, એ મોટું એધાંણ જી.
તે માટે નિશ્ચલતા થૈને, અર્જુન ! મુકિ બાંણ જી." ૮

એહવાં કૃષ્ણનાં વાયક સાંભલતાં બોલ્યો પાર્થ બલધારી જીઃ
"હવડાં દ્રીષ્ટ આગલ મિ દીઠું, નાક્ષો કર્ણ મિ મારી જી. ૯
છત્ર કાર્મુક રથ સાથે અશ્વ સારથિ પડીઓ જી.
શક્તિરહિત થઈ અસ્ત સૂર્યને ભડી કર્ણ રણે પડીઓ જી. ૧૦

આજ ઘણાં જણાંનિ અનૃણ હવો હું, તે કહું સારઙ્ગપાંણી જી !
ભરી સભામાં કૃષ્ણા પ્રભવી, દુષ્ટ વદ્યો મુક્ષ વાંણી જી; ૧૧
તે આજ દ્રુપદસુતા આગલિ જઈ શોક સમાવૂં તેહનો જી.
અથવા બિહિન્ય તમારી દુક્ષણીઃ પૂત્ર પડ્યો રણિ તેહનો જી. ૧૨

અમૃતતુલ્યક વચને કરી જાંણો જૈ કરૂં છૂં ત્યાંહાં વાત જી,
અથવા ધર્મધુરન્ધર રાજા અથવા કુન્તા માત જી, ૧૩
એહવૂં દ્રિષ્ટિ પ્રતિ મિં અહોં દીઠું શુભ સૂચક સહુ બોલે જી.
વાજીત્રના નિર્ઘોષ ગડગડિ, તેણે ધરાધર ડોલે જી." ૧૪
ત્યારિ દુર્યોધન માહારથી પઞ્ચશૂં આવ્યો રણમાં હેલાં જી,
અનેક પિરચની બાંણવૃષ્ટિ તે કરતા તેણી વેલાં જી. ૧૫

મારિ બાંણ પરસ્પરિ ઉભા, દયા ધરિ નહી લેશ જી.
ત્યારિ કૌરવની સેનામાં ભીમિ શીઘ્ર કરચો પ્રવેશ જી. ૧૬
ત્યારિ મારચા ષર નરને હસ્તી શીબકા રથ ને છત્ર જી.
અતિ કલ્પાન્ત થતૂં જાણી આવ્યા દ્રોણતણા સુત તત્ર જી. ૧૭

ઝાલ્યો કર દુર્યોધન કેરો, બોલ્યા એહવી વાંણી જીઃ
"અસઙ્ખ્ય સૈન્ય આવટ્યૂં આજ; હવિ દયા મન, આંણ્ય જી ૧૮
પ્રસન્ન થા, હવે કરય મન કોમલ. પાણ્ડવશૂં શી રીશ જી ?
કોણ કોણ યોધ પડ્યા રહ્યા તાહરા, જોનિ, પ્રથવીધીશ જી ! ૧૯

હણ્યા દ્રોણ બ્રહ્માને તોલે; પડ્યા ભીષ્મ બલધારી જી;
પડ્યો વીર દુઃશાસન શરષેઃ એણી પિરિ સેના મારી જી. ૨૦
ધીક પડ્યો રાજ્ય વિષે રે સ્વજન સર્વ મરાવી જી.
રુધિર-લિપ્ત થઇ એ અવ્યની, મુજ મન વાત ન ભાવી જી ૨૧
શકુનિ સાથે મલો, રાયજી ! પાણ્ડવને શિર નામો જી.
તે સહ્નૌતિ મલો, કરો પ્રીત્ય, યે મનતણું ભય વાંમિ જી. ૨૨
અર્જુનનિ હું કરૂં નિવારણ, નથી કૃષ્ણનિ કાંમ જી.
એ યુધિષ્ઠિર ધર્મધુરન્ધર નહી લે જૂધનૂં નાંમ જી. ૨૩
ભીમસેન તાં શ્રેષ્ટ બાંધવની સદા આજ્ઞા પાલે જી,
નિકુલ સિહિદેવ નિ ષપ કશો છે? નાહાંનાં બાલ જી. ૨૪
પછિ સકલ દેશના મહીપત્ય છે તે નિજ દૂર શીઘ્ર સધાવિ જી,
યુદ્ધરહિત સૌ સૈન્ય થઈ, જો મન્ય એહવૂં આવિ જી. ૨૫
રાધાના સુતની રણમાં હું ઉતારૂં રીસ જી:
'પાણ્ડવ સાથિ રાજ્ય કરે તું પ્રથવીનો થઈ ઈશ જી. ૨૬
પ્રજા સર્વ દિ તુજને આશી, થશિં સહુ વશ તાહારૂં જી.
નહીતરિ સર્વ નાશ પામશે, વચન કરીશ નહીં માહરૂં જી. ૨૭
જોને, કર્મ કરચાં શાં પૂર્વે પાર્થ માહાબલધારી જી?
તે શરષો તાં ઇન્દ્ર વરુણ યમ ધનદ નહીં કો વીર જી. ૨૮
કુશલ વાત હવાનિ અર્થે મિ કહ્યા પ્રતિબોધ જી.
તે માટિ મન વિષે, રાયજી! રષે આણતો ક્રોધ જી." ૨૯
એહવૂં દ્રોણપુત્રનૂ વાયક સુણીને મૂકયો મન્ય નિઃશ્વાસ જી,
પાપી ક્રોધ કરી મૂક્ષ બોલ્યો; મનમાં જયની આસ જી. ૩૦
દુઃશાસન રણ્ય રોલી મારચો તે મુને સાલે ઘાય જી.
એહવૂં કર્મ કરીનિ ભીમડો રણમાંથો કયાહા જાય જી? ૩૧
આજ કર્ણ હણેવા અર્જુનનિ હું મારૂં સુત-વાય જી.
પછિ નિકુલ શિહિદેવ સહ્નૌતિ તહ્નો હણયો જે રાય જી. ૩૨
યાંહાં લગી તનુ પ્રાંણ રહે રે ત્યાંહાં લગી નમ્યૂં ન આપૂં જી.
સુતાં બિઠાં રણમાં વઢતાં યમત્યમ એહને કાપૂં જી. ૩૩

યે કો સુહૃદમિત્ર હોઇ માહારા તેણે એહવૂં કરવૂં જીઃ
આજ થકુ વલી અધિક વેર તે કુન્તાસુતશૂં ધરવૂં જી. ૩૪
ચાલો સહુકો મલી ત્યાંહા જૈઇ રહ્યો કર્ણ બલધારી જી."
તતક્ષણ શીઘ્ર હેલામાં આવી વાત કહી વિસ્તારી જીઃ ૩૫
"તુજવિન કોણ ભડે જૈ રણમાં, દેવપુત્ર માહારા મિત્ર જી?
તુજ માટિ અબ્યનીમણ્ડલમાં નથી કો માહરિ શત્ર જી." ૩૬
એહવૂં કહી રણમાંહિ વીકારયો રાધાસુત યે કર્ણ જી,
ત્યારિ અસક્ષ્ં બાંણ મેહેલીનિ કર્ણિ યોધ પમાડ્યા મર્ણ જી. ૩૭
ત્યારિ અનોઅન્ય બહુ બાંણ જ મૂકે તે કો ન લહિ ગત્ય જી,
ત્યારિ રણમાં રહી કર્ણનિ નાથ વીષાંણિ અત્ય જી. ૩૮
ત્યારિ પાર્થ કહેઃ "કરુણાનિધિ કેશવ ! રિપુબલ આજ વષાંણો જી.
માહારથી બલ એહમાં અધીકુ તહ્મો તે કેહિ પિરિ જાંણો જી ?" ૩૯
ઉગ્ર બાંણ મેહેલી કુન્તાસુત રથ ઉડાળ્યો વ્યોમ જી,
ત્યાંહાં રથકો ભમતો બહુ કષ્ટે પડ્યો તે આવી [ભોમ્ય] જી. ૪૦
ત્યારિ કર્ણ કિહિઃ "હવે આંણે બાંણે ન હણું પાણ્ડવ–ઈશ જી,
તો ભુવન વીષિ યે પાતક હોઇ તે પડજો માહારિ શીશ જી. ૪૧
વલી કન્યા કેરૂં ધન ઉપજાવિ, અતિથ્યનિ નનિ જાંણિ જી,
માતપિતાની સેવા ન કરિ, ભેદભાવ મન્ય આણિ જી, ૪૨
બ્રાહ્મણ હુતો ધર્મ નાચરિ, કરિ વેદનો ત્યાગ જી,
દાંન દયા વ્રત તપ તીરથ કાંઈ ધરિ ન ધર્મશૂં રાગ જી, ૪૩
એથી અધીક મોટેરાં પાતક હયો મુહને, માહારાજ જી!
આંણે બાંણે અર્જુનનિ હું શીઘ્ર ન મારૂં આજ જી." ૪૪
ત્યારિ શ્રીભગવન્ત કહેઃ "કુન્તાસુત ! સાંભલ્ય માહરી વાત જીઃ
આ કર્ણ બાંણ મૂકે ત્યારિ હોએ માહાઉતપાત જી." ૪૫
ત્યારિ સુરનર મુનિવર જોતાં કર્ણે બાંણ ગ્રહ્યું તતકાલ જી,
હાહા કરતાં છૂટ્યૂં જાણે અગ્નિની [માહા]જ્વાલ જી ! ૪૬

ત્યારિ શ્રી ભગવન્તિ ભાર જ મૂકચો રથ ઉપરિ તેણી વાર જી,
તેણે કરી રથ વહી ગયો અવ્યનીમાં સારોદ્ધાર જી. ૪૭
ત્યારિ મુગટ પાર્થનો લેઈ ગયૂં શર રવિમણ્ડલમાં ષેવ જી.
જયજયકાર વરતી રહ્યો; ત્યારિ પુષ્પવૃષ્ટિ કરે દેવ જી. ૪૮

## ઊથલો

પુષ્પવૃષ્ટિ કરિ દેવ રે, આનન્દ સહુ પાંમ્યાં સહી;
કૃષ્ણ કહે: "તૂં જો રે અર્જુન ! કર્ણ સમો કો બલીઓ નહીં" ૪૯

૧૩૨૦

---

## કડ્વૂં ૩૬ મૂં–રાગ રામગ્રી

સઞ્જે બોલ્યાઃ સાંભલ્ય, રાય જી !
રણમાં યુદ્ધ અપર્મિત થાય જી. ૧
તેણે સમે આવ્યો સુર્જાણ જી;
અર્જુન પ્રતિ બોલ્યો વાંણ્ય જી. ૨
ઢાલ—વાંણ્ય બોલ્યો પાર્થશૂં: "માહારા ભ્રાત ચતુર સુર્જાણ !
કાં વિમાંસિ રણમાં રહ્યો ? શું નથી તુજમાં પ્રાંણ ? ૩
તાહારા બલતણી ગત્ય નવિ લહિ કો દેવ દાંનવ રાય,
તો હજી લગી શૂં વિમાસિ ? માહારે રદિ દુઃષ ન માય; ૪
ષાણ્ડવ સમર્પ્યૂં અગ્નિનિ ત્યારિ જીત્યો મઘવા દેવ,
દ્વન્દ્વ–યુદ્ધિ તપ વીષે તે જીત્યા શ્રીમહાદેવ. ૫
દ્રુપદસુતા યારિ વરિ ત્યારિ કરચો ફૂરશી–ઘાત,
એકલે કૌરવ મછપુરમાં જીતીયા સાક્ષાત. ૬
સુરલોકમાં જઈ અસુર મારી કરયા નીર્ભે દેવ.
પણ સંસપ્તક સઘલા હણ્યા તિ હેલાંમાં તતષેવ. ૭
યદુ સર્વ જોતાં સુભદ્રાનૂં કરચૂં હેલાં હર્ણ,
વલી અનેક સુર પૂર્વિ હણ્યા આંગમી પોતે મર્ણ. ૮

તે પ્રાંણુ બલ તાહારૂં ક્યાંહાં ગયું ? નથી પ્રગટ કરતો આજ.
કર્ણ મારચા વિના કાંઇ નથી સરવૂં કાજ.” ૯
ભગવન્તજી કહિઃ “ધનઞ્જિજ ! ભીમનું વાયક ચેહ,
રણમાં રહીનિ આજ સહી સત્યારથ કરવૂં તેહ. ૧૦
રવિ અસ્ત હવડા પાંમશે, પછિ નહી ચાલિ પ્રાંણુ.
તે માટિ ધનૂષિ ચઢાવી શીઘ્ર મૂકો બાંણ.” ૧૧
ભગવન્તનૂં વાયક સુણી બહુ બાંણ મૂક્યાં ત્યાંહિ,
પરલિ મારી કરિ દલમાં પડિ શર જઈ યાંહિ. ૧૨
ત્યમ કર્ણ શર બહુ પાઠવે પારથને કરવા નાશ.
ઉભયને બાંણે કરી પરિપૂર્ણ હવૂં આકાશ. ૧૩
ત્યારિ બ્રહ્મ–શર પાર્થિ ગ્રહ્યૂં રણ મધ્ય ચેણી વાર
રથ ચક્ર કર્ણ તણાં ગ્રશાં અવ્યની એ તેણી વાર. ૧૪
ત્યારિ કર્ણ કહેઃ “રે. ધનઞ્જે ! એક મહૂર્ત્ત કરચ વિશ્રાંમ;
રથચક્ર કાઢું પણીને ત્યાં લગી મ લેઈશ નાંમ. ૧૫
અધમ હોઈ તે શત્રૂનિ પ્રષ્ટિ હણે નીર્વાણ્ય,
સુધર્મો માહા પ્રાક્રમી વાંસિ ન મારિ બાંણ. ૧૬
મોકલે કેશે પરાઙ્મુષ, વર્ણમાં બ્રાહ્મદણ્ડ ચેહ,
પણ પાંણ્ય સમ્પુટ કરી ઉભો શર્ણ્ય–કાર્યિ તેહ, ૧૭
પણ શસ્ત્રવર્જિત, કવચ–વર્જિત, વ્યસન પાંમ્યો કાય,
વલી સેવક હુતો ન મારિ, સાંહાંમો આવ્યો રાય. ૧૮
માહારથી તૂં શરષો નહીં કો અવ્યની માંહે,
હું આજ દૈવે વવશ કીધો; રષે મારિ આંહિ ! ૧૯
હું વિરથ છૂં, તૂં રથ વીષિ, એમ હોઈ ધર્મવિરોધ.
માહારથી શરષા સમ–બલે તે ધર્મ કહીએ યુદ્ધ. ૨૦
તૂં ધનૂર્ધરમાં મુક્ષ કહીએ, શાસ્ત્રનો જાંણિ ધર્મ,
તો વિચારી તૂં જો રહે, કો કરિ એહવૂં કર્મ ? ૨૧
તૂં ક્ષત્ર–કુલમાં પ્રગટ્યો, યશ–વૃદ્ધ પાંમિ અત્ય,
ધનુર્વિદ્યા તાહારીમાં કો ન જાંણિ ગત્ય. ૨૨

ઉદ્ધરી રથ અલગો કરૂં, ધનૂષિ ચઢાવૂં બાંણ,
ત્યાંહાંલગી અર્જુન રખે તૂં મૂજ સાથ્ય કરચતો પ્રાંણ !" ૨૩
ભગવન્તજી ભાષિ તદાઃ "સુણ્ય કર્ણ્ય ! તાહારાં કર્મ,
દ્રુપદી આંણી સભામાં ત્યારિ ક્યાંહાં ગયો તો ધર્મ ? ૨૪
વલી ધર્મસુતનિ હરાવી તેહનૂં સર્વ કીધૂં હર્ણું,
વનવાશ કાઢ્યા દુઃષ પમાડી તે કર્ત્ય તાહારૂં, કર્ણ ! ૨૫
વલી ભીમનિ દેવરાવીઉ યે હલાહલ મહાકૂટ,
વલી સોઢ્યમાંહિ સર્પ્પ ઘાલ્યા, કૃત્ય તાહારૂં દુષ્ટ. ૨૬
અભિમન્ય બાલક એકલો, તહ્નો ઘણા દુષ્ટ અનન્ત,
સઘલે મલીને તેહનો રણમાંહિ આંણ્યો અન્ત. ૨૭
ત્યારિ ધર્મ, કોહો, તે ક્યાંહાં ગયો ? હવડા કિહિછિ ઈમ ?
એહવા દુષ્ટ પાપીનિ સહી રણમાં તે હણીએ ઈમ." ૨૮
એહવૂં કહીને પાર્થને કોપિ કરચો જાજ્જૂલ્ય,
અતિ ભયાનક મુષ દેષતાં ત્રૈલોક્ય નાવિ તુલ્ય. ૨૯
બ્રહ્માસ્ત્ર મેહેલ્યૂં અર્જુનિ, કર્ણ સહ્યૂં નવિ જાય,
તેહનિ છેદવા વલી તે જ શર પોતે ગ્રહ્યૂં યારિ રાય. ૩૦
ત્રૈલોક્ય જ્વાલા પ્રગટી, કોણિ રહ્યું નવિ જાય.
એમ કર્ણ નિ અર્જુનતણું ત્યાંહાં યુદ્ધ બહુવિધિ થાય. ૩૧
તે ઉપરિ અગન્યસ્ત્ર પાર્થિ ભરી મૂક્યૂં બાંણઃ
'ભગવન્તજીની કીપાથી હવિ હરૂં તાહારા પ્રાંણ.' ૩૨
ત્યારિ કર્ણ માહાક્રોધિ ચઢ્યો, મેઘનૂં મૂક્યૂ બાંણ,
અગ્નિ સઘલો સમાવ્યો, શરરહિત કીધૂં પ્રાંણ ૩૩
પછિ અર્જુને મનમાં સ્મરી [મહાદેવનિ] તતષેવ,
એક પ્રલિકાલી બાંણને કરમાં ગ્રહ્યૂં અવસ્યમેવ. ૩૪
સૂર્યકિરણ સમાંન્ય ઝલકિ અગ્નિનિ આકાર,
નર નાગ કીંનર રક્ષ જક્ષ જોતાં ત્રાહાસ પાંમ્યા સાર. ૩૫

શૂં કરૂં વર્ણવ તેહતણું જો મુક્ષ રસના એક,
સહસ્રરસનાઇ કહું તોહે ન આવે છેક. ૩૬
જાંણિ સહસ્રનેત્રાશનિ સમો અતિ તેજનો ભણ્ડાર,
વાયુ મનથી અંશુગાંમી કો ન જાંણિ પાર. ૩૭
પ્રલેકાલે રુદ્રજી કરમાં ધરિ તતષેત્ર,
પાશુપતાસ્ત્ર તે શરતણું રે નાંમ તાં અવશ્યમેવ. ૩૮
હરિતણે હસ્તિ ચક્ર, સુરપતિતણે અશની યમ્મ,
અન્તક તણે કરિ ડણ્ડ યમ, પાર્થનિ કરય શરય ત્યમ્મ. ૩૯
નથી નર ભૂતલ વીષે કો સહિ એહવો બાંણ.
આકાશવાંણી સુર વદિઃ 'કર્ણના હણશે પ્રાંણ.' ૪૦
પૂર્વિ અસુર માહાપ્રાક્રમી તેહના રુધિરનું પીનાર,
ધનૂષશૂં આરોપતાં; ત્યારિ હવો હાહાકાર. ૪૧
ત્યારિ પાર્થ ગાઢે ઉચરયો સહુ યોધ સુણતાં વાંણ્ય:
"કોઇ સુક્રીત જન્મવીષિ કરયું જો હોઇ નીશ્ચિ જાંણુ, ૪૨
જપ ધ્યાંન તપ કાંઇ અચરયાં તીર્થ આવાગાહન,
શુભ દિન વીષે કરી વિપ્રને કાંઈ હોઇ દીધાં દાન, ૪૩
ગુરુ વિપ્ર માત ને ભ્રાતની આજ્ઞા લોપી હોય,
તે પૂન્ય માટિ કૃષ્ણજી શર સફલ થાયો સોય." ૪૪
એહવૂં કહીને ઘોર શર અર્જુનિ મૂકયૂં ત્યાંહિ,
ત્યારિ ભૂવનત્રણે ષલભલ્યાં, સુર કમ્પીઆ મનમાંહિ. ૪૫
ઉચ્ચાર ક્રત્યા અર્થવર્ણની નાશ કરવા દેહ,
તતકાલ મૃત્યાજપ માંડિ, તેમાં નહીં સન્દેહ. ૪૬
શર મૂંકતાં અર્જુનતણા આનન્દ મનમાં હોયઃ
"શ્રીકૃષ્ણજી ! આ બાંણ માહારૂં સફલ થાયો સોય." ૪૭
શર છૂટતાં શબ્દ હવો, જાણિ ગડગડો આકાશ !
વાગતાં તતક્ષણ કર્ણનિ તતકાલ કીધો નાશ. ૪૮
યમ અસ્તકાલિ રવિ પડિ નિધિ વીષિ લોહિતવર્ણ,
ત્યમ પાર્થના શરથી પડ્યો રવિપુત્ર પાંમી મર્ણ. ૪૯

તેજ પ્રગટ્યૂં કર્ણના વપુમાંહિથી નીદ્ધાર,
બહુ વીર જોતાં ગગન્યમાં તે ગયૂં સારોદ્ધાર. ૫૦
વપુ પડું સુન્દર વિરાજે અવ્યની વીષિ ઉદ્યોત,
જ્યાંણે ગગન્યમાંથી ઉતરી છિ વીજ કેરી જ્યોત ! ૫૧ ૫૧
શિર પડ્યૂં અલગૂં શોભીએ જાંણિ તેજનો ભંડાર !
રવિ કર્ણ–વદને જલહલે, જોતાં ન પાંમિ પાર. ૫૨
શું કરૂં વર્ણન તેહનૂં યે પડું પ્રથ્વી શીર ?
અમરગણ કો પડ્યો ત્રૂટિ શૂર નિ માહાધીર ! ૫૩

## ઊથલો

શૂર ને માહાધીર રણે અવ્યનીતલિ શોભિ સહી.
**વિષ્ણુદાસ** કિહિઃ પછિ શૂં થયૂં તે કથા હું બોલીશ રહી. ૫૪

૧૩૭૪

---

## કડવૂં ૩૭ મું–રાગ ધન્યાશી

સઞ્જે વલતું બોલીઆઃ રે સાંભલ્ય, સાચૂં રે, રાય !
મદ્રાધીપ એહવૂં દેષતાં રે રણથી શીઘ્ર ફુલાય. ૧
રથ લેઈ પાછો વલ્યો રે યાંહા હુનો તવ સુત રાય,
અશ્રુ નેત્ર વીષે ઝરે રે, દુષિ પૂરીત કાય. ૨
**ઢાલ**—કાય સબલૂં દુષ ધરિ, ગાઢિ ન કરી રુદન્ન
તવ પુત્ર આવી રહ્યો પાસિ, સબલ કમ્પે તન્ન. ૩
"સુણ્ય, રાય દુર્યોધન ! સહી રણમાં થયૂં કલ્પાન્ત.
આજ પાંડુસુતનો જય હવો, કર્ણનો આંણ્યો અન્ત. ૪
સૈન્ય ભાગું આપણું, દહોદશ નાહાઠૂં જાય;
પાર્થના શર આગલે રણમાંહિ નવિ થોભાય." ૫
દુર્યોધન એહવૂં સાંભલી આક્રન્દ કરતો ત્યાંહિ,
નિજ ભ્રાત સાથે આવીઓ રણે પડ્યો રાધે યાંહિ. ૬

"અરે કર્ણ કર્ણ" કરી રડિ, દુષનો ન આવે અન્ત,
"માહારા રિપુનિ રણ્ય નાશ કરવા ઉઠીએ, ગુણવન્ત !" ૭
એહવૂં કહી શિર રદિ ગ્રહી લોટવા લાગો ધર્ણ્ય,
કણ્ઠ સુકા રાયના મુક્ષ વચન કહી કહી 'કર્ણ'. ૮

ત્યારિ શલ્ય કહે: રે સયોધન ! મન થકો શોક નીવારય,
કાલ્યના બિ પ્રહરમાં પાણ્ડવ મનાવૂં હાસ્ય. ૯
હું જીવતાં ચ્યન્તા કશી ? તૂં રાય માહાબલવન્ત.
કૃષ્ણ સાથે પાણ્ડુસુતનો કાલ આંણું અન્ત." ૧૦

એહવી શાન્તના શલ્યે પમાડ્યો, આવ્યો દૃઢ વિશ્વાસ:
"તુજ વિના કો પાણ્ડુસુતનિ નવિ કરિ રણ્ય નાશ." ૧૧
એહવૂં કહી પાછો વલ્યો રણિ–ભૂમ્ય જોતો જાય,
પાણ્ડુદલ દેષી કરીનિ રાય વીસ્મે થાય. ૧૨
મિગલ પડ્યા માતઙ્ગ મોટા ઉટ પર અસવાર,
શિબિકા રથશૂં રાજસુત, પાલા તણો નહીં પાર. ૧૩

પાર્થના શરઘાતથી રણે ચમૂ નાહાઠી જાય.
ગાણ્ડીવના નિર્ઘોષથી રણવીષિ નવિ શોભાય. ૧૪
એહવિ સન્ધ્યાકાલ હવો સહી નિજ શિબર આવ્યા સર્વ,
"કર્ણ, કર્ણ" કહી રડિ મન થકી મૂકીં ગર્વ. ૧૫
ધૃતરાષ્ટ્ર કહે: રે અહો સઞ્જે ! વાયક મુજ અવિધાર્ય,
અનાથ માહારા પુત્રને હવિ કોણ દે આધારય ? ૧૬

કદાચ્યત દૈવાત–યોગિ શલ્યનિ જય હોય
તો રાજ્ય દુર્યોધન કરે, મુને સમ્ભવે છિ સોય. ૧૭
ત્યારિ કહિ સઞ્જે: રાયજી ! આશા તમારી પ્રૌઢ:
જોને, ભીષ્મ દ્રોણ ને કર્ણ શરષા પડ્યા થઇ દિગ્મૂઢ. ૧૮
તે આગલિ, કોહો, કોણ મદ્રાધિપ કિહિવાય ?
તેણે પાણ્ડુસુતદ્વય યાંમમાં કેહી પિરિ જીતાય ? ૧૯

ચેહની ગમાં શ્રીપરબ્રહ્મજી અને પાર્થ માહાબલવન્ત,
તેહની ગમાં જય લક્ષા બહુ; કાલે ન આવિ અન્ત. ૨૦
આજ દિવસ સત્તર થયા પૂરણ, રહ્યો દિન એક,
કાલ્યના દિનમાં શલ્યને જય ક્યમ હશે નીરધાર ? ૨૧
શું જાંણીએ શી પિરિ થશે, ભગવન્તની ગતિ ગૂઢ.
જય નેટ પાણ્ડવ પાંમશે તાહારાથે, મતિ–મૂઢ ! ૨૨
કર્ણ રણમાં પડ્યો જાંણી પાણ્ડુના દલમાંહિ
નીસાંણ બહુવિધિ ગડગડિ, 'જય' શબ્દ વર્ત્તિ ત્યાંહિ. ૨૩
વાજીત્રના નિર્ઘોષ રણમાં વાજતા નીર્વાંણ્ય.
સૂત માગધ બન્દીજન 'જય' શબ્દ બોલે વાંણ્ય. ૨૪
વાજીત્રની ધૂની વાજતિ નિજ શિબિર પોહોતા રાય,
આશીષ દિ ત્યાંહાં પાર્થનિ સહુ મલ્યા [રાણા]રાય. ૨૫
સુર નાગ ગુણગાન્ધર્વ કીનર ગયા સહુ નિજ ધાંમ,
કર્ણ મારચો જોઇને આનન્દ મન્ય અભિરામ. ૨૬
યુધિષ્ઠિરના દલપતિ યે રાય બલીઆ હોય,
હતશેષ સૈન્યે પરવરચા, નિજ શિબિર પોહોતા સોય. ૨૭
રજની વીષે વિશ્રાંમ કીધો આશ્રાન્ત થયા તતષેવ.
એહવા કર્ણપર્વતણી કથા પૂરણ હવી અવશ્યમેવ. ૨૮
એકમનાં યે સાંભલિ આદર કરીનિ એહ
બ્રહ્મહત્યા આદિ દેહનિ પાપ છૂટે તેહ. ૨૯

ઊથલો

સર્વ પાપ છૂટિ તેહ રે, તેહમાં કાંઈ સન્ધે નહીં,
વિષ્ણુદાસ કેહે: ચેહવી બુધ્યમાંને મિ લહિ. ૩૦

૧૪૦૪

## કડવું ૩૮ મું–રાગ એજ

સન્જે બોલ્યા: સાંભલ્ય, રાય ! ત્યાર પછી શો થયો ઉપાય.
રજની ગઈ, થયૂં પ્રાતુકાલ, નિત્યકર્મ કરચૂં મહીપાલ. ૧

વાજીત્રના વાજિં નિર્ઘોષ, સૈન્ય સર્વ થયૂં નિઃશોક.
આપિ દાંન અવારિત રાય, યે કો યાચક જન કેહિવાય. ૨
શ્રીહરિકેરો પ્રણમી ચરણ, દુષ્ટ સર્વ પમાડ્યા મરણ.
"સામ્પ્રત સર્વ કરો બહુ યોધ," રાયતણો હવો પ્રતિબોધ. ૩
"દિવસ આજનો કુશલિ જાય તો અવ્યની નિઃકણ્ટક થાય.
શલ્ય યુદ્ધ કરશે અતિ ઘણું, સામ્પ્રત સૈન્ય કરો આપણું." ૪
એહવી યુધિષ્ઠિરની સુણતાં વાંણ્ય યોધ સર્વ આવ્યા નીર્વાંણ્ય.
થશે યુદ્ધ દારુણ અતિ ત્યાંહિ, શલ્ય રહી ભડશે રણમાંહિ. ૫
તે **શલ્યપર્વ**માં કથા સમ્બન્ધ કવીતા કિહેઃ બાંધીશ પ્રતિબન્ધ.
સંવત **સોલ પંચાવનો** સાર **યેષ્ટ સુદ ચોથ્ય શનવાર**, ૬
તે દિન પૂર્ણ થઈ એ કથા, બુદ્ધમાંને બોલીશ સર્વથા.
ગાઈ સાંભલિ તેહને વૈકુણવાસ, બે કર જોડી કિહિ **વિષ્ણુદાસ**. ૭

૧૪૧૧

**ઇતિ શ્રીમન્મહાભારતે વિષ્ણુદાસ–વિરચિત કર્ણપર્વ સમ્પૂર્ણ.**

---

**ક ની પુષ્પિકા:**

ઇતી શ્રીમાહાભારતે કર્ણપર્વની કથા સંપૂર્ણ । સંવત ૧૭૧૩ વ્રષે ચૈત્ર શુદ દ્રીતીયા વાર શુકરે લપીતં ગોપાલગીર સંન્યાસી ॥

**નોંધ:** આ છેલ્લા કડવાની ૬ ઠ્ઠી કડીના ઉત્તરાર્ધમાં ફા. ગૂ. સ. નં. ૬૬–ત ની પ્રત રચ્યા વર્ષ "સંવત **સોળ પંચાવન** સાર જેઠ સુદી ચોથ શનીવાર" એમ આ પ્રમાણે જ વર્ષ–તિથિ–વાર નોંધે છે, જ્યારે ગૂ. વ. સો.ની નં. ૨૭૭ની આ સંપાદનમાં ઉપયોગમાં આવેલી પ્રતમાં "સંવત **સોળ ચોરાસી** સાર જેષ્ટ સુદ ચોથ શનિવાર" નોંધી ૭ મી કડીના પૂર્વાર્ધ પછી "કડવાં અડત્રીસે કથા કહી શ્લોક બે હજારે પુરણ થઈ" એમ નોંધે છે. ઉપર વિષ્ણુદાસની પદ્ધતિએ ગણતાં માત્ર ૧૪૨૧ કડી થાય છે.

# શ્રી હૈમ સારસ્વત સત્ર

ગુજરાતી સાહિત્ય પરિષદનું ખાસ સંમેલન

પાટણ

## અહેવાલ અને નિબંધસંગ્રહ




# ગુજરાતી સાહિત્ય પરિષદ